

# અર્પણ

પરમ પૂજ્ય માતુશ્રીના

ચરણુ કમળમાં



અર્પણ કરનાર

એમનો તો સદાનો બાળક

**હિંમતલાલ ક. બક્ષી**

# અનુક્રમણિકા



卐

# પ્રાસ્તાવિક બોલ



પ્રભુની મહાન કૃપા કે પિતાશ્રીનાં અવસાન બાદ પચીસ વર્ષે પણ આ તેમનું જીવન-વૃત્તાંત બહાર પડવા પામ્યું.

પોતાની હયાતીમાં મુ. કલ્યાણભાઇએ સ્નેહી રા. રા. જયસુખરાય પુ. જોશીપરાને રૂબરૂમાં પોતાનાં જીવનની રૂપરેખા કહી સંભળાવી હતી, તેમ જ રોજનિશીઓ, ફાઇલો, પત્રો વગેરે આધારભુત સામગ્રી પણ તેમને સુપ્રત કરી હતી. આખર ઉપર, કલ્યાણભાઇના મનમાં એવો સંકલ્પ ઉદ્ભવ્યો કે, પોતાનું જીવન-વૃત્તાંત લખાય તેમાં કોઇ પણ અન્ય વ્યકિતઓ સંડોવાય તે ઠીક નહિ તેથી બધાં કાગળીઆં ફરી તપાસી તેમાંથી અમુક અમુક લખાણનો નાશ કરવાની ધારણાથી રા. રા. જયસુખરાય પાસેથી એ તમામ સામગ્રી પરત મંગાવી લીધી.

ઇ. સ. ૧૯૨૨ ના મે માસની તારીખ બાવીસમીએ મુ. કલ્યાણભાઇનું અવસાન થયું. ત્યાર પછી લગભગ છ મહિના સુધીમાં મેં તેમની ડાયરીઓ અને બીજા કાગળો યોગ્ય ક્રમમાં ગોઠવ્યા, ત્યાર પછી તે લખાણનું કાળજીપૂર્વક વાચન કરી કાગળોની બાજુમાં અગર મથાળે દિશા-સૂચન થાય તેવાં ટાંચણો કર્યાં આ કામ પતાવી તે તમામ કાગળીઆં હળવદ મુકામે મારા પિત્રાઇ ભાઇ રા. રા. મુળવંતરામ પ્રે. બક્ષીને સોંપી આવ્યો. તેમણે બે વર્ષ સુધી જહેમત ઊઠાવી એક વિસ્તૃત સાલવારી નોંધ લખી, તેમ જ પરિશિષ્ટો

રૂપે ખૂબ જ ઉપયોગી માહિતી એકત્ર કરી. આવી માંડણી ઉપર કોઇ સમર્થ વિદ્વાન લેખક ઊંચા પ્રકારનાં જીવન ચરિત્ર રૂપી ભવ્ય ઇમારત રચી શકે.

પરંતુ રા. રા. મુળવંતભાઈની તૈયાર કરેલ વિસ્તૃત નોંધની ફાઇલો, એવો કોઇ લેખક અને વચ્ચે વચ્ચે જરૂર પડે ત્યારે ઉપરૂ માહિતી આપી શકે તેવા મુ. ફુલભાઇ એ ત્રણેનો સંયોગ થવાનો સંભવ વિરલ હતો; અને કાળનો પ્રવાહ તો અવિરત ચાલુ રહે જ. આમ વર્ષો વીતિ ગયાં. અને છેવટ જેણે જીંદગીભરમાં એક પણ પુસ્તક લખી બહાર પાડ્યું નથી તેવા મારા જેવાને હાથે રા. રા. મુળવંતભાઇએ સ્થાપેલ ભવ્ય પાયા ઉપર એક હાળીયુ ઊભું થવાનું નિર્માયું હશે તેથી તેમ થવા પામ્યું.

મારા બે વર્ષ પર્યંતના બહુ જ ગંભીર મંદવાડને અંતે હવાફેર માટે અમે સયાજીગંજમાં રહેતા હતાં તે અરસામાં મુ. ફુલભાઇ જેઓ છેલ્લાં સાત વર્ષથી પક્ષઘાતને લીધે પથારીવશ છે તેમના તરફથી મન પુછાવવામાં આવ્યુ કે, મુ. કલ્યાણભાઇની ફાઇલોનાં પાનાં જર્જરિત થઇ ગયાં છે, તેમ જ ડાયરીઓનાં પાનાં પણ હવે ટકશે નહિ, તો હવે આ બાબત શું પગલાં લેવાં ?

મેં મારા પુત્ર ચિ. સુરેન્દ્રભાઇને મુ. ફુલભાઈ પાસે મોરબી મોકલી ઉપરોક્ત ફાઇલો, ડાયરીઓ વગેરે સામગ્રી વડોદરા મંગાવી લીધી.

તરત મે ભાઇઓ, પિત્રાઇ ભાઇઓ, ભત્રીજાઓ વગેરે જોડે પત્ર વ્યવહાર ચલાવ્યો. અને સૌની સમત્તિથી એવો નિર્ણય થયો કે, મુ. કલ્યાણભાઇને તેમનાં અવસાન બાદ અપાએલ ભવ્ય અંજલિઓ, તેમનાં મહત્ત્વનાં પત્રો તેમ જ ડાયરીઓનાં અવતરણો છપાવી બહાર પાડવાં.

આ કાર્યને અંગે વડોદરાનું સયાજીગંજનું અમારૂં રહેઠાણ પ્રવૃત્તિથી ગુંજી રહ્યું. પુરુષ વર્ગ તેમ જ સ્ત્રી વર્ગ બન્નેએ સહકાર આપી પત્રોની તેમ નિવાપાંજલિઓની સાફ નકલો કરી નાખી. પ્રથમ અવસાન બાદની અંજલિઓ છપાવી લેવાનો નિર્ણય કરી તેને લગતું સાફ લખાણ હું પ્રેસમાં લઇ ગયો; પરંતુ પ્રેસના મેનેજરે એમ કહ્યું કે, આઠ દશ દિવસ પછી તમારું કામ હાથ પર લેવાશે, દરમિયાન લખાણ આંહી મૂકી જાઓ. મેં કહ્યું કે આ લખાણ આંહી તો ન જ મૂકી જવાય, ફરી પાછું લાવીશ.

એટલે સુધી વાત આવ્યા પછી એક અવનવી ઘટના બની, તે એ કે એક રાત્રીના પાછલા પહોરે મારા મનમાં એવી સ્ફુરણા થઈ કે મારે જ આખું સળંગ જીવન-વૃત્તાંત લખવું! એટલું જ નહિ, પ્રાસ્તાવિક પ્રકરણના મુદ્દાઓનો નકશો મારી નજરે પ્રત્યક્ષ થયો!

માંદગીમાંથી બચવાની પણ આશા ન હોતી; પરંતુ આયુષ્ય દોરી લંબાવાની હશે તેથી મહા ઘાત ઉતરી. એટલું જ નહિ પણ અતિ નબળાં શરીરે લગભગ પાંચસો પાનાનું લખાણ શક્ય બન્યું એને દૈવી ચમત્કાર સિવાય શું કહેવાય?

જીંદગીભરમાં આ પ્રથમ અને ઘણે ભાગે છેલ્લું પુસ્તક બહાર પાડવામાં ધૃષ્ટતા જણાશે; પરંતુ મુખ્યત્વે તો આ લખાણ કુટુંબીઓ તેમ જ આપ્તજનો ખાતર બહાર પાડયું છે. કલ્યાણભાઇના પૌત્રો, પ્રપૌત્રો વગેરે તેમનાં આવા મહાન પૂર્વજની યશસ્વી કારકિર્દી જોઇ પુલકિત થાય તેમ જ એવા પુર્વજનાં ચારિત્ર્ય-બળ, ઉચ્ચ આદર્શો અને બુદ્ધિ કૌશલ્ય વગેરે મહાન ગુણ-સમુચ્ચયમાંથી થોડી ઘણી પ્રેરણા મેળવે તો પુસ્તકનું પ્રકાશન સાર્થક ગણાશે. આ પ્રમાણે અલ્પાંશે પિતૃરુણ ફેડવાનો યોગ થયો તેથી અમે તેમના વારસો કૃતાર્થ થયા છીએ. અસ્તુ:

પુસ્તક લખાઇ રહ્યા પછી વિશ્વવિગ્રહને કારણે તે છપાવવાની પરવાનગી મેળવવામાં તેમ જ છાપન-કાગળોની ખરીદી માટેની પરવાનગી મેળવવામાં બે વર્ષનો સમય વિતાવવો પડયો.

રા. રા. સુળવંતભાઇની ફાઇલોનું સાધન ઘણું જ મદદ રૂપ નીવડયું છે, તે કહી બતાવવાની ભાગ્યે જ જરૂર હોય.

સાક્ષરવર્ય રુ. બ. ક. ઠાકોર જેવાએ મને ખૂબ જ પ્રોત્સાહન આપેલું; તેથી તેમનો તો હું અત્યંત રુણી છું.

મારા પરમ મિત્ર રા. રા. રવિશંકર વ. આચાર્યે પ્રોત્સાહન તેમજ સક્રીય મદદ આપેલ છે તેમનો તેમ જ જે કોઇએ કંઇ પણ મદદ કરી હોય તેમનો સૌનો હું આભારી છું. જોડણીની ઘણી ભૂલો રહેવા પામી હશે, જો રા. ભાઇ શ્રી રામભાઈ બક્ષીએ અથાગ શ્રમ લઇ આખા લખાણની જોડણીઓ સુધારી

ન હોત તો તો ઘણી વધારે ભૂલો રહેવા પામત.

એક ઉણપ મને ખાસ ખૂંચે છે. તે એ કે સ્નેહી રા. રા. જયસુખરાય પ્ર. જોશીપરાએ આ પુસ્તક માટે ઉપોદ્ઘાત લખવા સહર્ષ તત્પરતા બતાવી હતી; પરંતુ વ્યવહારિક મુશ્કેલીઓ અને લાંબા મંદવાડને કારણે તેઓશ્રી તેમ કરવા અશક્ત બની ગયા!

હેમકુંજ બાબાજી પરા
પ્રથમ શ્રાવણ સુદિ ૧૫
(પુરુષોત્તમ માસ)
વિ. સં, ૨૦૦૩
તા. ૧-૮-૧૯૪૭
તિલક-જયંતિ
વડોદરા

હિંમતલાલ ક. બક્ષી

તા. ક. આ પુસ્તક બહાર પડતાં ઘણો જ વિલંબ થયો અને સૌ કોઇનાં ધૈર્યની કસોટી થઇ; પરંતુ તે સાથે સમય વધારે જવાથી હિંદના મુક્તિ દિને તેને પ્રગટ કરવાનો સુયોગ થયો એ કાંઇ જેવું તેવું આશ્વાસન નથી.

હિંદ-મુક્તિ-દિન
અ. શ્રાવણ વદ ૧૪
વિ. સં. ૨૦૦૩
તા. ૧૫-૮-૧૯૪૭

હી. ક. બ.



પુજ્ય વડીલશ્રી કલ્યાણરાય જેઠાભાઇ બક્ષી
ઉમર વર્ષ ૬૦

શ્રી

# પ્રકરણ ૧ લું

## પૂર્વ ભૂમિકા



સૌરાષ્ટ્ર પ્રાંત વિભૂતિઓની ભૂમિ હતી. અને હજુ પણ અમુક અંશે તેવી રહી છે.

આ પ્રાંતમાં અનેક મનુષ્ય રત્નો નીપજ્યાં હતાં, અને હજુ પણ કોઇ કોઇ વાર એવાં રત્નો ઝળકી નીકળે છે. નજીકનાં ભૂતકાળના સમય પર દૃષ્ટિપાત કરીશું તો પણ મહર્ષિ દયાનંદ સરસ્વતી, શ્રી રાજચંદ્ર, જુનાગઢના શતાવધાની અંધ પંડિત ગટુલાલજી તેમ જ ભગવાનલાલ ઇન્દ્રજિત, મણિશંકર કિકાણી તેમ જ વર્તમાન સમયના મહાત્મા ગાંધીજી જેવી વિભૂતિઓની ગણના જ, પ્રાંતનું ગૌરવ જળવાઇ રહ્યું છે તેની સાબિતી માટે પૂરતી છે.

પરંતુ આ સ્થળે તો રાજસ્થાનોમાં ઝળકેલા દીવાન અમરજી અને બ્રિટિશ અમલની શરુઆતમાં પ્રખ્યાતિ પામેલા ગૌરીશંકર ઓઝા જેવા રાજદ્વારી પુરુષોનો ઉલ્લેખ કરવો વધારે ઉચિત છે; કારણ કલ્યાણરાય જેઠાભાઇ બક્ષી મુખ્યત્વે મુત્સદી વર્ગના જ ગણાય. સ્વ. મનસુખલાલ રવજીએ અને કવિ શ્રી નાનાલાલે તો તેમને કાઠિઆવાડના છેલ્લા મુત્સદી તરીકે જ ગણ્યા છે.

હવેથી, કલ્યાણરાય જેઠાભાઇ બક્ષી એ નામને બદલે કલ્યાણભાઇ એ સંજ્ઞાનો ઉપયોગ કરવામાં આવશે.

દરેક મનુષ્યના શારીરિક અને માનસિક ઘડતરમા ભૌગોલિક પરિસ્થિતિ
કુળ સરકાર અને તત્સમયના સામાજિક તેમ જ રાજકીય વાતાવરણ અને
આંદોલનોની અસરનો જેવો તેવો હિસ્સો નથી હોતો. તેથીજ કલ્યાણભાઈના
જીવનવૃત્તાંતની શરુઆત કરતા પહેલા ઉપરોક્ત બાબતોનો અંગુલિ-નિર્દેશ
કરવાનું યોગ્ય જણાય છે

હિંદની પશ્ચિમે કચ્છ અને ખંભાતના અખાત વચ્ચે આવેલો દ્વિપકલ્પ
મૂળ સૌરાષ્ટ્ર નામથી ઓળખાતો આ પ્રાંત સાધુ-સંતો, શૂરવીરો, મુત્સદીઓ,
બાહોશ વેપારીઓ, સાહસિક ખલાસીઓ અને માથું હાથમા લઈ ફરતા બહાર
વટીયાઓની ભૂમિ તરીકે મશહૂર છે જૂના સમયમા સૌરાષ્ટ્ર પ્રાંત સાધન
સંપત્તિવાળો હતો જાહોજલાલીના સમયમા દૂર દેશાવરથી આવતા માલના
બજાર તરીકે પ્રાંતના બંદરોનો ઉપયોગ કરવામા આવતો, આથી પરદેશીઓની
અવર-જવર ઠીક પ્રમાણમા રહેતી વળી જૈનો તેમ જ હિંદુઓના માનીતા
ધામ જેવા કે શત્રુંજય, ગિરનાર, તુળશી-શ્યામ, દ્વારકા, માધવપુર,
સોમનાથનું જ્યોતિર્લિંગ વગેરે અહીં હોવાથી હિંદના ઘણા ખરા વિભાગ
માથી યાત્રાળુઓ આવતા તથી આ પ્રાંત વિશેષ આબાદી પામ્યો પરંતુ કમ-
નસીબે તેની ઐતિહાસિક ઘટનાના રથ ચક્રની માફક ત્વરિત ગતિથી
બદલાવા માંડ્યા અવનવા પ્રસંગોની અસર અહીં પણ પડતી રહી અને આ
પ્રદેશ અવનતિ તરફ ઘસડાયો જેમ રજપૂતોના અંદર અંદરના કુસંપને લીધે
દિલ્હીનું પાયતખ્ત પરદેશીઓએ હાથ કર્યું તેમ સૌરાષ્ટ્રમા પણ શૂરવીર પરંતુ
ટૂંકી દૃષ્ટિવાળા અને વિનાશ કાળે વિપરીત બુદ્ધિથી ઘેરાએલા હાકેમોના માહો-
માહેના કુસંપને લીધે ત્રીજો પક્ષ ફાવ્યો

અહીં તો આપણે આ કમનસીબ પ્રાંતની પડતીના સમયના છેલ્લા દોઢસો
વર્ષના સમયના ઇતિહાસ ઉપર દૃષ્ટિપાત કરી આગળ વધશું

“ સૌરાષ્ટ્ર ” એ સુંદર નામથી ઓળખાતા આ પ્રાંતનું “કાઠિઆવાડ” એ
નામકરણનો વિધિ મહારાષ્ટ્રિઓએ કર્યો કહેવાય, કારણ પેશ્વા સરકાર અને
ત્યાર પછી ગાયકવાડ સરકારના સૈન્યો મુલ્કગીરી કરવા એટલે નાના મોટા
રાજસ્થાનો પાસેથી ખંડણી વસૂલ કરવા ખાતર ચઢાઈ કરતા જે સમયે આવવા
લાગ્યા તે વેળા આ પ્રાંતમા “ કાઠી ” એ નામથી ઓળખાતા લોકોનું
પ્રાબલ્ય તેમના જોવામા આવ્યું ત્યાંથી “ સૌરાષ્ટ્ર ” એ નામ વિલુપ્ત થવા
માંડ્યું અને “કાઠિઆવાડ” એ નામ પ્રસિદ્ધિમા આવ્યું આશરે ઇ સ ૧૭૫૦
થી ૧૮૭૦ સુધીના અવનતિના કાળમા પણ આ પ્રાંતમા જુનાગઢના અમરજી

દિવાન, જામનગરના વઝીર મહેરામણજી, ભાવનગરના મહારાજા તખ્તસિંહજી, લીંબડી રાજ્યના કારભારી શેઠ ધેનાશા, અને ગોંડલ સંસ્થાનના ઠાકોર શ્રી ભા કુંભોજી જેવા શૂરવીર મુત્સદીઓ પાકયા હતા. આ સૌમાં પણ દિવાન અમરજીની કારકિર્દિ વિશેષ ઉજ્જવળ જણાઇ આવે છે. તેણે આખા કાઠીઆવાડ ઉપર સોરઠ–સરકારની હકુમત ફરી સ્થાપવા સફળ પ્રયત્ન કર્યો અને મહારાષ્ટ્રિઓને પણ પાછા પાડયા. કમનસીબે જુનાગઢના તે વખતના નવાબની સંમતિથી કેટલાક હજુરીઆઓએ આ વીર પુરુષનું ઇ.સ. ૧૭૮૪માં ખૂન કર્યું. પોતાની બેસવાની ડાળ કાપવામાં–પોતાના જ પગ પર કુહાડો મારવામાં આ વર્ગની બરોબરી કરી શકે તેવા ઘણા જ જુજ હશે. પાછળથી પસ્તાય, પણ "પછી હાથ ઘસે શું થાય?" દિવાન અમરજીના મૃત્યુ પછી બીજા ભાગના સરદારો એકાણુ બન્યા. કાઠીઓ ... વધી પડયા. તેઓ માંહોમાંહે આથડયા. પરિણામે મહારાષ્ટ્રિઓ ... ારી વસતી હેરાન પરેશાન થઇ ગઇ. લુંટફાટ વધી પડી. ... એ બધાં અંદર અંદર એક બીજાને નબળા ... ાં વપરાયાં. દુર્ભાગી ભૂમિ ! ! આવા સં ... અને દ્વેષભાવ વગેરે સ્વાભાવિક ... તૂટી પડયો અને એક સમયનો ... માં આવી પડયો. પરંતુ સૌરા ... હતો. અંગ્રેજો આ અરસા ... ી હતી. ગાયકવાડ સરકારને ... અંગ્રેજોએ જોયું કે સૌરાષ્ટ્રના આવા ... રસકસ રહેવા પામે નહિ. તેમાં ન હતો વસ ... આથી અંગ્રેજોએ તેમના મિત્ર બનેલા ગાયકવાડ જ ... ન બાંહેધરી આપી કે અમે તમને કાઠિઆવાડની ખંડણી ભ ... ઇ, માટે તમારે મુલકગીરી બંધ કરવી. આ સમજુતી થયા પછી ... જી આપાજીની સરદારી હેઠળના ગાયકવાડી સૈન્ય સાથે કર્નલ વોકર નામે એક અંગ્રેજ અમલદાર કાઠિઆવાડના રાજ્યો સાથે સમજુત કરવા, જુદા જુદા સંસ્થાનોની હદ બને તેટલી કાયમી સ્વરુપમાં મુકવા તેમ જ ખંડણીની રકમ મુકરર કરવા માટે ઇ. સ. ૧૮૦૭ માં આ પ્રાંતમાં આવ્યો કાઠિઆવાડને હવે કાંઇ રાહત ભર્યો શ્વાસ લેવાની તક મળી. વોકર સાહેબે આખા પ્રદેશમાં ફરી જુદાં જુદાં સંસ્થાનો વચ્ચે સમાધાની કરાવી અને બને તેટલી વ્યવસ્થા આણી. આ સમજુતી Colonel



Walker's Settlement એ નામથી ઇતિહાસ મશહૂર છે. એકંદરે હવે પ્રાંતમાં શાંતિ અને વ્યવસ્થા જણાવા માંડયાં. પણ કાગળ ઉપર ઠરાવ થવાથી બધો મામલો એકાએક ગાદ પર આવી ગયો એમ સમજવાની રખે કોઈ ભૂલ કરે. એમ તો શાંતિ અને વ્યવસ્થા પૂરેપૂરી અમલમા આવતાં લગભગ બીજા સાઠ વર્ષ વીત્યાં. આ સાઠ વર્ષના ગાળાની ઘણી ટૂંક નોંધ લઈ આપણે પ્રસ્તુત વિષય હાથ પર લઈશું.

"વોકર-સેટલમેન્ટ" અસ્તિત્વમાં તો આવ્યું, પણ ઘણા સમયથી હથિયાર વાપરી નિર્ણય લાવવાનો તેમ જ લૂંટફાટ ચલાવવાનો મહાવરો પડેલો તે કંઇ કલમના એક જ લસરકાથી થોડો બંધ પડે? અંગ્રેજો સામ્રાજ્ય સ્થાપવામાં ઘણા કુશળ છે એ વિધાન તો હવે સર્વમાન્ય છે. તેમણે કુનેહથી, સમજુતીથી અને જરૂર પડે ત્યારે શસ્ત્ર-બળ વાપરીને વ્યવસ્થા સ્થાપી. પણ તેમ થવામાં અમુક સમય તો વીત્યો જ. દરમ્યાન "મુલકગિરી"ના ત્રાસમાંથી તો કાઠિઆવાડનો છુટકારો થયો, પરંતુ આંતરિક ગેરવ્યવસ્થા રફતે રફતે દૂર થઇ. દુષ્કાળ, રોગ, કાઠિઓનાં બહારવટા, જુનાગઢ, પોરબંદર, જામનગર, ભાવનગર વગેરે રાજસ્થાનો વચ્ચેની તકરાર અને તેનો નીવેડો લાવવા અર્થે બ્રિટિશની દરમ્યાનગીરી, એમ ઘટમાળ ચાલુ રહી. ઈ. સ. ૧૮૧૯ માં કાઠિઆવાડમાં ભયંકર ધરતીકંપ થયાની નોંધ છે; તે હોનારતમાં પોરબંદર, મોરબી અને આમરણ એ સ્થળોને વિશેષ નુકસાન થવા પામ્યું હતું. ઇ. સ. ૧૮૨૦ માં રાજકોટ મુકામે કંપની સરકારનો પહેલો પોલિટિકલ એજન્ટ અથવા કર્નલ વોકરે વાવેલ બીજના ફણગા ફૂટવા હવે શરૂ થયા. ઇ. સ. ૧૮૦૮ થી ઇ. સ. ૧૮૭૦ સુધીના આ ગાળામાં ઓખાના વાઘેરોએ બે વાર ઉગ્ર સ્વરૂપમાં હુલ્લડ કરેલાં. બે અંગ્રેજ લશ્કરી અમલદારો ધીંગાણામાં મરાયા. વાઘેરોના સેના-નાયકો જોધા માણેક અને મુળુ માણેક મરાયા ત્યારે જ વાઘેરો જેર થયા. આ છેલ્લા ગાળાની શરૂઆતમાં કાઠિઓનો ઉપદ્રવ વધી પડેલો, પણ અંગ્રેજોએ બીજાં રાજસ્થાનોનો સહકાર સાધી તેમને વશ કર્યા. એક તરફથી હજુ આવા ધીંગાણા રૂપે શસ્ત્ર-યુધ્ધ ચાલુ હતું અને બીજી તરફથી શાંતિ અને વ્યવસ્થા સ્થાપતાં હતાં, તેવા સંક્રાન્તિકાળમાં કાઠિઆવાડમાં બે મહાન મુત્સદીઓ ઝળક્યા. જુનાગઢમાં ગોકુળજી ઝાલા જેમના ડહાપણથી અંગ્રેજ સત્તા સમક્ષ જુનાગઢ રાજ્યની પ્રતિષ્ઠા જળવાણી. બીજા ભાવનગર રાજ્યમાં ગૌરીશંકર ઓઝા જેઓ "ગગા ઓઝા" એ નામથી વિશેષ પરિચિત છે. આ બંનેમાં પણ ગગા ઓઝાની પ્રખ્યાતિ કાઠિઆવાડ બહાર પણ વિશેષ ફેલાઇ

હતી નાની પાયરીએથી ચઢતાં ચઢતાં સંયુક્ત એડમિનિસ્ટ્રેટરની પાયરી સુધી પહોંચેલા. તેમના કારભાર દરમ્યાન ભાવનગર રાજ્ય ઘણું આબાદ થયું.

ઉપર જણાવ્યા મુજબના બે જમાનાના સંક્રાંતિ કાળમાં ઇ. સ. ૧૮૫૮માં સંવત ૧૯૧૪ ના પોષ સુદ પૂર્ણિમાના રોજ કલ્યાણભાઇનો જન્મ થયો. બરાબર તે જ સમયમાં કંપની સરકારનો રાજ્ય અમલ બંધ થયો અને ઇંગ્લન્ડના રાજ્યનો પાર્લામેન્ટ દ્વારા અમલ શરૂ થયો; પણ હજુ ઈ. સ. ૧૮૫૭ ના બળવાના પડઘા શમ્યા ન હતા. કાઠિઆવાડમાં શસ્ત્રના ખડખડાટ ચાલુ હતા. પણ બીજી તરફથી રાજકોટમાં દાફ્તર શ્રી મેરામણજી, કવિ શ્રી દલપતરામ અને બીજાઓના સહકારથી પ્રવિણસાગરનો વિખ્યાત પ્રેમ-ગ્રંથ તૈયાર કરી રહ્યા હતા. આવા રોમાંચક સમયમાં કલ્યાણભાઈ પોતાનું બાળપણ વ્યતીત કરે છે. દિવાન અમરજીના જન્મસ્થાન માંગરોળ ગામના પ્રખ્યાત ભક્ત શ્રી પરબત મહેતાથી સોળમી પેઢીએ કલ્યાણભાઇનો જન્મ વૈષ્ણવ કુળમાં મોરબી ગામે થયો. કલ્યાણભાઈના પ્રપિતામહ તેમ જ દાદા મોરબી રાજ્યમાં બક્ષીનો દરજ્જો ભોગવતા હોવાથી બક્ષી અવટંક પ્રચારમાં આવી.

નોકરી માટે સ્થળાંતર કરવાની નાગરોની પરંપરાને અનુસરીને માંગરોળથી જુનાગઢ, ત્યાંથી જામનગર એમ જુદાં જુદાં વતન બદલતાં કલ્યાણભાઈના વડીલો મોરબીમાં સ્થાયી થયા. બક્ષીનો મૂળ અર્થ લશ્કર ખાતાનો ખજાનચી, પણ હકીકતમાં લશ્કરી ખાતાનો તમામ દિવાની તેમ જ ફોજી વહીવટ કરવાની ફરજ બક્ષીની ગણાતી. પાછળથી રાજસ્થાનોમા લશ્કરો તો નાબુદ થયાં, પણ ઘણાં ખરાં દેશી રાજ્યોમાં આરબ અને મકરાણીઓની મોટી ટુકડીઓ સીબંદી રાખવામાં આવતી. આ ટુકડીઓને કાબુમાં રાખવી, તેમને પગાર ચૂકવવો, હિસાબ રાખવો એ તમામ વહીવટ બક્ષીને સોંપવામાં આવતો. જરૂર પડતાં બક્ષીગીરી કરનાર હથિયાર પણ ધારણ કરતા.

ઉપરોક્ત ભૌગોલિક રચનાવાળા પ્રાંતમાં અને અવનવી ઐતિહાસિક ઘટના જ્યાં બની ગઇ એવા સ્થળમાં, તેમજ એક તરફથી લશ્કર સાથે સંબંધ ધરાવનાર તો બીજી તરફથી વૈષ્ણવ કુળની પરંપરા જેમાં ચાલુ હતી તેવા કુટુંબમાં કલ્યાણભાઇનો જન્મ થયો તે હકીકત સ્મરણમાં રાખવા યોગ્ય છે વળી માતૃપક્ષના વડવાઓ પણ મુત્સદ્દીગીરી અને લડાયક જુસ્સા માટે જાણીતા એવા ઝાલા કુળના વંશજો હતા જીવનના ઘડતરમાં આ બન્ની બાબતોનો હિસ્સો હોય છે તે શરૂઆતમાં જ કહેવાઇ ગયું છે.

卐

# પ્રકરણ ૨ જું

## બાલ્યકાળ અને શિક્ષણ



કલ્યાણભાઇના જીવનની ભૂમિકા કેવા પ્રકારની હતી તે સમજવા માટે ટૂંકી ઐતિહાસિક નોંધ લેવી આવશ્યક હતી. સંક્રાંતિ સમયમાં એટલે કે આથમતા એક યુગના અને અરુણોદયનાં પગલાં માંડતાં નવીન યુગના સીમાડા પર તેમનો જન્મ થયો અને બાળપણ વીત્યું. આવા સંધિકાળની અસર અમુક અંશે તેમના માનસના તાણા-વાણારૂપ હતી. રાજકિય, સામાજિક તેમ જ અન્ય પ્રવૃત્તિઓમાં તેમનામાં જુના અને નવા પ્રવાહો ઓતપ્રોત રહેતા જણાતા. આવી તેમની તાસીર હોવાથી કોઇ કોઇ વાર સ્થિતિચુસ્ત અને ઉદ્દામ પ્રગતિવાદી પક્ષો રૂપી બે ઘંટીનાં પડો વચ્ચે તેમને પીસાવું પણ પડતું. તેઓ જુનું પણ હિતકારી હોય તો ચાલુ રાખવાનો આગ્રહ ધરાવતા, જેથી નવીન પક્ષ નારાજ થતો, તેમ જ સારા નવીન તત્ત્વો દાખલ કરવાની તરફેણ કરતા ત્યારે પુરાણપ્રિય પક્ષ કચવાતો; ઉપરાંત ભવિષ્યનો વિચાર કરી પધ્ધતિસર ફેરફાર કરવાના આગ્રહને કારણે તાત્કાલિક લોકપ્રિયતા પ્રાપ્ત ન થાય એ તેઓ બરાબર સમજતા. અને તેની ખેવના પણ ન રાખતા; છતાં બંને પક્ષનાં માન અને વ્યક્તિગત પ્રેમ સંપાદન કરવા પૂરતા ભાગ્યશાળી થયા હતા. નિર્મળ ચિત્ત તેમ જ મનોબળની છાપ વિરોધી વલણ ધરાવનારાઓ ઉપર પણ અવશ્ય પડતી. નવીન યુગનું આવાગમન થતાં જ જુનાં યુગનાં બધાં તત્ત્વો અનિષ્ટ હતાં અને તે નાશ પામ્યાં, અને નિર્ભેળ સારાં તત્ત્વો જ આમેજ થયાં એવું માનવાની ભૂલ આટલા લાંબા અનુભવ પછી આજ તો કોઇ કરે તેવો સંભવ નથી; પણ તાજા જુસ્સામાં એવી માન્યતા ધરાવનાર પણ કેટલાક હતા. લૂંટ-

કાટ, અશાંતિ ગયાં, પણ તે સાથે શૌર્ય, સાહસ, પરાક્રમ, રાખ-રખાવટ વગેરે સારી ખાસીઅનો પણ ઝાંખી પડવા લાગી. કેળવણીની વૃધ્ધિ અને પ્રગતિ માટેની ધગશ ઉત્તેજીત થઈ તો બીકણપણું, અંગત મોજશોખ, સ્વચ્છંદીપણું, પરાવલંબનપણું વગેરેની પેશકદમ થવા લાગી.

અલબત્ત ઉપરોકત અનિષ્ટ અસરો ધીમે ધીમે લગભગ એક જમાનો વીતી ગયા પછી દેખાયાં માંડી. વળી સદ્દભાગ્યે કલ્યાણભાઇનાં માનસમાં બંને યુગના સારા અંશો વધારે પ્રમાણમાં હતા. તેઓ તો અપવાદરૂપ વ્યક્તિ પૈકીના એક હતા. તેમનામાં આર્ય ભાવનાનાં મૂળ ઊંડાં હતાં અને તેના ઉપર આધુનિક સભ્યતાનો પટ યોગ્ય પ્રમાણમાં ચઢેલો હોવાથી તેમને પૂર્વ-પશ્ચિમનાં સારાં લક્ષણોનું સંગમસ્થાન ગણી શકાય.

કલ્યાણભાઇનાં જન્મસ્થાન અને સમય બાબત તેમણે જ લખેલ પત્રમાંથી અવતરણ આપવાથી યોગ્ય ખ્યાલ આવી જશે:-

" મારી જન્મતિથિ વિક્રમ સંવત ૧૯૧૪, સાલિવાહન શક ૧૭૭૯ના પોષ સુદી ૧૫, બુધવારની છે. માગ વડવાનો ગરાસ વગેરે ધ્રાંગધ્રા રાજ્યથી રોકાઇ જતાં ત્યાંથી તેઓ મોરબીમાં મંકોડી કુટુંબની ઓથ પકડીને નાગરવાડામાં એક કચીયર ખોરડામાં ભાડે રહેતાં. તે ઘર મારું જન્મ-સ્થાન છે, અને આજ પણ સહેજ દુરસ્ત થયેલું મોજુદ છે." કલ્યાણભાઇ માત્ર દોઢ વર્ષની વયના હતા ત્યારથી તેમના પિતાશ્રીનો નિવાસ રાજકોટમાં થયો. કારણ, બ્રિટિશ એજન્સીનું મથક.થયા પછી રાજકોટમાં ક્રમે ક્રમે કાઠિઆવાડમાંના દેશી રાજ્યોના પ્રતિનિધિઓ, વકિલો, પોલિટિકલ એજન્ટ પાસે આવી રહેવા લાગ્યા તે મુજબ જેઠાભાઇ બક્ષીએ માંગરોલ, મોરબી, રાજકોટ વગેરે સંસ્થાનોના વકિલ તરીકે રાજકોટમાં રહેઠાણ રાખી. પરિણામે કલ્યાણભાઇને કાઠિઆવાડની રાજકિય પ્રવૃત્તિનાં કેન્દ્ર સમાન રાજકોટમાં રહેવાનો અને ત્યાંની ગુજરાતી તેમ જ અંગ્રેજી કેળવણી પ્રાપ્ત કરવાનો લાભ મળ્યો. વળી જેઠાભાઇ બક્ષી પોતે પણ એક પ્રભાવશાળી વ્યકિત હોવાથી તેમની છાપ કલ્યાણભાઈ ઉપર પડે એ નિર્વિવાદ છે. અમારા દાદાશ્રીમાં સત્ય પરાયણતા અને નીડરપણુ આગળ પડતાં હતાં. ભલભલાની શેહમાં પણ તણાતા નહિ. પંડિત સીતારામ બેરીસ્ટર, રાજકુમાર કોલેજના પ્રિન્સિપાલ સાધુચરિત ચેસ્ટર-મેકનોટન, માવજી જોષી, તેમના ભાઇ દલપતરામ જોષી, બેરીસ્ટર હોરમસજી વાડીઆ વગેરે તે સમયના અગ્રણીઓ તેમને પોતાના મિત્ર માનતા. આવા સ્નેહીઓ અને મિત્રોના સમાગમની અને માર્ગદર્શન પ્રાપ્ત કરવાની અણમોલી તક પણ

કલ્યાણભાઈને સાંપડી. તેમનાં માતુશ્રી ઝાલા કુટુંબનાં હતાં. તેઓ પણ જાજરમાન, દૃઢ મનોબળવાળાં અને સ્નેહાળ હતાં. આવાં ઉચ્ચ કોટીનાં માબાપ સાથે તેમણે પોતાનો બાલ્યકાળ વિતાવ્યો.

કલ્યાણભાઈનાં સગપણ યજ્ઞોપવીત અને લગ્ન બાબત કરી એક વાર તેમના પત્રના શબ્દો ટાંકીશું:–" સગપણ જન્મની સાથે જ, યજ્ઞોપવીત અને લગ્નસંસ્કાર સંવત ૧૯૨૨ માં થયાં. લગ્ન સમયે મારી ઉંમર આઠ વર્ષ અને પત્ની જેનું મારી અમુક ઉંમરે મેં આપેલું નામ ઉજ્જવળ લક્ષ્મી હતું તેમની ઉંમર પણ આઠ વર્ષ. હકિકતમાં તેમની ઉંમર મારા કરતાં પાંચ માસ મોટી હતી. આનું ખાસ કારણ જાણવા જેવું છે. મારા પિતા અને સસરા બંને મિત્રો હતા. માતા તથા સાસુને બેનપણાં હતાં, તેથી મારા મોટા સાળા વેરે મારાં એક બેનનો સંબંધ કરેલો, પણ તે બેન ગુજરી ગયાં ત્યારે સ્નેહ–સંબંધ કાયમ રાખવા સારુ મારા સગા કાકાની દીકરી મારા મોટા સાળા વેરે આપવી. તે બાઈ લગ્ન થયા પછી એક મહીને ગુજરી ગઇ. પછી અમારી બાજુમા કોઇ કન્યા ન હતી. અને બની શકે ત્યાં સુધી સંબંધ જોડાયેલો રાખવા બંને કુટુંબનો આગ્રહ હતો. તેથી ભવિષ્યમાં સંતતિ થાય ત્યારે એક કુટુંબના પુત્ર જોડે બીજા કુટુંબની પુત્રીનો સંબંધ બાંધવાનું ગોઠવાયું. પ્રથમ શીવશંકર માંકડને ત્યાં પુત્રીનો જન્મ થયો અને પછી મારા પિતાને ત્યાં મારો જન્મ થયો. એમ છતાં સંકલ્પની સિદ્ધિ કરી આથી મારાં માતુશ્રી કોઈક વાર મારા પત્નીને રાધીકા કહેતાં." ખરેખર આ એક અજબ કિસ્સો છે. વળી આ સંબંધમાં એક વિરલ યોગાનુયોગ હોવો એ પણ આશ્ચર્યકારક ઘટના છે. કલ્યાણભાઇથી વયમાં ત્રણ વર્ષે મોટા ગુજરાતના અગ્રણ્ય સાક્ષર, ચિંતક અને પર્યેષક ગોવર્ધનરામ ત્રિપાઠીનું સગપણ પણ જન્મ પહેલાં જ નિર્ણિત થયેલ. વિશેષ અજાયબ થવા જેવી વાત તો એ છે કે સાક્ષરશ્રીનાં તે પ્રથમવારનાં પત્ની પણ તેમનાં કરતાં વયમાં થોડા માસ મોટાં હતાં. કેવી એક જ પ્રકારની અસાધારણ ઘટના!

કલ્યાણભાઇનો અભ્યાસ શરુથી પૂરો થયો ત્યાં સુધી રાજકોટમાં જ ચાલ્યો હતો. ગામઠી શાળા તેમ જ સરકારી ગુજરાતી શાળા એમ બંને પ્રકારનાં શિક્ષણનો અનુભવ તેમને મળ્યો હતો. તે સમયે આખા કાઠિઆવાડમાં રાજકોટની આલફ્રેડ હાઇસ્કુલનું શિક્ષણ અગ્રસ્થાને ગણાતું. ત્યારે કાઠિઆવાડની કેળવણીનું સુકાન ગુજરાતના એટલે સુરત અને અમદાવાના વિદ્વાન પુરુષોના હાથમાં હતું. આથી તે પ્રાંતને રાજકોટ હાઇસ્કુલના પ્રથમ હેડમા-

સ્તર ભોગીલાલ પ્રાણવલ્લભદાસ તેમ જ ગુજરાતી શાખામાં કામ કરનાર પ્રાણલાલ મથુરદાસ, દુર્ગારામ મંછારામ મહેતા અને ગોપાળજી સુરભાઇ તથા નવલરામ લક્ષ્મીરામ જેવા કેળવણીકારોનો લાભ મળ્યો. મુંબઇમાં તેમ જ સુરતમાં નવીન કેળવણી શરુ થઇ ત્યારે તે સ્થળોમાં અભ્યાસ કરનારને સ્નેહાળ અને ચારિત્ર્યવાન અંગ્રેજ શિક્ષકોનો લાભ મળ્યો. અને થોડા સમયને અંતરે પારસી ભાઇઓનો શિક્ષક તરીકે સારો સમાગમ થયો. તદનુસાર મે. નંદશંકર તુળજાશંકર મહેતા, રા. રા. નવલરામ લક્ષ્મીરામ, દિ. બા. અંબાલાલ સાગ- ભાઇ દેસાઈ વગેરેને યુરોપિયન શિક્ષક દ્વારા શિક્ષણ પ્રાપ્ત કરવાની અમૂલ્ય તક મળેલ. કાઠિઆવાડમાં અંગ્રેજ નહિ તો અંગ્રેજોને હાથે તાલીમ મેળવેલા સુશિક્ષિત સહૃદયી પારસી કેળવણીકારોએ શિષ્યો ઉપર સારી છાપ પાડી હતી. તે વખતના યુવાનો ઝળકયા તેનું આ પણ એક કારણ હતું. બાકી તો શિક્ષણ લેનારાની સંખ્યા જુજ હતી. વળી મોટે ભાગે શિક્ષણ ગ્રહણ કરવાની ધગશ ધરાવનારા જ અભ્યાસ કરતા, તેથી તેવી વ્યકિતઓ અભ્યાસમાં સારી પ્રગતિ કરે તે સહજ સમજાય તેવું છે. એ તો પહેલ કરનારાઓનો જમાનો હતો. કલ્યાણભાઇની ગણના પણ કાઠિઆવાડમાં અંગ્રેજી શિક્ષણ લેનારા આગલી હરોળનામાં થઇ શકે છે. અંગ્રેજી ત્રીજા ધોરણ સુધી કલ્યાણભાઈ અભ્યાસમાં પછાત હતા. તેમના પિતાશ્રીને આ બાબતમાં ચિંતા થયેલ; તેમણે કલ્યાણ- ભાઇનો અભ્યાસ સુધારવા સૂઝયા તેવા ઉપાયો અજમાવ્યા, પણ કારી કાવી નહિ એક તો કલ્યાણભાઇનો સંસ્કૃત પ્રત્યે અણગમો હતો, વળી તોફાન તરફ ઢળ્યા હતા. તોફાન ખાસ વાંધા પડતું ન હતું, પણ ટીખળ કરે ખરા. એક શિક્ષકને અત્તરના પુમડાનો ભારે શોખ હતો. જેની તેની પાસે અત્તરનું પુમડું માગવાની ટેવ હતી. એક વાર કલ્યાણભાઇ હાવકું મોઢું રાખી શિક્ષક પાસે ગયા અને કહ્યું " લ્યો માસ્તર સાહેબ આ પુમડું " શિક્ષક મહાશય ખુશ થયા અને " Thank You " કહી પુમડું લઈ નાકે લગાડયું. પણ એ કંઈ અત્તરથી સુવાસિત ન હતું, એ તો ગ્યાસતેલમાં બોળેલું અને નેની વાસવાળું હતું ! આવા વિદ્યાર્થીનો અભ્યાસ સુધારવા અને તેમને સાચા માર્ગે ચડાવવાનું જે કામ ધાક ધમકીથી અને શિક્ષાથી ન થયું તે એક સહૃદયી શિક્ષકે સહાનુ- ભૂતિ અને પ્રેમરૂપી સાધનોથી સાધ્યું. આ પ્રેમાળ અને વિદ્યાર્થીની નાડ પારખનાર યાહુદી શિક્ષક નૂરભાઇએ કલ્યાણભાઇનાં વિશ્વાસ અને પ્રેમ સંપાદન કર્યાં. તેણે આ વિદ્યાર્થીને તેનામાં રહેલ શક્તિનું ભાન કરાવ્યું અને તેનામાં ઉત્સાહ પ્રેર્યો, તેથી કુળદીપક નીકળનાર તેમ જ ભવિષ્યમાં દેશના

પ્રાંતનું નામ ઉજ્જવળ કરનાર વ્યકિતનું ભારે પરિવર્તન થયું. આ મહાન ઉપકાર કરનાર શિક્ષકના આપણે સૌ ઋણી છીએ.

ચોથા ધોરણથી કલ્યાણભાઇની ગણના પહેલા અગર બીજા નંબરના વિદ્યાર્થી તરીકે થવા લાગી. અંગ્રેજી ભાષાના વિષયમાં તેઓ વિશેષ ઝળકયા. તેથી ત્રણ વર્ષ પર્યંતની માસિક રૂ. ૧૦ ની શિષ્યવૃત્તિ તેઓ મેળવી શકયા. વિદ્યાર્થીઓની વિવેચક સભામાં પણ કલ્યાણભાઇ અગ્ર ભાગ લેતા. તેમની વકતૃત્વ કળાનો પાયો અહીં જ નંખાયો, અને ભવિષ્યમાં વકિલાતને અંગે તેમ જ અન્ય સાર્વજનિક પ્રસંગોમાં આ શકિતનો પરચો તેમણે અસરકારક રીતે દર્શાવેલો તે તો સુવિદિત છે. તે સમયના તેમના સહાધ્યાયીઓમાં આયુષ્યભર કલ્યાણભાઇ સાથે મૈત્રીનો ભાવ ધરાવનાર માણાવદર સંસ્થાનના કારભારી રા. રા. મગનલાલ સુંદરજી કીકાણી અને માજી ડેપ્યુટી પોલિટિકલ એજન્ટ, પાટણ (ગુજરાત)ના રહેવાસી વયોવૃદ્ધ રા. રા. નરભેરામ જ. મહેત વગેરેનું સ્મરણ કલ્યાણભાઈ અવાર નવાર કરતા.

ઇ. સ. ૧૮૭૬ મા પ્રથમ જ શરુ થયેલ મુંબઇ વિદ્યાપીઠની મેટ્રિકની પરીક્ષા આપવા થોડાએક વિદ્યાર્થીઓ સાથે કલ્યાણભાઇ મુંબઇ ગયા. તે સમયે કાઠિઆવાડમાં રેલ્વે વ્યવહાર ન હતો. મુસાફરી પગ રસ્તે ટપ્પામાં કરવામાં આવતી. તે મુજબ મુસાફરી કરી વઢવાણથી ટ્રેન પકડી તેઓ મુંબઈ પહોંચ્યા. લેખિત પરીક્ષા આપી રાજકોટ આવ્યા. પાછળથી મૌખિક પરીક્ષા આપવી પડશે એવું ઠર્યાથી ફરી મુંબઇ જવાનું થયું. આ વખત મુસફિરી દરમ્યાન એક સ્થળે ટ્રેનમાંથી ઉતરતાં તેમના પગને લચક આવી ગઇ જેથી પીડા સહન કરવી પડી અને તાવ પણ આવી ગયો. આવી હાલતમાં મૌખિક પરીક્ષા આપી વતન તરફ પરત આવ્યા. કલ્યાણભાઈ એ સમયે તો હોંશિયાર વિદ્યાર્થી ગણાતા, છતા આ પહેલા પ્રયાસમા નિષ્ફળ નીવડયા તેનુ કારણ એ કે એક તો સંસ્કૃતનો વિષય કાચો અને તેમાં વળી તે વિષયની મૌખિક પરીક્ષા વખતે તાવમાં હતા પરિણામે સંસ્કૃતના વિષયમાં નિષ્ફળ નીવડયા. સંસ્કૃતનો વિષય પાકો ન કરી શકયા તે બાબતનો તેમને જિંદગીભર પશ્ચાતાપ રહી ગયો. ઉત્તરાવસ્થામાં ભાષ્યો, ઉપનિષદો વગેરેના વાચન અને અભ્યાસ કરતી વેળા આ પશ્ચાતાપ બાબતના તેમના ઉદ્‌ગારો અવારનવાર સાંભળવામાં આવતા.

બીજે વર્ષે ઇ. સ. ૧૮૭૭ મા કલ્યાણભાઇ અને તેમનાથી નાના ભાઇ

પ્રેમશંકર બક્ષી જેમની ઉમર માત્ર સોળ વર્ષની હતી,' તે બંને ભાઇઓ બીજા મિત્રોની સાથે મુંબઈ ગયા. આ વખતે આ મિત્રમંડળે મુંબઈમાં ફેટો પડાવેયો. આ સાલ બંને ભાઇઓ ઉત્તીર્ણ થયા. વળી કલ્યાણભાઇ તો યુનિવર્સિટીમાં ૨૯ મે નંબરે પાસ થયા અને તે સમયના ગુજરાત–કાઠિઆવાડના સર્વ ઉમેદવારો પૈકી તેઓ પહેલા આવ્યા. આ પ્રમાણે અંગ્રેજી શિક્ષાનો આરંભ ઇ. સ. ૧૮૬૯ માં કરી ઇ. ૧૮૭૭ માં તેની પુર્ણાહુતી કરી.

કલ્યાણભાઇ હાઈસ્કુલમાં અભ્યાસ કરતા હતા તે દરમ્યાન કાઠિઆવાડની તવારીખમાં થોડીએક નોંધવા લાયક ઘટનાઓ બનેલી. આ પૈકી ઇ. સ. ૧૮૭૦ માં રાજકુમાર કોલેજની રાજકોટ મુકામે શરુઆત થઇ તેનો જ માત્ર ઉલ્લેખ કરવો અહીં ઉચિત છે; કારણ આ સંસ્થા સાથે આગળ ઉપર કલ્યાણભાઇને બેવડી રીતે સંબંધ બંધાયો; એક તો તે સંસ્થાના ઉપશિક્ષક તરીકેનો અને બીજો તે કોલેજના પ્રથમ આચાર્ય ચેસ્ટર મેકનોટન સાથેનો જિંદગી પર્યંતનો વિશુધ્ધ પ્રેમાળ અંગત સંબંધ. વળી કલ્યાણભાઇની બાર વર્ષની વયે કોલેજની ઉદ્‌ઘાટન ક્રિયાના પ્રસંગ દરમ્યાન એક લક્ષમાં રાખવા જેવી બીના બનેલી તેનો ઉલ્લેખ પણ અહીં જ કરવો સુસંગત ગણાશે. કારણ આમાં તેમની મુખ્ય ખાસિયતો પૈકી એક આગળ તરી આવે છે. આ લખનારની નવ વર્ષની વયે જનાગઢ મુકામે કલ્યાણભાઇએ ઇ. સ. ૧૮૯૬ માં આ બાબત જણાવેલી. પ્રસંગ એવી રીતે ઉપસ્થિત થયે। કે કલ્યાણભાઇના નામની એક છાપેલી આમંત્રણ પત્રિકા પડેલી તે લઇ, મારા મનથી કેવળ ગમ્મતમાં મેં કહ્યું કે આ કાર્ડ લઇ મેળાવડામાં જાઉં તો મને સરસ જગ્યા મળે. નજીકમાં જ કલ્યાણભાઇ સસ્મિત વદને બેઠેલા હતા; પણ આ શબ્દો સાંભળી તેઓ ગંભીર બની ગયા અને મને કહ્યું: "બીજાના નામની આમંત્રણ પત્રિકાનો ઉપયોગ કરવા લલચાવું ન જોઇએ. મોટી ઉંમરે યોગ્ય લાયકાત મેળવીશ તો આપોઆપ રીતસર આવી આમંત્રણ–પત્રિકા મળશે જ. મારી બાર વર્ષની વયે રાજકુમાર કોલેજના સમારંભ વખતે મારા મામાશ્રીને પોતાના ભાણેજોને તે ભવ્ય મેળાવડો બતાવવા સ્વાભાવિક ઇચ્છા થઇ, તેથી તેમણે પટાવાળાને સૂચના આપી કે છોકરાઓને પાછળના દરવાજેથી અંદર લઇ આવજે. મે પુછ્યું: 'મામા, પાછળને બારણે અમારે શા માટે આવવાનું ?' મામાશ્રીએ જવાબ આપ્યો કે ભાણા, મોટા થશો, અધિકાર પ્રાપ્ત કરશો ત્યારે તમને રીતસર આમંત્રણ મળશે અને તે સમયે મુખ્ય દરવાજેથી જવાનું બની શકશે મારી ભ્રકુટી ચઢી, મનમાં આગ્રહ બંધાયો અને અદબ બીડીને મેં કહ્યું: '

'મામા, જ્યારે રીતસર આમંત્રણ મેળવવા પામીશ ત્યારે જ આવા સમારંભોમાં જઈશ. પાછલે દરવાજેથી મારે જવું જ નથી. બીજા સૌએ મને બહુ સમજાવ્યો પણ હું ન ગયો તે ન જ ગયો." આમ કહી મારા માથા ઉપર હાથ પસવારી કહ્યું: "આ મારી વાત મનમાં ઉતારવા જેવી છે." ફક્ત બાર વર્ષની વયમાં સ્વમાન સાચવવા ખાતર આવું મક્કમ વલણ કેટલા ધરાવતા હશે? પણ હવે મૂળ વાત પર આવીએ. કલ્યાણભાઈએ હવે મેટ્રિકની પરીક્ષા પસાર કરી અભ્યાસ સમાપ્ત કર્યો હતો. તેથી વિદ્યાર્થી મટી અનુભવાર્થી થયા હતા. આ શાળા બહારની દુનિયામાં કેવી રીતે પ્રવેશ કર્યો તેની હકીકત હવે પછીના પ્રકરણમાં રજુ કરીશું.



# પ્રકરણ ૩ જું

## સેવા ધર્મની શરૂઆત



કલ્યાણભાઇ મેટ્રિકનો અભ્યાસ કરતા હતા ત્યારથી જ પોતાને અગત્યના જણાતા કાગળો સાચવવાનું શરુ કરેલું. યુનિવર્સિટીના રજીસ્ટ્રાર પીટર્સનની સહીવાળુ તેમનું મેટ્રીકયુલેશન સર્ટિફિકેટ તેમ જ તેમના હેડમાસ્તર સાહેબે આપેલું પ્રમાણપત્ર આજ સુધી જળવાઇ રહ્યા છે.

હાઇસ્કૂલનો અભ્યાસ આ પ્રમાણે પરિપૂર્ણ કર્યા પછી 'હવે શુ કરીશુ ? કઇ લાઇન લેવી ?' એવા વિચાર કરવાનો અને તે બાબતમાં કોઇનો અભિપ્રાય લેવાનો શોખ કલ્યાણભાઈને પરવડે તેમ ન હતું. પહેલી વાત તો એ કે તે સમયમાં કાઠિઆવાડમાં મેટ્રિકની પરીક્ષા ઉત્તીર્ણ કરવી તે કઇ નાની સુની વાત ન ગણાતી, અને છેક મુબઇ સુધી કોલેજના અભ્યાસ માટે જઇ રહેવામા ઘણી વિટબણા પડતી મેટ્રિક થયેલા તે સમયમા સંગીન જ્ઞાન ધરાવતા 'ગાઇડ-બૂકોનું અસ્તિત્વ જ નહોતું. શબ્દ-કોશની મદદ લઇ વિષયો શિખવતા તેમ જ વિદ્યાર્થીઓ આપ મેળે શીખતા. ઘણા શિક્ષકો બહુ નામેલ હતા. મતલબ અ ગ્રેજી, લેટિન અથવા સ સ્કૃત, રોમ ગ્રીસના ઇતિહાસ, ગણિત વગેરે વિષયો પાકે પાયે તૈયાર થતા. જમાને જમાને ફેરફાર થાય જ. અમારા જમાનામા મેટ્રિક થયા પછી હાઇકોર્ટ-પ્લીડર કે ડિસ્ટ્રિક્ટ પ્લીડર થવાનો અભ્યાસ કરી પરીક્ષા આપવી કે ડાકટરી અગર ઇજનેરી અભ્યાસ માટે કોલેજના પ્રથમ વર્ષનો અભ્યાસ પૂરો કરવો એમ સંકલ્પ-વિકલ્પ થતા, અને

અત્યારે ? મેટ્રિક થઇ અટકે તો જ્ઞાનમાં કચાશ રહે. આગળ ' ટેકનીકલ ' અભ્યાસ માટે પ્રવેશ ન મળે અને નોકરીના ક્ષેત્રમાં ટૂંક પગારે જોડાયા પછી આગળ વધવાનો લેશ પણ અવકાશ ન રહે. સીધે સીધો બી. એ. થાય તો જન્મભરની જરા મોટા પગારની કારકુની લલાટે લખાયેલી જ હોય; ઈન્ટર સાયન્સમાં અને હમણાં હમણાં તો બી. એસ. સી. માં પહેલા કે છેવટ બીજા વર્ગમાં પાસ થયા વિના હુન્નર ઉદ્યોગની તેમ જ ઇજનેરી કે ડાક્ટરી કૉલેજમાં દાખલ થવાનું અશક્ય ! અરે, શિક્ષક તરીકેની પવિત્ર અને ઉચ્ચ ભાવનામય પરંતુ થોડી કમાણી મળે તેવી નોકરી કરવી હોય તો પણ બી. ટી. ની ડીગ્રી પ્રાપ્ત કરવી પડે.

પરંતુ તે વખતે મેટ્રિક થવાથી જ નોકરીનાં તેમ જ વિશેષ અભ્યાસનાં પ્રવેશ દ્વાર ખૂલી જતાં. તેથી મેટ્રિકની પરીક્ષા પાસ થવાંમાં કૃતકૃત્યતા રહેતી.

ઉપરાંત તે જમાનાની ગણતરી મુજબ કલ્યાણભાઇ ઉમરલાયક થઇ ગયા હતા. તેમ જ તેમની એ પણ સમજ ખરી કે પોતે નોકરીમાં જોડાઇ જાય તો પોતાથી નાનેરા ભાઇઓને કૉલેજના અભ્યાસની અનુકૂળતા થાય. પરિણામે કલ્યાણભાઇએ પોતાના મૂળ વતન મોરબીમાં હજુર ઓફિસમાં ' English Clark ' ની નોકરી સ્વીકારી લીધી, અને તા. ૧–૧–૧૮૮૮ના રોજ આ નોકરીનો હવાલો લીધો.

મોરબી રાજ્યમાં ઠાકોર શ્રી વાઘજી બહાદૂરની સગીર અવસ્થા હોવાથી, તે સમયે મોરબીમાં બ્રિટિશ રાજ્ય તરફથી " Joint-administration " ચાલતું હતું. અપવાદ રૂપે આ રાજ્યમાં બંને રાજ્ય-પ્રતિનિધિઓ તરીકે હિંદીઓને નીમવામાં આવ્યા હતા. મુખ્ય રાજ્ય પ્રતિનિધિ રા. બ. શંભુપ્રસાદ માટે કલ્યાણભાઇ અનેક વાર અનહદ માન અને પ્રેમની લાગણી વ્યક્ત કરતા, અને પોતે રાવબહાદૂરને નોકરી કરવાની ઉચ્ચ તાલીમ આપનાર પોતાના પ્રથમ ગુરુ તરીકે ગણતા. ખંતપૂર્વક અને પ્રમાણિકપણે પોતાને સોંપાએલી ફરજ અદા કરવાનું શિક્ષણ તેમના હાથથી જ પ્રથમ કલ્યાણભાઇને મળ્યું. કામ લેવામાં શંભુપ્રસાદજી કડક તો ખરા જ. પરંતુ તે સાથે યોગ્ય કામ બજાવનારની કદર પણ કરતા. પોતાની નોકરીને લગતાં કામકાજ શિવાય અન્ય વ્યાવહારિક બાબતોમા રાવબહાદૂર ' વેદીઆ ' ગણાતા. દષ્ટાંત તરીકે, પોતાના કારકુનને પણ મનુષ્ય-પ્રાણી હોવાથી પેટ હોય અને તે પેટ પોષણ-

રૂપી ભાડું માગે તે હકીકત કોઇ કોઇ વાર વીસરી જતા. કલ્યાણભાઇ કહેતા કે લોકો તેમના ઉપર લાગણીહીનતા અને લોભ-વૃત્તિનો આરોપ મૂકતા, પરંતુ તે વાત તદ્દન ગલત હતી. વસ્તુતઃ કામની ધૂનમાં બીજી કોઇ બાબત યાદ રહેતી નહિ. એક વાર રાવબહાદૂરે કલ્યાણભાઇને સવારે સરકારી કામ માટે બોલાવ્યા. બપોર થવા આવ્યા પણ હજુ કારકુન કલ્યાણભાઇને મુકામ પર જઇ હાથે રાંધી જમવાની તક મળી ન હતી. એવામાં અનાયાસે કલ્યાણભાઇના પિતાશ્રીના તેમ જ રાવબહાદૂર શંભુપ્રસાદજી એ બંનેના મિત્ર બેરિસ્ટર વાડીઆ ત્યાં આવી પહોંચ્યા; આવતાં જ તેમણે પરિસ્થિતિ પારખી લીધી. તેઓશ્રી આ અમલદારની તાસીર જાણતા હતા. તેમણે પોતાની લાક્ષણિક પારસીશાહી ટકોર કરીને રા. બ. ને મીઠો ઠપકો આપ્યો. શંભુપ્રસાદજીને તરત પોતાની ગફલત સમજાણી. તેમણે ખુલ્લા દિલથી પોતાની ભૂલનો એકરાર કર્યો અને કલ્યાણભાઇને પણ કહ્યું: " જો છોકરા ! હું આવી બાબતો ભૂલી જાઉં છું, તું જાતે રસોઈ કરે છે તેનો મને લેશ માત્ર ખ્યાલ રહ્યો નથી. હવેથી મારે ત્યાં જ તારે જમવાનું રાખવાનું છે. " પોતાના રસોઆને બોલાવીને તે મુજબ સૂચના આપી દીધી. ઉચ્ચ દરજ્જે પહોંચ્યા પછી પણ કલ્યાણભાઈ આ બિનામાંથી ગ્રહણ કરેલો બોધ-પાઠ કદાપી વિસર્યા નહોતા, અને પોતાના હાથ નીચેનાં માણસોની આવી જરૂરીઆતોને અંગે બરાબર કાળજી રાખતા. એક બીજા વિશિષ્ટ પ્રસંગની નોંધ લઇ રાવબહાદુરની રજા લઈશું. એક સમયે કલ્યાણભાઇ ઓફિસમાં લખવાના કાર્યમાં એકચિત્ત થઇ ગયા હતા, આજુબાજુ કોણ છે કે શું છે તેનું કશુંજ ભાન રહ્યું ન હતું, અને મોઢા ઉપરનો પસીનો નીચે ટપકવા લાગ્યો તેનો પણ જરા સરખો ખ્યાલ રહ્યો ન હતો. બરાબર આ તકે શંભુપ્રસાદજી તે સ્થળે આવી પહોંચ્યા. કલ્યાણભાઇની આવી એકાગ્રતા જોઇને તેઓ બહુ જ ખુશ થયા, અને કલ્યાણભાઇની ખુરશી પાછળ ઊભા રહી તેમનાં મોઢા ઉપરનો પરસેવો પોતાના સાફ કડકડતી ઇસ્ત્રી કરાવેલા દુપટ્ટાથી લૂછવાની રાવબહાદુરને ઊર્મિ થઈ આવી. તેઓ ધીમે ચોર પગલે ખુરશી પછવાડે આવી ઊભા. પણ જેવો કડકડ અવાજ કરતા દુપટ્ટાને હાથમાં ઉંચકયો તેવાજ કલ્યાણભાઇ ધ્યાનભંગ થયા. પાછળ નજર ફેરવતાં ખુદ એડમિનિસ્ટ્રેટરને ઊભેલા જોઇ ચમકીને ઊભા થઇ ગયા. નારાજીથી શંભુપ્રસાદજીએ કહ્યું: " છોકરા, તેં મારી બધી મજાહ ઉડાડી દીધી. " આટલું કહી કલ્યાણભાઇને ફરજીઆત પાછા ખુરશી પર બેસાડીને રૂપિયા બારસોનો દરમાયો કમાનાર આ મોટી પાયરીના અમલદારે એક કારકુનના મોઢા ઉપરનો પસીનો

ભાવપૂર્વક પોતાના દુપટ્ટાથી લૂછ્યો ! ! કોઈ ફિલ્મની વસ્તુ સંકલનામાં આકર્ષક બને એવું આ દ્રશ્ય ન કહેવાય ?

પણ કલ્યાણભાઈ માટે હવે કપરી કસોટીનો સમય આવી રહ્યો હતો. એડમિનિસ્ટ્રેશન બંધ પડ્યું અને ઠાકોરશ્રી વાઘજી બહાદુરને રાજ સત્તા સોંપાઈ, મોરબી રાજ્યના દિવાન તરીકે, ખુદ રાવબહાદુરની સૂચનાથી, કલ્યાણભાઈના પિતાશ્રી જેઠાભાઈ બક્ષીની પસંદગી થઈ.

પણ આ દિવાન પદનો હવાલો બક્ષીજી લેવા પામ્યા જ નહિ. વિધિની ઘટના અગમ્ય જ હોય છે. પોતાને રાજકોટ મુકામે દિવાન પદનો હુકમ મળ્યા પછી જેઠાભાઈ બક્ષી પોતાના હિતસ્વી અને સ્નેહી બેરિસ્ટર સીતારામ પંડિતને મળવા તેમના મુકામે ગયા. ત્યાં જ વાતચીત કરતાં કરતાં તેમને છાતીમાં એકાએક દરદ થવા માંડ્યું. મૂળમાં તેમને હૃદય-રોગની અસર હતી જ. બક્ષીજી મૃત્યુનો આખરી પયગામ પારખી ગયા, પણ પોતાનાં સંતાનોની સંભાળ રાખવાની ભલામણ પંડિત સાહેબને ભાંગ્યા તૂટ્યા શબ્દોમાં કરી શક્યા અને પંડિત સાહેબે તે સંબંધમાં બાહેધરી આપી. એટલામાં તો તેઓ ખુરશી ઉપર જ ઢળી પડયા, અને તે જ ક્ષણે તેમનું પ્રાણ પંખેરું ઊડી ગયું. અલબત્ત પંડિત સાહેબે પોતે આપેલ વચન જીવન પર્યંત પાળ્યું. આ અચાનક આવી પડેલી આફતથી બક્ષીજીનાં કુટુંબ ઉપર તો જાણે આભ તૂટી પડયું. એટલું આશ્વાસન હતું કે મોરબી રાજ્યે કલ્યાણભાઈનાં માતુશ્રીને તેમની હયાતી પર્યંતનું પેન્શન બાંધી આપ્યું, તેમ જ તેમના મોટા ભાઈને પિતાની જગ્યાએ સ્ટેટ-વકીલ નીમ્યા. માત્ર બાવન વર્ષની વયે પિતાનું અવસાન થવાથી કુટુંબે શિરછત્ર ગુમાવ્યું અને કલ્યાણભાઈ દિવાન પદે નિયુક્ત થયેલ વડીલના હાથ નીચે તાલીમ થઈ આગળ વધવાના લહાવાથી બેનસીબ રહ્યા. એટલું જ નહિ, વિશેષમાં મોરબીમાં પ્રતિપક્ષનો કારભાર શરુ થયો.

પક્ષભેદ તો પ્રગતિમાન ગણાતા દેશોમા પણ પરંપરાથી ચાલ્યો આવે છે. હિંદમાં પણ અમલદારો એકની એક જ્ઞાતિના હોય છતાં રાજકારણને અંગે તેઓમાં પક્ષભેદ રહેતો. જ્ઞાતિભેદ એ તો હિંદનું ખાસ વધારાનું લક્ષણ. તે અન્વયે કલ્યાણભાઈને પક્ષભેદ અને જ્ઞાતિભેદનો બેવડો ત્રાસ વેઠવો પડયો.

કચ્છ અને મોરબી વચ્ચેના કમિશનની બેઠક આધોઈ મુકામે ચાલુ થઈ હતી. અહીં કલ્યાણભાઈ જે ઑફિસમાં કામ કરતા હતા ત્યાં નવ કારકુન હતા.

તેમાંથી આઠ વિરોધ પક્ષના અને અન્ય જ્ઞાતિના હતા. તે સમયમાં કલ્યાણભાઇને રસોઇ હાથે બનાવવી પડતી. ઇરાદાપૂર્વક કારકુનોને સવારના બોલાવવામાં આવતા. એવી ટકોર પણ થતી કે "હાથે રસોઈ કરવી અને બીજાઓની હારોહાર કામમાં પહોંચી વળવું એ બંને કાર્ય સાથેલાગાં શી રીતે બજાવી શકાય ?" કલ્યાણભાઇ વહેલા ઊઠી બે વખતની રસોઈ તૈયાર કરી, પેટનું ભાડું ભરી, કામ ઉપર જતા. મહા મુશ્કેલીથી થોડા રોજ આમ ચલાવ્યું. એટલામાં નોધારાના આધાર ભગવાને જાણે તેમની ધા સાંભળી. આ વાતની જાણ થતાં જ જામનગરના નાગર બ્રાહ્મણ શ્રીયુત પોપટભાઇ આચાર્ય નોકરીમાંથી રજા ઉપર ઉતરી કલ્યાણભાઈના મુકામ પર આવી પહોંચ્યા. આ ટેકીલા સજ્જને કલ્યાણભાઇની રસોઇનું કાર્ય માથે લઇ લીધું. શ્રીયુત પોપટભાઈ આચાર્ય જોડે આ પ્રમાણે શરૂ થએલો મીઠો સંબંધ જીંદગી પર્યંત ચાલુ રહ્યો. થોડા સમય પછી કલ્યાણભાઇને મોરબી પરત જવાનું થયું.

પણ મોરબી રાજ્યની નોકરીનો ઋણાનુબંધ પૂરો થવા આવ્યો હતો. કારણ થોડા સમય બાદ કલ્યાણભાઇની તબીયત નાદુરસ્ત થઇ તેથી રજા મંજુર કરાવી તેઓ રાજકોટ ગયા. માંદગીની રજા પૂરી થયા પછી નોકરીમાં ચાલુ રહેવું એ તેમને માટે સલાહ ભરેલું ન ગણાયું, તેથી તેમણે રાજીનામું મોકલી આપ્યું. રાજીનામામાં એવું લખી જણાવ્યું કે "અમારાં કિસ્મત એવાં કે અમે આ રાજ્યમાં અત્યારે નોકરી કરી શકીશું નહીં, તો પણ પેઢી દર પેઢીના નોકર તો છીએ જ." આ પ્રમાણે મોરબી રાજ્યની નોકરી બે વર્ષને અંતે છોડી. બરાબર ત્રીસ વર્ષ પછી તે જ રાજ્યના સૌથી ઉચ્ચ હોદ્દા ઉપર તે જ રાજકર્તાના અમલમાં કલ્યાણભાઇ સ. સ. ૧૯૦૯ માં નીમાયેલા. સર વાઘજી-બહાદૂરનું ભાવભર્યું આમંત્રણ મળવાથી મૂળ વતનમાં જ પોતાના પિતાશ્રી નીમાયા છતાં જે પદ્રી ભોગવવા પામ્યા નહોતા તે જ હોદ્દો ત્રીસ વર્ષે પોતાને મળતાં કલ્યાણભાઇને ઊંડો આત્મસંતોષ થયો હશે એ સ્વાભાવિક છે; પણ તે તો યથાક્રમે જણાવાશે. અત્યારે તો નોકરી માટે તનતોડ પ્રયાસ કરવાની આવશ્યકતા હતી. તપાસ કરતાં રાજકુમાર કોલેજમાં એક ઉપશિક્ષકની જગ્યા ખાલી છે એમ બાતમી મળી. બેરિસ્ટર વાડિયાની પ્રિન્સિપાલ મેકનોટન ઉપરની ભલામણ ચીઠ્ઠી લઇ કલ્યાણભાઈ તેમને મળવા ગયા. મંદવાડમાંથી થોડા સમય પહેલાં જ ઊભા થયેલા તેથી મોઢા ઉપર ફિકાશ હતી, અને ચહેરો ચિંતાગ્રસ્ત હતો. પ્રિન્સિપાલ સાહેબે પૂછ્યું: 'યુવાન સજ્જન ! રાજકુમાર કોલેજની ઉપશિક્ષકની ભારે જવાબદારી ભરેલી નોકરી કરવાનો આત્મવિશ્વાસ તમે

ધરાવો છો ?" કલ્યાણભાઇએ કહ્યું, "મારૂં મન તો હા કહે છે પણ હું પોતે કંઈ પણ કહી બતાવું એ મને ઠીક નથી લાગતું. વાડિયા સાહેબને તેની ખાતરી હશે ત્યારે જ ભલામણ કરી હશે બાકી તો અજમાવી જોવાથી ખરી ખબર પડે." મેકનોટન સાહેબને કલ્યાણભાઇનો નબળો વ્યાધિગ્રસ્ત ચહેરો જોવાથી તેમના માટે આશંકા થયેલી કે આ યુવાન કામ પાર પાડી શકશે કે કેમ ? પણ ઉપરોક્ત જવાબ સાંભળીને પ્રિન્સિપાલ ખુશ થયા અને કહ્યું "હા, હવે તમારા જવાબથી મને ખાતરી થઇ કે તમે આ કાર્ય કરી શકશો; વારૂ ! એ તો ઠીક, પણ ઘણા તોફાની, તોમા પોકરાવનાર, દારૂના વ્યસની બે રાજકુમારોને દાબમાં રાખવાના છે. બની શકશે ?" કલ્યાણભાઈની નબળી પડેલી પણ તેજદાર આંખોમાં ચળકાટ જણાયો. પણ નમ્રભાવ ધારણ કરી બોલ્યાઃ "સાહેબ, ગમે તો મારી શકિતમાં દઢ વિશ્વાસ છે, તેથી કહું છું એમ માનો કે પછી અત્યારે નોકરીની જરૂરીઆત હોવાથી છેવટને પાટલે છું એમ ધારી હા કહેવાઈ જાય છે એમ માનો. પણ મારો અંતરાત્મા મને એમ કહેવા પ્રેરે છે કે આ કામ પ્રભુકૃપાથી હું પાર ઉતારીશ." ઉલટમાં આવી જઇ મેકનોટન સાહેબ બોલી ઊઠયા. "જેઠાભાઈ બક્ષીના પુત્રના મોમાં શોભે તેવો જ જવાબ આપ્યો. તમારૂં માંદલું મોં જોઇ મને થોડિક ક્ષણ આશંકા થએલ. તમને ખબર તો હશે કે મારે અને બક્ષીને અંગત પરિચય હતો. જાવ, તમને નોકરી પર આવતી કાલથી લેવામાં આવે છે." બેકાર દશામાં નોકરી મળ્યાની ખાતરી થવાથી છાતી ઉપરથી પહાડશો બોજ ઉતર્યો હોય તેવા હળવા થઇને કલ્યાણભાઇ ખુશખુશાલ બંગલાની બહાર આવ્યા.

આ પ્રમાણે મોરબી રાજ્યની નોકરી છોડયા પછી ત્રણ જ દિવસની અંદર તળ રાજકોટમાં રાજકુમાર કોલેજમાં નવાજ ક્ષેત્રમાં કલ્યાણભાઇએ પ્રવેશ કર્યો પણ હજુ તેમના નબળા ગ્રહો જાણે ભાવ ભજવી રહ્યા હતા. વાત આમ હતી કે વડીલશ્રી જેઠાભાઇ બક્ષી હૃદય બંધ પડવાથી એકાએક ગુજરી ગયા, તે પહેલાં તાજેતરમાં પુત્રોનાં લગ્ન પ્રસંગોને અંગે ખર્ચ થયેલું; તે ઉપરાંત રાજકોટમાં રહેણાક મકાન પણ થોડા જ સમય પહેલાં બંધાવેલાં. આ બંને બાબતોના ખર્ચ માટે બક્ષીજીએ રાજકોટની એક સદ્ધર શ્રોફની પેઢીમાંથી એક મોટી રકમ અંગ ઉધાર લીધેલી; બક્ષીજીનાં અવસાન બાદ ગમે તો કોઇની દોરવણીથી કે પછી મોરબી રાજ્ય જેવું સદ્ધર ગ્રાહક પોતે ગુમાવશે એવી બીકથી લેણદાર શરાફે બક્ષીજીના વારસોને સંદેશો મોકલ્યો કે દીવાળી સુધીમાં ખાતું સરભર કરી દેશો એવી ચેતવણી અમારે નછુટકે આપવી પડે છે. આ

તો પાછી મુંઝવણ ઊભી. થઇ. આવડી મોટી રકમ આટલા થોડા સમયમાં ક્યાંથી લાવી આપવી? નજીકનાં સગાઓ પાસેથી કાંઇ જોગવાઇ થઇ શકી નહિ. મકાન વેચવાની, ઢોર કાઢી નાંખવાની કે એવી કાંઇ વાત તેમના માતુશ્રીએ કાને ધરી નહિ. શું કરવું તેની મુંઝવણમાં સૌ પડયાં. ખાસ કરીને સૌથી મોટા ભાઇ લક્ષ્મીશંકરભાઇ અને તેમનાથી દસ વર્ષે નાના પરંતુ બીજા નંબરના કલ્યાણભાઇ બંને ચિંતાગ્રસ્ત બની ગયાં. બેઉ ભાઇઓએ મનથી તો નિશ્ચય કરી રાખેલો કે છેવટની ઘડી સુધી બીજી રીતે મૂડી ઊભી ન થઇ શકે તો તેમનાં માતુશ્રીની તીવ્ર નામરજી છતાં મકાન તેમ જ દાગીના ઉપર રકમ ઉછીની લઇને શરાફનું ખાતું સરભર કરી નાખવું. આ પ્રમાણે સકંજામાં આવી પડેલા હતા, તેનામાં કર્ણોપકર્ણ આ વાત સ્વ. જેઠાભાઈ બક્ષીના, એક અંગત સ્નેહી રા રા. દયારામ જોષીના જાણવામાં આવી, અને એક સાંજના આ વયોવૃદ્ધ ગૃહસ્થ મોટી લાકડી ઠબકારતા બક્ષીજીના મકાને આવી પહોંચ્યા. સૌએ " કાકા "ને આવકાર આપ્યો; કાકાએ પૂછ્યું ' દીકરાઓ,શું ચિંતામાં પડી ગયા છો?" ભાઇઓએ માંડીને સર્વ હકીકત કહી સંભળાવી અને કહ્યું: " કાકા, કરજ ફેડવામાં કાંઇ વાંધો નથી. આ તો શરાફ થોડી મુદતમાં જ ખાતું સરભર કરી આપવાનું દબાણ કરે છે તે બાબતની મુશ્કેલી છે." દયારામભાઇ હસીને બોલ્યા "અરે, એમાં તે શું મુઝાઓ છો? તમે ભલે માનતા હો કે તમારા બાપુ કરજ મૂકી ગયા છે. તમારા બાપુ તો એટલું વાવી ગયા છે કે તમે લણતાં લણતાં થાકશો." અને ખરેખર થોડા જ સમયની અંદર જેઠાભાઇ બક્ષીના નામના પ્રભાવથી તેમના પુત્રોને આગળ વધવામાં ઘણી સરળતા મળેલી.

કરજ બાબત દયારામભાઇએ ફડચો કર્યો કે, "જાઓ બીજા શરાફને ત્યાં. એની પેઢીમાંથી જોઇતી રકમ ઉપાડી હાલનું ખાતુ સરભર કરી નાખો; બાંહેધરી માંગે તો મારૂં નામ આપજો." મતલબ દયારામભાઇની દરમિયાનગીરીથી જોઇતી રકમ મળી ગઇ અને પહેલાનું ખાતું સરભર કરાવી નખાયું. કોઇ પણ જાતનું લખત કરાવવા દયારામભાઇએ સાફ ના કહી. બોલ્યા કે "જેઠાભાઇ બક્ષીના પુત્રોનો મને પૂર્ણ વિશ્વાસ છે." નહિ લખત, નહિ સાક્ષી, નહિ સહી સીક્કો, કેવળ મોંઢાની વાત! ધન્ય મૈત્રી! ધન્ય જેઠાભાઇ બક્ષીનું પુણ્યશાળી નામ! કે જેના નિર્દેશથી જ આવડી મોટી રકમ માત્ર મૌખિક વચનથી મળે છે, અને જેઠાભાઇ બક્ષીના વંશજો તો દયારામભાઇનો જેટલો ઉપકાર માને તેટલો ઓછો. સ્મૃતિ પટ પર આ પવિત્ર નામ કાયમ રાખવું જોઇએ.

રાજકુમાર-કૉલેજમાં રૂ. ૪૦ ના દરમાયાથી નોકરી મળી અને આમ જેથી મદદ મળવાથી ચિંતાજનક કરજના પ્રશ્નનો નીવેડો આવી ગયો. તેથી પ્રફુલ્લ ચિત્તથી કલ્યાણભાઇ નવી નોકરીમાં જોડાયા. એકત્રીસ વર્ષની વયના આ યુવાને કુનેહથી, પ્રભાવથી, અને ચારિત્ર્યબળથી જોતજોતામાં બે 'તોફાની ઉચ્છૃંખલ રાજકુમારોને વશ કર્યા. ધીરજથી પણ મક્કમપણે દારૂ છોડાવવાનો પ્રયત્ન શરૂ કરી દીધો. એક કુમાર તો બિચારો ગુજરાતના મહુડાંથી ભરપુર પ્રદેશનો પાકો વ્યસની થઇ ગયો હતો; પહેલાં તો પ્રિન્સિપાલ સાહેબની સંમતીથી કલ્યાણભાઇએ દારૂમાં પાણી ક્રમે ક્રમે વધારે ભેળવી કુંવરોને તેવો દારૂ અપાવવાની શરૂઆત કરી. એકદમ સખ્તાઇથી દારૂ બંધ ન કર્યો તેથી કુંવરો પોતાના મનથી સ્વમાનભંગ ન થયા. બીજી બાજુથી દારૂનું વ્યસન એ મહા અનિષ્ટ છે એમ કલ્યાણભાઇએ કુંવરોના મન પર ઠસાવવા માંડ્યું. આ કામમાં આવી રીતે સફળતા મેળવ્યા પછી બીલખા તાલુકાના કુમારના ટ્યુટર તરીકે રૂ. ૫૦ ના દરમાયાથી નીમાયા. આ સમયમાં રાજકુમાર કૉલેજમાં માંગરોળ રાજ્યના કુમાર શ્રી જહાંગીર મીયાં, ગોંડળના ના. ભગવતસિંહજી, ઇડરના કેસરીસિંહજી વગેરે ભવિષ્યના રાજકર્તાઓ અભ્યાસ કરતા હતા, અને કલ્યાણભાઇ તેમના સહવાસમાં સ્વાભાવિક રીતે આવેલા. આ બધા રાજવીઓનાં મન ઉપર કલ્યાણભાઇના ચારિત્ર્ય અને શક્તિની ઊંડી છાપ પડેલી એમ જણાય છે; કારણ ભવિષ્યમાં આ જ રાજવીઓએ પોત પોતાના રાજ્યમાં અનુક્રમે માંગરોળ, ગોંડળ અને ઇડર રાજ્યમાં જવાબદારી ભર્યા હોદ્દા ઉપર એમને નીમેલા. એટલે રાજકુમાર કૉલેજમાં જ તેમના ઉન્નતિ ઉત્કર્ષનાં બીજ રોપાએલાં. વળી સાધુચરિત પ્રખ્યાત મેકનોટન સાહેબની તેમણે ઘણી સારી ચાહના મેળવી. આ સાહેબ જેઠાભાઇ બક્ષીના સમસ્ત કુટુંબ પ્રત્યે ખાસ મમતા રાખતા. કલ્યાણભાઇએ કૉલેજની નોકરી છોડ્યા પછી થોડા જ સમય બાદ તેમના બંને ભાઇઓ પ્રેમશંકર બક્ષી અને માધવરાય બક્ષી કૉલેજમાં નીમાએલા. તેમ જ છેક ઇ. સ. ૧૮૯૫ માં કલ્યાણભાઇના જ્યેષ્ઠ પુત્ર લાભશંકરને પણ એ સાહેબે કૉલેજમાં ટ્યુટરની જગ્યા અપાવી હતી.

ઈ. સ. ૧૮૮૦ ની આખરમાં શેખ હુસેનમીયાં સાહેબે સ્નેહભર્યા આગ્રહથી એમને માંગરોળ રાજ્યમાં બોલાવ્યા તેથી બીલખામાં ટ્યુટરના દરજ્જાનો હક્ક રાખી, તેઓ માંગરોળમાં રૂ ૫૦ ના દરમાયાથી હજુર શીરસ્તેદાર તરીકે નીમાયા. આ રીતે તેમણે કાઠિઆવાડમાં, દેશી રાજ્યોની રાજકીય ભૂમિ ઉપર પ્રથમ પ્રવેશ કર્યો.

卐

# • પ્રકરણ ૪ થું

## રાજદ્વારી પ્રવેશદ્વાર



કલ્યાણભાઇએ માંગરોળ રાજ્યની નોકરી સ્વીકારીને કાઠિઆવાડમાં રાજકીય પ્રદેશમાં રીતસરનો પ્રથમ પ્રવેશ કર્યો. આ સ્થળે જ જો તે સમયની પરિસ્થીતિ વિષે તેમ જ એવા પ્રકારનાં વાતાવરણમાં કલ્યાણભાઇ રાજસ્થાનની નોકરી કરવામાં કયા પ્રકારનુ ધોરણ રાખતા અને કોઇ પણ સ્થળની નોકરી છોડતાં પહેલાં કેવો તલસ્પર્શી અને તુલનાત્મક વિચાર કરતા વગેરે બાબતોનું વિવેચન કરીશું તો તેમની આગામી કારકીર્દીનું વૃત્તાંત સ્પષ્ટતાથી સમજાશે.

ઇ. સં. ૧૮૮૦ માં જ્યારે કલ્યાણભાઇને માંગરોળ જવાનું થયું ત્યારે રાજકોટમાં રાજકુમાર કોલેજ સ્થપાયાને એક દાયકો વિત્યો હતો; તેટલા સમયમા તે કોલેજમાંથી થોડાએક રાજકુમારો અભ્યાસક્રમ પૂરો કરી બહાર આવેલા તે પૈકીના જ ઘણા ખરા આ અરસામાં કાઠિઆવાડનાં જુદાં જુદાં રાજસ્થાનોમાં રાજ્ય અમલ ચલાવતા હતા. સાધુચરિત ચેસ્ટર-મેકનોટન જેવાની સાત્વિક અસર તેમના ઉપર પડે જ. પણ સામી બાજુમાં અન્ય શિક્ષકોની તેમ જ ગુજરાત કાઠિઆવાડના જુદા જુદા ભાગમાંથી કોલેજમાં ભણવા આવેલા રાજકુમારોના ભિન્નભિન્ન ઘડતરની સારી માઠી અસર પણ પડે જ. વળી યુરોપીઅનોના સહવાસથી તેમની ખરચાળ રહેણી-કરણીનો પ્રભાવ પણ ભાગ ભજવે એ દેખીતી વાત છે; અતિ ખર્ચાળ આદતો કદાચ પહેલાં બીજા વર્ગના સંસ્થાનો પુરતી નભી શકે, પણ નાનાં સંસ્થાનોના રાજવીઓ જો એવી ખરચાળ પદ્ધતિ ગ્રહણ કરવામાં હરિફાઇ કરે તો તે તેમને ભારે પડી જાય એ તો સહજ સમજાય એવી વાત છે. કમનસીબે તેવી હરિફાઇ ચાલુ થઇ ચૂકી હતી.

આમ ખાટાં મીઠાં ફળ પ્રાપ્ત કરી રાજકુમાર કૉલેજમાંથી બહાર નીકળેલા રાજવીઓ તે સમયમાં રાજ્યઅમલ ચલાવતા હતા. મુત્સદ્દી વર્ગમાં બીજા દેશોની માફક પક્ષભેદ હતો જ. શરુઆતમાં જ્યારે એક જ જ્ઞાતિ બીનહરિફ રાજ્યકારભાર ચલાવતી ત્યારે તે જ્ઞાતિમાં જ પક્ષો પડતા. ત્યાર પછી બીજી જ્ઞાતિ રાજ્યસેવામાં જોડાતાં પક્ષભેદમાં જ્ઞાતિભેદની અસર પણ પ્રસરી. પહેલાં તો માત્ર રાજકાર્યને અંગે જ પક્ષભેદની અસર રહેતી. ખાનગી વ્યવહારમાં તેની અસર બહુ ન જણાતી; પણ ક્રમનસિબે આગળ ઉપર આ પક્ષભેદ વિશેષ કડવો બન્યો. પરંતુ કેળવણીના વિશેષ પ્રચારને લીધે બે જ્ઞાતિઓ ઉપરાંત અન્ય જ્ઞાતિઓ પણ રાજ્યોની તેમજ એજન્સીની નોકરી પ્રાપ્ત કરવામાં હરીફ બની તેથી ઉપરોક્ત કોમી વીખવાદ આપોઆપ શિથિલ થયો. આ જ સમયમાં બુદ્ધિબળ અને સાહસનો ઉપયોગ કરવાના ક્ષેત્રનું મધ્યબિંદુ રાજકોટની રાજસ્થાનિક કોર્ટ અને બ્રિટિશ એજન્સીનાં દફતરમાં સ્થિર થયું હતું. પ્રત્યેક યુગ પોતાને અનુકૂળ માણસો ઉપજાવે છે. શસ્ત્ર અને લેખણના સહયોગના જમાનામાં યુદ્ધ-કૌશલ્ય અને મુત્સદ્દીગીરિ બન્નેની એકી સાથે જરૂર પડી ત્યારે અમરજી દીવાન, ઘેલાશા કારભારી, વઝીર મેરામણ જેવા મુત્સદ્દી યોદ્ધાઓ પાક્યા. અને એ શસ્ત્ર યુગ વિત્યા પછી પણ છેક ઇ. સ. ૧૮૯૬ પછી એટલે આધુનિક સમયમાં પણ ઉપરોક્ત મુત્સદ્દી સિપાહીઓના અવશેષરૂપ કોઇ કોઈ અપવાદ નજરે પડતા. જેમકે જુનાગઢના નાયબ દીવાન પુરુષોત્તમરાય ઝાલા જાતે શસ્ત્ર ગ્રહણ કરી બહારવટીઆની સામે ઝુઝતા. યુગ પલટાતાં એ વર્ગમાં પણ થોડો ફેર પડયો. શસ્ત્ર વાપરવાનાં ન રહ્યાં એવા જમાનામાં મુત્સદ્દીગીરી સાથે નિડરતા, સાહસીકતા, તેમ જ દૂરદર્શીત્વ વગેરે લક્ષણો ધરાવનારા વીરનરો કોઈ કોઈ પાકતા એવી અપવાદરૂપ વ્યક્તિઓ પૈકી કલ્યાણભાઈ પણ એક હતા

અમરજી દીવાનના સમય અને આધુનિક સમય વચ્ચેનો સંક્રાન્તિકાળ એવો હતો કે જ્યારે અંગ્રેજો ઉપર વર્ચસ્વ પાડી પોતપોતાનાં રાજ્યોની પ્રતિષ્ઠા વધારે એવા માણસોનો ખપ પડ્યો; તેવા સમયમાં ગોકળજી ઝાલા અને ગૌરીશંકર ઓઝા જેવા તેજસ્વી સિતારાઓ સૌરાષ્ટ્રનાં ગજકીય આકાશમાં ઝળકયા. પણ ત્યાર પછીનાં એટલે ઇ સ. ૧૮૮૦ પછી રાજકીય કૌશલ્ય દર્શાવવાનું કેન્દ્ર રાજકોટ થઇ પડયું; અને તેને અંગે કાયદાના જ્ઞાનના નિષ્ણાતો તેમજ બીન અનુભવી યુવાન અંગ્રેજ અમલદારો ઉપર પ્રભાવ પાડે તેવાઓનો ખપ હતો. તેથી બેરિસ્ટર સીતારામ પંડિત, બેરિસ્ટર હોરમસજી વાડીઆ,

કેવળરામ માવજી, અને ત્યાર પછી ફીકાભાઈ ઉર્ફે બાલકૃષ્ણ કાજી, કલ્યાણભાઇ, બેરીસ્ટર દલપતરામ શુકલ અને થોડા સમયને અંતરે રણછોડલાલ પટવારી, અમૃતલાલ બક્ષી અને માધવરાય બક્ષી જેવાને પાક નિષ્પન્ન થયો.

ઉપર કહ્યું તેમ સર્વ દેશોની માફક કાઠિઆવાડમાં પણ મુત્સદીઓમાં પક્ષભેદ હતો. પક્ષભેદને અંગે બુદ્ધિબળની રમત પણ રમાતી. કોઇ વાર હલકી ખટપટ પણ ખેલાતી. તેમ છતાં મુત્સદી વર્ગની રાજ્યભક્તિ સ્તુત્ય હતી. એ જે સ્થળમાં નોકરી કરતો તે સંસ્થાનના હિત ખાતર જીવ આપવા સુધી તત્પર રહેતો. એટલે સુધી કે એક જ જ્ઞાતિના લોકો જો હરીફ રાજ્યની નોકરી કરતા હોય તો જ્ઞાતિ પક્ષપાતને તેટલા પૂરતી તિલાંજલી આપતા અને પોતે જે રાજ્યના નોકર હોય તે રાજ્યની ખાતર પ્રતિસ્પર્ધી રાજ્યમાં નોકરી કરતા સ્વજ્ઞાતિના કારભારીઓ સામે ઝુઝવામાં પાછી પાની ન કરતા.

રહેણી કરણી સાદી હતી. મેમાનગીરીમાં પૂરેપૂરી ઉદારતા જેવામાં આવતી. બાળલગ્નનો રિવાજ તે સમયમાં અને ત્યાર પછીના થોડા દાયકાઓમાં વ્યાપક હતો. રેલ્વે વ્યવહારની હજુ શરૂઆત થઇ નહોતી, તેથી મુસાફરી ઘોડાના ટપ્પામાં ઘોડેસ્વારીથી અગર બળદથી હંકાતા વાહનમાં તેમ જ પગપાળા કરવી પડતી. ટપાલ ટપ્પામાં લઈ જવાની હજુ તો શરૂઆત જ થઇ હતી. બાકી તો " સુખદુઃખનાં પોટલાં " માથે લઇ ધુધરી રણકાવતા શ્રી મેઘાણીએ બીરદાવેલા જસ્ટા–મહારાજ જેવા હલકારાઓદ્વારા ટપાલ વહેચાતી. ચોમાસામાં જો નદીમાં પૂર હોય તો અવર જવર અટકી પડતી. ઉપરાંત વચ્ચે વચ્ચે બહારવટીઆઓ જોર પર આવતા તેથી મુસાફરીમાં જાન માલનું જોખમ ખેડવાનું રહેતું જ.

આવી હાડમારીઓ હોવા છતાં કલ્યાણભાઇ પોતાનું વતન છોડી માંગરોળ તરફ ખેંચાયા; તે સમયમાં અંગ્રેજી ભાષા શીખેલા અને કાયદાના જાણકાર બુધ્ધિશાળી યુવકો માટે આગળ વધવાનું વિશાળ ક્ષેત્ર હતું, તેવા મોકાનો લાભ લેવા કલ્યાણભાઇ ઈચ્છા ધરાવે તે સ્વાભાવિક છે. માંગરોળ દરબાર શેખ સાહેબે પણ એમ જ જણાવેલ કે તુરતમાં જો કે તમને પગારમાં વધારો નથી મળતો પણ ભવિષ્યમાં આગળ વધવાની તક છે, માટે મારે ત્યાં આવવાનો આગ્રહ કરૂં છું.

મતલબ કલ્યાણભાઇ માંગરોળ રાજ્યની નોકરીમાં જોડાવા સાથે જ

ઉપર જણાવેલ રાજકીય પરિસ્થિતિમાં પ્રવેશ કર્યો. પક્ષાપક્ષી, ખટપટ અને લાંચરૂશવતથી કલુષિત વાતાવરણમાં રહીને તેમણે પોતાના વર્તનનું ધોરણ ઉચ્ચ રાખ્યું અને તે અણિશુધ્ધ જાળવ્યું તે એક અદ્ભુત ઘટના ગણાય. તેમના પિતાશ્રીનો વારસો આમાં સહાયભૂત હતો જ. ઉપરાંત તે સમયની નવીન કેળવણીના સુસંસ્કારોની પણ અસર હશે. છતાં અહીં જણાવેલ બન્ને પ્રકારની અનુકૂળતા ધરાવતા બીજા યુવકો જ્યાં ઠગી ગયા ત્યાં કલ્યાણભાઇ દૃઢ રહી શકયા એ તેમની વિશિષ્ટતા. તેમણે જુદાં જુદાં રાજ્યોની નોકરી કરી તે દરમિયાન જ્યારે આગળ વધવાની તક મળતી ત્યારે અગર ચાલુ નોકરીવાળાં રાજ્યમાં તેમનાં નૈતિક ધોરણને અડચણરૂપ થાય તેવી પરિસ્થિતિ ઉપસ્થિત થતી ત્યારે બનતાં સુધી જેમની નોકરી કરતા હોય તેમની સાથેનો અંગત સંબંધ મીઠાશભર્યો જાળવીને તે રાજ્યની નોકરીમાંથી ખસી જતા. આ ઉપરથી રખે કોઇ એમ માને કે જરાતરામાં કલ્યાણભાઇ રીસાઈ જતા અને નોકરીનું રાજીનામું આપી દેતા. હરગીજ નહીં. નોકરી શરૂ કર્યા પછી દશ વર્ષ સુધી તો પિતૃઋણ ભરપાઇ કરવાનો બોજો હતો; અને ત્યાર પછી પણ બહોળા પરિવારને કારણે આર્થિક ભીંસ તો રહેતી જ. તેથી કારણ વગર નોકરી ફગાવી દેવાનું તો પરવડે જ નહિ. પણ ગંભીર કારણ હોય તો આર્થિક અગવડના ખાતર તેઓ રાજીનામું આપતાં અચકાતા નહિ; અર્થાત તેમનામાં સાવધપણું અને સાહસ લગભગ સરખા પ્રમાણમા હતાં અને એ બંને ઉપર નીતિનું આધિપત્ય હતું.

- આટલું ખરું કે ટકી રહેવાનો બનતો પ્રયાસ કર્યા પછી જો અમુક સ્થળની નોકરી છોડી દેવાનો નિશ્ચય કરતા તો પછી તે બાબતમાં મક્કમ રહેતા અને તેટલા ખાતર ગમે તેવી ભીડ સહન કરવા મનથી તત્પર રહેતા. બુદ્ધિ નિર્મળ અને અવલોકન શકિત તીક્ષ્ણ હોવાથી ઉપરી અધિકારી અગર હાકેમ જોડે અથડામણનો સમય આવ્યા પહેલાં જ સરી જવાનું ઘણે ભાગે પાર પાડી શકતા. નોકરી છોડયાં પહેલાં સમજુ વડીલ વર્ગ તેમ જ શાણા સ્નેહીઓની સલાહ અવશ્ય લેતા પરંતુ છેવટનો નિર્ણય જાતે જ કરતા. સારાંશ એ કે અંતિમ પગલાં તરીકે જ નોકરી છોડતા. જરા વિસ્તાર પૂર્વક વિવેચન કરવાનું કારણ એ છે કે પ્રસંગે પ્રસંગે નોકરી છોડવામાં રહસ્ય શું હતું તે જણાવવામાં વ્યકિતગત આક્ષેપ કરવાનો પ્રસંગ આવે અને તેથી સુરુચિનો ભંગ થાય એવું અમને જણાય છે. આ બાબતનાં સ્પષ્ટીકરણમાં એક દૃષ્ટાંત અત્રેજ આપવું અસ્થાને નહીં ગણાય.

એક મોટાં રાજ્યમાં રાજ્યના વતની એવા એક અમલદારે હાકેમની મહેરબાની સારા પ્રમાણમાં પ્રાપ્ત કરી એ કૃપા પ્રાપ્ત કરવામાં અને તે ટકાવી રાખવામાં હાકેમની ખાનગી મીજલસોમાં, હાકેમને ખુશ કરવા હજુરીઓ તે અમલદારની ગમે તેવી નાલેશી કરે તો પણ નિભાવી લેતા. આ કૃપાપાત્ર અમલદાર રાજ્યનો હિત-શત્રુ નીવડ્યો. તેનો દોર અને આપખુદી વધી પડયાં સારા માણસોનું અપમાન થવા માંડયું. ન્યાયના કામમાં હજુરીઓ દખલગીરી કરવા લાગ્યા. ખુદ દીવાન પણ આ માનીતા અમલદારને ખુશ રાખવા પ્રયત્ન કરતા; એટલું જ નહીં દિવાનને પણ તુંડમીજાજીનો ચેપ લાગ્યો. આટલે સુધી વાત આવી તો પણ હજુ કલ્યાણભાઈનું અંગત માન અકબંધ સચવાયું હતું. અને હાકેમ તો તેમને પરમેશ્વરનું માણસ સમજતા, છતાં કલ્યાણભાઇ જોઇ શકયા કે આંહી વધારે ખેંચવામા બીલકુલ સાર નથી. નીચલી કોર્ટોમાં ન્યાયના કામમાં દખલ થાય તે તો કલ્યાણભાઇ એક ક્ષણ પણ નિભાવી ન શકે. સ્વમાન-ભંગ થવાનો પ્રસંગ ન જ આવે એવી ખાત્રી રાખવી એ પણ હવે શાણપણ ન જ ગણાય. તેથી ઔપચારિક રીતે શરીર નબળું પડયુ છે તેવું કારણ જણાવી તે રાજ્યના મોટા હોદ્દા ઉપરથી ખસી ગયા. પરંતુ રાજીનામાની નકલ રાખેલી છે તે કાગળ પછવાડે નોકરી છોડવાનાં કારણોની નોંધ પેન્સીલથી કરેલી છે. આ ઉપરથી સ્પષ્ટ સમજાશે કે કાં તો ઉચ્ચતર હોદ્દો અગર પગારમા વધારો મળે ત્યારે; અગર ન સુધારી શકાય તેવા સંજોગ ઉભા થાય ત્યારે જ ચાલુ નોકરી છોડતા.

સકારણ આટલું વિષયાંતર કર્યું. હવે આપણે કલ્યાણભાઇની માંગરોળ રાજ્યની કારકીર્દીનો વિષય હાથ પર લેશુ.

માંગરોળમાં પહેલાં બે વર્ષ એકંદર સુખ શાન્તિમાં ગાળ્યાં જણાય છે. હજુર શિરસ્તેદાર તરીકે રૂ. પચાસમાં અને ત્યારબાદ રૂ. સાઠના પગારથી ન્યાયાધીશ તરીકે નોકરી બજાવેલી. શેખ સાહેબની પ્રીતિ અને કદરદાની, દિવાનનો વિશ્વાસ અને માંગરોળની વહાલસોઇ વસતીનો પ્રેમ, આ બધાં આકર્ષક તત્ત્વો હતાં. અલબત્ત તે સમયે મળતા પગારમાં ખર્ચ ચલાવવામાં કિંટબણા ભોગવવી પડે તેવું હતું. કારણ તેટલી આવકમાં પિતૃઋણમા પોતાનો હિસ્સો આપતા તેમ જ સ્વકુટુંબનો નિર્વાહ ચલાવતા. આ સમયમા તેમને ત્રણ સંતાનો હતાં (૧) લાભશંકર ઉમર વર્ષ સાત. (૨) હરીલાલ ઉમર વર્ષ ત્રણ અને (૩) મૂળશંકર-થોડા માસનું બાળક. તે સમયમાં જરૂરીયાતની ચીજો મોંઘી મળતી તેમ જ જીવનમાં સાદાઇ હતી. તેથી આર્થીક

સંકડામણમાં પણ સંતોષપૂર્વક પોતે અને સ્ત્રી-બાળકો દિવ્ય આનંદ ભોગવતાં. તેમનો ટ્યૂટર તરીકેનો હક ચાલુ હતો તે દરમ્યાન, રાજકુમાર કોલેજના વહીવટની તેમજ છાત્રાલયની રહેણીકરણી સંબંધી તપાસ એકટીંગ પ્રિન્સિપાલ મી. સેલ્બી (પાછળથી પુનાની ડેક્કન કોલેજના પ્રિન્સિપાલ તરીકે વિખ્યાત થયેલા તે) અને મી. વોટસને સરકારના હુકમથી ચલાવેલી. તે સમયે વિદ્વેશીઓ પોતાના શિષ્યને સંડોવવા પ્રયાસ કરે છે એવી બાતમી મળતાં કલ્યાણભાઈ ઉ-તેજીત થયા, અને પોતાના શિષ્યના બચાવ અર્થે તત્પર થયા. પણ નિયમ મુજબ એ દિશામાં કાંઇ પણ પગલું ભર્યા પહેલાં પોતાના મુરબ્બી અને નેક સલાહકાર બેરિસ્ટર વાડીઆની સલાહ માગી. યુવાનીમાં જુસ્સો હોય જ તે મુજબ કલ્યાણભાઇ આવેશમાં આવી જાત પરંતુ જુસ્સાને અમલમાં મૂક્યાં પહેલાં પોતાના હિતસ્વીઓની સલાહ લેવાની આ પ્રથા તેમને બહુ ઉપયોગી નીવડતી વાડીઆ સાહેબનો જવાબમાં પત્ર આવ્યો તેમાં આપેલી સલાહ ધડો લેવા યોગ્ય હોવાથી તેમાંથી અવતરણ આંહી આપેલ છે.

Dear Kalianrai,

Do not at all be afraid of idle slanders such as those which rumour credits to your former pupil. Do not rush into this fray till you are called upon for the defence. Remain strong and firm in your mind of the falsehood of the accusers. At such times, patience is very necessary, otherwise you may be misunderstood. Go on in your own way quietly. I am sure justice and truth must triumph since the inquiry by Major Watson and Mr. Selby cannot but be impartial. The College must weather this storm well. It is the first great crisis in its existence and I am sorry Mr. Macnaughten is not present to assist in weathering it and also to profit by the lessons it must teach for the present.

Yours sincerely,
**H. A. Wadiya**

કેવી નેક સલાહ ! જૂઠા આક્ષેપોથી ઉશ્કેરાઈ તાબડતોડ પગલાં ન ભરવાં. આવા સમયમાં ધીરજ ધરવી. સત્ય અને ન્યાય જ આગળ આવશે કારણ કે તપાસ ચલાવનાર નિષ્પક્ષપાતી સજ્જનો છે વગેરે.

માંગરોળમાં નોકરીનો સમય લંબાવાથી કલ્યાણભાઇએ બીલખામાં ટ્યૂટરની જગાનો હક્ક જતો કર્યો. આ અરસામાં, કલ્યાણભાઈ ઉપર ઇંગ્લાંડથી તેમના પરમ સ્નેહી પ્રિન્સ હરભમજી સાહેબનો પત્ર આવેલ. તેમની જોડે પત્ર-વ્યવહાર ચાલુ હતો જ. આ રીતે કલ્યાણભાઇને કાઠીઆવાડ બહારની દુનિયાના સંપર્કમાં અનાયાસે આવવાનું બનતું. કુ શ્રી. હરભમજીએ તે પત્ર પોતાનાં અભ્યાસ–સ્થાન કેમ્બ્રીજથી લખેલ–એ પત્રમાં કલ્યાણભાઇની પત્રવ્યવહાર પરત્વેની નિયમિતતા બાબત કુ શ્રીએ પ્રશંસા કરી છે. ઉપરાંત કેમ્બ્રિજ–ઓક્ષફર્ડ યુનિવર્સિટી વચ્ચેની રમતોની અને ખાસ કરીને "બોટીંગ" ની હરિફાઇનું સરસ બયાન આપ્યું છે. તેમજ ઇંગ્લાંડના પાટવી કુંવરની "લેવી" માં પોતાને આમંત્રણ મળેલું તેનો સગર્વ ઉલ્લેખ કરેલો છે.

માંગરોળ રાજ્યમાં ન્યાયાધીશપદ ઉપર કલ્યાણભાઈ હતા તે દરમ્યાન જુનાગઢ–માંગરોળ વચ્ચેના મતભેદનો નીવેડો લાવવા બ્રિટિશ સરકારે કમિશનની નીમણુંક કરેલી. કમિશ્નર તરીકે કર્નલ હંટરની પસંદગી થઈ. માંગરોળ તરફથી કેસ ચલાવવા પંડિત સીતારામ બેરિસ્ટરને રોકી લીધા. પંડિત સાહેબને વાકેફ કરવામાં અનુકૂળતા આવે તેટલા ખાતર કલ્યાણભાઇને માંગરોળ કારભારીના અંગત શિરસ્તેદાર તરીકે રાખ્યા શરૂઆતથી જ કમિશનનાં કામમાં કલ્યાણભાઇએ તનતોડ મહેનત કરવા માંડી. થોડા સમય પછી તેમની આ એકનિષ્ઠા અને અથાગ મહેનતને કારણે, ઘણાને તેઓ આંખનાં કણાની માફક ખુંચવા લાગ્યા. જે વાંધાઓનો નીકાલ કમિશન દ્વારા થવાનો હતો તેનો નીકાલ ઘરમેળે પતાવવાની જોરદાર હિલચાલ ઉપડી. પરંતુ સમાધાનની શરતો માંગરોળના ગેરલાભની છે એમ કલ્યાણભાઇ પ્રમાણિકપણે માનતા હતા. ખુદ કારભારી સાહેબ ખુલ્લી રીતે સમાધાનનો વિરોધ કરતાં અચકાયા; કારણ કે તેઓ એજન્સી અમલદારો તેમજ જુનાગઢનાં મુત્સદી મંડળની શેહમાં દબાયા. તેથી યુક્તિપૂર્વક કલ્યાણભાઇને ના પાડવાના કામમાં આગળ ધરી દીધા. અને પછી કારભારી સાહેબ તરત જ આ બાબતમાં શેખસાહેબના બધુ જહાંગીરમીયાં સાહેબની સલાહ લેવાની આવશ્યકતા છે એમ કહી અમદાવાદ ગયા. સમાધાનની આ વાટાઘાટ ચાલતી

હતી તે સમયે ના. શેખસાહેબનો મુકામ રાજકોટમાં હતો. કારભારીની ગેર હાજરીમાં કલ્યાણભાઇને ના. શેખસાહેબ જોડે અંગીતંગી કરવાનું થતું. આ ઉપરથી ટ્પીલાઓએ શેખ સાહેબ ઉપર કલ્યાણભાઇનો કાબુ છે અને તેના કહેવાથી શેખ સાહેબ સમાધાનનો અસ્વિકાર કરે છે એવી વાત ફેલાવી. ખરું જોતાં સમાધાનની શરતો ન સ્વિકારવામાં પંડિત સાહેબ, ના. શેખસાહેબ, તેમના ભાઈ, અને બીજા કેટલાક માંગરોળ રાજ્યના હિતરવીઓ પણ એકમત હતા. છતાં સમાધાન તુટી પડ્યું તેમા કલ્યાણભાઈ જ મુખ્યત્વે કારણભૂત હતા એવી વાત વિરોધીઓએ ચલાવી. જુનાગઢનું મુત્સદીમંડળ તો સમાધાન પોતાના પક્ષના લાભનું હતું તેથી તે તુટી પડવાથી નારાજ થાય એ સહજ સમજાય તેવી વાત છે. કલ્યાણભાઇની સ્થિતિ કફોડી થઈ કારણ કે એજન્સીની ઇચ્છા સમાધાન કરાવવાની હતી. તેથી કલ્યાણભાઈ જો માંગરોળ રાજ્યની નોકરીમાં ચાલુ રહે તો તે માગરોળનાં હિતમા સારું ન ગણાય કારણ કે કલ્યાણભાઇએજ સમાધાન ન થવા દેવામાં અગ્રભાગ ભજવેલો એવી છાપ તો પડી ચુકેલી; બીજી તરફથી જ તેજ કારણથી કાઠીઆવાડમાં કોઈ પણ રાજ્ય એજન્સી અમલદારોની ખફગી વહોરી લઈ કલ્યાણભાઇને નોકરી આપે એ પણ સંભવિત નહોતું. કલ્યાણભાઈએ માંગરોળ રાજ્યને કઢંગી સ્થિતિમાં ન મુકાવું પડે તેટલા ખાતર નોકરી છોડવા નિશ્ચય કર્યો અને વકીલાત કરવાનું મનથી ધાર્યું. ઉપરાંત કાઠીઆવાડમાં આગળ પડતા ગણાતા ગૃહસ્થો ઉપર ખુલાસા રૂપે પત્રો લખી-લખાવી કલ્યાણભાઈએ પોતા સંબંધી થએલી ગેરસમજ દૂર કરવાનો પણ પ્રયત્ન કર્યો. માંગરોળના તે વખતના કારભારીની કાર્યનીતિ પરત્વે પણ કલ્યાણભાઈ તીવ્ર મતભેદ ધરાવતા હતા.

ઉપરનાં કારણોથી તા. ૯-૧૨-૧૮૮૭ના રોજ કલ્યાણભાઇએ રાજીનામું રજુ કર્યું. ત્યાર પછી પોરબંદર નોકરીમાં પ્રયાસ માટે ગયા પરંતુ તેમાં ફળીભૂત ન થયા પોરબંદરથી પાછા આવ્યા પછી કારભારી સાહેબે કલ્યાણભાઇને લખી પૂછાવ્યું કે " પહેલાં પણ રાજીનામું પાછું ખેંચી લેવા મેં તમને આગ્રહપૂર્વક કહેલું; હવે પોરબંદરના નિષ્ફળ પ્રયાસ પછી રાજીનામું પાછું ખેંચી લેવા ફરી વિચાર કરશો ? તમારી જગ્યા હજુ અણપુરાએલી છે. " આનો જવાબ કલ્યાણભાઇએ એક અંગ્રેજીમાં લખેલા પત્રદ્વારા આપ્યો આ પત્ર ઉપરથી કલ્યાણભાઇની માનસિક ભૂમિકા કેવી ઉચ્ચ કોટિની હતી તે સ્પષ્ટ થાય છે. તેથી તેમાંથી આંહી અવતરણો આવેલ છે.

Mangrol,
April 30th 1882

My Dear Sir,

I got Vajeshanker's letter to-day enquiring from me, on your behalf as to whether my late visit to Porbandar had in any way modified or altered my intention as regards leaving off my present post, or whether you, who had not made your choice of a successor should select one My visit to Porbandar has not yet opened any fresh sort of support, it is true but I am not in any way worse for it than I was, before I undertook the visit When I had to avow my intention of giving up this appointment, I expected no external help I can understand my pecuniary difficulties, and in the absence of any near chance of support I can anticipate the discomforts besetting my future but my sense of validity of my reasons which I have fully disclosed to you through Vajubhai, as also my regard for an honourable life is too high to admit of any change in my intention formed after a mature consideration of six months. I only regret, I did not withdraw earlier, and it was my wakefulness to my father's connections with this state that caused delay till now

I have entered into these details only to con vince you, that my resignation is not any way the least dependent on better chances elsewhere I here admit that you have done more than enough

to 'Samjav' me to remain here and not obstinately embrace a miserable future; but that somthing has got into my head which doec not allow me to avail of your kindness-God has found me undeserving of it. Let God's will be done. You may therefore make choice of a suocessor and the sooner, the better for me.

I am,

Yours sincerely,

Kalianrai Jetha-Bakshi.

તે પત્રમાં કલ્યાણભાઇએ જણાવેલું છે કે " મે રાજીનામું રજુ કર્યું ત્યારે તુરતમાં જ મને નોકરી મળી જાશે એવી ભ્રમણા રાખી જ નહોતી. નોકરી મળે યા ન મળે છતાં મને આંહી નોકરીમાં રહેવું પરવડે તેમ નથી. આના કારણો મેં આપને રુબરુમાં કહી બતાવ્યાં છે જ. મારી આર્થિક મુશ્કેલીનો મને પૂરો ખ્યાલ છે છતાં ઇશ્વર ઉપર ભરુસો રાખી મેં હાલની નોકરી છોડવા નિશ્ચય કર્યો છે. મારા પિતાશ્રીના આ રાજ્યના સંબંધ ખાતર મેં બની શકે તેટલું નિભાવ્યું માટે કૃપા કરી મારૂં રાજીનામું મંજૂર કરી મારી જગ્યાએ બીજી નિમણુંક કરી મને આભારી કરશો." પણ પોતાના પિતાશ્રીના સમયથી જે રાજ્ય જોડે સંબંધ બંધાએલો તે રાજ્ય જોડે આમ કડવાશથી સંબંધ તુટે એ વિધિને ઇષ્ટ નહીં જણાયું હોય. કલ્યાણભાઇએ તો વકીલાતની પરીક્ષા પાસ કરી સોરઠ પ્રાન્તમાં વકીલાત કરવાની સનદ મેળવી લીધી હતી. પરંતુ મુ. વજેશંકર શામળજી અને એવા હિતસ્વીઓના ઘણા આગ્રહથી તેમ જ ના. શેખ સાહેબની ખાસ ઇચ્છાને માન આપી રાજીનામું આપવાને બદલે એક વર્ષની કપાત પગારે રજા લીધી. રજા મંજૂર કરવામાં આવી. પરંતુ વળતે જ દિવસ પંડિત સાહેબ વગેરેએ એવો માર્ગ કહાડયો કે કલ્યાણભાઇએ માંગરોળ રાજ્યની નોકરીમાં ચાલુ રહેવાને બદલે માંગરોળના વકીલ તરીકે જુનાગઢ-માંગરોળ કમિશનના કામમાં, વકીલાતની દૈનિક ફીને બદલે માસિક રૂા. ૧૫૦) સ્વિકારી, બેરિસ્ટર પંડિતના મદદનીશ તરીકે રહેવું. આ પ્રમાણે સમાધાન થયું. આમ થવાનાં કારણો હતાં. કમિશનના કામમાં કલ્યાણભાઇએ ભારે શ્રમ ઉઠાવેલ તે ના. શેખ સાહેબે નજરે જોયેલ; માંગરોળ રાજ્યના હિત

ખાતર કલ્યાણભાઇએ અંગત જોખમ ખેડયું હતું તે પણ તેમના ધ્યાન-બહાર ન હતું.

નોકરી છોડી આ પ્રમાણે જોખમ ખેડવા તૈયાર થયા ત્યાં તો રૂા. ૬૦) ને બદલે રૂા ૧૫૦) ની માસિક આવક શરૂ થઇ. અને તે સમય પછી તેમની આર્થિક વિટંબણાનો હંમેશ માટે જાણે અંત આવ્યો.

ઇ. સ. ૧૮૮૪ અને ઇ. સ. ૧૮૮૫ એ બન્ને વર્ષ મુખ્યત્વે કમિશન અંગેનાં ભરચક કામમાં વીતેલાં. માસિક રૂા. ૧૫૦) આપવા એવી વાત થએલી પણ તુરત માટે તો ખર્ચ પેટે ફકત રૂા. ૬૦) માગરોળ રાજ્ય તરફથી કલ્યાણભાઇને મળતા હતા તેથી આ બાબતની ચોખવટ કરવાની જરૂર જણાતાં તેમણે પોતાના નાનાભાઈ માધુભાઇ જેઓ બેરિસ્ટર પંડિત સાહેબ પાસે નોકરી કરતા હતા તેમની મારફત ઉપરની હકીકત જણાવી. સાથે સાથે જણાવ્યું કે મે. પંડિત સાહેબની ઇચ્છા હોય તો ગમે તેટલું નુકશાન વેઠીને પણ કામ કરવા તત્પર છું. પત્રમાં પિતૃઋણનો પણ ઉલ્લેખ કરેલો.

મધુભાઇએ જવાબમાં પંડિત સાહેબના કહેવાથી ખાત્રીપૂર્વક જણાવ્યું કે "વાતચીત થયા મુજબ રૂ. ૧૫૦) થી ઓછી રકમ નહીં જ મળે; એટલું જ નહીં, પરંતુ કમિશનનું કામ પતી ગયા પછી તમે માંગરોળ રાજ્યમાં ન્યાયખાતાંના મુખ્ય અધિકારી તરીકે નીમાઓ એવો સંભવ છે." પણ કલ્યાણભાઇના મનમાં જે કારણોને લીધે માંગરોળ રાજ્યની નોકરીનું રાજીનામું રજુ કર્યું હતું તે બધાંની તાજી અસર હતી; તેમણે પ્રત્યુત્તરમાં જણાવ્યું કે "જ્યાં સુધી-ભાઈ કારભારી તરીકે માંગરોળમાં છે અને રાજ્યકારભારની બિન જવાબદારી ભરેલી ખર્ચાળ પદ્ધતિ ચાલુ છે ત્યાં સુધી તે રાજ્યની નોકરીમાં ફરી જોડાવા મારી બિલકુલ વૃત્તિ નથી." આ સમયે કલ્યાણભાઇની ઉમર વર્ષ પચીસની હતી પણ વયની બાબતમાં વિશેષ અજાયબી તો માધુભાઇની બાબતમાં સૌ કોઇને જણાશે. કારણ તે સમયે તેમની ઉંમર માત્ર વીશ વર્ષની હતી. છતાં માસિક રૂપીઆ દોઢસોથી ઓછી આવક નહોતી. કલ્યાણભાઇએ પિતૃ-ઋણ બાબત ઉલ્લેખ કરેલો તે બાબતમાં માધુભાઇએ સહાનુભૂતિ દર્શાવી અને જણાવ્યું કે પંડિત સાહેબના અસીલો પાસે પોતાના રૂપીઆ આશરે એક હજાર લેણા છે: આ રકમ થોડી મુદતમાં મળી જશે અને તે રકમ કરજ પેટે ભરી અપાશે. કરજ ભરવા પરત્વે આ ભાઇઓની વ્યવસ્થા શોભાસ્પદ હતી. સરખા ભાગે કરજની રકમ ભરપાઈ

કરવાને બદલે જે બાઇની પાસે વધારે બચત રકમ રહે તે તેટલો વિશેષ ફાળો કરજ પેટે ભરી આપે: આવી ગોઠવણુ કરવાથી કરજની પતાવટ ઓછા સમયમાં થઇ શકી. આમાં સૌથી વિશેષ ફાળો માધુભાઇનો હતો; કારણ તેમનાં કુટુંબના જણુની સંખ્યા ઘણી જૂજ હતી. જેથી ઘરખર્ચ ઓછું રહેતું જ્યારે તેમની આવક સૌ.ભાઇઓ કરતાં વધારે હતી. વીશ વર્ષની વયના માધુભાઇના પત્રોમાં તેમની સમજશકિત અને બુદ્ધિનો ચમકાર જણાઇ આવે છે.

હવે આપણે કમિશન અંગેની જે પ્રવૃત્તિ ચલાવવાની હતી તે વિષય હાથ પર લઇએ. શરૂઆતમાં તો કમિશન સમક્ષ કામ ચલાવવાનું ધોરણ નિશ્ચિત કરવાનું 'કાર્ય' હાથ પર લેવામાં આવ્યું. તે ધોરણ અન્વયે નિયમો ઘડવાના હતા. આ નિયમો ઘડવાનું કામ મહિનાઓ સુધી ચાલ્યું. અમુક નિયમોની સંખ્યા તૈયાર કરી કલ્યાણુભાઇ ટપાલદ્વારા પંડિત સાહેબ તરફ રાજકોટ મોકલે અને જો ચર્ચાસ્પદ હોય તો કલ્યાણુભાઇને રાજકોટ અગર જે સ્થળે પંડિત સાહેબનો મુકામ હોય ત્યાં જવું પડતું. સાથે સાથે સામા પક્ષની સંમતિ મેળવવા ખાતર જુનાગઢના દિવાન મે. હરિદાસભાઇ જોડે તેમજ જુનાગઢ સ્ટેટ વકીલ મે. આરદેશર શેઠ અગર રા. રા. મગનલાલ સુંદરજી ફીકાણી સાથે રૂબરૂ ચર્ચા કરતા તેમજ પત્ર-વ્યવહાર ચલાવતા. બીજી તરફથી માંગરોળનાં, હિતની બાબતો કમિશન સમક્ષ મૂકવા રાજ્યમાં જુનાં દફતરો ફેંદાવતાઃ અગર જાતે ખોળતા. તેમજ આગલાં વર્ષોની પેશકશી (ખંડણી) ને લગતી હકીકત એકત્ર કરી રાખતા. આવાં અનેક પ્રકારનાં કામો કમિશનને અંગે કરવાનાં હતાં. આગળ ઉપર કેટલાક મુદ્દાઓ વિષે બે રાજ્યો વચ્ચે સમાધાન થયું. તેથી તે સમાધાનનો અમલ કરવા મજમુ ગામો અને મુંવાંગ ગામોની હદ હુદ વિગેરેનો નિર્ણય કરવા ખાતર માપણી કરાવવા કલ્યાણુભાઇ ગામડે ગામડે આથડયા હતા. આ કામ કરવામાં તેઓ ન જોતા ટાઢ કે ન જોતા તડકો, નહોતી તેમને ખાવાપીવાની પરવા કે આરામ લેવાની. માટે જ એમ કહેવામાં અત્યુકિત નથી કે માંગરોળ રાજ્યનાં ગામે ગામનો એકે એકે પત્થર પણ કલ્યાણુભાઇનાં કામની સાક્ષી આપશે. કમિશનનાં કામની પૂર્વ તૈયારીઓ કરી રહ્યા હતા તે દરમ્યાન માંગરોળના અણુગમતા કારભારીને શેખ સાહેબે રૂખસદ આપી અને નવા કારભારી તરીકે રાજકોટવાળા બેઝનજી મહેરવાનજી આવ્યા. અને હવે તો કલ્યાણુભાઇનો રાજ્યનાં અંતર્ગત કામો ન કરવાનો અસહકાર બંધ પડયો. તેથી ફકત માંગરોળ રાજ્ય જોડેના સંબંધ

ખાતર નવા દિવાનને બજેટ તૈયાર કરવામાં પોતાના અનુભવનો લાભ આપતા અને બનતી મદદ કરતા.

આ કામને અંગે વિશેષ મળતર હતું જ નહિ, એવી કલ્યાણભાઇએ આશા પણ રાખી ન હોતી; પરંતુ અર્થ પ્રાપ્તિ હોય યા ન હોય, કોઇ પણ કામ હાથ પર લે ત્યારે તેમાં પૂરેપૂરું મન પરોવે એ ખાસીયત તો કલ્યાણભાઈમાં ઓતપ્રોત હતી. વિશેષમાં શેખ સાહેબનો અંગ્રેજી પત્રવ્યવહાર પણ કલ્યાણભાઈ જ કરી આપતા. તેમ કરવા પંડિત સાહેબનો આગ્રહ હતો. કારણ એ કે એ કામ અગત્યનું અને ઘણું ખાનગી ગણાતું. કમિશન સમક્ષ કેસ ચલાવવામાં વકિલાતમાં કામ ઉપરાંત ખાનગી વકિલાતનું પરચુરણ કામ મળે તો તે તેઓ કરતા અને તેટલા પુરતી વિશેષ અર્થ–પ્રાપ્તિ કરતા. તે સમયથી જ બની શકે તો આવા ખાનગી કેસોમાં બન્ને પક્ષ વચ્ચે સમાધાન કરાવી આપતા.

એક સમયે બજેટ ઘડતાં અમુક કારકુનો કમી કરવાની અને પગારમાં ઘટાડો કરવાની દરખાસ્ત આવી. કલ્યાણભાઇએ દિલના ખરા ભાવથી સલાહ આપી કે કારકુનોને કમી ન કરવા તેમ જ તેમના પગારમાં ઘટાડો પણ ન કરવો. આમ કરવાથી રાજ્યનું કામ એકંદરે વધારે સંગીન થશે. આ સલાહ માન્ય રહી. માંગરોળના લોકો સમક્ષ આવા પ્રકારનાં નિઃસ્વાર્થી અને પરોપકારી કામ થયાં કરતાં તેથી લોકોમાં કલ્યાણભાઇ વિષે સારી છાપ પડે એ તો સ્વાભાવિક છે. તેથી જ ઘણાની ઇચ્છા એવી હતી કે જો મે બેઝનજી સાહેબને ગોંડલ રાજ્ય દિવાન દરજ્જે જવાનું થાય તો કલ્યાણભાઇને માંગરોળ રાજ્યના કારભારી નીમવા જોઇએ.

આ સમયની બીજી પ્રકિર્ણ બાબતોની નોંધ અહીં જ લેવી સુગમ પડશે. કલ્યાણભાઇએ ઇ સ. ૧૮૮૪ ની સાલથી ડાયરીમાં નોંધ ટપકાવવાનું શરૂ કરેલ. નોંધ અંગ્રેજી ભાષામાં છે અને ટૂંકી છે, છતાં ને ઉપરથી ઘણું જાણવાનું મળે છે.

તેવી નોંધ પરથી જણાય છે કે તેમના નાના ભાઈ પ્રેમશંકર અહીં સ્ટીમર રસ્તે માંગરોળ આવેલા. બન્ને ભાઇઓ વચ્ચે બીજી અને· આધ્યાત્મિક ચર્ચા ઉપરાંત ખાસ કરીને નીતિ અને ધર્મની ચર્ચા ચાલતી. એક વખતે કલ્યાણભાઇનાં માતુશ્રી અઢાર વર્ષની વયના ચોથી નાના ભાઈ [illegible]

૫

જોડે માંગરોળમાં આવ્યાં હતાં, તે સમયે માતુશ્રીને કામનાથ મહાદેવની યાત્રાએ મોકલ્યાં હતાં, તેમ જ શૈરણની પ્રખ્યાત નહેર દેખાડવા પ્રબંધ કરેલો.

આ અરસામાં કલ્યાણભાઇને રેલ્વે ન હોવાથી પગ રસ્તે મુસાફરી કરવી પડતી, અને કમિશનર્ના કામ માટે વારંવાર બહારગામ જવાનું થતું. માંગરોળથી રાજકોટ પહોંચતાં ચાર દિવસો વિતાવવા પડતા. ઘોડાના ટાંગામાં મુસાફરી કરતા. વચ્ચે ઘોડાઓ બદલાવવા પડતા તેથી આવા ભાડૂતી ટાંગાઓ ટપ્પા એ નામથી ઓળખાતા. ટપ્પામાં જતાં વણથલી, જુનાગઢ, જેતપર વિગેરે સ્થળે મુકામ કરવા પડતા. આનું એક સારૂં ફળ એ મળ્યું કે ઘણા ગૃહસ્થોના સમાગમનો લાભ કલ્યાણભાઇને મળતો રહ્યો. જેમકે તેમના સહાધ્યાયી રા. રા. મગનલાલ સુંદરજી જોડે આ મુસાફરીઓને અંગે સંબંધ ઘટ્ટ થયો અને તેમની સાથે વ્યવહાર પરમાર્થની અનેકવિધ ચર્ચા કરવાનો અનુપમ લાભ મળ્યો. આવી મુસાફરીઓ દરમ્યાન જુનાગઢના નાગર, પ્રખ્યાત રા. રા. મણિશંકર કીકાણીનો પણ પરિચય થયેલો. એક સમયે માંગરોળથી જુનાગઢ જતાં કલ્યાણભાઇએ કેશોદમાં મુકામ કરેલો. કેશોદમાં પ્રાથમિક શાળાના શિક્ષકોએ શાળાના પ્રતિકૂળ સમય બાબત તેમ જ બીજી તકલીફો વિષે કલ્યાણભાઇ આગળ હકીકત રજુ કરી અને કલ્યાણભાઇએ તે ઉપરથી સોરઠ ખાતાના કેળવણી ખાતાના અધિકારી ઉપર પત્ર લખેલો, આથી આ પ્રાથમિક શાળાના શિક્ષકોની ફેરીઆદો દૂર થઈ અને તેઓએ કલ્યાણભાઇનો ખરા ભાવથી ઉપકાર માન્યો.

રાજકોટથી આગળ વધી મુંબાઈ તરફ જવાનું થાય તો વચ્ચે વઢવાણમાં મુકામ કરવાની સરસ અનુકૂળતા હતી; કારણ કલ્યાણભાઇના બન્ને મામાઓ વઢવાણમાં હોવાથી રહેવાનું તેમ જ હળવા મળવાનું થઇ શકતું. જેમ રમતગમતમાં માણસ તલ્લીન હોય છે ત્યારે તેની પ્રકૃત્તિ સાચા સ્વરૂપમાં તરી આવે છે તેમ મુસાફરીમાં અને વળી તે સમયના જેવી મુસાફરીમાં પણ આપણું ખરૂં માનસ પ્રકાશમાં આવી જાય છે. દાખલા તરીકે એક સમયે મુસાફરીમાં ગાડી હાંકનાર તેમ જ ચોકીયાત ઘોડેસ્વારને પૈસા આપતાં પણ ખોરાક મેળવવાની જોગવાઇ ન થઇ શકી, તેથી કલ્યાણભાઇએ તરત જ પોતા પાસે જે કાંઇ ભાથું—નાસ્તો હતાં તેની આ બંને વચ્ચે વહેંચણી કરી દીધી અને પોતે ભૂખ્યા રહેવાનું સ્વીકારી લીધું.

મુસાફરી દરમ્યાન તેમ જ મુકામ કરે ત્યારે બારીક અવલોકન કરવાની કલ્યાણભાઇની ખાસ આદત હતી. તેમ જ અનેક પ્રકારની પ્રવૃત્તિઓમાં સામેલ થવાની અને જ્યાંથી મળી શકે ત્યાંથી માહિતી મેળવી સામાન્ય પ્રકારનાં જ્ઞાનમાં વધારો કરવાની ખાસ કાળજી રાખતા. રાજકોટ જાય ત્યારે રાજકુમાર કોલેજમાં ટેનિસ રમતા અને તેમ કરી અગાઉ તે રમતમાં પ્રાપ્ત કરેલ હથોટી તાજી કરતા. અગાઉ ઉપર ઇ સ. ૧૯૦૫ થી ઇ. સ. ૧૯૦૮ સુધી જુનાગઢ કોલેજમાં પુખ્ત વયે ટેનિસ રમતા તેમ જ તે ઉમરે ગોલ્ફની રમત પણ શરૂ કરેલી તે બાબત આ જોતાં આશ્ચર્ય નહિ થાય. આ ઉપરાંત કોઇ ઉચ્ચ પ્રકારની ચર્ચા ચાલે તો તેમાં ઉત્સાહ પૂર્વક ભાગ લેતાં જેમકે રાજકોટમાં એક વખત રા. રા. ગુનાબરાય વજેશંકર છાંયા અને અમૃતલાલ બક્ષી જોડે Virtue beaing its own reward એ ઉક્તિ વિષે ચર્ચા કરેલી. એકંદર તત્ત્વ તરફ વિશેષ અભિરૂચી હતી એ તો આવા ઉલ્લેખમાંથી સ્પષ્ટ થાય છે. બીજી તરફથી મોરબીમાં પોતાના એક સગાને દ્રવ્યની સહાયતા મોકલતા તેની નોંધ ડાયરીમાં મળી આવે છે, તો વળી કોઇ વાર નારાજ થાય તેનો પણ નિર્દેષ કરેલો હોય. જેમકે પોતાના અંગત મિત્રને દરબારમાં હલકા માણસો સાથે હોળી ખેલતાં જોઇ દુઃખ અને ખેદની લાગણી થાય છે. એક વખત ઇચ્છા વિરૂદ્ધ દરબારમાં ભવાઇ જોવા જવું પડયું. નવનો સમય નિર્ણીત થયેલો પણ શરૂઆત સાડાદસે થઈ. દોઢ કલાક તો મહા મુશ્કેલીએ દરબારમાં ટકી શકયા અને છેવટે અધવચમાં ભાગ વાગતાં પહેલાં ચાલ્યા આવ્યા. "નટોના મલિન હાવભાવથી મારૂં માથું ફરી ગયું." એવી ટીકા તેમણે નોંધી છે.

આ જ અરસામાં ભાઇઓએ મજમુ વહીવટ બંધ કર્યો અને દરેક પોત પોતાનો ઘર ખર્ચ સ્વકમાણીમાંથી ચલાવે એમ ઠરાવ્યું. મતલબ જેઠા બક્ષીના પુત્રો હવે વિભકત થયા પોતાનાં માતુશ્રી અને સૌથી નાના ભાઇ જાદવરાય બંને સાથે રહે એમ ઠરાવ્યું. જાદુભાઇએ હજુ સ્વતંત્ર કમાણી કરવાનું શરૂ ન હોતું કર્યું તેથી એ બેઉના નિર્વાહ માટેની ફાળવણી નિર્ણીત કરી રાચરચીલું તેમ જ મકાનની વહેંચણ પણ કરી. આ વહેંચણના કામમાં સૌથી વધારે મહેનત વચેટભાઇ પ્રેમાભાઇએ લીધેલી. તેમની વહેચણી એવી ન્યાયી અને ચોકખી કે કોઇને તે બાબતમાં કહેવાપણું ન રહે મૂળ મકાનના ત્રણ વિભાગ કરી ત્રીજા ચોથા અને પાંચમા ભાઇને એકેક ભાગ આપ્યો. પરંતુ ચોથા ભાઇ માધુભાઇએ અમુક રોકડ રકમ જ્યેષ્ઠ બંધુ લક્ષ્મીશંકરભાઇ પાસેથી સ્વીકારી પોતાને મળેલું મકાન તેમને આપ્યું; કારણ સૌથી મોટા

ભાઈ બચરવાળ હોવાથી તેમને મકાનની ખાસ જરૂરીઆત હતી.

આ પ્રમાણે સમયસર વિભક્ત થવાથી ભાઈઓ અને તેમનાં કુટુંબો વચ્ચે ભવિષ્યમાં સ્નેહ અને સંપ ચાલુ રહ્યાં.

રા. રા. ભાઈ શ્રી મૂળવંતરાયે કલ્યાણભાઈનું જીવન ચરિત્ર ભવિષ્યમાં લખાય તો યોગ્ય માર્ગદર્શન મળે એવા ઉદ્દેશથી ઘણી મહેનત લઈ સુવાચ્ય સ્વરૂપમાં હકીકત એકત્ર કરેલ છે અને આને અંગે પરિશિષ્ટો સહિતની આઠ ફાઇલો મોજુદ છે; તેમાંથી અવતરણ આપી વિભક્ત થવાથી જે સુફળો મળ્યાં તે બાબતમાં અમારા ઉપરોક્ત કથનને સમર્થન આપીશું.

રા. રા. મૂળવંતભાઈ જણાવે છે કે –" આજ કાલ હિંદુ કુટુંબોમાં મઝીઆરો વધુ પડતો લાંબો ખેંચી જ્યારે એક બીજાનાં મન દુભાય ત્યારે વહેંચણ કરવી અને વહેંચણ સાથે મન પણ વિભક્ત થઈ જાય તે રીત આ ભાઈઓને રુચે તેમ ન હોતી. આ ભાઈઓનું એવું જ માનવું હતું ( અને તે સત્ય હતું ) કે ભાઈઓનાં મન એક હોય અને સામાન્ય જવાબદારી હોય નહિ ત્યારે જે હોય તે વહેંચી એક-બીજાથી સ્વાશ્રયી બને તેથી જ વિભક્ત છતાં સંપીને રહેવાની તક રહે છે અને તેથી જ ખરો ભ્રાતૃભાવ તથા કુટુંબ-પ્રેમ નભે છે. આ માન્યતા એવી ખરી નીવડી અને તેની સિદ્ધિ એવી સંપૂર્ણ થઈ કે તે વાત રાજકોટ બલ્કે કાઠિઆવાડમાં સંપનાં ઉદાહરણ રૂપ થઈ પડી, અને પાંચ ભાઈઓને પાંચ પાંડવોની ઉપમા સૌ કોઈ આપવા લાગ્યા. કારણ ભાઈઓ પોતે તેમ જ તેમના પુત્રો-પૌત્રોમાં સંપ અને સદ્‌ભાવ ચાલુ રહ્યાં. વિવાહ વગેરે સારા માઠા પ્રસંગે તેઓ જુદા છે એવો ભાસ પણ કોઈને આવવા પામતો નથી. તેમ જ વચેટ ભાઈ પ્રેમશંકરનું અકાળે કાચી વયમાં અવસાન થયું ત્યારે તેમનાં કુટુંબને તેની સ્વતંત્ર પ્રતિષ્ઠા જાળવવા સાથે પોતાનાં કુટુંબની માફક હારોહાર નિભાવી રસ્તેસર કર્યું. પ્રભુ કૃપાથી આ સ્થિતિ ચોથી પેઢી સુધી નભી રહી છે આમ જોતાં જેઠા બક્ષી અને તેમનાં પાંચ પુત્રોનાં પુણ્યાચરણનો પ્રભાવ હજુ તો છે."

મઝમુ વહેંચણીમાં પોતાના ભાગમાં એક પણ મકાન લેવા કલ્યાણભાઈએ પહેલાં સાફ ના કહી, પરંતુ તેમના ભાઈઓના સદાગ્રહ આગળ નમતું મુકવું પડ્યું, અને મોરબીમાં વડીલોના વારાનું જુનું કચીયર મકાન હતું તે લેવાનું સ્વીકાર્યું. વર્ષો પછી તે ઘર ' કૃષ્ણાર્પણ ' કર્યું; એટલે કે તે મકાન કદરગ જોડે ઘાડો સબંધ ધરાવનાર એક શ્રીમાળી બ્રાહ્મણ વિશ્વનાથને દાનમાં

આપ્યું, અને તે બ્રાહ્મણ તેમ જ તેમનાં વંશ વારસોએ મોરબીમાં કલ્યાણભાઇનાં માતુશ્રીએ સમરાવેલ જડેશ્વર-મહાદેવની હંમેશ પૂજા–વિધિ કરવી એમ ઠર્યું. આ પ્રમાણે તે જમાનામાં ભાઇઓ વિભક્ત થયા તે ઉપરથી જણાશે કે તેઓ અત્રે ખાસ કરીને આધુનિક કેળવણીનો લાભ પ્રાપ્ત કરવા ભાગ્યશાળી થયેના કલ્યાણભાઇ, પ્રેમાભાઈ અને માધુભાઈ પ્રગતિમાન વિચારો ધરાવતા હતા. માધુભાઇ અને પ્રેમાભાઇ તો અનુકૂળતા મળે તો દરિયાપાર ઇંગ્લાંડ ઉચ્ચ અભ્યાસાર્થે જવા તત્પર હતા, અને કલ્યાણભાઈ પણ તેમાં સમ્મત હતા માત્ર વ્યાવહારિક અનુભવની દૃષ્ટિએ તે વાત શક્ય છે કે નહિ તે બાબત મંથન કરી માધુભાઇ જેના ઉત્સાહી યુવાન ઉપર યોગ્ય અંકુશ રાખતા. જુનાગઢ રાજ્ય તરફથી શિષ્યવૃત્તિ મળે તો પ્રેમાભાઇએ અગર પોતે વિલાયત જવું એમ જ્યારે માધુભાઇએ દરખાસ્ત મૂકી ત્યારે કલ્યાણભાઇએ વિલાયતનાં ખર્ચને અને સાથે સાથે પાછળ દેશમાં રહેલ સ્ત્રી–બાળકોના નિર્વાહ ખર્ચને પહોંચી વળાય કે કેમ તેનો પૂરો વિચાર કરવા જણાવ્યું. આ બાબતમાં ત્રણ ભાઇઓ વચ્ચે બોધક અને રસીક પત્રવ્યવહાર ચાલેલો કાંઇ પણ નિર્ણય ઉપર આવતાં પહેલાં એક જુદા જ કારણથી વિલાયત જવાની બાબત પડતી મૂકવી પડી તેમનાં માતુશ્રીએ મક્કમ વિરોધ દર્શાવ્યો અને જણાવ્યુ કે મારો જીવ કેમે કરીને કોઈ પણ પુત્રને આટલે દૂર મોકલવા ચાહતો નથી. આને મળતો જ દૃષ્ટાંત ' આશારામ દલીચંદ શાહ " એ નામના પુસ્તકમા વાંચવા મળે છે.

આ બધો સમય જુનાગઢ–માંગરોળ કમિશનનાં કાર્યની ગતિ ગગશીઓ ગાડાંની મંદ ગતિએ થઈ રહી હતી. દરમ્યાન મે. બેઝનજી મેરવાનજી ગોંડલ રાજ્યના દિવાન નીમાયા, તેથી તે ગૃહસ્થ માંગરોળથી હવે ગોંડળ ગયા, અને ગયા ત્યારથી કલ્યાણભાઇને ગોંડળ રાજ્યની નોકરીમાં લાવવા મથી રહ્યા હતા. છેવટ કલ્યાણભાઇને તે રાજ્યના સરકારી વકિલ તરીકે માસિક રૂપીઆ અસોના પગારથી રોક્યા ત્યારે જ તેમને જંપ વળ્યો. નવી નોકરી સ્વીકારવા ખાતર કલ્યાણભાઇને તુરત કમિશનનાં કાર્યમાંથી છૂટા કરવામાં આવે એ હેતુથી મે. બેઝનજીએ બેરિસ્ટર પંડિત સાહેબને વચન આપ્યું કે જ્યારે જ્યારે કમિશનના કામને અંગે જરૂર પડે ત્યારે તેમને તે કામ માટે આવવા દેવાની ગોંડળ રાજ્ય પુરતી સવલત આપશે.

આમ સમજણ થઇ ગયા પછી કલ્યાણભાઇ ગોંડળ રાજ્યની નોકરીમા

ઇ. સ. ૧૮૮૬ ના માર્ચની તા. ૧૩ થી એ દાખલ થયા. અહીં એ જણાવવું અપ્રાસંગિક નહિ ગણાય કે કલ્યાણભાઇનું કમિશનને લગતું કામ તવારીખમાં નોંધવા લાયક ભવ્ય પ્રકારનું હતું. તેમનાં આવાં પ્રકારનાં કામને લીધે કમિશ્નર મે. હંટર સાહેબ, તેમ જ મે. પંડિત એરિસ્ટરનાં મનમાં કલ્યાણભાઇની શકિત અને લાયકાત બાબત ઊંડી છાપ પડી; એટલુંજ નહિ પણ સામા પક્ષના જુનાગઢ રાજ્યના મુત્સદીઓએ અને ખાસ કરીને તે રાજ્યના દિવાન મે હરિદાસભાઇએ અને નાયબ દિવાન સાહેબે કલ્યાણભાઇની શકિત પારખી લીધી.

માંગરોળ રાજ્યની તેમ જ તે રાજ્ય તરફથી કમિશન તરફથી કામગીરી એ બંને કલ્યાણભાઇના રાજપ્રકરણીય અનુભવના પાયા રૂપ હોવાથી ગોંડળ રાજ્યમાં તેઓ દાખલ થયા તે અગાઉ તેમણે ગ્રહણ કરેલ અનુભવનું દોહન અહીં રજુ કરી આ પ્રકરણની સમાપ્તિ કરીશું. આ અનુભવ પ્રાપ્તિ ભવિષ્યની કારકિર્દીમાં તેમને બહુ ઉપયોગી નીવડી. આ અનુભવ પ્રાપ્તિના મુદ્દાઓ ટૂંકાણમાં આ પ્રમાણે ગણાવી શકાય —(૧) કાયદા ઘડવાની તેમ જ ન્યાયની કોર્ટમાં વકિલ દરજ્જે અને ન્યાયાધીશ તરીકે ફરજ બજાવવાની કામગિરિની શરૂઆત થઇ. ઘર મેળે લવાદીથી સમાધાન કરાવવાની કાર્યપ્રણાલીનું મંગળાચરણ થયું. ગૌવધ પ્રકરણમાં હિંદુ—મુસલમાન વચ્ચે તીવ્ર મતભેદ થયેલો. મુસલમાનો તરફથી બેરિસ્ટર બદરૂદીન તૈયબજી અને હિંદુ મહાજન તરફથી બેરિસ્ટર નાવર આવેલા. આ પ્રકરણની અંદર અંદરની બે પક્ષની સમજુતીથી નિકાલ કરાવવામાં કલ્યાણભાઇએ પણ તનતોડ મહેનત કરેલી. (૨) રાજ્યકર્તાની સારી અને નબળી બંને બાજુનું નિરીક્ષણ કરવાની ટેવ તેમણે કેળવી તેમ જ સારી બાજુની કદર કરવાનો અને નબળી બાજુ તરફ વિનયપૂર્વક પરંતુ દૃઢતાથી અને સ્પષ્ટતાથી ધ્યાન ખેંચવાનો ગઢ આ સમયથી જ લેવાયો. આ પ્રમાણે રાજાઓને રાજ્યમાં હિત ખાતર કડવી ગોળી ગળાવતાં છતાં જે તે વખતના રાજવીઓ જોડેનો અંગત સબંધ સ્નેહ ભર્યો ચાલુ રહી શકયો. માંગરોળ રાજ્ય જોડે તો પોતાના પિતાના સમયથી જ આવા સંબંધની શરૂઆત થએલી અને તેનો સંબંધ છેવટ સુધી ચાલુ રહ્યો. કલ્યાણભાઇના ત્રીજા પુત્ર મૂળશંકરને આવા સંબંધને કારણે જ ઇ. સ ૧૯૦૪ માં માંગરોળ રાજ્યમાં નોકરી મળી હતી આવાં શુભ પરિણામ માટે રાજાની સુજનતાને તો ધન્યવાદ ઘટે છે જ. પણ સાથે સાથે પોતાના હૃદયની શુદ્ધ ભાવનાની છાપ પડતી એવો આત્મ

વિશ્વાસ કલ્યાણભાઇના મનમાં આ અરસામાં જ ઉદ્ભવ્યો. ( ૩ ) કોઈ કોઇ મોટા અમલદારો મહા કારસ્તાની નીવડે છે, અને પોતાના અંગત સ્વાર્થ ખાતર રાજ્યનું ભવિષ્ય બગાડવામાં જરા પણ આંચકો ખાતા નથી એવા અનુભવ-પાઠ લેવાના શ્રી ગણેશ અહીં જ મંડાયા. ઉપરોક્ત પ્રકારના એક કારભારીએ પોતાના વતનથી આવી ચાર્જ લીધા પહેલાં જ છુપી રીતે રાજ્યના નોકરો વિષેની અને એવી બીજી બાતમી મેળવવા માંડી. કલ્યાણભાઇના ચકોર મનમાં શંકા ઉદ્ભવી. તેમને બાતમી આપનાર કોણ છે તે છેવટ શોધી કાઢયું. પેલા કારભારી સાહેબે તો ચાર્જ લીધા પછી જેને જેને રાજ્યની નોકરીમાં દાખલ કરે તે દરેક પાસેથી રુશ્વત લેવા માંડી. વસતિના માણસો પાસેથી પણ પક્ષપાતથી કામ સાધી આપી પૈસા હજમ કરવા માંડયા. આ પાપનો ઘડો એક કરૂણ બનાવથી ફુટયો. એક નાગર યુવાને દસ્તુર મુજબ કારભારીને રૂશ્વત આપી રાજ્યમાં નોકરી મેળવી. પછી તે યુવાને પણ ગેરકાયદે પૈસા ઉચાપત કરવાની શરૂઆત કરી. પરંતુ બિન અનુભવી હોવાથી તેનાં આવા કાર્યની જાણ થોડા જ સમયમાં થઇ ગઇ. યુવાન ભાવી આફતના ખ્યાલથી એકદમ ગભરાઇ ગયો અને તેણે આપઘાત કરી દેહ છોડયો. પણ તે પહેલા કારભારીનાં કારસ્તાનો એક ચીઠ્ઠી દ્વારા ઉઘાડા પાડતો ગયો. ( ૪ ) નોકર વર્ગ પૈકી તેમ જ વસતિ પૈકી સાચા દિલના કોણ તેમ જ સ્વાર્થ સાધવા ખાતર ખુશામત કરનાર કોણ તે ઓળખી કાઢવાની કળા તે સમયથી જ સાધ્ય થઇ.

અલબત્ત આવા પ્રકારના અનુભવો તારવવાની તક સૌ કોઇને મળે છે; પણ તેમાંથી તાત્પર્ય ગ્રહણ કરી તેનો સદઉપયોગ કરી શકે તે ઉચ્ચતર કોટિના મનુષ્ય ગણાય. ભવિષ્યમાં કલ્યાણભાઇએ ઉપર જણાવેલ અવનવા અનુભવોનો કેવો સચોટ સદુપયોગ કર્યો તે તેમની હવે પછીની તવારીખ ઉપરથી માલમ પડી આવશે.

卐

# પ્રકરણ ૫ મું

## ગોંડળ સંસ્થાનમાં



માંગરોળની રહેણાક દરમ્યાન ત્યાંની પ્રજાનો ભાવ અને માન પ્રાપ્ત કરવા કલ્યાણભાઈ ભાગ્યશાળી થયા એ નિર્વિવાદ વાત છે. ભવિષ્યમાં પણ જ્યારે જ્યારે કામ પ્રસંગે અગર ગરમીની મોસમ ગાળવા તેઓ માંગરોળ જતા ત્યારે વસ્તી તરફથી ભાવ ભર્યો સત્કાર મળતો. આ બાબતના ઉલ્લેખો ડાયરીમાં અનેક પ્રસંગોએ નોંધાયેલા છે અને વાતચીતમાં પણ કલ્યાણભાઈ કહેતા કે માંગરોળના લોક ઘણા માયાળુ છે. તેમને માંગરોળનાં સંસ્મરણો હંમેશાં મીઠાશ ભર્યાં જ જણાતાં આ મીઠાશની ભાવનામાં ઉમેરો કરે તેવો અને કદી ન વીસરાય તેવો એક પ્રસંગ પણ માંગરોળના નિવાસ દરમ્યાન જ બનેલો. એમાં તો જીવ સટોસટની વાત હતી તેથી તે પ્રસંગ હૃદયમાં કોરાઈ રહે એમાં શી નવાઈ ઉપરાંત આ પ્રસંગ ઉપરથી મનુષ્યનું ખરું હીર પારખવાની કલ્યાણભાઈની શકિત જણાઈ આવે છે.

પ્રસંગ આ હતો:—એક મકરાણીને સાધારણ તોફાનના ગુન્હા માટે જેલની સજા મળેલી. ફરજને અંગે કલ્યાણભાઈ તુરંગ તપાસવા જતા; આ મુલાકાતો દરમ્યાન તેમણે જોયું કે મકરાણીનું માનસ ગુનાહિત નથી અને જો તેને પ્રમાણિક ધંધા ઉપર ચઢાવવામાં આવે તો તેનું ભવિષ્ય સુધરી જાય. આ ઉપરથી તેમણે શેખ સાહેબને રૂબરૂ આ મકરાણીની સીફારસ કરેલી અને તેને પોલિસ ખાતામાં નોકરી આપવા પણ વિનંતિ કરી, પણ શેખ સાહેબને એ પગલું જોખમ ભરેલું જણાયું; છેવટ બાકી રહેલી સજા માફ કરી તેને

કલ્યાણભાઇ પાસે જ પટાવાળા તરીકે નોકરીમાં રાખ્યો. મકરાણી મનથી બહુ જ અહેશાનમંદ થઇ ગયો. આ મકરાણી અસાધારણ તાકાત ધરાવતો હતો. થોડા સમય બાદ ના. શેખ સાહેબ ચોમાસું હોવા છતાં પોતાના રિસાલા સહિત રાજકોટ જવા નીકળ્યા. કલ્યાણભાઇ પણ પેલા મકરાણી પટાવાળા સાથે સ્વારી કામદાર તરીકે સાથે હતા. રસ્તામાં આજી નદી ઓળંગવાની હતી. નદીમાં તાણ સખત હતી. કલ્યાણભાઇ આ કાંઠા ઉપર પાછળ રહ્યા અને સંભાળ પૂર્વક બધાને આસ્તે આસ્તે સામે પાર મોકલ્યા. પણ જ્યારે છેવટ પોતે ઘોડા ઉપર નદી પાર કરી સામે કાંઠે જવા નીકળ્યા ત્યારે કમનશીબે ઘોડો ચમકયો અને પૂરના વમળ તરફ ખેંચાયો. કલ્યાણભાઇને તરતાં તો મુદ્દલ આવડતું ન હોતું. ગમે તેટલું બળ અજમાવ્યા છતાં ઘોડો હાથમાં રહ્યો નહિ. ઘડી બે ઘડીનો મામલો હતો. જરા વાર થાય તો ઘોડો કલ્યાણભાઇ સહિત વમળમાં સપડાઇ જાય એ ચોકકસ હતું. સામે પાર સૌ દિગ્મૂઢ બની ગયા, ખુદ શેખ સાહેબ અકળાઇ ઊઠયા; તેઓ બોલી ઊઠયા "અય ખુદા ! ! કિલાનભાઇ અબ બચને વાલે નહિ." પણ પેલો મકરાણી પટાવાળો વસ્તુ સ્થિતિ પામી ગયો, અને સજ્જ થઇ "જનાબ કભી એસા નહિ બન શકતા. મેરા જાન પીછે ઉનકા જાન હે" એમ બોલતો નદીમાં કુદી પડયો. અસામાન્ય બળ અને કુનેહ વાપરી આ બહાદૂર નરે પોતાના પ્રાણની પરવા કર્યા વગર ઘોડાને તેની પીઠ ઉપર કલ્યાણભાઇ સહિત સહીસલામત સામા કાંઠા ઉપર ખેંચી લાવવાનું કામ સાધ્યું. ના. શેખ સાહેબ ખુશ ખુશ થઇ ગયા. યોગ્ય ઇનામ સાથે તે જ સ્થળે ના. શેખ સાહેબે આ મકરાણીને તરવાર ઇનાયત કરી, અને તે ઘડીથી તેને હથિયાર બાંધવાની પરવાનગી પણ મળી.

વસતિનો પ્રેમ, કમિશનના કાર્યનો અવનવો અનુભવ અને ઉપરોકત રોમાંચક કિસ્સારૂપી સંસ્મરણોનાં ભાથાં સહિત કલ્યાણભાઈ ગોંડળ રાજ્યની નોકરીમાં જોડાયા. હવે તો તેઓ પોતાના વતન રાજકોટની ઘણા નજીક આવી વસ્યા. વળી ગોંડળનું રાજ્ય મોટું અને સ્વતંત્ર હકુમત ધરાવનારૂં હતું, ઉપરાંત તે સમયમાં રેલ્વે ન હોવાથી વઢવાણ રાજકોટ તરફથી નીકળી જુનાગઢ પોરબંદર અગર ભાવનગર જવા માટે મુસાફરી કરવી હોય ત્યારે જતાં વળતાં વચ્ચે ગોંડળ સૌને વિસામાનું સ્થાન થઈ પડતું. આમ હોવાથી કલ્યાણભાઇને તે સમયના જુદા જુદા રાજ્યના તેમ જ ના. પો. એજન્ટની સ્વારી સાથે આવતા એજન્સીના મોટા અમલદારો, વકીલો અને બીજા પ્રતિષ્ઠિત ગૃહસ્થોના પરિચયમાં સહેજે આવવાનું થતું. મીઠી મેમાની કરવાના અને ભોગવવાના

એ દિવસો હતા. આજે આપણે જેની પરોણાગત કરતા હોઇએ તેમના જ ઘરે આપણે મેમાન બનવાના હોઇએ.

ગોંડળ રાજ્યમાં સરકારી વકીલના હોદ્દાનો ચાર્જ સંભાળી કેસો તૈયાર કરવાનું અને પ્રસંગે પ્રસંગે સોંપાતું કાયદા અને નીયમો ઘડવાનું કાર્ય ધમધોકાર ચલાવ્યું. આંહી એક બાબત તરફ ધ્યાન ખેંચવું યોગ્ય જણાશે. કલ્યાણભાઇએ નિવૃત્તિ મેળવ્યા પહેલાં જુદાં જુદાં રાજસ્થાનોમાં અનેક ખાતાઓમાં તેમ જ રાજ્યના મુખ્ય દિવાન દરજ્જે નોકરી બજાવી છે. પરંતુ ગણતરી કરતાં જણાશે કે તેમની આશરે પાંત્રીસ વર્ષની નોકરીના ગાળામાં તેમણે કાયદા ઘડવામા અગર ન્યાયાધીશ તેમ જ પંચ તરીકે ન્યાય ચલાવવામાં અથવા તો વકીલ તરીકે કેસ ચલાવવામાં પોતાની શક્તિનો ઉપયોગ મુખ્યત્વે કર્યો છે. ગોંડળ રાજ્યમાં પણ મોટે ભાગે તેમણે તે જ પ્રકારની કામગીરી બજાવી સ્ટેટ તરફથી ભાષાતી કોર્ટમાં તેમ જ રાજકોટની રાજસ્થાનિક કોર્ટમાં સરકારી વકીલ દરજ્જે મુકદ્દમાઓ ચલાવતા. આમા સરસાઇનો કેસ, ગણોદ તાલુકાનો, કરમાળ કોટડા કેસ તેમ જ ધોરાજીના મેમણો અને ગોંડળ રાજ્ય વચ્ચેના ગૌવધ પ્રકરણને અંગે ઉપસ્થિત થએલો મુકદ્દમો આટલા મુખ્ય ગણી શકાય.

ગૌવધ–પ્રકરણના કેસના કામ માટે એક વખત કલ્યાણભાઈ ગોંડળથી ટપ્પામાં જેતપર ગયા, અને હવે જેતપરથી વઢવાણ ટ્રેન–વ્યવહાર* ચાલુ થઇ ગયેલો હોવાથી આગગાડીમાં બેસી વઢવાણ પહોંચ્યા. કારણ એ હતું કે બેરિસ્ટર મહેતાનો મુકામ તે સમયે વઢવાણ કાંપમાં હતો. કલ્યાણભાઇએ તો પોતાનો મુકામ શહેરમાં જ તેમના મામાશ્રીને ત્યાં રાખેલો અને ત્યાંથી હંમેશ ત્રણ માઇલ દુર કેમ્પમાં બેરિસ્ટર ફિરોજશાહ મહેતા પાસે કેસના કામ માટે જવા આવવાનું રાખતા. વળી આ કેસના કામ સબબ મુંબઈ પણ ગયેલા. ત્યાં ડૉ. પોપટભાઇ તેમ જ બે–વિશ્વનાથભાઇના પિતાશ્રી વૈદ્ય પ્રભુરામભાઇને ત્યાં મેમાન તરીકે રહ્યા હતા. આ કુટુંબ પ્રત્યે કલ્યાણભાઇના દિલમાં સારી છાપ પડેલી અને તે સમયથી એ કુટુંબ જોડે બંધાયેલો સંબંધ એમની હયાતી સુધી ઘણો નિકટનો ચાલુ રહ્યો હતો. પોતાના આ યજમાન સંબંધી કલ્યાણભાઇએ પોતાની ડાયરીમાં નોંધ કરી છે કે "Vaidya Prabhurambhai has a sterling Character and a very pre-possessing apperrance. They are all very obliging " બેરિસ્ટર

ફિરોજશાહ મહેતા જોડે પણ આ પ્રમાણે સંબંધ બંધાયો, અને જ્યારે બે વર્ષ પછી કલ્યાણભાઇએ સ્વતંત્ર વકીલાત શરૂ કરી ત્યારે જુદા જુદા કેસોના કામને અંગે અને ખાસ કરીને ભાવનગરના નામાંકિત દેસાઈ કુટુંબના કેસને લગતા કામમાં આ સંબંધ ઘટ્ટ થયો. બેરિસ્ટર મહેતાએ ઘણા સારા શબ્દોમાં કલ્યાણભાઇ માટે લેખિત મત દર્શાવ્યો છે. તેમના જેવા હિંદના પહેલી હરોળના નેતાનો અભિપ્રાય ઘણો કિંમતી ગણાય એ સહજ સમજાય તેવું છે, અને તેવા બેરિસ્ટર મહેતા–પછી તો સર ફિરોજશાહ મહેતા–સાથેના સંબંધમાં ઉત્તરોત્તર સવિશેષ વધારો થાય તેવા સંયોગો આવેલા. કારણ કે ચોથાભાઇ માધુભાઇ વકીલાતના કામમાં તેમજ જાહેર પ્રવૃત્તિઓને લીધે સર ફિરોજશાહ મહેતાના અંગત પરિચયમાં આવેલા. ગોંડળ ગૌવધ–પ્રકરણ કેસમાંથી આવો ફણગો ફુટયો હતો.

કરમાળ કોટડા કેસમાં કલ્યાણભાઇએ અથાગ શ્રમ લીધેલો એક વખત તો લગભગ દોઢ મહિના સુધી રાતના ઉજાગરા વેઠી સતત કામ કરેલું જેને પરિણામે પાછળથી તેમની તબીયત લથડી ગઈ હતી. આ કેસમાં લાભદાવી થાશે એમ જણાવી કેટલાક ખટપટી લોકો બનાવટી ખતો ઉભાં કરી આગળ આવ્યા. અલબત કોઈક પાસેથી સાચું ખત પણ હાથ આવતું પરંતુ એ તો માત્ર અપવાદ રૂપે. કોઈ વાર દિવાન સાહેબ મારફત તો વળી કોઇ વાર ખુદ ઠાકોર સાહેબ મારફત આ પ્રકારનાં ખતવાળાને સરકારી વકીલ પાસે મોકલવામાં આવતા. પણ એ તો કલ્યાણભાઇ જોડે કામ લેવાનું હતું. તેઓ આવા ખતની બરાબર ચકાસણી કરે, એવી બાબતમાં નિષ્ણાત હોય તેમની સલાહ લે અને ખોટા બનાવટી હોય–અને ઘણાં ખરાં તેવાં જ નીકળતાં–તેનો અસ્વીકાર કરે. આથી ઓછી મહેનતે હરામ દાનતથી પૈસા કમાવાનું સાધન બંધ થવા લાગ્યું. ખત બનાવનારા તેમજ રાજ્યના જે નોકરો મારફત તે રજુ કરવા પ્રયાસ થતા તે બધા નારાજ થઇ ગયા, અને વળી એ સ્વાર્થી લોકોએ ખુદ ઠાકોર સાહેબને પણ કલ્યાભાઇ સામે ભરમાવેલા વારંવાર એકની એક વાત અને તે પણ એકતરફી કોઇને કહેવામાં આવે તો એકંદરે ઘણા સાવધ હોય તેવા માણસો પણ દોરવાઇ જાય પરંતુ આખરે ઠાકોર સાહેબને પુરેપુરી ખાત્રી થઇ ગયેલી કે કલ્યાણભાઇ કેવળ રાજ્યના હિત ખાતર જ આટલી ચોકસાઇથી કામ કરી રહ્યા હતા અને તેમાં તેમને અંગત સ્વાર્થ રજ પણ સાધવાનો ન હતો. કેસનું પરિણામ પહેલી કોર્ટમાં ગોંડળ રાજ્યના લાભમા આવ્યું. પણ તે સમયમાં વકીલ–બેરિસ્ટરોને ખૂબ જ

કમાણી કરાવવી એવો જાણે રાજાઓએ, ભાયાતોએ અને તાલુકદારોએ મનથી પાકો નિશ્ચય કર્યો હોય એમ જણાતું. કારણ કોઇ પણ એવા કેસમાં ત્રણ ચાર જેટલી હોય તેટલી ઉપલી કોર્ટમાં વિવાદ ઉપર વિવાદ (અપીલ) ચલાવી જ્યારે આગળ વધવાને લેશ પણ અવકાશ રહેતો નહીં ત્યારે જ જંપ વળતો. તે મુજબ કરમાળ કોટડા કેસનું કામ લંબાતાં લંબાતાં ઇ. સ ૧૮૯૭ ના મે માસ સુધી ચાલેલુ ! ઇ. સ. ૧૮૯૨ માં આ કેસમાં કરેલી મહેનતનાં અને એ મહેતાને માહિતી આપવાની ઊંચા પ્રકારની કુશળતાનાં દિવાન બેઝનજીએ કલ્યાણભાઇનાં નિ:સંકોચ વખાણ કર્યાં પણ સાથે ઉમેર્યું કે દિલગીર છું કે વિશેષ લાભદાયી સ્વરૂપમાં ( એટલે આર્થિક સ્વરૂપમાં ) તમારી કદર કરવા અશક્ત છું. પણ જ્યારે છેવટની અપીલમાં પણ આ કેસનો ફેંસલો ગોંડળ રાજ્યના લાભમાં આવ્યો ત્યારે મે. બેઝનજી દિવાનની આ દિલગીરી દૂર થવાનો મોકો આવ્યો. તે સમયે કલ્યાણભાઇએ જુનાગઢ રાજ્યના ભાયાતી કોર્ટના જજ દરજ્જે ઉનાળામાં ચોરવાડ પાસે બંદુરીમાં ઓરીસ સહિત મુકામ રાખ્યો હતો. દિવાન બેઝનજીએ તે સ્થળે કેસના વિજયી પરિણામ બાબત કલ્યાણભાઇને ખબર આપ્યા અને સાથે સાથે જણાવ્યુ કે ના. ઠાકોર સાહેબે તમને રૂ. ચારસો ઇનામ તરીકે આપવા ફરમાવ્યું છે. આ ઇનામ મળ્યું તેની ખુશાલીમાં કલ્યાણભાઇએ બંદુરી મુકામે આશરે બસો માણસોને જ્યાફત આપેલી. આ લખનારને અગીઆર વર્ષની વયે આવી બાબતનું સ્મરણ ખાસ રહી જાય તે સમજી શકાય તેવું છે.

ગોંડળ રાજ્યની નોકરી દરમ્યાન તે રાજ્યમાં કેટલાક મહત્ત્વના પ્રસંગો ઉપસ્થિત થયા તેમજ અગત્યનાં કાર્યો અમલમાં મુકાયાં. જેમકે ગોંડળ રાજ્ય તરફથી રેલ્વે લાઇન ચાલુ કરવા બાબત ઘણાં સમયથી માગણી થયા કરતી. આખરે તે દરખાસ્ત બ્રિટિશ સરકારે મંજૂર રાખી અને મુંબઇના ના. ગવર્નર સાહેબના હાથે તે કામની શરૂઆત કરવામાં આવી. મહારાણીશ્રી વિકટોરીયાના સુવર્ણ મહોત્સવના શુભ પ્રસંગે ગોંડળ રાજ્યને પહેલા વર્ગમાં દાખલ કરવામાં આવ્યું.

રેલ્વે દાખલ થઇ તે સમયે રેલ્વે હદમાં બંદોબસ્ત માટે એજન્સી પોલીસ રાખવી કે રાજ્યની પોલિસ રાખવી તે બાબતનું પ્રકરણ ખૂબ મહત્ત્વનું થઇ પડ્યું હતું. આ બાબતમાં કલ્યાણભાઇએ રાજસ્થાનોના પક્ષ તરફથી સારી રીતે જહેમત ઉઠાવી હતી; આજ બાબતને અંગે એક એજન્સી અમલદારે

ગોંડલ દિવાન બેઝનજી શેઠને એજન્સીની નોકરીમાં પાછા ખેંચવા લગભગ સફળ પ્રયત્ન કર્યો. પરંતુ ઇશ્વર કૃપાથી તે વાદળ તો વિખરાઇ ગયું. રેલ્વે પોલિસ પ્રકરણ તેમ જ બીજી કેટલી બાબતો વિષે વાતચીત કરવા તેમ જ અંગત પરિચય બાંધવાના ઉદ્દેશથી ના. ગોંડળ ઠાકોર સાહેબ તે સમયના ગવર્નર લોર્ડ રે. સાહેબને મળવા પૂના ગયા. સ્ટાફના મુખ્ય અમલદાર તરીકે કલ્યાણભાઈ પણ ઠાકોર સાહેબ સાથે ગયા હતા. તેમ જ ઠાકોર સાહેબ સાથે ગર્વનર સાહેબની મુલાકાતે પણ ગયેલા અને જ્યારે ગવર્નર સાહેબ વળતી મુલાકાતે ગોંડળ રાજ્યના મુકામ પર આવ્યા ત્યારે આવકાર આપનાર મંડળના અગ્રણી તરીકે તેમણે ફરજ બજાવી હતી. ત્યારપછી જે કાંઈ ગંભીર પ્રકરણો ચર્ચવાના હતાં તેની નોંધ રાખવાનું બધું કામ કલ્યાણભાઇએ કરેલું. આ સમયે પુનામાં સાક્ષરશ્રી મલબારી, રા. બ. ઝવેરીલાલ યાજ્ઞિક, રા. બ. ગણેશ ગોવિંદ, ભીખભાઇ વગેરે ગૃહસ્થોએ કલ્યાણભાઇને યોગ્ય દોરવણી આપેલ. પૂનાથી મુંબઇ ગયા ત્યારે કલ્યાણભાઇએ પોતાની તબીયત લથડેલી હતી તેથી નામીચા ડૉ. ભાલચંદ્ર પાસે સંપૂર્ણ શારીરિક તપાસ કરાવી હતી. ના ઠાકોર સાહેબ મુંબઇમાં વધુ સમય રોકાયા તેથી કલ્યાણભાઈ તો મુંબઇથી વિદાય થયા. અને રાજકોટ થઈ ગોંડલમાં દાખલ થઈ ગયા. ત્યાર બાદ રેલ્વે વ્યવહાર બાબત નિયમો ઘડવાનું કામ દિવાન સાહેબે તેમને સોંપ્યું.

સરકારી વકીલ તરીકે કલ્યાણભાઇએ પોતાનાં ખાતાનો વહીવટ અદ્યતન કરી નાખ્યો. એક પણું તુમાર નીકાલે થયા વિનાનો પડી ન રહે તેવી પદ્ધતિ દાખલ કરી. પોતાના હાથ નીચેનાં માણસો પાસે શિસ્ત પળાવી નવીન પધ્ધતિ મુજબ કામ પણ લેતા. કેસો ચલાવવાનું તેમ જ પોતાની ઓફીસ સુધારણા કરવાનું એ તો હોદ્દાની રૂએ કરવાનું હતું.

ઉપરાંત રાજ્યનાં બીજા કામોમાં અને રાજ્ય કારભારની પદ્ધતિ કેવી રાખવી તેનો નિર્ણય કરવામાં તેમજ બજેટ-અંદાજપત્ર બનાવવાના કામમાં દિવાન બેઝનજી કલ્યાણભાઇની તેમ જ બીજા અમલદારોની સલાહ અવશ્ય લેતા. જો કે રીતસરની રાજ્ય કારોબારી સમિતિ તે દિવસોમાં નહોતી છતાં બેઝનજી દિવાન લગભગ તેજ ધોરણે કામ કરતા. તે સમયમાં સુરતના કૃષ્ણશંકર દવે, તેમના ભાઈ હરિકૃષ્ણ દવે, હરિલાલ પારેખ, કલ્યાણભાઇ વગેરે વિશ્વાસપાત્ર માણસોની મદદ મેળવવાને ગોંડળ-રાજ્ય ભાગ્યશાળી બન્યું હતું.

ગોંડળ રાજ્યની કારકીર્દી દરમ્યાન એક ખાસ નોંધવા લાયક બનાવ બન્યો. તે એ કે તળ ગોંડળની મુખ્ય તુરંગ તોડીને એક રાત્રે તેમાંથી અગીઆર કેદીઓ નાશ. તેઓએ બે પોલિસને ઠાર માર્યો. અને બેને ઘાયલ કર્યાં. જણાય છે કે કેદીઓની પાછળ પડવામાં પોલિસ પાર્ટીએ શિથિલતા રાખી. ફક્ત એકજ પોલિસ સીપાઇ આગળ વધ્યો જ્યારે બાકીના હતાશ થઇ પાછા વળી ગયા ભાગ્ય યોગે એક કેદીના પગને ઇજા થયેલી તેથી તે પકડાયો. દિવાન સાહેબ સાથે રહી કલ્યાણભાઇએ આ પકડાયેલા કેદીની પાકી ઉલટ તપાસ કરી. તેમજ જાહેરનામું પણ કઢાવ્યું કે નાસી છુટેલા કેદીઓને પકડવામાં જે કોઇ સંગીન મદદ કરશે તેને ઇનામ આપવામાં આવશે. આ તુરંગ ભંગ બાબત યોગ્ય તપાસ કરવા ના. ઠાકોર સાહેબે એક કમિશન નીમ્યું. કલ્યાણભાઇ પણ આ કમિશનના એક સભ્ય હતા.

આ નોકરી દરમ્યાન કલ્યાણભાઇને જુનાગઢ માંગરોળ કમિશનનાં કામ માટે પણ અવાર નવાર બહારગામ જવાનુ થતું. એક વાર આ કામ માટે કલ્યાણભાઇ ગયેલા ત્યારે મે હંટર સાહેબે તેમને ખાનગીમાં પુછેલું કે "જો હું પોરબંદરમાં એડમિનિસ્ટ્રેટર નીમાઉં તો તમને રાજ્યમા સર ન્યાયાધીશના હોદ્દા ઉપર નીમવા મારો વિચાર છે. તમે ખુશી છો ?" કલ્યાણભાઇએ તેમ કરવા પોતાની તત્પરતા બતાવેલી અને હંટર સાહેબનો પોતાના માટે આવી દિલસોજી હોવા માટે ઉપકાર માન્યો. તેજ મુજબ ગોંડળ રાજ્યમાં સર ન્યાયાધીશની જગ્યા થોડા સમયમા ખાલી પડવાની હતી તેથી તેમ થાય તો તે હોદ્દા ઉપર નીમવા લાયક અમલદારોમાં, ઠાકોર સાહેબે કલ્યાણભાઇની ગણના પણ કરેલી. પણ ભાવિ તેમને બીજીજ દિશામાં લઈ જવા ધારતું હતું.

આ સમયની અંગત, કૌટુંબિક તેમજ બીજી પ્રકીર્ણ બાબતોનો ઉલ્લેખ આંહી કરવો અપ્રાસંગિક નહીં ગણાય. એક વાર કોઇ સંઘવીએ (નામ-જણાવ્યું નથી) દિવાન સાહેબ પાસે કેટલાક કાગળો રજુ કર્યા હતા. કલ્યાણભાઇ દિવાન સાહેબના કહેવાથી તેને મળ્યા. પોતાના પાસેના કાગળો જો રાજ્ય ખરીદી લે તો કલ્યાણભાઇને કમિશન આપવા સંઘવીએ કહ્યું. કલ્યાણભાઇ પોતાની નોંધમાં જણાવે છે કે એને જેવો જવાબ મળવો જોઇએ તેવો સુણાવ્યો. ત્યાર પછી પેલા કાગળો કલ્યાણભાઇ તપાસી ગયા. તેમાંથી એક પણ ઉપયોગી નહોતો. તેથી તે પ્રમાણે દિવાન સાહેબને જણાવી દીધું. તેજ મુજબ એક નોંધ એવી છે કે " અમુક ગામના-વાળાએ જો મારા સ્નેહીને

ગિરાશ પાછો અપાવી દો તો રૂપિયા ત્રણ હજાર આપું એવી દરખાસ્ત કરવાની ધૃષ્ટતા કરી હું ધારું છું કે મારા જવાબથી એને મારા વિષે ખરો ખ્યાલ આવી ગયો હશે'' પોતાની તબિયત સબંધી એક ધ્યાન ખેંચાય તેવી નોંધ છે કે "આજે મને તાવ જેવું જણાયું અને ઘણીજ નબળાઇ વર્તાણી નવ વર્ષ પહેલા ક્ષયનો ઉપદ્રવ થયો હતો તેનો ઉથલો થાશે એવી બીક લાગે છે '' આ જોતાં આશરે ઓગણીશ વર્ષની વયે ક્ષય વર્તાયો હશે એમ જણાય છે.

જ્યારે જ્યારે ગોંડળથી પોતાના પ્રિય વતન રાજકોટ જતા ત્યારે બનતાં સુધી રાજકુમાર કોલેજના પ્રિન્સિપાલ સાહેબને મળવાનુ ચુકતા નહિ. આવી એક મુલાકાત દરમ્યાન પ્રિન્સિપાલ સાહેબે પ્રેમાભાઇ અને માધુભાઇ બાબત ઘણો સંતોષ વ્યકત કર્યો અને તે બનેનાં કામ માટે ઉંચ અભિપ્રાય દર્શાવ્યો. આ બને ભાઇઓ તે સમયે રાજકુમાર કોલેજમા નોકરી કરતો હતા એક વાર ઘણા સમય બાદ રાજકોટમા કુટુબ સાથે તેમજ ભાઇઓ અને પોતાનાં માતુશ્રી સાથે રહેવાનો યોગ આવ્યો ત્યારે "આ વખતતો કુટુંબ-સંમેલન થયું તેથી બહુજ આનંદ આવ્યો '' એનું કલ્યાણભાઈએ જણાવ્યુ છે. કુટુબને લગતા કામકાજમાં અમલદારીની ગંધ સરખી ન આવતી. પોતાના બે પુત્ર અને ભત્રીજાના જનોઇ પ્રસંગમાં મિષ્ટાન વિગેરે બનાવવામાં આખો દિવસ કુળ ગોરને મદદ કરી હતી તેમજ તેમના મોટાભાઇ જોડે બેસી જે જે સામગ્રી એકઠી કરવાની હતી તેની ટીપ કરી આપી અને પ્રસંગ ઉપર કરવાના ખર્ચનો અંદાજ કહાડયો હતો. વળી મારા માતુશ્રીને આંખોની તકલીફ હોવાથી તેમજ રસોયો હજુ મળી શકયો નહોતો તેથી રાજ્યના અનેક કામોનું બારણુ હોવા છતાં જાતે રસોઇ કરતા. ડાયરીમાં બીજી બાબતોની સૂચક નોંધ છે :—

જેમકે "ગીગાણીના પટેલ ઉપર રાજ્યની વધારે પડતી સખ્તાઇ થઇ છે તે બાબતની દિવાન સાહેબને ખાત્રી કરી આપી અને તેમણે પટેલને રહેમીયત બતાવવા કબુલત આપી કેશોદ જતા ઘોઘાઝ મુકામે વાત વાતમાં જણાવ્યું કે મેમણો અને વણિકોએ સપીને રહેવુ જોઇએ '' ગૌવધ પ્રકરણે આ અરસામા ઉગ્ર સ્વરૂપ પકડેલું તેથી આ સવાલ તકસરની હતી એક વધારે નોંધ લઇ વિરમી શું. "મે હરિદાસભાઇ દેસાઇના નાનાભાઈની મુલાકાત થઇ અને નિરપેક્ષ સુખ બાબત ચર્ચા થઇ'' પછી પોતે તે નોધમાં જણાવે છે કે "I call satisfaction of all legitimate desires, happiness and not the destruction of desires themselves ''

એટલે કે "હું ઇચ્છાઓનો નાશ કરવો અગર તેને કચડી નાંખવી તેને નહીં પણ યોગ્ય ઇચ્છાઓને સંતોષવી તે સુખ એમ માનું છું." આવા આવા ઉલ્લેખો મનુષ્યનાં માનસનું સાચું પ્રતિબિંબ રજુ કરે છે. અઠાવીશ ઓગણત્રીસ વર્ષની વયે કલ્યાણભાઇનું માનસ આવા પ્રકારનું હતું.

ગોંડળ રાજ્યની નોકરીને અંગે અનેક પ્રકારના વ્યવસાયો ચાલ્યા કરતા હતા. કલ્યાણભાઇએ નાગવદરનો કેસ ઘરમેળે પતાવટ કરવામાં અથાગ મહેનત લીધી. સામાપક્ષમાં ભવિષ્યમાં તેમના જીવનભરના સ્નેહી થયેલા બાળકૃષ્ણદાસ ઉર્ફે ટીકાભાઇ કાજી વકીલ તરીકે હતા.

આ ગૃહસ્થ ઘણાજ સમજુ, ચકોર અને વળી શાંત સ્વભાવના હતા. તેથી જ છેવટ પતાવટ થઇ શકી. આ પતાવટથી બેઝનજી દિવાન ઘણા ખુશ થયા અને પોતાની હંમેશની ટેવ મુજબ ખુલ્લા દિલથી કલ્યાણભાઇની કાર્યદક્ષતા માટે પ્રશંસા વ્યકત કરી. ત્યારપછી સરસાઇ–ગીર કેસના કામ માટે કલ્યાણભાઇને રાજકોટમાં મુકામ રાખી નવો સ્ટાફ ગોઠવી તે કેસનું કામ ચલવવું એમ ઠર્યું. એક રીતે આ સારી અનુકુળતા અનાયાસે મળી. અમારા માતુશ્રીને કલ્યાણભાઇની ભત્રીજીના લગ્નમા હાજરી આપવા અગાઉથી રાજકોટ રહેવાની આવશ્યકતા હતી. અને પોતે પણ રાજકોટ હોયતો કામમાં ડુબેલા છતાં લગ્ન પ્રસંગમાં યથા શકિત ભાગ લઇ શકે એવો યોગ બન્યો. વળી મોટાભાઇને ત્યાં પુત્રીનાં લગ્ન વીતી ગયા બાદ તુરત જ પોતાના જ્યેષ્ઠ પુત્ર લાભશંકરનાં લગ્નની તૈયારી કરવાની હતી. ખરૂં જોતાં માર્ચ અને એપ્રીલ. ઇ. સ. ૧૮૮૮ માંજ તૈયારી કરવા માંડી હતી. જાન–વરપક્ષસમૂહ–ને રાજકોટથી છેક પોરબંદર પગ રસ્તે જવાનું હતું. એટલે જેવી તેવી તૈયારીથી ચલાવી લેવાય તેમ ન હતું. એક તરફથી આ લગ્નની તૈયારી કરવાનું કામ હતું બીજી તરફથી રાજકોટમાં ચલાવવામાં ખાસ કેસ ઉપરાંત ઓફિસકામ તો ચાલું જ હતું, અને ત્રીજી તરફથી જુદા જુદા પ્રકારનું સતત દબાણ રહેવાથી તેમજ અતિશય પરિશ્રમ લેવાયાથી કલ્યાણભાઇની તબીયત લથડવા માંડી હતી. પોતાની અંગત મુશ્કેલીઓ જેમ બને તેમ ઓછી જણાવવાની તેમની જીવન–ભરની આદત હતી તેથી ખેંચાય ત્યાં સુધી ખેંચ્યું. પણ કુદરત તો હિસાબ માગેજ. ન ચાલતા કલ્યાણભાઇએ દિવાન સાહેબને વિનંતી કરીકે "રાજકોટમાં ચાલતા રાજ્યના કામસિવાય બીજા કામમાંથી હાલ મને મુકત

કરવા કૃપા કરશો. " દિવાન સાહેબે બને તેટલી રાહત અપાવી. વૈદ્યની દવા સારવાર કરતા હતા પણ આરામ ન લેવાય ત્યાં સુધી શરીરનું સ્વાસ્થ્ય શી રીતે જળવાય ? આથી ભાવનગરના નાગર ગૃહસ્થ રા. રા. સવઇલાલભાઇએ જ્યારે લાંબા સમય પછી કલ્યાણભાઇને તે સમયે જોયા ત્યારે તેમને આટલા બધા ક્ષીણ થઇ ગયેલા જોઇ બહુજ લાગણી થઈ આવી. સારાંશ એ કે ગોંડળ રાજય જોડેના સંબધની અવધ આવી પહોંચ્યાના ભણકારા વાગી રહ્યા હતા. પણ આ બાબતનું આગળ ઉપર વિવેચન કરીશું. હાલ તો તેમના સૌથી મોટા પુત્રના લગ્નની ધમાલમાં સામેલ થઇએ.

કલ્યાણભાઇની ભત્રીજીના લગ્ન પ્રસંગ ઉપર સૌ ભાઇઓ સહકુટુંબ પરિવાર રાજકોટમાં એકત્ર થયેલા. તેથી તે તકનો લાભ લઇને આખા કુટુંબનો ગ્રૂપ-ફોટો પડાવ્યો. આવો સુયોગ થઈ જાય એ પણ જીવનની લ્હાણ છે. ભત્રીજીનાં લગ્ન નિર્વિઘ્ને પતી ગયાં અને પુત્રના લગ્નની તૈયારી ધમધોકાર ચાલુ થઈ. સોની દરજીનાં કામ તડામાર ચાલી રહ્યાં હતાં. પોરબંદર જવા માટે વાહનો તેમજ રક્ષણ માટે સશસ્ત્ર માણસો મોકલવા ગોંડળ, માંગરોળ, જુનાગઢ, જેતપુર, વગેરે રાજ્યોના અમલદારોને પત્રો લખાઇ ગયા હતા તે અરસામાં આખા રાજકોટમાં જેથી સનસનાટી ફેલાઇ તે ગજબનાક પ્રસંગ બનવા પામ્યો. થયું એવું કે રાજકોટ સદરમાં કાલેખાં નામનો એક સિપાઇ ખૂન પર ચડયો. તે સિપાઇની મૂળ ઇચ્છા તો સિવિલ સ્ટેશનના એક અમલદારને ઠાર મારવાની હતી. એ હાથમાં એ તલવાર લઇ આ ઉન્મત્ત થયેલ સિપાઇ પોતાના શિકારને શોધવા ચોતરફ ફરી વળ્યો. પણ તે ગૃહસ્થ તો ચેતી ગયેલા તેથી સુરક્ષિત સ્થળે છુપાઇ ગયેલા. પછી તો ખૂન પર ચડેલો આ સિપાઇ રસ્તામાં જે આવે તેને તરવારથી ઠાર કરવા મંડયો. પાંચ જણને જાનથી માર્યાં, બીજા ચાર પાંચને ઘાયલ કર્યાં. ઘાયલ થયેલા પૈકી સિવિલ સ્ટેશનના ભલા કોટવાળ બાવામીયાં-બેરિસ્ટર ગુલામ મહંમદ મુન્શીના પિતા-વળતે દિવસ મરણ પામ્યા. તેઓ તો નમાઝ પઢી રહ્યા હતા તે સમયે આ ગાંડા સિપાઇએ તેમના ઉપર પાછળથી ઘા કરેલા. રાજકોટ સદરમાં તમામ ઘર વસાઇ ગયાં. બજારમાં દુકાનો બંધ થઇ ગઇ. બે દિવસ સુધી આ પ્રમાણે ગભરાટ ફેલાઇ ગયો. અમારે ત્યાં રક્ષણ માટે ઠાકોર સાહેબ બાવાજીરાજે બે આરબ સિપાઇને મોકલેલા. આખરે એક પારસીભાઇએ કુનેહથી આ કાલેખાને પકડાવ્યો. તે ખુબ તરસ્યો, થયો ત્યારે તેણે એ પારસીભાઇને પાણી પાવાને અરજ કરી. આ પારસી ગૃહસ્થે સળીયાવાળી જાળી પાછળ

ઉભા ર્‌હી કહ્યું "ભાઇ પહેલાં તું તરવાર બાજુ પર મુકી દે, નહીતર મને તો ડર લાગે છે, પછી તને પાણી પાઉં." પેલાએ તરવાર બાજુમાં મુકી. એટલામાં તો છુપાઇ ગયેલા બહાદુર સિપાઇઓ તેને ઘેરી વળ્યા અને પરહેજ કર્યો. વળી પાણી પીવાથી તેનું મગજ શાંત તો થવા માંડયું હતું.

ભતુભાઇની જાન વિદાય થવાની હતી તે અગાઉ અડવાડીઆ ઉપર જ આવો બનાવ બની ગયો. ખેર! તે સમયના લગ્નની મજા હવે આપણે અનુભવીએ. હાલના સમયની સરખામણીમાં એ મોજ પણ અનેરીજ ગણાય. અત્યારે તો રેલ્વે યા મોટરબસો દ્વારા ઝવાટાનબ નિશ્ચિત સ્થળે પહોચી જવાય. પણ તે સમયે એવા સાધનોની હસ્તી નહતી અને તેવી પરિસ્થિતિમાં છેક પોરબંદર વરપક્ષને જવાનું તેથી તેને અગે કેટલી અને કેવી તૈયારી કરવી પડે અને તેમ છતાં કેવી જુદા જ પ્રકારની મોજનો અનુભવ થાય તેનો થોડો ઘણો ખ્યાલ આપવા ખાતર જાન રાજકોટથી નીકળીને, પોરબંદર પહોંચી તે વિષેનું ટુંકું બ્યાન આપવું યોગ્ય ધાર્યું છે. પહેલા વાહનો વિષે વાત કરશું. આમા શીગરામ (બળદની ગાડી) ગાડાંઓ, પાલખી અને સ્વારી માટે ઘોડાઓનો ઉપયોગ કરવામાં આવતો. કલ્યાણભાઇ માટે એવાં પ્રકારનાં વાહનો તેમજ હથિયારબંધ માણસો માંગરોળ અને ગોંડળ રાજ્યે પૂરાં પાડયાં. જાન સિધાવવાની તૈયારી થઇ ચુકી. પરંતુ મુસાફરી શરૂ કર્યા પહેલાં રહેલું 'જોખમ' સલામત સ્થળે રાખવું જોઇએ, તેનું શું કરવું? કુટુંબના ખેરખા દયારામ જોષીજીને ત્યાં જોખમ રાખવાનું ઠર્યું. પોરબંદર પહોંચતાં મુખ્ય મુકામ લગભગ પાંચ સ્થળે કરેલ; થોડા સમય માટે વચ્ચે વચ્ચે કરવા પડે તે તો જુદા. આવા નાના મોટા મુકામો થતા જાય, કામચલાઉ છાવણી ઊભી થાય, રસોઇ વગેરેની વ્યવસ્થા થવા માંડે. મુકામ થાય ત્યારે તેમ જ મુસાફરી દરમ્યાન ગીતો ગવાતાં જાય, આમ વર પક્ષનો સમૂહ આગળ વધતો જાય. અમારા કુટુંબની આ જાનનો જે જે રાજ્યની હદમાં મુકામ થતો તે તે રાજ્ય તરફથી પોતાને ખર્ચે તમામ માણસો માટે ખાવા-પીવાની અને પશુઓ માટે ઘાસ દાણાની તેમ જ સૌ કોઈ માટે મુકામની વગેરે સર્વ પ્રકારની સરભરા કરવામાં આવેલ એટલું જ નહિ પણ રાજ્યની હદ વટાવે ત્યાં સુધી સાથે રક્ષણ માટે 'વળાવા' મોકલવાનો વિવેક કરવામાં આવેલ. લીલીયા મુકામે ગોંડળ રાજ્ય તરફથી, જેતપરમાં દરબારશ્રી લક્ષ્મણવાળા તરફથી, કુંતીયાણામાં જુનાગઢ સરકાર તરફથી ઉપરોક્ત પ્રકારનાં સગવડ સત્કાર થયાં હતા. તા. ૧-૫-૧૮૮૮ ના રોજ

રાજકોટથી પ્રયાણ શરૂ કરી તા. ૬–૫–૧૮૮૮ના રોજ જાન પોરબંદર મુકામે પહોંચી. અમારાં માતુશ્રી કોઈ વાર વાત કરતાં કે એ સમયમાં રસ્તો 'બીકાળો' ગણાતો. એટલે કે બહારવટીઆઓનો ભય હતો. વાત પણ ખરી. કાદુ મકરાણીનું ભયંકર અને ત્રાસજનક બહારવટું હજુ આગલે વર્ષે જ શમ્યું હતું. પરંતુ તેના અવશેષો હજુ રહ્યા હતા. માતુશ્રીના કહેવા મુજબ આ જાનની મુસાફરી દરમ્યાન એક વખત બુકાની બાંધેલા હથિયારબંધ હરામખોરોની એક ટોળી થોડે દૂરથી જોવામાં આવી. અલબત આ સંઘ તો સુરક્ષિત હતો એવું પેલી ટોળી પણ સમજી ગઈ હશે. અમારી જાન સાથેના સિપાઈઓએ હવામાં બંદુકના ખાલી બહાર (અવાજ) કર્યા કે તુરત જ પેલી ટોળી આડે રસ્તે ઉતરી અદશ્ય થઈ ગઈ. આખરે પોરબંદરને પાદરે જાન પહોંચી. કન્યા પક્ષ તરફથી 'સામૈયું' થયું અને પછી વરપક્ષનો સમુદાય મુકામસર થયો. પોરબંદરમાં એક અઠવાડિઆની રોકત થઈ. કન્યાના પિતા રા. રા. દુલેરાય પોટા અને તેમના વડીલ ભાઈ રા. રા. ગૌરીશંકર પોટા એ બંને ભાઈઓ જોડે કલ્યાણભાઈને અંગત પરિચય હતો. તેમાંએ અડગ નિશ્ચયી–અચલ ટેકીલાની નામના પ્રાપ્ત કરનાર રા. રા. દુલેરાયભાઈ તો માંગરોળ કલ્યાણભાઈ સાથે નોકરીને અંગે રહેલા તેથી ઘાડો સંબંધ બધાએલો. કલ્યાણભાઈની વિનંતિ ઉપરથી વડીલ બંધુ ગૌરીભાઈ પોટાએ 'માંડવમોર'ના જમણના રોજ વધારે પડતી સંખ્યામાં શાક–રાયતાં વગેરે પીરસવાનો રિવાજ હતો તેની સંખ્યામાં ઘટાડો કરવાનું કબૂલ રાખ્યું. મતલબ વેવાઈ પણ સમજુ અને સુશીલ હતા. આગળ ઉપર તો પોટા કુટુંબ અને અમારા કુટુંબ વચ્ચે ત્રાહિત માણસ મુંઝવણમાં પડી જાય એટલાં સગપણ સંબંધ થઈ ચૂકયાં છે. જાનની વળતી મુસાફરી પણ તે જ મુજબ થઈ. જુદાં જુદાં સંસ્થાનો તરફથી સરભરા પણ તે જ પ્રકારની કરવામાં આવી. તા. ૧૯–મે ઇ. સ ૧૮૮૮ ના રોજ વર સમુદાય લગ્નકાર્ય નિર્વિઘ્ને સમાપ્ત કરી રાજકોટમાં સહિસલામત દાખલ થયો. ત્રણ અઠવાડીઆં એકંદર ગાળવા પડયાં. તે સમયની મોંઘવારીના પ્રમાણમાં ખર્ચ પણ ઘણો થયો હતો.

ફરી આપણે ગોંડળ રાજ્યની નોકરીની બાબત તરફ વળશું. નોકરી છોડવાની તૈયારીમાં હતા, દરમ્યાન અમારા પ્રથમ બેન મંછાનો જન્મ તારીખ ૧૨–૭–૧૮૮૮ના રોજ થયાની નોંધ લેવી ઘટે છે. ઉપરાંત કલ્યાણભાઈએ પોતાના વચેટ ભાઈ પ્રેમશંકરના સસરા ગણેશભાઈ અંજારીઆનું તારીખ ૭–૧૦–૧૮૮૮ ના રોજ અવસાન થયું, તે પ્રસંગ બાબત પોતાની નોંધમાં

દિલગીરી પ્રદર્શિત કરેલ છે. તા. ૧૨-૧૧-૧૮૮૮ ના રોજ કલ્યાણભાઈ બિનપગારી ૭ મહિનાની રજા ઉપર ઉતર્યા. કારણ, એક તો તબિયત લથડી હતી, અને વળી તે રાજ્યની કાર્યનીતિ પરત્વે કલ્યાણભાઇને મતભેદ થવા માંડ્યો હતો. રજા દરમ્યાન વકિલાતનો ધંધો કરવાની છુટ મળી. અલબત્ત રજા દરમ્યાન પણ કરમાળ-કોટડા કેસ બાબતમાં જરૂર પડે તો કલ્યાણભાઇએ હાજર થવું એવી શરત રાખવામાં આવી હતી. અને તે તો યોગ્ય જ હતું. આગળ ઉપર કુલ નવ મહિનાની કપાત પગારે રજા ભોગવી કલ્યાણભાઇએ ગોંડળ રાજ્યની નોકરીનું રાજીનામું આપી દીધું. આ પ્રમાણે ગોંડળ રાજ્યની નોકરીનો સંબંધ પૂરો થયો. પરંતુ ગોંડળ રાજ્યમાંથી વિદાય લેતાં પહેલાં ઉપસંહાર રૂપે થોડું વિવેચન અહીં જ કરવું સુગમ પડશે.

જો માંગરોળ રાજ્યની નોકરી તેમ જ જુનાગઢ-માંગરોળ કમિશન અંગેનું કાર્ય એ તેમની કારકીર્દીના ખરા અને સ્થાયી પાયા રૂપે ગણાય તો ગોંડળ રાજ્યની આટલા સમયની નોકરી દરમ્યાન પાયાથી પ્લિંથ સુધીનું ચણતર કામ થયું કહેવાય. આગળ જણાવ્યા મુજબ કરમાળ-કોટડા કેસ, ગૌવધ પ્રકરણ વગેરે મોટા મોટા મુકદમા તૈયાર કરવામાં, ન્યાયની અદાલતમાં તે બધા મુકદમા ચલાવવામાં, કાઠિઆવાડની મજમુ રેલ્વેનો વહીવટ ચલાવવા માટેના નિયમો ઘડવામાં મળેલા અનુભવને લીધે, ભવિષ્યમાં વકિલાતનો ધંધો ચલાવવામાં તેમ જ મોટા મોટા રાજસ્થાનોમાં કાયદાકાનુનોના ઘડતરકાર્યમાં કીંમતી સહાયતા મળી.

જે ખાતુ તેમને સોંપવામાં આવે તેમાં ધરમૂળથી વ્યવસ્થા અને નિયમિતતા આમેજ કરવાં એ તો તેમની ખાસીયત હતી જ. તેથી ગોંડળ રાજ્યના સરકારી વકિલની ઓફિસનું દફતર તેમણે પાઠે પાયે સુધાર્યું. તેમ જ કાર્યની પ્રણાલિમાં ઘટતા ફેરફારો કર્યા. સાથે સાથે અગાઉ જણાવ્યા મુજબ સમગ્ર રાજ્યવહીવટનો તેમને ઘણો સારો અનુભવ મળ્યો. ઉપરાંત ગોંડળ રાજ્યની નોકરી દરમ્યાન કેટલીક વ્યકિતઓ જોડે કાયમનો ઘટ્ટ સંબંધ બંધાયો. આમાં હંટર સાહેબ, પોપટભાઇ વૈદ્ય, કૃષ્ણશંકર દવે, દિવાન બેઝનજી વગેરેનો મુખ્યત્વે સમાવેશ થાય છે.

આવો અમૂલ્ય અનુભવ ગ્રહણ કરી અને આવા મીઠા સંબંધો બાંધી કલ્યાણભાઈ ગોંડળની રહેણાંક છોડી સ્વ-વતન રાજકોટમાં આવીને રહ્યા અને વકિલાતનો ધંધો ચાલુ કર્યો.

卐

# પ્રકરણ ૬ ઠ્ઠું

## વકિલાત



વકિલાતનો જીવનકાળ એટલે કલ્યાણભાઈની ફુલ્યવી કારકીર્દીનો મધ્યાન્હકાળ ૨૧ વર્ષની ઉમરે વકિલાત શરૂ કરી, અને આડત્રીસ (૩૮) વર્ષની ઉમરે તે ધંધો જુનાગઢ રાજ્યના બીજાં મહત્ત્વના રાજકીય કાર્યોમાં અટવાતા અટવાતા આપોઆપ બંધ પડયો. જુનાગઢ રાજ્યની ધોરણસરની નોકરીમા તો ઇ. સ ૧૮૯૯ ની આખરમાં દાખલ થયા. એટલે બાહ્ય દ્દષ્ટિએ તેમની આશરે ૪૧ વર્ષની ઉંમરે વકિલાત બંધ થઇ ગણાય. પણ હકીકતમા તો ઇ.સ. ૧૮૯૬ થી છૂટ વકિલાતનુ કામ ક્રમે ક્રમે ઓછું થવા લાગ્યું સારાશ એ કે વયની દ્દષ્ટિએ, અર્થપ્રાપ્તિની દ્દષ્ટિએ, તેમજ સ્વકુટુંબના અને પોતાના ભાઇઓના કુટુંબની અભિવૃદ્ધિ તરફ નજર ફેરવતાં, પોતા માટે રહેવા વિશાળ મકાન બંધાવ્યું તે બાબત ધ્યાનમા લેતાં, સગા સ્નેહીઓને ત્યાં શુભ પ્રસગોમાં ભાગ લેવાની લ્હાણી મળી, તે જોતા તેમ જ જ્ઞાતિને અંગે અને બીજાં સાર્વજનિક કામોમા સક્રિય ભાગ લઇ પોતાની શક્તિનો પરચો બતાવવાની તક મળી તે નીરખતા, અમે આ સમયને તેમના પાર્થિવ જીવનકાળનો સર્વોચ્ચ ઉત્કર્ષનો ગાળો ગણીએ છીએ. આ પ્રકરણમા વકિલાતના દોડધામના ધંધાને લીધે, તેમ જ સાથે સાથે બીજી પ્રવૃત્તિઓ ચાલુ હોવાથી ગુંચવણ વધી જાય તેવુ છે. તે જેમ બને તેમ ઓછી કરવા આ પ્રકરણના મુખ્ય વિભાગ નીચે મુજબ રાખવા ધારેલ છે. (૧) વકિલાત અગર નોકરીને લગતી બાબતો. (૨) સ્વ-કુટુંબ અને સગાંસ્નેહીઓની બાબતો. (૩) સાર્વજનિક પ્રવૃ-

ત્તિઓ વગેરે; અલબત્ત આ વિભાગોને એક બીજાથી તદ્દન અલગ રાખવા તે શકય નથી. એક વિભાગની ઘટનાઓ બીજા વિભાગમાં ડોકીઆં કર્યાં જ કરશે. આ તો સગવડતા ખાતર તેમ જ બને તેટલું સ્પષ્ટ સમજાય તેટલા ખાતર વિભાગીકરણ યોજેલ છે.

## ' વિભાગ ૧. '

તા. ૧-૧૦-૧૮૮૮ ના રોજ ગોંડળ રાજ્યની નોકરીને અંગે ૭ મહિનાની બીનપગારી રજાનો રિપોર્ટ કર્યો. તે પહેલાં અને પછી પણ રાજીનામું આપી દેવું કે વધારે રજાની 'માગણી કરવી', તેનો 'વિચાર થયા કરતો. પ્રથમ પહેલાં રજા ઉપર રહે તો તે બાબતમાં રાજ્ય તરફથી કેટલીક શરતો મૂકાણી. તેનું પાલન શકય ન જણાયાથી રાજીનામું આપવું પડશે, એમ નિર્ણય કરવો પડેલો; પણ પાછળથી શર્તો અમલમાં મૂકી શકાય તેવા પ્રકારની થઇ. તે પછી રજાનો રિપોર્ટ આપ્યો. રિપોર્ટમાં રજા દરમ્યાન વકિલાતનો ધંધો ચલાવવાની પરવાનગી માગેલી. ના. ઠાકોર સાહેબને તેની પરવાનગી આપવાનું યોગ્ય ન જણાયું; તેથી વળી પાછી ઘાંચ આવી. બીજી તરફથી વડિલતુલ્ય દિવાન બેઝનજી સાહેબે આગ્રહ કર્યો કે હાલ ત્રણ મહિના નોકરીમાં ચાલુ રહો અને ત્યાર પછી ત્રણ મહિનાની હકકની રજા ચડતે પગારે, અને તે પછીની બાકીની અડધે પગારે રજા અપાવીશ. પ્રલોભન હતું, તેમ જ મુરબ્બીને દરજ્જે બિરાજેલા બેઝનજી સાહેબ જેવા દિલસોજ દિવાનના આગ્રહનો અસ્વિકાર કરતાં સંકોચ થાય તે વાત પણ ખરી; પણ હૃદયનો અવાજ એવો નીકળ્યો કે, બીનપગારે તો બીનપગારે પણ હાલ તુર્ત માટે જે પ્રકારની જેટલી 'રજા મળે તે લઇ ગોંડળ તો છોડવું જ. મતલબ તુર્ત જ બીનપગારની રજા ઉપર ઉતર્યા. આ પ્રમાણે રજા ઉપર ઉતર્યા, પછી સ્નેહીઓ–હિતેચ્છુઓ વગેરે જે કોઇ મળતા તેમને કલ્યાણભાઇ ખબર આપતા કે હવે વકિલાત શરૂ કરવી છે. સોરઠ પ્રાંતના વડા ફેરિસ સાહેબે કહ્યું કે હું તમને વકિલ તરીકેની ઊંચી લાયકાત બાબતનું પ્રમાણપત્ર ગોંડળ નરેશ મારફત મોકલાવીશ. માંગરોળ રાજ્ય વકિલ તરીકે રાખે તો ફીનું ધોરણ શું રાખવું તે સંબંધી કારભારી જોડે ચર્ચા થઇ. સ્નેહી આચાર્ય પોપટલાલે પૂછાવ્યું કે, "કયારે વકિલાત શરૂ કરો છો? કેસનાં કામ મોકલવાનાં છે." કલ્યાણભાઇએ પ્રત્યુત્તર આપ્યો "ખામોશ પકડો, થોડી વાર છે. પહેલાં તબીયત સુધરવા દ્યો: પછી બીજી વાત." પાલીતાણા રાજ્યના ભાયાત કુમારશ્રી સામંતસિંહજી પોતાનું વકિલાતનું કામ કલ્યાણભાઇને સોં-

પવા એક પગે તૈયાર થઈ ગયેલા. પણ વકિલાતનું કામ શરૂ કર્યા પહેલાં ગોંડળ રાજ્ય અને ગણોદ તાલુકદાર વચ્ચેના નાગવદર ગામની તકરાર બાબત ઘરમેળે સમાધાન કરાવવાના કામમાં તેઓ ગુંથાઈ ગયા. એ તો રાજ્યના નોકર તરીકે પોતાની ફરજ સમજીને વગર ફીએ તે કામ કરવા પોતે બંધાયેલા છે, એમ કલ્યાણભાઈ માનતા. વળી દિવાન બેઝનજી ખાતર જે કંઇ થાય તે કરી છૂટવું એ તો નિશ્ચય જ હતો, તેથી કલ્યાણભાઇ સામા પક્ષને મળ્યા. હિસાબ, મત ભેદના મુદ્દાઓ એ બધું તૈયાર કરી બંને પક્ષ વચ્ચે સમાધાનની શરતો ઘડવાના કાર્યમાં બેરિસ્ટરને વાકેફ કરી નીરાતનો શ્વાસ લીધો.

અમુક નિશ્ચિત ધોરણનું પાલન કરીને વકિલાતનો ધંધો કલ્યાણભાઇ ચલાવતા. જેમકે, શિરસ્તેદાર અગર ન્યાય ચલાવનાર અમલદારને લાંચ રૂશ્વત આપી કેસ, પોતાના લાભમાં ઉતારવાનો પ્રયત્ન કરનાર અસીલનો કેસ કદાપિ હાથમા ન લેવો, ખોટા સાક્ષી કે ખોટા પૂરાવા ઊભા કરવા પડે તેવા કેસને હાથ ન લગાડવો, સામા પક્ષનો મુકદમો સાચો હોય છતાં માત્ર કાયદાની બારીકીનો લાભ લઇ સામા પક્ષને આફતની ખાઇમા ગબડાવી પાડવાના કામમાં હરગીજ સામેલ ન રહેવું, બલ્કે અસીલ જોડે સામેથી શર્ત કરતા કે લાંચ રૂશ્વત આપવાનુ કે ખોટા સાક્ષી પૂરાવા ઊભા કરવાનું તમારૂં વલણ હોય તો તમારે ને અમારે નહિ બને, તમે બીજા કોઇને ખુશીથી કેસ સોંપજો. શકય હોય ત્યાં ઘરમેળે બંને પક્ષ વચ્ચે પતાવટ કરાવવાનો આગ્રહ રાખતા. અને ઘણી વાર આ પ્રમાણે નીવેડો લાવી બંને પક્ષનો અમૂલ્ય સમય અને ખર્ચ બચાવતા. ઈ. સ. ૧૯૧૪ માં જ્યારે મેં કલ્યાણભાઇ ઉપરના એક પત્રમા એવો ઇશારો કરેલો કે વકિલાતનો ધંધો આપને અણગમતો હોવા છતાં કરવો પડેલો, ત્યારે તેના જવાબમાં કલ્યાણભાઇએ આ પ્રમાણે જણાવેલું. “ મને વકિલાતના ધંધાનો અભાવ નથી. જે પદ્ધતિથી વકિલાતમાં કુશળ ગણાવાય છે, તે પદ્ધતિ માટે અભાવ છે. જ્યારે જ્યારે નોકરીથી હું છૂટયો છું, ત્યારે ત્યારે મે વકિલાત ગ્રહણ કરેલ છે. એટલું જ નહિ, જ્યાં સુધી હું વકિલાત કરૂં છું ત્યાં સુધી મારા અસીલ અગર કોર્ટને મારૂં પૂરેપૂરૂં મન હું નથી જોડતો એવું માનવા કદી પણ કારણ મળતું નથી. તેથી ઉલટું “ કલ્યાણભાઇને કેસ સોંપીએ એટલે આપણે નિશ્ચિંત બન્યા ” એ લાગણી અસીલોમાં એક સરખી રહી શકે છે. મને જે રીત પસંદ નથી, તેની ગંધ આવે તેવા કેસ હું લેતો નથી, ને તેવી કોર્ટ પાસે હું જતો નથી. ટૂંકામાં જે સમયે જે કામ નોકરીને અંગે કે વકિલાતના અંગે હું માથે લઉ

છું, તે સમયે તે કામમાં હું મારું આખું અંતર જોડું છું, ને મારી કેળવણી તથા શક્તિ અલ્પ છતાં આજ સુધી હું ફાવ્યો છું, તેનું મુખ્ય કારણ આ છે."

ઉપરોક્ત અવતરણ ઉપરથી વાચકને કલ્યાણભાઇની વકિલાત અને નોકરી અંગેની કાર્ય પદ્ધતિ સ્પષ્ટ સમજાઇ જાશે. રાજકોટમાં છૂટ વકિલાતનો ધંધો કલ્યાણભાઇ શરૂ કરવાના છે, તેવું રીતસર જાહેર થતાં જ તેમને વકિલાતનું કામ ભરપૂર મળવાનું શરૂ થઇ ગયું. અને તે જ મુજબ વકિલાતનો ધંધો ચાલુ રહ્યો તે બધો સમય ભરચક કામ મળતું રહ્યું. આનું મુખ્ય કારણ તો એ જ કે ઇ. સં. ૧૮૮૩ થી ૧૮૮૭ સુધી જુનાગઢ–માંગરોળ કમિશન સમક્ષના કેસના માંગરોળ તરફથી વકિલ તરીકે કામ કરી બેરિસ્ટરને વાકેફ કરવાનું કામ કરેલું. તેમજ પ્રસંગે પ્રસંગે તે કેસ જાતે પણ ચલાવેલો. ઉપરાંત ગોંડળ રાજ્યમાં સરકારી વકિલની કામગીરીને અંગે પણ મહત્વના કેસો તયાર કર્યા હતા, અને સર ફિરોઝશાહ મહેતા, મે. બદરૂદીન તયબજી, બેરિસ્ટર હોરમસજી વાડીઆ, બેરિસ્ટર સીતારામ પંડિત, વગેરે મુંબઇ ઇલાકાના પ્રતિષ્ઠિત બેરિસ્ટરોને instruct કરવાના તેમને ઘણા પ્રસંગો પ્રાપ્ત થયા હતા. તેથી છૂટ વકિલાતનો ધંધો શરૂ કર્યા પહેલાં જ કાયદાનું સંગીન જ્ઞાન ધરાવનાર અને તલસ્પર્શી નજર પહોંચાડનાર કાબેલ ધારાશાસ્ત્રી તરીકેની તેમની ખ્યાતિ પ્રસરી ચૂકી હતી. ન્યાયાધીશોએ, જે રાજ્ય તરફથી મુકદમા ચલાવેલા તે રાજ્યના કારભારીઓએ, જે બેરિસ્ટરોને માહિતગાર કરવા પડતા તેમણે, તેમ જ સામા પક્ષના અસીલો, વકિલો અને બેરિસ્ટરો એ એક અવાજે કલ્યાણભાઇની હોંશીયારી અને પ્રમાણિક રીતે ધંધો ચલાવનાર વકિલ તરીકેની ખ્યાતિ પ્રસરાવેલ. ઘણી વાર આપણને પોતાને ખ્યાલ પણ નથી હોતો, પરંતુ આપણા કાર્ય તેમ જ બીજી લાયકાતોને પરિણામે આપણી ખ્યાતિ થઇ ચૂકી હોય છે; જે જાણીને આપણને પોતાને આશ્ચર્યમાં ગરકાવ થઇ જવાના પ્રસંગો આવી પડે છે. (પરિશિષ્ટ અંક ૧૨, ૧૩)

પ્રાસ્તાવિક વિવેચન ઉપરથી આપણે જોયું કે ગોંડલ રાજ્યની નોકરી ઉપરથી બીન પગારી રજા લઇ કલ્યાણભાઇ રાજકોટ આવ્યા અને તબીયત સુધારવા આશાયેશ લીધી. વૈદની દવાનું પણ સેવન કર્યું ને ત્યાર પછી વકીલાત શરૂ કરી. અહીં તો વાનગી દાખલ થોડા કેસોની ટુંક હકીકત નોંધવા ધારણા છે. જે સ્થળે રાજકીય નોકરીનો પાયો નંખાયો હતો, અને જે રાજ્ય

જોડે પોતાના પિતાશ્રીના સમયથી સંબંધ હતો, તે સ્થેજેથી જ વકીલાતના ધંધાનું મુહૂર્ત થયું. માંગરોળ રાજ્ય જોડેનું રૂણાનુબંધ એવું જ હશે. તે સમયે માંગરોળમાં ભાવનગરના નાગર ગૃહસ્થ શામળદાસભાઇ કારભારી દરજ્જે હતા તેમણે ફી વિગેરેનું ધોરણ ઠરાવ્યું. અને માંગરોળ પોરબંદર જમા કેસના કામમાં કલ્યાણભાઇને રોકી લીધા. આર્થિક દૃષ્ટિએ આ કેસ તેમજ ગોંડળ રાજ્યના કરમાળ કોટડા કેસ, અને દરબારશ્રી લક્ષ્મણવાળાએ સોંપેલો કેસ, આ બધા કામઘેનું રૂપ નીવડ્યા, એ તો નિઃશંક વાત છે. માંગરોળ રાજ્યે એવો દાવો રજુ કર્યો કે, જુના કરારોની રૂએ પોરબંદર રાજ્ય પાસેથી વાર્ષિક અમુક ખંડણી લેવાનો પોતાનો હક્ક છે, માટે તે હક્ક ચાલુ કરવો, તેમજ વર્ષોની ચડત ખંડણીની રકમ બ્રિટિશ સરકારે પોરબંદર રાજ્ય પાસેથી માંગરોળને અપાવવી, પોરબંદર રાજ્યે આ દાવાનો અસ્વીકાર કર્યો. અને પછી તો એક પછી એક ચડતી કોર્ટમાં બન્ને પક્ષના વકીલ બેરિસ્ટરોને વર્ષો સુધી રોકાવું પડ્યું.

તા. ૧૨ મી નવેંબર ઈ. સ. ૧૮૮૮ ના રોજ શામળદાસભાઇએ તે કેસના મુખ્ય મુદ્દાઓ કલ્યાણભાઇ પાસે રજુ કર્યા તા. ૨૨ અને ૨૩ નવેંબર આ બે દિવસ રાજકોટમાં આ કેસ ચાલ્યો. કલ્યાણભાઇની ડાયરીમાં રમુજી ટકોર છે કે "ગઇ કાલની દલીલો બધી હવામાં જ ઉડી ગઇ. ન્યાયાસન શોભાવનારનું તે તરફ ધ્યાન જ ન હતું. ફરી વાર દલીલો કરી અને આગળના આધાર પણ ટાંકયા." બીજી તરફથી બેરિસ્ટર બદરૂદીન તૈયબજી પાસે ચડત ખંડણી માટેનું સરકારમાં મોકલવાનું લખાણ તૈયાર કરાવ્યું. તે લખાણ કલ્યાણભાઈ વાંચી ગયા, અને યોગ્ય ફેરફાર કરાવ્યા તે જ દિવસે બપોર પછી દરબારશ્રી આલાવાળાના કામમાં રોકાઇ ગયા. આમ વકિલાતના ધંધાનું નાવ ઝુકાવ્યું. બે-ચાર દિવસ દરબારશ્રી આલાવાળાનું કામ કર્યું. તેમ જ ગોંડળ રાજ્યના ગીરના સીમાડા કેસ બાબત બેરિસ્ટર સીતારામ પંડિતને વાકેફ કરવામાં રોકાયા, અને ફરી તા. ૧-૧૨-૮૮ થી પોરબંદર માંગરોળ પેશકશી કેસનો રેંટ ચાલુ થઇ ગયો. રાજકોટ મુકામે ચલાવેલ કેસનો ચુકાદો તો માંગરોળના ગેરલાભમાં ઉતર્યો ન્યાય તોળનાર અમલદારના વલણ ઉપરથી એ તો સમજાઈ ગયું હતું. અપીલની મુદત ફેબ્રુઆરી ૧૮૮૯ ની કોઈ પણ અનુકૂળ તારીખ ઉપર રાખવી ઠરી ચડત ખંડણીની રકમ મળવા માટેની તેમ જ ચાલુ વાર્ષિક ખંડણી પોરબંદર રાજ્ય પાસેથી વસૂલ લેવાનો હક્ક સાબીત કરવાની પહેલી અપીલના લખાણના કામને અંગે કલ્યાણભાઇ શામળદાસભાઇ

જોડે મુંબઈ ગયા, મુંબઈ જઈને પહેલાં તો મુંબઈ સરકારમાં રજુ કરવાની Salt-case બાબતની નોંધ તૈયાર કરી નાંખી, અને પછી અપીલ માટેનું લખાણ તયાર કરાવવા બાબતની માહિતી મે. બદરૂદીન તૈયબજીને આપવાનું શરૂ કર્યું.

તા. ૧૫-૨-૮૯ થી તા. ૨૫-૨-૮૯ સુધી મુંબઈમાં મુકામ રહ્યો. Salt-case ઉપરની પોતે, તૈયાર કરેલી નોંધની નકલ ગવર્નરના સભ્ય મે. ઝવેરીલાલ યાજ્ઞિકને આપી. ત્યાર પછી, પેશકશી કેસની અપીલ ચલાવવા માટેની પૂર્વ તૈયારીના કામ સારૂ શામળદાસભાઈ જોડે માંગરોળ ગયા (ગ્રીષ્મ ઋતુનો પ્રભાવ પડવા માંડ્યા પહેલાં તો માંગરોળ બંદરમાં કલ્યાણભાઈનો મુકામ ગોઠવાઈ ગયો. નોકરીની શરૂઆતના પાંચ વર્ષ અહીં જ ગાળેલાં તેમ જ લોકો સ્વભાવથીજ માયાળુ હતા, તેથી માંગરોળ તો જાણે પોતાનું જ વતન હોય એવી ભાવના તેમના મનમાં ઓતપ્રોત થઇ ગયેલી. લોકો, અમલદારો, સરદારો, સૌએ એવોને એવો પ્રેમાળ ભાવ દર્શાવ્યો. નામદાર શેખ સાહેબને મળ્યા અને વળતેજ દિવસથી બરચક કામમાં પરોવાઇ ગયા. જુનાં દફતરો ખોળ્યાં, પુરાવા એકઠા કર્યા અને કેસને લગતા કાયદાના અદ્યતન પુસ્તકોનો અભ્યાસ કર્યો. આગલા ઠરાવો તપાસી ગયા. બીજા તાલુકાઓમાંથી માંગરોળના લાભમાં ઉતરે તેવી લેખિત માહિતી જે મળી તે એકઠી કરી અને એ પ્રમાણે પાકે પાયે કેસ મજબૂત કર્યો. વળી માંગરોળ મુકામે માત્ર ધંધાદારી વકિલ તરીકે તટસ્થ રહેવાનું તેમનાથી બાચ્યે જ બને. અનેક કામમાં તેમની સલાહ લેવામાં આવી. દરબાર અને કારભારી મંડળ વચ્ચેના મતભેદની બાબત, રાજ્ય અને ભાયાતો, સરદારો વગેરે વચ્ચેની તકરારી બાબતો, ભાયાતોની અંદર અંદરની તકરારો, તેમ જ મુખ્ય કારભારી અને બીજા અમલદારો વચ્ચેના વૈમનસ્યની બાબત એવી અનેક બાબતોના નિકાલ કરાવવામાં તેમને સૌએ સ્નેહરૂપી સાંકળ વતી ખેંચ્યા. કલ્યાણભાઈએ યથા-શક્તિ આવું દરેક બીન-વેતની કામ બજાવ્યું. વળી બીજાં કેટલાક વકિલાતના પરચુરણ લખાણો પણ કર્યાં. આ પ્રમાણે તા. ૨૮-૨-૮૯ થી તા. ૨૧-૩-૮૯ સુધી માંગરોળમાં મુકામ રાખી તા, ૨૧ મીની રાત્રે ત્યાંથી વિદાય થઈ તા. ૨૨ મીના દિવસનો ભાગ ગોંડળમાં ગાળી સાંજના સ્વગૃહે રાજકોટ આવી પહોંચ્યા. રાજકોટમાં કેસને અંગે તૈયારીઓ કરી. ફરી એપ્રિલના બીજા અઠવાડિયામાં માંગરોળ તરફ રવાના થયા. મે આખર સુધી માંગરોળમાં ભર ઉન્હાળામાં દરિયા કાંઠામાં ઠંડી લેહેરોની મોજ માણવાનો યોગ થયો. મે માસના છેલ્લા અઠવાડિયામાં તો પોતાનું કુટુંબ પણ જુનાગઢ હતું ત્યાંથી ત્યાં આવી પહોંચ્યું;

ત્યાર પહેલાંના અઠવાડિયામાં કલ્યાણભાઈને સખ્ત તાવ (આઠ દિવસ) આવી ગયેલો. ખબર પડતાં સ્નેહી પોપટ આચાર્ય સાગવાર માટે પ્રથમ જઈ પહોચ્યા ત્યાર પછી તેમના ભાઈ માધુભાઈ હાજર થઈ ગયા. માંગરોળમાં પેશકશીને લગતા કામમાં તેમ જ જુનાગઢ માંગરોળ વચ્ચેની અનેક તકરારોના કામમાં પ્રવૃત્ત રહેતા. તે શિવાય બિનવેતનીય કામનો કાર્યક્રમ માર્ચ માસની માફક જ ચાલુ રહેતો; પણ એ તો માંગરોળના લોકોનું કામ. તેથી એટલું કામ વિના મૂલ્યે કરવું પડે તેમાં કલ્યાણભાઈને લેશ પણ ગ્લાનિ ન થાય. માંગરોળથી પોતાના કુટુંબ સાથે જઈ પ્રભાસપાટણમાં સોમનાથની યાત્રા, ત્રિવેણી સ્નાન વગેરે પવિત્ર લહેજત ભોગવી અને જુનાગઢ માંગરોળની તકરાર બાબતનું લખાણ બે. પંડિત સાહેબ વેરાવળ હતા, તેમની પાસે સુધરાવી પ્રભાસમાં પાછા આવીને રહ્યા આ તો કેસના કામો કેવી રીતે ચાલતાં તેની માત્ર વાનગી આપી છે.

બીજે વર્ષે પોરબંદર-માંગરોળ પેશકશી કેસમાં માંગરોળની પહેલી જીત થઈ પછી વર્ષો સુધી અપીલ પર અપીલ થયા કરતી. અને કામ ચાલુ રહેતુ. પરંતુ અંતિમ જીત તો માંગરોળની થઈ, અને અત્યારે પણ તે ઠરાવને અનુસરીને પોરબંદર રાજ્ય માંગરોળને જમા-ખંડણી દર વર્ષે આપે છે, ઉપરાંત આગલા વર્ષોની ખંડણીની ચડત, રકમના બદલામાં માંગરોળ રાજ્યને એકી સાથે મોટી રકમ મળી તે વિશેષમાં.

આ તો ભવિષ્યમાં બનનારી વાતનો ઉલ્લેખ અગાઉથી કરી લીધો. અત્યારે તો પંડિત સાહેબ પાસે લખાણ સુધરાવી પ્રભાસની યાત્રા કરીને માંગરોળ ગયા ત્યાંથી સહ કુટુંબ જુનાગઢ આવ્યા. હજુ જુનાગઢમાં મુકામસર થયા ન થયા એટલામાં તો દરબાર શ્રી નાજાવાળા ખુનના આરોપસર જેતપુર મુકામે અટકાયતમાં લેવાયા છે તેવા ખબર મળ્યા; ઉપરાંત આરોપી દરબારના કારભારી તરફથી તુરત જેતપુર આવવા ઉપરા સાપરી સંદેશા આવ્યા. આથી ઉતાવળથી જેતપુર પહોચ્યા: કારણ પોતાના એક સમયના વિદ્યાર્થીની સહાયમાં જવું એમ તેમને જણાયું. જેતપુર પહોંચીને પ્રથમ તો મુકદ્દમાની હકીકતથી વાકેફ થયા.

નમુના તરીકે એક સનસનાટી ભર્યા ફોજદારી કેસની માહિતી આપવા ખાતર આ કેસની વિગતમાં ઉતરવા ધાર્યું છે. વળી સાથે સાથે, તાલુક-

દારો અને એજન્સીના તે સમયના સબંધને લીધે આવી બાબતમાં ઘડીક બ્રિટિશ કાયદો આગળ ધરવાની તો બીજી પળે વહીવટી પ્રથા અનુસરવાની અનિષ્ટ પદ્ધતિ લક્ષમાં આવી જાશે.

દરબારશ્રી નાજાવાળા અને તેના માણસો ઉપર જસા જમાદારનું ખુન કરવાનો આરોપ હતો પ્રથમ તો કલ્યાણભાઇએ, આરોપીએ તેમ જ ફરીઆદી પક્ષે પોલીસ ખાતામાં રજુ કરેલી હકીકતો વાંચી લીધી, મારામારી થયેલી હતી તે સ્થળ જોયું. તેટલામાં બેરિસ્ટર પંડિત રાજકોટથી આવી પહોંચ્યા. કલ્યાણભાઇએ પોતાની માહિતી તેમની પાસે રજુ કરી

ન્યાયાધિશની કોર્ટમાં પહેલાં તો ફરિયાદ પક્ષે કેસ અમુક મુદત સુધી મુલ્તવી રાખવા માગણી કરી. અગાઉથી કરેલા નિર્ણય મુજબ બે.-પંડિતે બચાવ પક્ષ તરફથી તેનો વિરોધ કર્યો. પણ ન્યાયાધીશે એવું કહી મુદત આપી કે સરકારી વકિલ નીમવાની તજવીજ ચાલે છે. પણ આવા ફોજદારી કેસમાં થોડી ઘણી પણ જુબાની લેવાની શરૂઆત કર્યા વગર મુદત અપાય નહિ તે વાતના અખાડા કર્યા. મુદત વીત્યા પછી કેસ શરૂ થયો. બચાવ પક્ષે એક પછી એક સાક્ષીની ઉલટ તપાસ કરવાને બદલે છેવટે એક સામટી ઉલટ તપાસ કરવાનું ઠરાવેલું. જુબાનીઓ લેવાતી ગઇ અને કેસનું બીજું કામ જેમ જેમ આગળ ચાલતું ગયું તેમ તેમ સૌને ચોકખું જણાવા લાગ્યું કે ખુદ દરબારશ્રી નાજાવાળા ઉપરનો ખૂનનો આરોપ ટકી શકે તેમ નથી. બનાવવાળી જગ્યાએ તેઓ હાજર હતા તેવું ઉચ્ચારણ કોઇ પણ સાક્ષી પાસેથી ફરિયાદ-પક્ષ કઢાવી શકયો નહિ. બચાવ પક્ષે નાની-મોટી અનિયમિતતા તો ઘણી જ સહન કરી લીધી. જેમ કે અગાઉથી નામ નોંધાવ્યા નહોય તેવા સાક્ષીઓ ગમે ત્યાંથી ઉપાડી લાવી ફરિયાદ -પક્ષે રજુ કર્યા. કલ્યાણભાઇએ ડાયરીમાં એવો ઉલ્લેખ કર્યો છે કે " કોઇ કોઇ સાક્ષીના બેશરમ જુઠાણાથી કોઇને પણ ચીડ ચડે. " સવારે બેરિસ્ટર પાસે, અને આખો દિવસ કોર્ટમાં, તેવી રીતે તા. ૧ લી જુનથી તા. ૫ જુલાઇ સુધી સતત કામ ચાલ્યું. વચ્ચે રવિવારનો લાભ લઇને કલ્યાણભાઇ અમારાં માતુશ્રીની આંખનું ઓપરેશન કરાવ્યું હતું તેમને જોવા માટે જુનાગઢ જવા ઇચ્છતા હતા, પણ પંડિત સાહેબે જવા દીધા નહિ. દરબારશ્રીને કોર્ટે જામીન પર છોડયા પણ નહિ. છેવટે ફરિયાદ-પક્ષે જોયું કે આખર ચુકાદામાં દરબારશ્રી તો છુટી જશે તેથી એક દિવસ નાટક ઊભું કર્યું. ફરિયાદી પક્ષના વકિલો

રીસાઇને ચાલ્યા ગયા. કોઇએ કહ્યું કે તેમને નાણાં આપનાર થાકયો છે; કોઇએ એમ પણ કહ્યું કે મેજીસ્ટ્રેટ સાહેબ મોટા બેરિસ્ટરની શેહમાં તણાય છે તેથી વિરોધ દર્શાવવા માગતા હતાં એમ પણ કહેવાયુ કે તે લોકો પ્રાંતમાં ખટપટ કરવા ગયા છે આ પ્રમાણે કેસ તો પૂરો થયો તેથી પંડિત સાહેબ રાજકોટ સીધાવ્યા. ખાનગી મુલાકાતમાં તો મેજીસ્ટ્રેટ સાહેબે કહી પણ દીધું હતું કે દરબારશ્રી છુટી જશે; પણ જ્યાં બીજે દિવસે કોર્ટમાં ઠરાવ સાંભળવા બચાવ પક્ષ હાજર થયો ત્યાં તો કાંઇ અવનવું જાણવા મળ્યું. પ્રાંતમાંથી મેજીસ્ટ્રેટ ઉપર તાર આવેલો કે કામ આગળ ચલાવવું બંધ કરો અને કેસના કાગળીઆ અહીં મોકલી આપો. " કલ્યાણભાઇએ એક ખાસ માણસ મારફત પત્ર મોકલાવી પંડિત સાહેબને સર્વ બિનાથી વાકેફ કર્યા તે વાંચી પંડિત સાહેબે તારથી સૂચના આપી કે મોટા સાહેબ તરફ વિરોધ દર્શક તાર કરો. તે પ્રમાણે તાર કર્યો, એટલુંજ નહિ પણ વિશેષમાં તે તારમાં જણાવ્યું કે " એક તરફી નિર્ણય ન થવો જોઇએ, બચાવ પક્ષ તરફથી બેરિસ્ટર પંડિત આપને રૂબરૂ મળશે " તે મુજબ પંડિત સાહેબ રાજકોટમા મોટા સાહેબને મળ્યા. તેઓ સાહેબે આશ્વાસન આપ્યું કે તમને સાભળ્યા વગર એક તરફી નિર્ણય નહિ થાય, દરમ્યાન પ્રાંતમાંથી કેસના કાગળો મેજીસ્ટ્રેટ ઉપર પરત આવી ગયા તેમ જ પ્રાંતે મેજીસ્ટ્રેટને ઠરાવ બહાર પાડવા પરવાનગી આપી, ઠરાવ બહાર પાડી જેતપુર મેજીસ્ટ્રેટે દરબાર નાજાવાળાને પુરાવાને અભાવે છોડી મૂકયા અને બાકીના ચાર આરોપીને સેશન્સ કમિટ કર્યા.

નાજાવાળા પક્ષમાં તો ખુશાલીનો પાર ન રહ્યો. ગિરધરભાઇ સાહેબને મુકામે મીજલસ ભરી મીજબાની ઉજવાઇ. કલ્યાણભાઇને બીલના પૈસા ચુકવી આપ્યા ઉપરાંત પોશાક ઇનાયત થયો. પરંતુ આ ખુશાલી અલ્પજીવી નીવડવાની હતી પડદા પાછળ ગમે તે રમત રમાયી હોય પણ થોડા સમય બાદ મેજીસ્ટ્રેટે મૂળ ઠરાવ રદ કરી દરબારશ્રી નાજાવાળાને ફરી અટકાયતમા લીધા અને તેમનો કેસ ઉપલી કોર્ટમાં ( સેશન્સમાં ) ચલાવવાનો ઠરાવ બહાર પાડયો. બચાવ પક્ષે આ સામે પ્રાંત સાહેબના ઉપરી મોટા સાહેબ સમક્ષ સખ્ત વિરોધ રજુ કર્યો. બચાવ પક્ષને જવાબ મળ્યો કે આ કેસ બ્રિટિશ કાયદા મુજબ જ અમે નથી ચલાવતા, પરંતુ રાજપ્રકરણીય રીતે ચલાવાય છે.

પંડિત સાહેબ અને કલ્યાણભાઇ વચ્ચે આ બાબતમાં મસલત થઇ.

શાંત ચિત્તથી આખા પ્રકરણનો વિચાર કર્યો અને બંને એવા નિર્ણય ઉપર આવ્યા કે મુંબઈ સરકારમાં અરજી કરી રાજપ્રકરણીય દૃષ્ટિએ થયેલ ચુકાદો રદ કરાવી દરબારશ્રી નાજાવાળાને ' Discharge ' કરાવવાથી ' બનિગળ ' જેવું થશે એટલે કે આગળ ઉપર પોલિસ નવા પુરાવા ઊભા કરી દરબાર નાજાવાળાને ફરી અટકાયતમાં લઈ શકે તેટલા માટે બહેતર છે કે ઉપલી કોર્ટમાં પૂરી તપાસ થવા દેવી અને તે તપાસને અંતે જો નિર્દોષ જાહેર કરી માન પૂર્વક છોડી મૂકવાનો હુકમ થાય તો કાયમની ઉપાધી ટળે બીજા સંભાવિત વકિલો અને મુત્સદીઓ તરફથી પણ તે જ મુજબ સલાહ મળી છતાં એવું ઠર્યું કે બદરૂદીન તૈયબજીને એ હકીકતથી વાકેફ કરવા અને તેમનો પણ એવો અભિપ્રાય ઠરે કે ઉપલી કોર્ટમાં કામ લઈ જવા દેવું તો પછી તેમને જ બચાવ પક્ષ તરફથી રોકવા એમ જ બન્યું બદરૂદીન પણ ઉપરના અભિપ્રાય સાથે સંમત થયા કેટલીક માથાકુટ પછી છેવટ તા ૫ સપ્ટેંબરથી જેતપુર મુકામે કેસ ચાલશે એમ નિર્ણય બહાર પડ્યો તેથી કલ્યાણભાઈ મુંબઈ ગયા બેરિસ્ટર બદરૂદીન તૈયબજીને કેસની હકીકતથી વાકેફ કર્યા અને તેમને સાથે લઈ જેતપુર આવી પહોંચ્યા ભવિષ્યમાં મુંબઈ હાઈ કોર્ટના મુખ્ય ન્યાયાધીશનું પદ શોભાવનાર જસ્ટીસ બીમન સમક્ષ આ કેસની સુનાવણી થવાની હતી કલ્યાણભાઈ કામમાં ગળા બૂડ રહેતા સવારે બેરિસ્ટરને હકીકતથી વાકેફ કરતા આખો દિવસ કોર્ટમાં હાજરી આપતા ત્યાર પછી તરજુમા કરવામાં તેમ જ નકલો કરાવવામાં પ્રવૃત્ત થતા

' સેશન્સ ' નું કામ ચાલ્યું તે તો સમય આંખ ઊંચી કરવાની ફુરસદ ન હોતી, પરંતુ સેશન્સનું કામ ઝડપથી ચાલ્યું અને અઠવાડિયાની મુદતમાં તો જુબાનીઓ લેવાઈ ગઈ, ઉલટ તપાસ થઈ ગઈ, અને પ્રથમ ફરિયાદ પક્ષ તરફથી જ્યુરી સમક્ષ ભાષણ થયું અને જવાબમાં બે બદરૂદીન તૈયબજીએ બચાવ પક્ષ તરફનું ભાષણ કર્યું. અંગ્રેજી નહિ જાણનાર જ્યુરીને સમજાવવા કોર્ટના કહેવાથી કલ્યાણભાઈએ બંને પક્ષના વકિલોના ભાષણો ગુજરાતીમાં સમજાવ્યાં

ત્યાર પછી ઠરાવ બહાર પડ્યો, અને દરબારશ્રી નાજાવાળાને નિર્દોષ જાહેર કરી માનપૂર્વક છૂટા કરવામાં આવ્યા બચાવ પક્ષની છાવણીમાં સૌના

પ્રવૃત્તિ હતી. રાજ્યનો એક વધેરી લેવાનો સંભવ હતો છતાં બીજાં કામ એક બાજુ રાખી તેઓ મુંબઇથી ભાવનગર ગયા. ત્યાં શંકરપ્રસાદજી દેસાઇએ તેમને હકીકતથી વાકેફ કર્યા સારાંશ એ કે (૧) કમિશનનાં બંધારણની બાબતમાં દેસાઈ-પક્ષે વિરોધ દર્શાવ્યો નથી. (૨) બચાવ કરવા માટે બેરિસ્ટર રોકવા પરવાનગી માગી છે, (૩) તે સમયના પ્રતિષ્ઠિત ગૃહસ્થ જામનગરના દિવાન મગનલાલ બાપુભાઇ તરફથી તાર દ્વારા જવાબ આવી ગએલો કે તેઓ આવી શકશે નહિ.

આ મામલામાં રંગો ઝડપથી પલટાયા કરતા હતા, અને અવનવા પ્રસંગો ઉપસ્થિત થતા હતા. પ્રથમ તો કલ્યાણભાઇ રા રા વિજલભાઇ ગૌરીશંકર ઓઝાને, તેમના પિતાશ્રી મે. રા. રા. ગૌરીશંકર ઓઝાને (તે સમયે તેમણે સન્યસ્ત ધારણ કરેલ) તેમ જ સોલિસિટર કાંગાને મળ્યા. સાંજના કલ્યાણભાઇ ચુડા સ્ટેશન સુધી બેરિસ્ટર મહેતાને સામા લેવા ગયા, અને વળતી મુસાફરીમાં અત્યાર સુધીની હકીકતથી તેમને વાકેફ કર્યા. બેરિસ્ટર મહેતા સાથે ભાવનગર પહોંચતાં જ જાણવા મળ્યું કે તેટલા અરસામાં રાજ્ય વતિ કારભારી મંડળ તરફથી રા. રા. શંકરપ્રસાદ દેસાઇ ઉપર બે લખાણો આવ્યાં હતાં. (૧) બેરિસ્ટર રોકવાની પરવાનગી નહીં આપવામાં આવે. (૨) દેસાઇ-પેઢીના હિસાબના ચોપડા રજુ કરવા. આ સંબંધી કલ્યાણભાઇએ બેરિસ્ટર મહેતા જોડે મસલત કરી. સંભાળ પૂર્વક અને કુનેહથી કામ લેવાનું હતું; કારણ સામા પક્ષમાં આખી રાજ્ય સત્તાનું પીઠ બળ હતું. સુભાગ્યે દેસાઈજીના પક્ષમાં બુદ્ધિકૌશલ્ય અને નીડરતાનું ખમીર ધરાવનાર બેરિસ્ટર ફિરોજશાહ મહેતા, પંડિત સિતારામ અને કલ્યાણભાઇ વગેરે હતા વળતે દિવસ બેરિસ્ટર મહેતાએ શંકરપ્રસાદજી વતિ ગુજરાતીમાં બે મુસદા અને તેમના ભાઇ ગિરજાપ્રસાદજી તરફથી એક અંગ્રેજીમાં એમ ત્રણ લખાણો ઘડી કાઢયાં. બેરિસ્ટર મહેતા સાહેબને આ કેસમાં અંગત લાગણી થઈ આવેલી અને જબરા સામે નબળાને રક્ષણ આપવાની તક તેમણે વધાવી લીધી.

બે ગુજરાતી લખાણોનો મજકુર એવો હતો કે રાજ્ય તરફથી ઉપસ્થિત થએલ તપાસણીનો પ્રકાર સમજી શકાય તેવો સ્પષ્ટ નથી-સંદિગ્ધ છે-માટે તેમાં ચોખવટ થવી જોઇએ. વળી બેરિસ્ટર દ્વારા બચાવ કરવાની પરવાનગી ન મળે તો તો બચાવ પક્ષની સ્થિતિ વિષમ થઇ જાય. કાંઇ નહિ તો તપાસ ચાલતી હોય તે દરમ્યાન કેસનું નિરીક્ષણ કરવા તેમ જ જરૂર પડે ત્યારે શંકર-

પ્રસાદજીને અવિધિસર સલાહ આપવા ખાતર બેરિસ્ટરને તપાસ-પંચની અદાલતમાં હાજર રહેવા પરવાનગી મળે તોજ તપાસ-સમિતિની અદાલતમાં દેસાઇ શંકરપ્રસાદજી હાજર થવા સમ્મતિ આપે. ઉપરાંત હિસાબના ચોપડા તપાસવાના હતા તે બાબતમાં જણાવ્યું કે એમ જાણવા મળે કે અમુક મુકરર બાબતો તપાસવાની છે તો તેવી બાબતોને લગતા હિસાબના ચોપડા રજુ કરવામાં સરળતા થાય નહિનર ફાવે તે ભાગની તપાસણી કરાવવા ચોપડા મોકલવાનું તો શી રીતે બને ?

અંગ્રેજી લખાણમાં જણાવેલું કે 'મહેરબાન સાહેબ કયા પ્રકારની તપાસણી થવાની છે તે જણાવવાની તો કૃપા કરો ! જો તપાસણી રીતસર કોર્ટોમાં ચાલતા કામોની માફક કાયદેસર થવાની હોય તો મને બેરિસ્ટર રોકવા પરવાનગી મળવી જોઇએ; જો તપાસ કારોબારી રીતે non-judicial કરવાની હોય તો મારા તરફથી પ્રશ્ન પૂછનાર તરીકે કોઈ ધારાશાસ્ત્રીને હાજર રહેવા પરવાનગી મળવી જોઇએ.' હીસાબ બાબતમાં તો રાજ્ય તરફથી અમુક મુદ્દાએ તપાસવાના છે એવો જવાબ આવી ગયો. વળતે દિવસ બન્ને બેરિસ્ટરો જોડે કલ્યાણભાઇએ મસલત કરી અને ત્યાર પછી દેસાઈ-શંકરપ્રસાદજી તરફથી હજુરમાં એવી અરજી પેશ કરવામાં આવી કે 'નિરીક્ષણ કરવા પુરતી પણ મારી તપાસ દરમ્યાન બેરિસ્ટરને હાજર રહેવા પરવાનગી નથી મળતી તેથી મારે તપાસ-સમિતિ સમક્ષ હાજર ન રહેવું એવી સલાહ મળે છે જેથી હું લાચાર છું; અને હિસાબની તપાસણી કરવા ચોપડા લઇ મારા તરફથી રા. રા. કલ્યાણરાય બક્ષી હાજર રહેશે. આ મુજબ કલ્યાણભાઇ તો હીસાબના ચોપડા લેવરાવી તપાસ-સમિતિના મંત્રી પાસે ગયા. અધિકારીએ પ્રથમ તો એમ કહ્યુ કે 'અમે ચોપડા સીલ કરી આંહી રાખીશું.' કલ્યાણભાઇએ તેમ થવા દેવામાં વાંધો લીધો. છેવટે એમને એમ ચોપડા પાછા લઇ જવા દીધા અને કહેવામાં આવ્યું કે આવતી કાલે હીસાબના ચોપડા લઇ આવજો વળતે દિવસ ભાવનગરની દેસાઇની પેઢીના ચોપડા લેવરાવી કલ્યાણભાઇ નાકુબાગ ગયા. હજુર સેક્રેટરી મી તેમુલજીએ ધાર્યું કે ચોપડા મુંબઇની પેઢીના છે, તેથી તેમણે કલ્યાણભાઇને કહ્યું કે 'ફલાણું ખાતું ખોલી બતાવો.' કલ્યાણભાઇએ કહ્યું કે 'મને કાંઇ ખાતાખાતાની માહિતી નથી.' તેમુલજી શેઠ તો તેમના ઉપરી અધિકારી ડોસાભાઇ પાસે દોડી ગયા અને એવો હુકમ લઇ આવ્યા કે મુંબઇની પેઢીના ચોપડા રજુ ન થાય ત્યાં સુધી આ ભાવનગરની

પેઢીના હીસાબી ચોપડા અટકાયતમાં રાખવા. પણ કલ્યાણભાઇએ આવા નિર્ણય સામે વિરોધ દર્શાવ્યો, અને દલીલો કરી તેથી છેવટ ચોપડામાં ટ્રંકી સહીઓ initials કરી તે કલ્યાણભાઇને સોંપી દેવામાં આવ્યા. પછી જ્યારે મુંબાઇની પેઢીમાં ચોપડાનું અમારે કામ છે માટે તે મંગાવી આપો એવું મી. તેમુલજીએ કહ્યું ત્યારે કલ્યાણભાઇએ સુચવ્યું કે તે ચોપડા મુંબઇમાં જ 'ઈનીશીયલ' કરી તપાસાવી શકાશે અને ઉમેર્યું કે હીસાબના ચોપડા કાંઇ બહારગામ તો ન મોકલી શકાય. ત્યાર પછી આવી સુચના કલ્યાણભાઇએ તેમુલજીને કરી છે તેવા ખબર મુંબઇ ગીરજાપ્રસાદજીને આપવામાં આવ્યા અને તેમને ખાસ સુચના આપવામાં આવી કે ચોપડા તપાસવા બાબત કે એવું કાંઇ પગલું ત્યાં ભરવા તજવીજ થાય કે તુરત તમારે બેરિસ્ટર ફિરોજશાહ મહેતાને મળી તેમની સલાહ લેવી. કારણ, મહેતા સાહેબ તુરતમા મુંબઇ જવાના હતા બીજે જ દિવસ તપાસ-સમિતિએ શિવજીભાઇને હાજર થવા આઠ દિવસની મુદત આપી અને બીજાઓ સામે જપ્તિનો તેમ જ વોરંટ કાઢવાનો ઠરાવ કર્યો. તે ઉપરથી રા. રા. પ્રતાપરાય દોલતરાય તેમ જ જમનાદાસ વિગેરે સામે જાહેરનામા બહાર પાડી સાર્વજનિક જગ્યાએ ચોડવામાં આવ્યાં અને ઉપરોક્ત બંને ગૃહસ્થોના મકાન ઉપર પોલિસનો પહેરો ગોઠવાઇ ગયો. તે જ દિવસ બેરિસ્ટર પંડિત સાહેબ સાથે કલ્યાણભાઇએ ફરી સ્વામીજીની (ગૌ. હ. ઓઝા)ની મુલાકાત લીધી. હવે હાલ તુરત ભાવનગરમાં રહેવા કલ્યાણભાઇ માટે આવશ્યકતા ન હોતી તેથી તેઓ તા ૨૩-૧૦-૧૮૯૦ ના રોજ ભાવનગરથી નીકળી વઢવાણ શિવજીભાઇ પાસે આવ્યા; તેમની જોડે ભાવનગરમાં ગૃહસ્થો ઉપર વીતેલી આફત સંબંધી અને બીજી બાબતોની વાતચીત કરી વઢવાણમાં તે સમયે પોતાના સ્નેહી હરભમજી સાહેબના અંગત મિત્ર લોકમાન્ય ટિળકના જમણા હાથ સમા વગડ પ્રાંતવાળા મી. ખાપરડેને મળવાની તક મળી, વઢવાણ એક દિવસ રોકાઇ કલ્યાણભાઇ મુંબઇ ગયા. પછીના બે વર્ષ દરમ્યાન આ દેસાઇ પ્રકરણને અંગે કલ્યાણભાઇને અવારનવાર ભાવનગર અગર મુંબઇ જવાનું થયેલું. કુટુંબની મુખ્ય હયાત વ્યક્તિઓ સામે જ માત્ર નહિ પણ ખુદ સ્વ. હરિપ્રસાદ દેસાઇ સામે તે સમયના રાજ્યકારભારીઓએ રાજ્યના ગેઝેટમાં આક્ષેપો છપાવેલા. આ તો હદ થઇ કહેવાય. જો કે દેસાઇ પક્ષના વકિલ બેરિસ્ટરના હાથ સળવળતા હતા પણ રાજ્યના નામથી તે સમયના તે રાજ્યના કર્મચારીઓ ફાવે તેમ વર્તવા સ્વતંત્ર હતા. તેમને શી રીતે તેમાંથી અટકાવી શકાય? પણ આખરે દેસાઇ પક્ષના હાથમાં

એક સાધન આવ્યું. એવું બન્યું કે મુંબઇના એક 'રાસ્ત ગોફતાર' પત્રમાં ભાવનગર રાજ્ય ગેઝેટમાં જે આક્ષેપો છપાયા હતા તેની નકલ છાપવામાં આવી. આ જોતાં જ બેરિસ્ટર મહેતાએ તક ઝડપી તુરતજ રાસ્ત ગોફતાર પત્ર ઉપર દેસાઇ કુટુંબ તરફથી નોટિસ આપવામાં આવી કે, કાં તો આ આક્ષેપો પુરવાર કરો નહીંતર બિનશરતી લેખિત માફી માગી લખાણ પાછું ખેંચી લ્યો. આને અંગે પુષ્કળ ધમાલ ચાલી. 'હા' વળી 'ના' ફરી 'હા' વળી 'ના' એમ ખેંચતાણ થઈ. અમુક પ્રકારની શબ્દ રચના માફી પત્ર માટે વાપરીએ, આટલે દરજ્જે માફી માગીએ એમ હોશાતોસી ચાલી પણ દેસાઇ તરફના વકિલ બેરિસ્ટરો સમજતા હતા કે આ પત્ર બ્રિટિશ–કાયદાની પકડમાં બરા બર આવેલ છે એટલે છટકવા બારી નથી. છેવટ માગણી મુજબ 'રાસ્ત ગોફ-તારે' બિનશરતી માફી માગી અને લખાણ પાછું ખેંચી લઇએ છીએ એવો એકરાર પત્રમા છાપ્યો. આ પ્રમાણે બનેલી હકીકત બીજાં જાણીતાં પત્રોમાં પણ છપાવવામાં આવી. આમ કરી આક્ષેપો પાયા વગરના છે એવી છાપ જાહેર જનતા ઉપર દેસાઇ પક્ષે પાડી. ત્યાર પછી તો સમજુ લોકો વચ્ચે પડયા રાજ્ય અને દેસાઈ કુટુંબ વચ્ચે સમાધાન કરાવવાના પ્રયાસ શરૂ થયા પહેલુ સમાધાન બેરિસ્ટર મહેતા, પંડિત ને પંડિત સાહેબના ભાઇ શંકરરાવ પંડિતને અને કલ્યાણભાઇને અસ્વીકાર્ય લાગ્યું. કારણ કે આ સમાધાનને અંગે સ્વ હરિપ્રસાદ દેસાઇ સામેના હલકટ આક્ષેપો પાછા ન હોતા ખેંચી લેવાયા. પિતા ઉપર એવા પ્રકારના આક્ષેપો ચાલુ રહે અને પુત્રો સામેના તેવા આક્ષેપો ખેંચી લેવામાં આવે એવું સમાધાન જો પુત્રો સ્વીકારે તો એ નામોશી ભરેલુ ગણાય, એવું બેરિસ્ટર ફિરોજશાહ મહેતા, કલ્યાણભાઇ વગેરેએ ભાર પૂર્વક જણાવ્યુ. તેથી પહેલો પ્રયાસ નિષ્ફળ ગયો પણ ખુદ ભાવનગરના મહારાજાશ્રીના હૃદયમા સદ્દભાવની ઉર્મી ઊઠી અને તેઓશ્રીને G C. S. I. નો ખીતાબ મળ્યો તે પ્રસંગની ખુશાલીમા દરબારશ્રીએ મોટું દિલ બતાવી માનપૂર્વકનું સમાધાન આખરે કરાવ્યું અને આમ આ પ્રકરણનો શુભ અંત આવ્યો. ક-*લ્યાણભાઇએ સ્વજ્ઞાતિના પ્રતિષ્ઠિત કુટુંબની આબરૂ જાળવવા ખાતર અર્થ* પ્રાપ્તિની દરકાર કર્યા વગર તનતોડ મહેનત કરી હતી. એટલું જ નહી પણ જ્યારે અનુકૂળ તારીખો મેળવી ન શકાય ત્યારે વિશેષ અર્થ પ્રાપ્તિ થાય તેવા બીજા કેસો જતા કરેલા. દેસાઇ કુટુંબના અગ્રણીઓ આ બરાબર સમજી શકયા હતા, અને કલ્યાણભાઇ તરફ તેમનાં હૃદય આભારવશ જીંદગીભર રહેતાં. આ કેસ દરમ્યાન અને સમાધાનને અંતે પત્રવ્યવહાર ચાલેલો, તેમાંથી થોડાં

અવતરણો આપી આ પ્રસંગ સમેટી લઇશું.

(1)

Bhavnager 21st Nov. 1890

My Dear Kalianrai

I often think of your straight-forward and well moulded character based on experience and knowledge which must have their due weight.

Yours sincerely,

**S. H. Desai**

બીજો પત્ર કલ્યાણભાઇના નાના ભાઇ મધુભાઇ ઉપર લખાએલો નીચે મુજબ છે.—

(2)

Bhavnagar, 22nd Nov. 90'

My dear Madhavrai

In this Connection I may as well tell you that I am really pleased to see in Mr. Kalianrae a very sensible and right thinking man and his experience as such must be given its due weight and importance under any circumstances.

(3)

Bhavanagar, 12th Jan. 91'

My Dear Kalianrai,

I need not be formal, but I am sincerely obliged to you for your sound and considerate advice all through.

Your ssincerely,

**S. H. Desai**

પછી કલ્યાણભાઈને તેમની વકિલાતના કામ માટે બીલ રજુ કરવાનું કહેતાં કલ્યાણભાઈએ જવાબ આપેલો કે "સ્વ હરિપ્રસાદભાઈના કુટુંબીઓ માટે બિલ–ફિલ હોય નહીં." તે સંબંધમાં શંકરપ્રસાદજી દેસાઈનો પત્ર છે કેઃ—

(4)

Bhavnagar, 16th Jan. 91'

My Dear Kalianrai

× × ×

and I presume to say that whatever we shall do for you even in this respect is nothing when compared to your sense of duty, your reasoning, patience and sound advice under all circumstances. We had the greatest satisfaction simply in this view which our friends and well wishers have personally told me that our selection was most excellent and worthy.

Yours sincerely,
**S. H. Desai**

## વિભાગ (૨)

વકિલાતને લગતા થોડા લાક્ષણિક મુકદમા બાબત લંબાણુ વિવેચન કરી હવે કલ્યાણભાઈની અંગત, કૌટુંબિક અને તેમના પ્રવાસને લગતી આ સમયની બાબતો તરફ વળીએ.

ગોંડળની નોકરી ઉપરથી કપાત પગારે રજા ઉપર ઉતરી કલ્યાણભાઈએ પહેલું કામ તબિયત સુધારવાનું હાથ ધર્યું. ઝુંડુ ભટ્ટજી અને ડૉ. બાલચંદ્રની સલાહ તેમ જ દવા પહેલાં લીધી. ત્યાર પછી પોપટ વૈદની દવા શરૂ કરી. પણ ખરી આવશ્યકતા તો આરામની હતી. નિર્દોષ આનંદમાં મગ્ન રહી મનને સદંતર જુદી જ દિશામાં વાળવાનું હતું, અને તે પ્રમાણે અમલ કરતાંની સાથે જ તબિયતમાં ઝડપી સુધારો થયો. રાજકોટમાં તે સમયમાં આગેવાન વકિલ

બાલકૃષ્ણ કાજીનું ( જેઓ 'ફીકાભાઇ' ના લાડકાં નામથી આબાલવૃદ્ધ સૌને પરિચિત હતા ) નિવાસસ્થાન કલ્યાણભાઇ માટે બહુ અનુકૂળ નીવડયું. આ સંસ્કારી કુટુંબમાં નિર્દોષ આનંદ અને વાર્તા વિનોદમાં વખત ગાળી શકતા. કાજી સાહેબ, શ્રીમંત, બાહોશ અને પહેલા વર્ગની સનંદ ધરાવનાર વકિલ હતા. મુખ્યત્વે અપીલો ઘડવાનું અને મુસદ્દાઓ સુધારી આપવાનું કાર્ય કરતા. તેમની બુદ્ધિ નિર્મળ અને ઉચ્ચ કોટિની હતી. એવા ગૃહસ્થને ત્યાં રાજકોટનું શિષ્ટ મંડળ એકત્ર થતું. ચોપાટ-ગંજીપો રમાય, વાર્તા વિનોદ થાય અને અનેક અટપટી બાબતોની ચર્ચા પણ ચાલે. તબિયત સુધર્યા પછી કલ્યાણભાઇએ વકિલાતનું કાર્ય શરૂ કર્યું. પણ ત્યાર પછી જ્યારે જ્યારે નવરાશ હોય ત્યારે ફીકાભાઇને ત્યાં અવશ્ય જવાનું રાખતા. આ અરસામાં અમારાં માતુશ્રીની આંખનું દર્દ વધારે જોરમાં ઉપડયું. જે વખતે એક તરફથી માગરોળ–પોરબંદર જમા કેસની અને તે પછી જેતપુરના નાજાવાળા ખૂન કેસની તડામાર કામગીરી ચાલુ હતી ત્યારે બીજી તરફથી માતુશ્રીનુ આંખનું દર્દ વધતું ચાલ્યું હતુ; આંખની પીડા વધારે હોય ત્યારે માતુશ્રીથી રસોઇનું કાર્ય થઇ શકે નહિ તેથી તેવે પ્રસંગે ભાઇઓને ત્યા જમવાનું રાખતા. રસોયો મેળવવાની તજવીજ તો કયારની ચાલતી હતી. આખરે લાયક રસોઇ કરનાર મળી ગયો હતો અને આ અગવડતા ટળી હતી. જુનાગઢવાળા આંખના નિષ્ણાત ડૉ. ત્રિભુવનદાસની સારવાર શરૂ કરેલી, અને છેવટે ડૉ. ત્રિભુવનદાસે 'પરવાળા'નુ ઓપરેશન કર્યું આ પ્રમાણેની સારવાર વગેરેને અંગે અમારે જુનાગઢમાં મુકામ રાખવો પડેલો. કલ્યાણભાઇને તો બિલકુલ ફુરસદ ન હોની તેથી અમારા માયાળુ માધુ કાકા અમને સૌને જુનાગઢ લઈ ગયા; ત્યાર પછી અમારા 'નાના મામા' રા બળવંતરાયજી અમારી સાથે આવી રહ્યા. વચગાળે કલ્યાણભાઇને સમય ફાજલ મળવાથી તેમની સાથે સૌ પ્રભાસ પટણ ગયેલાં. ત્યાં 'સોમનાથ મહાદેવ'નાં દર્શન–પૂજન કર્યાં અને કલ્યાણભાઈએ સજોડે વિધિવત ત્રિવેણી સ્નાન પણ કર્યું. એ પ્રમાણે અમારાં માતુશ્રીની ધર્મભાવના સંતોષાઇ. રસોઇ કરનાર કાળો આચાર્ય હતા અને માતુશ્રીની અંગત તહેનાતમાં હકુ ડોશી હતાં જુનાગઢનું કાર્ય પતી ગયા પછી અમે રાજકોટ આવીને રહ્યા અને કલ્યાણભાઇ 'નાજાવાળા' કેસમાંથી ફારેક થઇ રાજકોટ આવ્યા. પણ તેમને તો વકિલાતના કામને અંગે વારંવાર બહારગામ જવાનું થયા જ કરતું રાજકોટમાં કલ્યાણભાઇ તાવમાં સપડાયા હોય તો પણ કામ ઝીકે રાખતા એમ તેમની ડાયરીની નોધ ઉપરથી આપણે જાણવા પામીએ

છીએ. પોતાના સંતાનોને વારાફરતી મેલેરીઆ તાવ આવે તેની પણ ડાયરીમાં નોંધ લેવાતી ખરી. જેમકે "હરિભાઇને હજુ તાવ આવ્યા જ કરે છે. નબળો છે તેથી બહુ હેરાન થાય છે." વિગેરે. ડાયરી તો તે સમયમાં અંગ્રેજીમાં લખતા.

આ જ અરસામાં કલ્યાણભાઇના ભાઇઓનો પણ ઉત્કર્ષ થવાનું ચાલુ હતું. માધુભાઇએ નવાં મકાન બંધાવ્યા તે જોવા સૌ ભાઇઓ સાથે ગયેલા. મોરબીના ના. ઠાકોર સાહેબનો મુકામ રાજકોટમાં હતો ત્યારે સર્વ ભાઇઓ 'પેઢી દર પેઢીનો સંબંધ' દર્શાવવા તેમની સલામે ગયેલા. ઈ. સ ૧૮૮૯માં દીવાળીના તહેવારોમાં ભાઇઓ તેમ જ સગાં સ્નેહીઓનાં ચા–નાસ્તાના આમંત્રણ વારાફરતી મળતાં; કલ્યાણભાઇએ તો વળી સૌને તે અરસામાં જમવા નોતરેલા અને વળી સાંજના મિત્રોને રીતસર 'પાર્ટી' મીજબાની આપેલી.

ઈ. સ. ૧૮૮૯ માં કલ્યાણભાઇએ 'બેસતાં વર્ષ'ની સવાર કેવી રીતે ગાળી તેનું નિરિક્ષણ આંહી જ કરવું ઠીક પડશે. સવારે ગૃહ દેવતાને નમન કરી પોતાનાં માતુશ્રીને પાયવંદન કર્યાં. પછી વડીલ વર્ગને પ્રણામ કરવા નીકળી પડયા. સ્વ–જ્ઞાતિના વડીલ વર્ગ ઉપરાંત અન્ય જ્ઞાતિના ગૃહસ્થો જેવા કે ગોપાળજી સુરભાઇ, પંડિત સાહેબ, અને થોડા પારસી ગૃહસ્થને પણ નમસ્કાર કરવા જઇ આવ્યા. અને સાંજના માધુભાઇએ પોતાનાં નવાં મકાનમાં પંડિત સીતારામ બેરિસ્ટર અને બીજા મિત્રોને મીજમાની આપી તેમાં હાજરી આપી.

આ વર્ષમાં માંગરોળ–પોરબંદર જમા કેસમાં અપીલના કામમાં પણ તેઓ ચાલુ રહ્યા. નોકરીમાં રહી ગોંડળ રાજ્યનો કરમાળ–કોટડા કેસ ચલાવેલો તે જ કેસ હવે વકિલ દરજ્જે ચલાવવા તેમને સોંપ્યો. નોકર દરજ્જે માસિક રૂ. ૨૦૦ માં બીજાં કામો ઉપરાંત તે કામ કરવાનું હતું અને હવે રોજીંદા રૂ. ૩૦ ની રીના ધોરણે તે જ કેસ મળ્યો! 'આનો ભાગ્ય પલટો થયો વકિલાતના સમયમાં કલ્યાણભાઇના જીવનમાં પૂર્ણ કળાએ ચડતી થઇ. નિર્ભેળ સુખ તો માનવ જીવનમાં લભ્ય જ નથી; પણ એકંદરે સુખની માત્રા જે સમયમાં વધારે હોય તે એ પુરુષનો આબાદીનો સમય ગણાય આ સમયમા પિતૃ ઋણ ભાઇઓએ એકસંપી કરી ફેડી નાખ્યું. કુટુંબીઓમાં સંપ વધતો ગયો.

વકિલાતને અંગે મુસાફરીઓ પણ સારા પ્રમાણમાં કરવાનો યોગ થયો બીજી બાબતો ઉપરાંત આપણે હવે કલ્યાણભાઈની આવી થોડી મુસાફરીની વિગતમાં પણ ઉતરીશું.

જેમ રમત ગમતમાં તેમ મુસાફરીમાં માણસ મૂળ સ્વરૂપમાં દેખાય છે. ઘડીભર તેણે ધારણ કરેલ કૃત્રીમ પડદો ખસી જાય છે તેથી તેની ખાસીયતો જણાઈ આવે છે; આ એક સામાન્યતઃ લાગુ પડતી બાબત. બીજું એ કે આવી મુસાફરીઓમાં કલ્યાણભાઇને પોતાનાં સગાં સ્નેહીઓને યથા શક્તિ મદદરૂપ થવાની તક મળતી.

ઇ. સ. ૧૮૮૯ ના ફેબ્રુઆરીમાં પેશકશી કેસને અંગે બેરિસ્ટરને વાકેફ કરવા ગયા ત્યાંથી શરૂઆત કરીએ. તા. ૧૨-૨-૮૯ ના રોજ રાજકોટથી શામળદાસભાઇ જોડે ખાસ ટાંગામાં જેતપર ગયા. ત્યાં પોતાના જ ભાઇ માધુભાઇ સાથે મુકામ કર્યો. વળતે દિવસ ત્યાંથી ટ્રેઇનમાં નીકળી વઢવાણ ઉતર્યા. મોસાળ પક્ષમાં સૌને મળ્યા હળ્યા. અને તા. ૧૫-૨-૮૯ ના રોજ મુંબઇ આવી પહોંચ્યા. માંગરોળના શેખ સાહેબ મુંબઇમાં જ હતા. તેમને સાથે લઇ બેરિસ્ટર બદરૂદીન તૈયબજી પાસે ગયા. ના. શેખ સાહેબે બેરિસ્ટરને પોતા વતી ના. ગવર્નરના યુરોપીયન સેક્રેટરીને મળવા ભલામણ કરી. નિમક-પ્રકરણ બાબત એક નોંધ તૈયાર કરી. અને એ કામ પુરૂં થયું ત્યાર પછી જ શામળદાસભાઇ જોડે મકાન બહાર પગ મૂકયો. હરહંમેશના રાહબર માયાળુ સજ્જન રા. રા. ઝવેરીલાલ યાજ્ઞિકને ત્યાં આમંત્રણ હોવાથી જમવા ગયા, અને નિમક-પ્રકરણની નોંધ તૈયાર કરેલી તેની નકલ યાજ્ઞિક સાહેબને આપી. પોતાના એક વખતના યજમાન વડીલ શ્રી પ્રભુરામભાઇ વૈદ્યને મળી આવ્યા. એ બધા ઔપચારિક વિધિઓમાં સમય વધારે વીત્યો તેથી રાતના દોઢ વાગ્યા સુધી શામળદાસભાઇ જોડે પેશકશી-કેસને અંગે નોંધ તૈયાર કરી. રસ્તામાં એક દિવસ ઘોડા-ગાડીની રાહ જોઇ શામળદાસભાઇ જોડે ઊભા હતા તે સંબંધી કલ્યાણભાઇ ડાયરીમાં જણાવે છે કે કાલબાદેવી રોડ ઉપરની લોકોની અવર-જવર અને બીજી ધમાલનું નિરીક્ષણ કરવામાં કલાક કયાં વીત્યો તે જણાયું પણ નહીં. બેરિસ્ટર બદરૂદીન સાહેબને વાકેફ કરવાનું કામ પુરૂં થતાં તા. ૨૫-૨-૮૯ ના રોજ મુંબઇ છોડયું. વળતાં પણ વઢવાણ જેતપરમાં મુકામ કરેલો; ત્યાંથી કલ્યાણભાઇ માંગરોળ ગયા.

ઇ. સ. ૧૮૮૯ માં અમે સદરમાં ગુજરાતી તાલુકા સ્કૂલ નજદીકની શેરીમાં અપાસરા સામેનાં ભાડેનાં મકાનમાં રહેતાં હતાં. પછી ત્યાંથી અમારા મોટા કાકાના ઘરમાં રહેણાંક બદલી. આ સમયની મને ઝાંખી સ્મૃતિ છે. એ તો ચોક્કસ સ્મરણમાં રહ્યું છે કે ઘણી વાર કલ્યાણભાઈ રાતમાં અમારે માથે હાથ ફેરવી જાય, સુસ્વસ્થ સુવાડી જાય કે ઓઢવાનું સુવ્યવસ્થિત કરી જાય. મ ન બદલ્યાં તે દિવસની સ્મૃતિની છાપ તો સુસ્પષ્ટ રહી છે બે મકાનો વચ્ચેનું અંતર નજીવું જ હતું અને અમે નાનાં બાળકો નાનાં વાસણો ઊંચકી લઈ જતાં અને અમારા મનથી મકાન બદલવાનાં કાર્યમાં જાણે અગત્યનો ભાગ ભજવતાં હોઇએ એમ આંટા ફેરા મારતાં. કલ્યાણભાઇની ઓફિસ, જોડેનાં જાદુભાઇના ઘરની ડેલીની બેઠકના રૂમમાં રાખેલી. તે ઓફિસમાં રાખવામાં આવેલ સોનેરી અક્ષરો અને રંગ બેરંગી પૂંઠાંથી સુશોભિત ' લૉ-રિપોર્ટ 'નાં પુસ્તકોથી ભરેલાં કાચનાં બારણાવાળાં કબાટોનું દ્રશ્ય નજરે તરે છે.

આ વર્ષમાં કામકાજને અંગે જુનાગઢ હતા ત્યારે ગિરનારની તળેટીમા આવેલ દામોદર કુંડ ઉપર કલ્યાણભાઇએ પિતૃશ્રાદ્ધ સરાવ્યું હતું. વળી ઘણા લોકોએ વાર્યા કે ગીરનાર ઉપર જવા જેવું નથી, કારણ કે તાજેતરમાં જ ઉપર જીવલેણ અકસ્માતો બન્યા છે; છતાં અનંત પંડિત અને રાજારામ જોડે પર્વત ઉપર જઇ આવ્યા. એમ સ્હેજમાં ડરી જાય એવી તેમની પ્રકૃતિ ન હોતી.

પોતાના જન્મ દિવસ બાબત કોઇ વાર જ ઉલ્લેખ આવે છે. પરંતુ ઈ. સ. ૧૮૯૦ મા ૩૨ વર્ષ પૂરાં થયાં તે પ્રસંગે સગાંઓને જમવા નોતરેલ એવી નોંધ છે. તે જ મુજબ જ્યારે પોતાના મામાશ્રી બજીભાઈ ઝાલા રાજકોટ આવ્યા ત્યારે તેમના માનમાં સગાં સ્નેહીઓને પોતાને ત્યાં જમણ આપ્યું હતું. તેમ જ મામાશ્રી જોડે ગૃહસ્થોને ત્યાં મળવા ગયેલા. વળી તેમની જોડે શેત્રંજ ખેલેલા. એમ અનેક પ્રકારે એમની આગતા સ્વાગતા કરેલી. આ તો વચલા ગાળામાં રાજકોટ રહેવા પામ્યા તે સમયમાં જરા આમોદ પ્રમોદ ભોગવ્યો. કાઠિઆવાડમાં જુદે જુદે સ્થળે જવાનું થતું તે વિગેની હકીકત પડતી મૂકી કલ્યાણભાઇને નિઝામ-હૈદ્રાબાદ જવું પડ્યું તે સમયની મુસાફરી વિષે સંક્ષિપ્ત વિવેચન કરીશું. તા. ૨૧-૯-૧૮૯૦ ના રોજ દરબારશ્રી લક્ષ્મણવાળાના કામદાર સાથે મુંબઇ ગયા સામા પક્ષની લેખિત દલિલોની નકલ મળી તેનો અભ્યાસ કર્યો. અને પોતાના પક્ષના બેરિસ્ટર બદરૂદીન તૈયબજી હૈદ્રાબાદ હતા

તેમને તારથી પૂછાવ્યું કે મુંબઈ ક્યારે આવશો. જવાબ આવ્યો કે હું ક્યારે આવી શકું તે કહી શકાય તેમ નથી માટે તમે લાંઠો આવી આવશો તો અનુકૂળ પડશે બિચારા કામદાર હૈદ્રાબાદ સુધીની મુસાફરી કરવા જરા પણ ખુશી ન હોતા પણ તે સમયમાં એજન્ટોનું મહત્વ ઘણું જ હતું દરેક નાના-મોટા રાજ્યોના તેમની ગરજ રહેતી પરિણામે તેમનો દોર દમામ કોઈ વાર રાજા-મહારાજાઓથી પણ વધી જતો. કલ્યાણભાઈ તો મનમાં સમજ્યા કે હૈદ્રાબાદ ગયે જ છુટકો છે તેથી બીજા કેમ્પોની મુદત પાડવા તાર મોકલી આપ્યા અને વચમાં ગાળામાં દેસાઈ-રમના કામમાં ગુંથાતા તેમ જ હેંગીંગ ગાર્ડન વગેરે સ્થળો જોઈ આવ્યા ટ્રસ્ટ કામદાર સાહેબના નસીબમાં મુસાફરીની હાડમારી અને ખાવા-પીવાની તકલીફ લખાએલી હશે તેથી હૈદ્રાબાદ જવાનું પાકે પાયે કર્યું એક તો મુસાફરી ઓછી કરી હોય વળી જ્ઞાતિભેદને અંગે ખપે અને ન ખપે એ ભાંજગડ તે સમયમાં જબરી, તેથી કામદાર સાહેબ આવી લાંબી મુસાફરી ખેડવા નારાજ હોય તે સહજ સમજાય તેવું છે પરંતુ કલ્યાણભાઈ યુવાન હતા તેમ જ વકિલાતના કામને અંગે ઘણી મુસાફરીઓ ખેડેલી તેથી તેમને તો નવું સ્થળ જોવાનો ઉત્સાહ હતો. મુંબઈથી પુના થઈ તા. ૨૯-૯-૯૦ ના રોજ સવારે વાડી જંકશન પહોંચ્યા ત્યાંથી નિઝામ રાજ્યની ટ્રેનમાં આગળ મુસાફરી કરી સાંજના આશરે ચાર વાગતા હૈદ્રાબાદ પહોંચ્યા. એરિસ્ટર તરફથી માણસ સ્ટેશને આવેલ તેની સાથે પહેલાં તો સીધા એરિસ્ટર સાહેબના મુકામે તેમને મળવા ગયા Nizam's Club ના મકાનમાં એરિસ્ટર સાહેબની છાવણી ન ખાએલી ત્યાર પછી બન્ને જણા પોતાના મુકામ પર ગયા તેમના માટે એરિસ્ટર સાહેબે બાળકૃષ્ણદાસ શેઠને ત્યાં મુકામની ગોઠવણ કરાવી હતી

વળતે દિવસ કામમાં થોડા કલાક જ રોકાવું પડયું તેથી ફુરસદના સમયમાં હૈદ્રાબાદ શહેર જોવા નીકળી પડયા

કલ્યાણભાઈએ નોંધેલા અભિપ્રાય મુજબ હૈદ્રાબાદ 'ભવ્ય શહેર' તો નજ કહેવાય ડાયરીમાં એક ટીકા એવી કરી છે કે થોડી વ્યક્તિઓએ શહેરના વિસ્તારની વધારે પડતી જગ્યા કબજે કરી લીધી છે કલ્યાણભાઈની ઉત્તરાવસ્થામાં પહેલા વર્ગના સંસ્થાનના એક રાજવીએ દ્વેષભાવથી એવી વાત પ્રચલીત કરેલી કે કલ્યાણભાઈ તો સામ્યવાદી વલણ ધરાવે છે ઉપરની હૈદ્રાબાદ શહેરની ટીકા જોતા જણાય છે કે તેમને વધારે પડતી અસમાનતા પસંદ ન હતી તેથી તે

રાજવીની દૃષ્ટિએ તેમની ( રાજવીની ) ટીકા બિનપાયાદાર કેમ કહી શકાય ! ? અને કોઈ પણ વિચારવંત મનુષ્ય એવો કોણ હોય કે જેને જબરાઓએ કરેલું નબળાઓનું આર્થિક શોષણ ખુંચ્યું ન હોય ?

ચાર-પાંચ દિવસ બેરિસ્ટર જોડે કેસના કામમાં રોકાયા. છેવટ બેરિસ્ટરનું લખાણ તૈયાર થયું. કલ્યાણભાઈએ સુચવેલા સુધારા વધારા પણ તેમાં દાખલ કરવામાં આવ્યા. હવે બંનેને વિદાય થવાની પરવાનગી મળી. અગાઉથી ટ્રેનના સમય વગેરે બાબતની માહિતી કલ્યાણભાઈએ નોંધી રાખી હતી. તેમની ચોકસાઇ રાખવાની આદતને લીધે તેઓ આવી નજીવી જણાતી બાબતોમાં ગાફલ રહે જ નહી. હૈદ્રાબાદમાં નિઝામ સરકારનાં રાજ્યના જ સીકકાનું ચલણ હતું. પરંતુ જ્યાં ને ત્યાં શરાફ હાજર જ હોય; તેઓ નામનો જ વટાવ લઇ આપણને બ્રિટિશ સીકકાના બદલામાં નિઝામી સીકકા પૂરા પાડતા તેથી અગવડ ન રહેતી. વાડી જંકશને ટ્રેન પહોંચી તે જ સમયે એક આજારી ઉતારૂનું ટ્રેનમાં અવસાન થયું. તેની સંભાળ લેવા કોઇ પણ પાસે ન હોતું. એ કોણ હતો તે બાબત પણ કોઇને માહિતી ન હોતી. દેખાવ ઉપરથી કોઇ સારા કુટુંબનો માણસ હોય એમ જણાતું હતું એવી કલ્યાણભાઇએ નોંધ લીધી છે.

મુંબઇમાં કુમારશ્રી સામંતસિંહજીના મકાને ઉતારો રાખ્યો. પોતાના ભાઇ માધુભાઇનો પણ ત્યાં જ મેળાપ થયો. વળતે દિવસ ખરીદી કરવા માટેની યાદી તૈયાર કરી અને તે નોંધ રા. અંબાશંકર મોનજીને સોંપી. પોતાના ઘર માટે લેવાની ચીજો ઉપરાંત સ્નેહી મિત્રોએ મંગાવેલી ચીજો પણ ખરીદવાની હતી આવી ચીજો તે સમયમાં કાઠિઆવાડમાં મળી શકતી નહીં. તે સમયમાં ગૃહસ્થો કેવી ચીજો વસાવવાનો શોખ ધરાવતા તે જાણવા ખાતર મંગાવેલી વસ્તુઓ પૈકી થોડીએકની યાદી અહીં આપીશું. કલ્યાણભાઇએ ડાયરીમાં છેલ્લાં કોરાં પાનામાં ઉપજ-ખર્ચનો હિસાબ માંડેલ છે તે ઉપરથી આ નામાવલી થઇ શકી છે.

પોપટભાઈ આચાર્ય માટેઃ-( ૧ ) જર્મન સિલ્વરના ચાના વાટકા ૬ તથા રકાબી નં. ૬ તથા ચમચા મોટા. ( ૨ ) દક્ષિણી કાંણું પાઘડીનું એક પુનાથી. ( ૩ ) પાંચથી સાત બેડાં પાણી સમાય તેવડું તાંબાનું પવાલું તેમાં નાખવાનો પીત્તળનો ડોક. ( ૪ ) પુનાની જરીની કોરની સાડી એક સુંદરી ગીરધરભાઇ માટે બીજી ચીજો ઉપરાંત ચીગ્ગીના ત્રણ ...

એક ગૃહસ્થ માટે રેલ્વે-ગ્ગ અને ડ્રોઇંગરૂમ-ડેસ્કની ચાર બાટલી. પોતાના ઘર માટે પીત્તળની કિટલી અને બધાં માટે કપડા વગેરે.

આ સમય તેમના કુટુંબનો તેમ જ ભાઇઓનાં કુટુંબનો સંવર્ધન કાળ હતો ઈ. સ. ૧૮૯૨ ના નવેમ્બર તા. ૧૧ મીના રોજ કલ્યાણભાઇ વકિલાતના કામને અંગે પોરબંદરમાં હતા અને તે જ સ્થળે તેમના પ્રથમ પૌત્રનો તે દિવસે જન્મ થયો એ પૌત્રનું નામ છગનલાલ લાભશંકર બક્ષી આગળ ઉપર એ નામનો ઉલ્લેખ અવાર-નવાર આવ્યા કરશે. આ પ્રમાણે પોતાની ૩૪ વર્ષની વયે કલ્યાણભાઇ 'દાદાજી' થયા. ત્યાર પછી જ્યારે કલ્યાણભાઇ વગડામા કુ. શ્રી. હરજીભાઇ સાહેબ પાસે હતા ત્યારે તેમને ત્યાં તેમના છઠ્ઠા અને સૌથી નાના પુત્ર લાલભાઇનો જન્મ તા ૨-૧૨-૧૮૯૨ ના રોજ થયો. ઇ. સ. ૧૮૯૩ ના જાન્યુઆરી માસમા મુંબઇમાં કલ્યાણભાઇ હતા તે દરમ્યાન પોતાના જ્યેષ્ઠ પુત્ર લાભશંકર, પોતાના ભત્રીજા છેલભાઇ, તેમ જ પ્રીતમરામ હ. ઓઝાવગેરે મેટ્રિકની પરીક્ષામા ઉત્તીર્ણ થયાના ખુશ ખબર તેમને જાણવા મળ્યા અને પોતે તાર કરી આ ખબર રાજકોટ જ-ણાવ્યા આ જ અરસામા તેમને પહેલા વર્ગની સનદ ત્રણ વર્ષના સતત પ્રયાસને અંતે મળી. પણ આકાશ હમેશ કાંઇ નિરભ્ર રહે નહીં. આવા ચોતરફના સુખદ સમયમા એક કરૂણ બનાવ બની ગયો. તા. ૨૫-૨-૧૮૯૨ ના રોજ પોતાના ભાઈ માધુભાઈની યુવાન પત્નીનું વઢવાણ મુકામે અવસાન થયું. આ સમયે કલ્યાણભાઇ એકલા જ પોતાના માતુશ્રી પાસે રાજકોટ હતા છેલ્લા બે-ત્રણ દિવસમા બહારગામ વકિલાતને અંગે બોલાવતાં ના પાડી દીધેલી. આ અરસામાં કલ્યાણભાઇએ નોંધ કરી છે કે "લૌકિકનો રિવાજ નિરૂપયોગી તો ન જ કહેવાય, તેમા પણ અર્થ રહેલ છે." કુટુંબીઓ વઢવાણથી આવી પહોંચ્યા પછી કલ્યાણભાઇ તો તેમની પ્રકૃતિ અનુસાર કામમા પરોવાઇ ગયા. તે વખતના રિવાજ મુજબ આ દુઃખદ બનાવ બન્યાને અઠવાડિયું ન વીત્યું ત્યાં તો ફરી સગપણ બાબત હીલચાલ શરૂ થઇ ગઇ. અને જામનગરના જાણીતાં બક્ષી કુટુંબમા રા રા. રગીનદાસ બક્ષીની પુત્રી વેરે માધુભાઇનું સગપણ થયાની જાહેરાત થઇ.

કુટુંબ વર્તમાન આપવામા આપણે ઇ સ. ૧૮૯૨ ના માર્ચ સુધી આવી પહોંચ્યા પરંતુ વકિલાતને અંગે કરેલ મુસાફરી સંબંધી હકીકત આપવા ખાતર આપણે જરા પાછા હઠી ઇ. સ. ૧૮૯૧ ની સાલના નવેમ્બર

મહીના તરફ વળીશું. ગોંડળ રાજ્ય તરફથી કરમાળ-કોટડા કેસ બાબત બેરિસ્ટર ફિરોજશાહ મહેતા પાસે અપીલ ઘડાવવા કલ્યાણભાઇ તા. ૧૭-૧૧-૧૮૯૧ ના રોજ રાજકોટથી રવાના થઇ વઢવાણ આવ્યા. રસ્તામાં કેસ બાબતની હકીકત વાંચી લીધી, વઢવાણ કાંપમાં તેમના વડીલ ભાઇએ રસોઇ તૈયાર કરાવી રાખી હતી. આ બાબતમાં મોટા ભાઇ હર હંમેશ કલ્યાણભાઈ માટે પૂરેપૂરી કાળજી રાખતા. મુંબઈ પહોંચ્યા તે જ દિવસથી બેરિસ્ટર ફિરોજશાહ મહેતા જોડે કામ કરવાનું શરૂ કર્યું, પણ મહેતા સાહેબને તો આજીવિકા અંગેનાં ધંધાદારી કામો ઉપરાંત અનેક જાહેર કામો કરવાનાં રહ્યાં વળી એ તો અમીરી ખવાસના માણસ. પંદર દિવસમાં કામ પતી જાશે એમ અનુમાન કરેલ, પણ તે જ કામ માટે લગભગ બે મહિના થયા. વચ્ચે મહેતા સાહેબ બે દિવસ માથેરાન જઇ આવ્યા. તેમ જ નાતાલના છેલ્લા બે-ત્રણ રોજ પણ બહારગામ સહેલગાહે જઇ આવેલા. અપીલ દાખલ કરવાની તારીખ આવી પહોંચે એટલે વળી મુદત લંબાવવા તજવીજ કરવી પડે. પણ મહેતા સાહેબ ખાતર સામો પક્ષ સમત્ત થયે મુદત મળે જ.

આમ વખતનો વ્યય થતાં પોતાની સત્યપરાયણ પ્રકૃતિ અનુસાર કલ્યાણભાઇએ ગોંડળ દિવાનને લખી જણાવ્યું કે "સ્ટેટ હવે મારી ફી નાહક ખરચે છે માટે મને મુક્ત કરો, બાકીનું કામ તો કોઇ પણ સ્ટેટનો અમલદાર કરી શકશે" પણ દિવાન બેઝનજી શેઠે જવાબ આપ્યો. કે એ નહી બની શકે.

બે. મહેતાની ગેરહાજરી દરમ્યાન પોતાના પરગજુ સ્વભાવ અનુસાર કલ્યાણભાઇએ ગોંડળ રાજ્યના કારકુનને મુંબઈમાં જોવા લાયક સ્થળો બતાવ્યાં. વળી આ સમયમાં ભાવનગરવાળા હિંદવિખ્યાત ગૌરીશંકર ઉ ઓઝાનું પાકટ અવસ્થાએ અવસાન થયાના ખબર મળતાં કલ્યાણભાઇ તેમના પૌત્ર મુંબઈમાં હતા તેમની પાસે દિલસોજી બતાવવા ગયેલા. તેજ અરસામાં ત્યાં બલુન ઉડતું જોવા ગયેલા. બલુન ઊંચે તો ઉડયું પણ પછી ગેસના જોસથી ફાટતાં બલુન ચલાવનાર મી. મેન્સફીલ્ડ ઘણી મોટી ઉંચાઇએથી પડતાં ત્યાં જ મરણને શરણ થયો. મુંબઈમાં ધાર્યા કરતાં વિશેષ રોકત થઇ તેથી કાઠિઆવાડથી તુરત પરત આવવા માટે તારના સદેશાઓ આવવા માંડયા ખાસ કરી તેમના પરમ સ્નેહી ગિરધરભાઇના દરબાર ઉપર અણધારી આફત આવેલી તેથી તાર ઉપર તાર આવવા લાગ્યા. બે. મહેતાની સુજનતા

માટે કલ્યાણભાઇએ ડાયરીની નોધમા ભારે પ્રશસા કરી છે

!

જેમ જેમ બે મહેતા લખાણનો અમુક ભાગ તૈયાર કરી આપતા જાય તેમ તેમ કલ્યાણભાઇ તેની સાફ નકલ કરાવી છાપખાનામા છપાવવા મોકલે પોતે પણ ઘણી વાર છાપખાનામાં જાય પ્રુફો તપાસે એમ ધમાલ ચાલતી આખરે તા ૮–૧–૯૨ ના રોજ બે મહેતાએ તો પોતાનુ કામ પતાવ્યુ અને બાકી રહેલુ છાપખાનાનું કામ પતાવી કલ્યાણભાઇ મુબઇની બે મહિનાની રહેણાક પછી રાજકોટ ગયા મુબઇમા ધાર્યા કરતા વધારે સમય ગાળવો પડયો તે દરમ્યાન વકિલાતના કામો તેમની ગાદ જોઇ રહ્યા હતા તેથી તે કામમા ગૂથાઇ ગયા રાજકોટમા ત્રણ–ચાર દિવસ રહ્યા, સગા સ્નેહીઓને પ્રસગાનુસાર જમણ આપ્યુ અને તુરત જ વકિલાતના કામને અગે પ્રયાણ કર્યુ ગિરધરભાઇ રાહ જોઇ જ રહ્યા હતા, તેથી ખાસ ટાગો ભાડે કરી પોપટ આચાર્ય સાથે જેતપર પહોચ્યા ત્યાથી કુભાજીના અને ત્યાથી બગસરા જઇ ગિરધરભાઇને મળ્યા તેમની પાસેથી માહીતી મેળવી લીધી ખપ પુરતી સ્થાનિક તપાસ કરી અને તે જ રાતના મોડેથી ડકાવાર પરત આ યા આહી જ તેમને સમાચાર મળ્યા કે જુનાગઢના નવાબ સાહેબ બહાદુરખાનજીનુ અવસાન થઇ ગયુ તા ૨૮–૧–૧૮૯૨ ના રોજ કલ્યાણભાઇ જુનાગઢ આવ્યા કારણ માગરોળ પોરબદર પેશકશી કેસ આ સ્થળે ચાલુ થયો હતો તે સમયમા જે સ્થળે પોલિટિકલ એજટ અગર જ્યુડિશીયલ એસિસ્ટટનો મુકામ હોય તે સ્થળે કેસની સુનાવણી થતી કલ્યાણભાઇ જુનાગઢ પહોચ્યા તેને આગલે જ દિવસ નવા નવાબ તરીકે રસુલખાનજી ગાદી નશીન થઇ ગયા હતા બે અઠવાડિયા જુનાગઢ મુકામ રહ્યા તા ૯–૨–૧૮૯૨ના રોજ રાતના બાર પછી કલ્યાણભાઇ ભાડુતી ટાગામા રાજકોટ પહોચ્યા હજુ રાજકોટ જેતલસર વચ્ચે ટ્રેન ચાલુ થઇ ન હોતી રાજકોટ પહોચ્યા તે સમયની ડાયરીમા જે નોધ છે તે વાચી જાદુભાઇ પ્રતિ આપણુ મસ્તક નમે છે Jadu was still awake being engaged in looking after mother શ્રવણ જેવી માતૃ ભકિત માટે અમારા સૌથી નાનેરા કાકા જાદુભાઇએ સર્વ કોઇના દિલ ઉપર ઊંડી અસર કરી હતી ।

રાજકોટમા થોડા દિવસ ગાળ્યા તેટલામા મુબઇથી ઠા શ્રી સામતસિહજીએ પોતાના કામ સારૂ કલ્યાણભાઇને મુબઇ બોલાવ્યા છેવટે મુબઇ

છોડયું ત્યારે જ કુમારશ્રીએ જણાવ્યું હતું કે હું તમને માગ કામ માટે થોડા માસ પછી બોનાવીશ

મુબઇ હતા તે દરમ્યાન અમદાવાદવાળા જાણીતા મીન માલિક શેઠશ્રી મનસુખભાઇ ભગુભાઇનો મેળાપ થયા આ ઓળખાણ ઉપરથી શેઠશ્રીએ તુરત કલ્યાણભાઇને પોતાના કાઠિઆવાડમા આવેલા એક જીન-પ્રેસ અગેના કેસના કામ માટે રોકી લીધા વકિલ અને અસીલ તરીકેના સબધમાથી અગત સબધ બધાયો પરિણામે ઇ સ ૧૮૯૭ મા કલ્યાણભાઇના બીજા પુત્ર હરિભાઇને મીલ-લાઇન માટે તેમણે શેઠશ્રીને સોપ્યા

મુબઇ હતા તે દરમ્યાન કલ્યાણભાઇ ફરામજી ઇન્સ્ટીટ્યુટ 'મા Erdly Norton નુ Value of English Association to Indian Advancement એ વિષય ઉપરનુ વ્યાખ્યાન સાભળવા ગયેલા

કુમારશ્રીના કેસનુ કામ મુબઇમા ચાલુ હતુ દરમ્યાન પોતાના વચેટ ભાઈ પ્રેમશકરભાઇના મદવાડના ચોકાવનારા ખબર કલ્યાણભાઇને મળ્યા નાદોદથી રા પ્રભુરામ દ ઓઝાનો પત્ર એ મતલબનો આવ્યો કે "પ્રેમાભાઇને અર્ગમાથી ચાલુ લોહી પડે છે નબળાઇ જણાય છે માટે કોઇ હોશી આર ડોકટરની સલાહ લઇ તેમ જ બની શકે તો લોહી બધ કરવાની દવા મેળવી નાદોદ આવો " ભાઇની આવી બિમારીના સમાચાર જાણી ક્ષણનો પણ વિલબ કરવાની વાત જ ન હોઈ શકે કુ શ્રી સામતસિહજીને ખબર આપ્યા કે નાદોદ જવુ પડશે ડૉ કુન્તે, પ્રભુરામભાઇ વૈદ્ય અને વૈદરાજ બાલારાકર એ ત્રણ જણ પાસેથી દવા મેળવી ગતના, રસોઇ કરનાર પડયાજી સાથે ટ્રેનમા વડોદરા તરફ રવાના થયા નડો રા આત્રી મજમુદારના ઉતારામા પ્રાત વિધિ આટોપી, ગેયાગેટ સ્ટેશનથી બપોરના બારે વડોદરા રાજ્યની ટ્રેનમા મુસાફરી કરી ચ દેદ ઉતર્યા, ત્યા હોડીપા નર્મદા નદી ઓળગ્યા ના દોદથી માણસ સામો તેડવા આવેલ બગદના શીગરામમા ચાદોદથી નાદોદ પ હોચ્યા આવીને જોયુ તો પ્રેમાભાઇ બહુ નબળા પડી ગયેલા વળતે દિવસ ડોકટરને રાજસાહેબને તેમ જ એડમિનિસ્ટ્રેટરને મળ્યા તેમને સૌને પ્રેમાભાઇની તબીયત વિષે વાત કરી અને પોતે તેમને મુબઇ લઇ જવા ઇચ્છા રાખે છે તે પણ જણાવી દીધુ. કલ્યાણભાઇ આવી ગયા પછી પ્રેમાભાઇની તબીયતમા સુધારાનો ક્રમ શરૂઆતમા જણાયો પણ ડાકટર સાહેબ જરા ઉતાવળા

થયા અને ફરમાવ્યું કે આજ સાંજના ગાડીમાં ફરવા લઇ જવા. પણ કલ્યાણભાઇ સાવધ હતા. તે દિવસ તો ફકત ઉપરથી નીચે દરદીને લઇ આવ્યા અને મકાન સામે જ નાનો બાગ હતો ત્યાં બાંક ઉપર બેસાર્યો. આમ કરવામાં પણ પ્રેમાભાઇ બહુ જ શ્રમિત થઇ ગયા. આ ઉપરથી કલ્યાણભાઇએ નિર્ણય કર્યો કે તેમને મુંબઇ લઇ જવા ઉતાવળ ન કરવી. રોકત થઇ તેથી કલ્યાણભાઈ નાંદોદના જોવા લાયક સ્થળો જોઈ આવ્યા. સાંજના બનતાં સુધી પોતે તો બહાર ફરવા નીકળતા. તેમ સવારે કરનાળી જઈ શ્રાદ્ધ વિધિ કરી સાંજના પરત આવી ગયા. તા. ૧૫–૬–૯૨ ના રોજ કલ્યાણભાઇ નાંદોદ આવેલા. તા. ૩૦ સુધીમાં પ્રેમાભાઇની તબીયતમાં ભરતી–ઓટ થયા કરતી. તાવ આવી ગયો. એક વખત વધારે પડતી નબળાઇ વર્તાણી. કબજીયાત રહે, દવા લેતા ઝાડા થઇ જાય એમ ઉપ ચિન્હો જણાયા કરે. આમ છતાં પણ ઇશ્વર કૃપાથી તબીયતમાં ધીરે ક્રમે એકંદર સુધારો જણાયો. રાજકોટથી ભાઇઓ ચિંતાતુર થઇ પ્રેમાભાઇને જલદી રાજકોટ લઇ આવો એમ પત્ર દ્વારા જણાવતા હતા. નાંદોદ છોડયા પહેલાં નાંદોદના રાજવી છત્રસિંહજીએ કલ્યાણભાઇના માનમાં ટીપાર્ટી આપી. તા. ૧–૭ ૯૨ ના રોજ કલ્યાણભાઈ અગાઉથી એકલા સવારમાં નીકળ્યા. ચાંદોદથી હોડીમાં બેસી શુકદેવજી, વ્યાસજી તેમ જ અનસૂયાજી વગેરે પવિત્ર સ્થળોની યાત્રા કરી સાંજના ચાર વાગતા ચાંદોદ આવી ગયા. સાંજના સાતે પ્રેમાભાઇ સહકુટુંબ શીગરામમાં નાંદોદથી સુખરૂપ આવી પહોંચ્યા. વળતે દિવસ સવારમાં ચાંદોદથી વડોદરા આવ્યા. ત્યાં પ્રેમાભાઇના પરમ સ્નેહી શામભાઇને તેમની સુપ્રત કરી અને કલ્યાણભાઈ મુંબઈ ગયા. ત્યાં ગયા પછી પ્રેમાભાઇ સુખરૂપ રાજકોટ પહોંચી ગયાના ખબર કલ્યાણભાઇને મળ્યા જેથી તેઓ નિશ્ચિંત થયા, તા. ૨૫–૭–૯૨ સુધી મુંબઈ રહ્યા અને તા. ૨૫–૭–૯૨ ના રોજ, પોતાના બાળ સ્નેહી રા. રા છબીલરામભાઈ ઓઝા જોડે પરમ સ્નેહી કુમાર શ્રી હરભમજી સાહેબને બુલદાણા મુકામે મળવા રવાના થયા. ભુસાવળ જંકશને નાગપુર જવાની ટ્રેન પકડી મલકાપુર આવ્યા. આંહીથી બુલદાણા જવા રેલ્વે લાઇન ન હોતી. મલકાપુરમાં આરામ લઈ નાસ્તો પાણી કરી હરભમજી સાહેબે મોકલેલ ઘોડા ગાડીમાં રવાના થયા.

આઠ કલાકની મુસાફરી કરી રાતના બુલદાણા પહોંચ્યા. હરભમજી સાહેબની આગતા સ્વાગતા તારીફ લાયક હતી.

પોતે બને મેમાનોની રાહ જોઇ બેસી રહ્યા હતા. નાની–મોટી દરેક

જરૂરીઆત પૂરી પાડવા જાતે જ સૂચનાઓ આપેલી. દરેક ગોઠવણ પુરતી સગવડતા ભરેલી હતી. આંહી એક અઠવાડિયું રહ્યા. પ્રિન્સ હરભમજી સાહેબ જોડે આજુબાજુના જોવા લાયક સ્થળો જોઇ આવ્યા. જે કામ માટે બોલાવેલા તે સંબંધી ખુલ્લા દિલથી વાતો થઇ. પોતાની અંગત ઘણીજ રહસ્યમય ઘટનાને અંગે કામ હતુ. હજુ રાજકોટનાં દર્શન કરવાનો યોગ ન હોતો. ભુલદાણાથી મુંબઇ, મુંબઇથી વઢવાણ થઇ કલ્યાણભાઇ પોરબંદર ગયા. સ્ટેશને માધુભાઇ અને તેમના ન માયા પુત્રો કલ્યાણભાઇનેન્લેવા આવેલ. વળતે દિવસ એડમિનિસ્ટ્રેટર શંકરરાવ પંડિતને મળ્યા. તેમની સાથે કેટલીક અગત્યની વાતો કરી. ત્યાંથી પ્રેમાભાઈ તરફથી હર્ષદ માતાનાં દર્શને જવાનું હતું તેથી વાહન વગેરેની સગવડતા પંડિત સાહેબે કરાવી આપી. કલ્યાણભાઇ, માધુભાઇ અને તેમનાં બાળકો એ સૌ બળદગાડીમાં મીયાણી ગયા. વળતે દિવસે ખાડી ઓળંગીને "કોયલો" નામની ટેકરી ચડી હર્ષદ માતાનાં દર્શન કર્યાં. બરાબર આરતી સમયે ત્યાં પહોંચ્યા. બધું સંતોષકારક રીતે પાર પડયું. પણ નાળીએર ધરાવીને વધેરવાનાં હતાં તે ખોરાં નીકળ્યાં, એ વાત નોંધાએલી છે. આ પ્રમાણે કામ પતાવી તા. ૧૦-૮-૯૨ ના રોજ આખરે રાજકોટ પહોંચ્યા. સૌને મળ્યા. માતુશ્રીનાં દર્શન કર્યાં. પ્રેમાભાઇની તબિયત સુધરતી જોઇ સંતુષ્ટ થયા. ફરી થોડી મુસાફરીઓ કરી તા. ૯-૧-૧૮૯૩ ના રોજ રાજકોટ દાખલ થયા.

હવે તો ફેબ્રુઆરીની શરૂઆતમાં પોતાના ભાઈ માધુભાઇનાં તેમ જ ભત્રીજા છેલભાઇનાં લગ્ન થવાનાં હતાં. બંનેનાં લગ્ન જામનગર મુકામે હોવાથી જાન જોડી રેલ્વે ન હોવાથી પગ રસ્તે મુસાફરી કરવાની હોવાથી તેને અંગે તૈયારી કરવાની તો હતી જ. ઉપરાંત એક અટપટા પ્રશ્નનું નિરાકરણ થાય ત્યારે જ લગ્ન વિધિ થઇ શકે એવી કસોટી ભરી પરિસ્થિતિ ઉપસ્થિત થઇ બન્યું એવું કે રાજકોટના એક નાગર ગૃહસ્થને સહ કુટુંબ જામનગરથી જ્ઞાતિના આગેવાનોએ જ્ઞાતિ-બહાર મુકેલ. અને પાછળથી તે બહિષ્કૃત કુટુંબ જોડે સંસર્ગ રાખવાની કસુર ખાતર જેઠા બક્ષીનાં સમસ્ત કુટુંબને "નાત-બહાર મૂકયું. અને સંજોગો એવા આવ્યા કે જ્યાં સુધી આ બાબતનો નિવેડો ના આવે ત્યાં સુધી જામનગરમાં લગ્ન પ્રસંગ ઉજવવામાં ભારે ભાંજગડ ઊભી થાય. તેથી આ પ્રશ્નનો જેમ બને તેમ જલદી નિકાલ લાવવાની આવશ્યકતા હતી. કલ્યાણભાઇએ તેનો ફડચો લાવવાની ફરજ અદા કરવા નિશ્ચય કર્યો.

૧૧

તેઓ સમજતા હતા કે જ્ઞાતિના પટેલીઆઓ જોડે કામ લેવાનું તેમા દલીલ પુરસરની નાતનુ નજન પત્નાનો સંભવ ઓછો કલ્યાણભાઇ થોડા રોજ અગાઉ જામનગર ગયા ધૈર્ય રાખી કુનેહ વાપરી બાંધ છોડ કરી પટેલીઆઓના મનમા પોતાની વાત ઉતારી અને કુટુંબને ફરી જ્ઞાતિ રંગાએ અપનાવ્યું ના ગ બાબતથી મૂળરાજભાઇએ તેમના વિગતવાર ટાંચણમા આ બાબત વિસ્તાર પૂર્વક જણાવેલ છે

જામનગર ગયા પહેલા પોતાના બે પુત્રો મૂળભાઈ અને કુનભાઈ તેમ જ માધવભાઇના મોટા પુત્ર જયંતીભાઇને જનોઇ આપવાની વિધિ કરાવી લીધી જ્ઞાતિ બહિષ્કારના પ્રશ્નનો વ્યવસ્થિત નિવેડો આવવાથી પૂરા ઉત્સાહથી રાજકોટથી માધુભાઇ અને છેનભાઇના લગ્ન-પ્રસંગની જાન નીકળી આશરે ૭ વર્ષની મારી વયે મને આ બાબતનુ ઝાંખુ સ્મરણ છે એટલુ તો સ્પષ્ટ યાદ છે કે મારા બાન-રીકી માધુભાઇના બીજા પુત્ર ભોગીલાલ અને હું માધુભાઇના સીગરામમા હતા મુકામ કરતા કરતા જાન તા ૮-૨-૯૩ ના રોજ જામનગર પહોંચી કલ્યાણભાઇ અને પ્રેમાભાઈ અગાઉથી જ જામનગર ગયેલા જાનનો મુકામ ' મૂળજી જેઠાની ધર્મશાળા 'મા રાખ્યો હતો મૂળ બાઈના લગ્ન પ્રસંગ વખતે ઈ સ ૧૯૦૦ મા તેમ જ રા ગમભાઇના લગ્ન પ્રસંગે ઈ સ ૧૯૧૪ મા એજ મૂળજી જેઠાની ધર્મશાળામા જેઠા બક્ષીના કુંબનો જાનીવાસો રાખવામા આવ્યો હતો લગ્ન નિર્વિંઘ્ને સમાપ્ત થયા તા ૧૦-૨-૯૩ થી તા ૧૨-૫-૯૩ એટલા દિવસોમા અને વેવાઇઓને ત્યા વર પક્ષના માનમા સાધારણ જમણો, ' માંડવસોરનુ જમણ ' અને ' હરખ જમણ ' થતા તે સમયમા લગ્નગાળામા વર પક્ષ તરફથી ' વરોઠી " એટલે વર-પક્ષ તરફનુ જ્ઞાતિ ભોજન આપવાનો રિવાજ હતો અને એક સાથે ઘણા કુટુંબોમા લગ્ન પ્રસંગ ઉજવાતો તથી આવા 'જ્ઞાતિજમણો'-'ન્યાતો'ની સંખ્યા સારા પ્રમાણમા હોયજ તેથી બહારગામથી આવેલી જાનોને આગ્રહપૂર્વક રોકવામા આવતી ખુદ જામનગરના જામવિભોજી આવી બાબતમા અંગત રસ લેતા અને રમ્મતમા કહેતા કે જવાની કોઇ વાત કરશો તો શહેરના દરવાજા બંધ કરાવી દઇશ આપીશ સમય સમયના વાયરા છે આજે તો બે થી ત્રીજે દિવસ રોકાવાની કોઇને ફુરસદ જ ન હોય તેવી જીવનની હાડમારી અને વ્યવસાય વધી પડ્યા છે, વળી દષ્ટિકોણ પણ હવે તો બદલાઇ ગયો છે

આ પ્રમાણે જાનને ઉતારે પણ ચાર દિવસ જમણવારો થયા, જેમનાં બીજી વારનાં લગ્ન થયાં તે ખુદ માધુભાઇનો કાઠિઆવાડના આગળ પડતા ગૃહસ્થો જોડે સંબંધ બંધાએલો તેમ જ આ સમયમાં જાહેર પ્રવૃત્તિને કારણે અને ગોખરાના વકિલ તરીકે કલ્યાણભાઇ પ્રકાશમાં આવી ચૂકેલા; તેથી સંભાવિત ગૃહસ્થોને વારા ફરતી આમંત્રણ અપાયાં. જામનગરનાં દિવાન વગેરે મંડળી પણ જાનને ઉતારે જમવા આવેલ.

અગીઆર બે અઠવાડિઆં પછી જાન ધામધૂમથી રાજકોટ તરફ વિદાય થઇ. વળતે દિવસે કલ્યાણભાઇ રિઝર્વ ટાંગામાં નીકળ્યા. ધ્રોળમાં એક રાત્રિ મુકામ કર્યો અને ત્યાંથી નીકળી જાન પહોંચ્યા પહેલાં સવારમાં રાજકોટમાં દાખલ થઇ ગયા. રાજકોટ પહોંચીને જાનના સત્કાર માટે તેમ જ મોટા સમુદાયનાં ભોજન માટે પ્રબંધ કરી લીધો.

લગ્ન પ્રસંગના વીત્યા પછીના આશરે છ મહિના દરમ્યાન બનેલા બનાવો કલ્યાણભાઈની ડાયરી ઉપરથી સંક્ષિપ્તમાં આપીશું. તા. ૯-૪-૯૩ થી તા. ૨૦-૪-૯૩ સુધી કલ્યાણભાઇ વકિલાતનાં કામને અંગે મુંબઈ હતા. દરમ્યાન ક્રુ. શ્રી. હરભમજી સાહેબના કામ માટે સાત દિવસ યવતમલ ( મધ્ય પ્રાંત ) ગયા હતા. સાથે બાળ સ્નેહી રા. રા. છબીલરામભાઇ હતા. રાજકોટ આવતાં વઢવાણ ઠાકોર સાહેબને પોતાના ભત્રીજા છેલભાઇને. કોલેજના અભ્યાસ માટે શિષ્યવૃત્તિ આપવા વિનંતી કરી હતી. જે ઉપરથી ઠાકોર સાહેબે રૂ.૨૫ની શિષ્યવૃત્તિ બાંધી આપી હતી, આ અરસામાં રાજકોટમાં Pleaders association વકિલ મંડળ સ્થપાયું. અને સ્વાભાવિક રીતે કલ્યાણભાઇ તે મંડળમાં સભ્ય તરીકે જોડાયા.આમ શાંતિમાં દિવસો વીતતા હતા તેવામાં ધરતી કંપ જેવો એક સખ્ત આંચકો કલ્યાણભાઇએ હૃદયમાં અનુભવ્યો સ્નેહીના કારમા મૃત્યુનો સખ્ત ફટકો જીવનમાં પહેલી વાર પડ્યો. પોતાના પરમ સ્નેહી બાળ મિત્ર અનંત પંડિતનું અવસાન તા. ૧૧-૭-૧૮૯૩ ના રોજ ધોરાજી મુકામે થયાના સમાચાર તા ૨૨ મી એ મળ્યા. તુરત કેસોની તારીખ બદલવા લખાણ કર્યાં. બેરિસ્ટર સીતારામ પંડિત અનંત પંડિતના કાકા થાય. કલ્યાણભાઇ બેરિસ્ટર પંડિત સાહેબ જોડે તા.૧૩ મીના રોજ ધોરાજી પહોંચ્યા. ગુજરી ગએલા મિત્રના મુકામે આવ્યા તે સમયે ગામના મુખ્ય હિંદુ-મુસલમાનો તેમ જ અમલદારો સહાનુભૂતિ દર્શાવવા હાજર રહેલ. કલ્યાણભા-

ઈએ જણાવ્યું છે કે દષ્ય હૃદયને હલમલાવી નાખે તેવું હતું. અનંત પંડિતની સરળતા અને મનની મોટાઇને લીધે તેણે તે સ્થળનાં સર્વ કોઇનાં દીલ જીતી લીધાં હતાં. મરનારે કલ્યાણભાઇને મળવાને તીવ્ર ઇચ્છા દર્શાવેલી. કલ્યાણભાઇના દિલમાં પશ્ચાતાપ એ થયો કે માંદગીના સમાચાર જાણતાં જ પોતે સદ્‌ગતને મળવા ન જઇ શક્યા. ઇ. સ ૧૯૦૨ માં ઈડર મહારાજા કેશરીસિંહજીનાં અવસાન બાદ જન્મ પામેલા બાળ મહારાજા કૃષ્ણસિંહજી દેવલોકવાસી થયા, તે પ્રસંગે કલ્યાણભાઇએ રાણીજીના દરબારી સમક્ષ બાળ મહારાજાના અવસાનથી પોતને કેવી તીવ્ર લાગણી થઇ હતી તે વિષે વાત કરતાં કહેલું કે "હું બહુ કઠણ છાતીવાળો માણસ છું. ભાગ્યે જ હું અશ્રુપાત કરું છું. અત્યાર સુધીમાં ( ઇ. સ. ૧૯૦૨ ની સાલ પર્યંત ) ફક્ત ત્રણ વખત મેં અશ્રુપાત કરેલ છે. પહેલી વાર મારા જીગર મિત્ર અનંત પંડિતના મૃત્યુના પ્રસંગમાં, બીજી વાર મારા સહોદર વચેટભાઈ પ્રેમાભાઇનું અકાળે અવસાન થયું ત્યારે અને ત્રીજી વાર બાળ રાજા કૃષ્ણસિંહજી દેવલોક પામતા." અનંત પંડિતના અવસાનથી કલ્યાણભાઇને કેવો આઘાત થયો હતો તેનો કંઇક ખ્યાલ ઉપરના ઉદગારો ઉપરથી આવશે. અને ઇ. સ. ૧૯૦૨ ની સાલ પછી ઉત્તરાવસ્થામાં તો ક્રુર વિધિએ કલ્યાણભાઇએ કરેલા અશ્રુપાતના પ્રસંગોની સંખ્યામાં કેટલોય વધારો કર્યો હશે !

અનંત પંડિતની લેણ-દેણને અંગે તેમ જ સર-સામાનની સર્વ વ્યવસ્થા કલ્યાણભાઇએ કરી. રાજકોટ આવી અનંત પંડિતનાં જીવનની હકીકતની રૂપરેખા લખી અને વર્તમાનપત્રોમાં મોકલાવી. વળી તે ભાઈનાં કાયદાનાં પુસ્તકો વઢવાણ રાજ્યને વેચાતાં આપ્યાં. અને આ વેચાણની રકમ ગત થયેલા મિત્રનાં નિરાધાર કુટુંબને સોંપી. મિત્ર ધર્મ યથાશક્તિ બજાવી ફરી ચાલુ વ્યવહારની ઘટમાળમાં લાગુ થયા. વકિલાત ચાલુ થઇ. કુટુંબ કાર્યનો પ્રવાહ આગળ વધ્યો અને જાહેર પ્રવૃત્તિમાં પણ ગુંથાયા. માણસે નિષ્કામ વૃત્તિથી કર્તવ્યો બજાવવાં જ રહ્યાં, એ જ કર્મયોગ.

આ અરસામાં વકિલાતનાં કામને અંગે બેરિસ્ટર શુકલ સાહેબ જોડે પહેલી જ વાર પ્રસંગ પડયો. કૌટુંબિક સંબંધ તો બન્નેના પિતાશ્રીના સમયથી જ હતો. અને કલ્યાણભાઇના નિવૃત્તિ કાળમાં રાજકીય અને અન્ય જાહેર પ્રવૃત્તિઓને અંગે બન્ને મહાશયો વચ્ચે સંબંધ ઘાટો થયો તેમ જ એક બીજા

પ્રત્યે માન અને સહાનુભૂતિ સારા પ્રમાણમાં ઉદ્ભવ્યાં.

•

ઇ. સ. ૧૮૯૩ ના ઓગસ્ટમાં જુનાગઢ રાજ્યની હદમાં આવેલ પ્રભાસપટ્ટણમાં હિંદુઓ અને મુસલમાનો વચ્ચે ગંભીર પ્રકારનું હુલ્લડ ફાટી નીકળ્યું. આજ-કાલ તો આ કોમી હુલ્લડનો રોગ જામી ગએલો છે તેથી આપણા દેશના કમનશીબે સૌ કોઈ આ ઝેરી રોગથી વાકેફ છે. આ હુલ્લડને પરિણામે નિરાધાર થયેલાં કુટુંબોને મદદ આપવા રાજકોટમાં જાહેર ફાળો ઉઘરાવવા વ્યવસ્થા થઇ. કલ્યાણભાઇએ તેમાં આગળ પડતો ભાગ લીધો હતો. કોમી હુલ્લડનો ચેપ મુંબઇ સુધી ફેલાયો. અને ત્યાં ભયંકર સ્વરૂપમાં ભભૂકો થયો. કલ્યાણભાઇના જ્યેષ્ઠ પુત્ર લાભભાઇ અને ભત્રીજા છેલભાઇ બંને આ સમયમાં મુંબઇ હોવાથી સ્વાભાવિક ચિંતા થાય જ. ત્યાં બધાં સહી સલામત છે, તેમ જ શાંતિ પ્રસરી છે એવા સમાચાર મળતાં રાજકોટમાં સૌના મનને નિવૃત્તિ મળી, મુંબઈના હુલ્લડ સંબંધી કલ્યાણભાઇ ઉપર એક પેસ્ટકાર્ડ દેસાઇ ગિરજાપ્રસાદજી તરફથી આવેલું તેનું અવતરણ આંહી આપેલ છે —

મુંબાઇ
તા. ૧૩-૮-૯૩
રવી

લી. આપનો પત્ર તથા રજીસ્ટર પત્ર બરાબર લેતનો કટકો મળ્યો. તે વેચી નાખી આપને ખબર આપવામાં આવશે. આજ ત્રણ દિવસથી કામકાજ બધું બંધ છે. આંહી હિન્દુ તથા મુસલમાન વચ્ચે ભારે તોફાન થયાના ખબર આપ પેપરથી વધુ વિગતવાર જાણી શકશો. આ તોફાને બહુ ગંભીર રૂપ પકડયું હતું; પણ સરકારે લીધેલા ભારે ચાંપતા ઉપાયથી બંધ પડી ગયું છે. હજી અઠવાડિઆ પછી કામકાજ શરૂ થશે એમ સર્વનું અનુમાન છે.

લી.
ગિરજાપ્રસાદ

હિન્દુસ્તાનના જાહેર કાર્ય કરનાર નેતાઓ અને સમર્થ વિદ્વાનો તેમજ વિચારકો માટે કલ્યાણભાઈ અંતરથી માન ધરાવતા, જેમકે જસ્ટિસ તેલંગના અવસાન સમયે કલ્યાણભાઈએ આ પ્રમાણે ઉદ્ગારો કાઢયા છે.—" Very

sad, a truly great man lost."

તા. ૨૨-૧૧-૯૩ ના રોજ રાજકોટમાં મુંબઇના ના. ગવર્નર સાહેબનું આગમન થવાથી પોતાને ત્યાં તેમ જ પોતાના ભાઇઓને ત્યાં સગાં સ્નેહીઓ આવેલા. આ તકનો લાભ લઇ કલ્યાણભાઇએ પોતાના પૂજ્ય મામાશ્રી બચ્ચુભાઈ તેમ જ વડીલ પિત્રાઇ બંધુ મુગટરામ બક્ષીના માનમાં પોતાને ત્યાં જમણ આપેલું. ઘણા લાંબા સમય પછી એવી નોંધ આવે છે કે સ્નેહીઓએ જોરે નિર્દોષ આનંદ અને ગોષ્ઠીમાં સમય ગાળ્યો. ભાગ્યે જ આવો ગોકઠો મળતો. પણ તેથી જ તેવા સમયે મીઠાશ અનુભવાય છે.

ઈ સ. ૧૮૯૩ ની આખર સુધી તેમ જ ઈ. સ. ૧૮૯૪ ના જાન્યુઆરીના પહેલાં બે અઠવાડિઆ પર્યંત કલ્યાણભાઇ વકિલાતના કામને અંગે ગોંડળ, મોરબી, વાંકાનેર, અમરેલી, ભાવનગર વગેરે સ્થળોએ ગએલા, અને ત્યાર પછી પોતાના બીજા પુત્ર હરિલાલનાં લગ્ન વઢવાણ મુકામે થનાર હોવાથી તે બાબતની તૈયારીમાં પડયા.

રાજકોટ મંડપારોપણનું મુહૂર્ત કર્યું. જમણવારો કરી અને પછી તા ૨૭-૧-૯૪ ના રોજ સવારના વર-પક્ષની જાન લઇ કલ્યાણભાઇ વઢવાણ આવ્યા. એક યોગ અનુકૂળ હતો કે તેમના મામાશ્રી બચ્ચુભાઇને ત્યાં ગાયત્રી પુરશ્ચરણ ઉજવાતું હતું, તેથી સ્વાભાવિક રીતે ભાણેજની જાનનો ભોજન પ્રબંધ ત્રણ દિવસ મામાને ત્યાં જ થયો. ગાયત્રી પુરશ્ચરણનો પ્રસંગ હોવાથી તો વર-પક્ષ ત્રણ દિવસ અગાઉથી આવેલ. લગ્નને આગલે દિવસ કલ્યાણભાઇ વઢવાણ કાંપમાં કોર્ટમાં કેસના કામ સબબ જઈ આવ્યા. તારીખ ૩૦-૧-૯૪ એ લગ્ન તિથિ હતી. તે જ દિવસ પોતાના સ્નેહીઓ ગિરધરભાઇ અને પોપટ આચાર્ય, સાળા બળવંતરાય, જ્યેષ્ઠ પુત્ર લાભશંકર અને ભત્રીજા છેલભાઇ લગ્ન સમારંભમાં ભાગ લેવા આવી પહોંચ્યા. લગ્ન વિધિની નિર્વિઘ્ને સમાપ્તિ થઇ. સ્નેહીઓ, પોતાના માતુશ્રી તેમ જ મામાશ્રીના કહેવાથી પોતાને ત્યાં સ્વસ્તિ-વાચનના મંત્ર બ્રાહ્મણો પાસે ભણાવ્યા. તા. ૧-૨ ૯૪ ના રોજ સાંજના કલ્યાણભાઇ, ગિરધરભાઇ, પોપટ આચાર્ય અને સાધુભાઇને વિદાયમાન આપવા વઢવાણ કાંપ સુધી ગયેલા. વેવાઇને ત્યાંના જમણ પૂરાં થયા પછી જાનને ઉતારે સગાં-સ્નેહીઓ સંભાવિત ગૃહસ્થોને જમણ

આપ્યું, તેમ જ વળતે દિવસ વરોઠીનું એટલે સમસ્ત નાગરી નાતનું ભોજન કર્યું. તા. ૮-૨-૯૪ ના રોજ કલ્યાણભાઇ જાન સાથે રાજકોટ આવી ગયા અને તા. ૯-૨-૯૪ ના દિવસથી જ વકિલાતનું કામ એક તરફથી શરૂ કર્યું. અને બીજી તરફથી લગ્ન પ્રસંગ ઉપર આવેલાં સગાં-સ્નેહીઓને માંડવ પહે ગમણી આપી, ( કપડાં આપ્યાં ). આ પ્રમાણે પોતાની ચડતી કળાના સમયમાં પુત્રનાં લગ્ન ધામધુમથી ઉજવ્યાં. વકિલાતનું કામ અને બીજી પ્રવૃત્તિઓ ફરી શરૂ થઇ ગયાં. અરઘટ્ટ ઘટિકા ચાલુ થઇ ગઈ. એક વાર કલ્યાણભાઇ લાઠી નામના ગામમા હતા ત્યારે એવું બન્યું કે એક કેસને અંગે અપીલ દાખલ કરવાની મુદત આવી પહોંચી તે કલ્યાણભાઇના લક્ષ બહાર રહી ગયું. સામાન્યતઃ પોતાનાં તમામ પ્રકારનાં કાર્યો વિષે ઘણી ચોકસાઇ રાખવાની ટેવ હતી પણ આ વખત મનમાં એવો જ ભ્રમ રહી ગયો કે અપીલ દાખલ કરવાને હજુ થોડા દિવસો બાકી છે થાપ ખાધી; ડાયરીમાં જોતાં બિલકુલ સમય ન હોતો તે સમજાયું. તેથી રાતો રાત બેસી લખાણ તૈયાર કરી ટપાલમાં રવાનાં કરવું પડયું. મુંબઇ ગયા પહેલાં એક મિત્ર-કાર્ય કરવાનું હતું તે સ્નેહ ભાવે કરી આપ્યું. આ મિત્ર તે રાવસાહેબ ભવાનીરાવ પિંગલે, તેઓ પ્રખર સંગીત શાસ્ત્રી હતા. વર્ષો સુધી તાલીમ લઇ સિતાર ઉપર અજબ કાબુ મેળવ્યો હતો. કાઠિઆવાડના તાલુકદારો, રાજાઓ, તેમને પોતાને ત્યાં બોલાવી સંગીતનો શોખ પૂરો પાડવા પડા પડી કરતા. અને તેમનો તરંગી મીજાજ નીભાવી લેતા. આ ભાઇએ સંગીત શાસ્ત્ર ઉપર અંગ્રેજીમાં એક પુસ્તક લખ્યું હતું. તે પુસ્તકની ભાષા સુધારવામાં, પ્રૂફ તપાસવામાં તેમ જ પ્રસ્તાવના લખવાના કાર્યમાં કલ્યાણભાઇએ તેમને પૂરો સાથ આપ્યો. ગવર્નમેન્ટ આ અને એવા બીજા અહેસાનો જીંદગીભર ભૂલ્યા નહિ. અને કોઇને ગાંઠે નહીં તેવા એ ભાઇથી કલ્યાણભાઇના કહ્યામાં રહેતા. ત્યાર પછી કલ્યાણભાઇ તાલુકદાર મંડળના પ્રતિનિધિઓ જોડે મુંબઈ ગયા. તે પ્રતિનિધિ મંડળ પોતાની ફરિયાદ રજુ કરવા ગવર્નર સાહેબને મળ્યું. કલ્યાણભાઇ તેમની વતી તેમનો કેસ સમજાવવા સાથે ગએલા.

મુંબઇમાં પોતાનો એક પુત્ર અને ભત્રીજો કોલેજમાં અભ્યાસ કરતા હતા. પણ પોતાના પુત્રની તબિયત નાદુરસ્ત રહેતી હોવાથી વૈદકીય સલાહ મુજબ કલ્યાણભાઇએ હવે તેમની અભ્યાસ-પ્રવૃત્તિ બંધ કરાવી. કલ્યાણભાઇ ભવિષ્ય કાંઇ થોડું જાણતા હતા! ભાઇ...ને અભ્યાસ છોડાવ્યો. તે ...

તેમણે પોતાના બીજા ભાઇ માટે ભીશે પાડયો અને એક વા બીજા કારણે કોઇ ભાઇ ઉચ્ચતર કેળવણી લેવા ભાગ્યશાળી ન નીવડયા. જો કે દરેક ભાઇ પોત પોતાના નિયત-કાર્ય પ્રદેશમાં પોતાની પ્રમાણિકતા, શકિત, બાહોશી, કર્તવ્યનિષ્ઠા, વગેરે પોતાના પિતાશ્રીના વારસા રૂપ ગુણોને લીધે સૌ કોઇ ઉપર સારી છાપ પાડી શકયા એ તો નિસંદેહ છે.

• •

મુંબઇથી આવી કલ્યાણભાઇ વકિલાતના કામને અંગે જુનાગઢ પોતાના સગા ભાઇ પ્રેમાભાઇને ત્યાં, પોરબંદર માધુભાઇને ત્યાં તેમ જ માંગરોળ જઇ આવ્યા. વળી ખાસ કમિશન દ્વારા પ્રભાસપાટણમાં કોમી હુલ્લડનો કેસ ચાલતો હતો અને તે કેસમાં પ્રખ્યાત બેરિસ્ટર જાર્ડીન આવેલ તેથી ખાસ તે કેસનું મુખ્યત્વે જાર્ડીનનું કામ જોવા પ્રભાસ ગયેલા. એમની જ્ઞાન પિપાસા તીવ્ર હતી જ.

પણ હવે વકિલાતની દોડધામ બંધ થવાનું ચોઘડીયું નજીક આવી રહ્યું હતું. જુનાગઢના ચકોર મંત્રીઓએ અને ખાસ કરી રા. રા. પુરુષોત્તમરાય ઝાલાએ જુનાગઢ-માંગરોળ કમિશનના સમયથી જ કલ્યાણભાઇની ઉચ્ચ શકિતઓ અને વફાદારી, પ્રમાણિકતા વગેરે લાયકાતો પારખી હતી. ઝવેરીએ હીરાને પારખ્યો અને તેને આખરે ઝડપ્યો ત્યારે જ તેને ચેન પડયું. ઇ. સ. ૧૮૯૪ ના મે માસમાં રાજકોટ મુકામે નાયબ-દિવાન અને ખરૂં જોતાં જુનાગઢ રાજ્ય અમલમાં કરતા કરાવતા શ્રી પુરુષોત્તમરાય ઝાલાએ કલ્યાણભાઈ જોડે મસલત કરી. છેવટ એમ ઠર્યું કે કલ્યાણભાઇએ જુનાગઢ રાજ્ય તરફથી ખડીઆ તાલુકદારો સામેનો કેસ માસિક રૂ. ૫૦૦ વકિલાતની ફી ના બદલામાં સ્વીકારી ચલાવવો. ફુરસદના સમયમાં ચાલુ વકિલાતનો ધંધો ચલાવવા કલ્યાણભાઇની સ્વતંત્રતા ચાલુ રહી, તેમ જ જુનાગઢ-માંગરોળના રાજ પ્રકરણી કેસમાં જુનાગઢ રાજ્ય સામે માંગરોળ તરફથી કલ્યાણભાઇ વકિલ તરીકે કામ કરતા તે કામ ચાલુ રાખવાની છુટ કાયમ રહી. આવી ઉદાર શરતોથી તા. ૧-૬-૧૮૯૪ થી કલ્યાણભાઇએ જુનાગઢના ખડીઆ એજન્ટ તરીકે ચાર્જ લીધો. હવે એક પ્રકારે વકિલાતનો ધંધો બંધ પડયો ગણાય. કલ્યાણભાઇને રફતે રફતે જુનાગઢ રાજ્ય તંત્રની મંત્રણામાં પુરુષોત્તમરાય ઝાલાએ ( રાયજી સાહેબે ) સામેલ કરવા માંડયા. આથી વકિલાતના સમયની સમાપ્તિ થઇ માનીને આંહી વિરમવાનું છે. હવે ફકત ત્રીજા વિભા-

ગમાં આ વકિલાતના સમય દરમ્યાન કલ્યાણભાઇએ જાહેર કાર્યોમાં ભાગ લીધેન તેમ જ સામાજીક સેવા બજાવેલ તેની સંક્ષિપ્ત નોંધ લેવાનું બાકી રહ્યું.

## વિભાગ ૩.

કલ્યાણભાઇને વકિલાતનું કામ ઘણું રહેતું તેથી ફાજલ સમય કમતી રહેતો. છતાં પણ જાહેર પ્રવૃત્તિઓમાં અવસ્ય ભાગ લેતા.

હિંદી રાષ્ટ્રિય મહાસભામાં પૂરો રસ લેતા. ઇ. સ. ૧૮૮૮ થી ૧૮૯૩ સુધીમાં રાજકોટની મહાસભા અંગેની સ્થાનિક પ્રવૃત્તિઓમાં સક્રિય ભાગ લેતા. કોંગ્રેસમાં મોકલવા ડેલિગેટો ચૂંટવા વગેરે કામગીરી સંબંધ સભા ભરવા ગોંડળ રાજ્યનો ઉતાગનો વપરાશ કરવાની પરવાનગી કલ્યાણભાઇએ જ મેળવી આપી હતી. વિર્લાયતમા કોંગ્રેસનું વાજિંત્ર ' ઇન્ડિઆ ' નામનું સાપ્તાહિક નીકળતુ તેના ગ્રાહક હતા. સ્થાનિક ફંડ–ફાળા ઉઘરાવવાની તેમ જ પ્રતિનિધિઓ ચૂંટી મોકલવાની પ્રવૃત્તિમા પણ આગેવાની લેતા. વકિલ મંડળની કામગીરીમાં તેમ જ બીજી કોઇ પણ પ્રકારની જાહેર પ્રવૃત્તિમાં મંત્રી દરજ્જે અગર સભ્ય તરીકે અગર સલાહકાર તરીકે ખરા દિલથી કામ કરતા. "નાગરો અને વાળા કાળાનો કારભાર" એ પ્રકરણમાં શરૂથી અંત સુધી તેમણે મુખ્યતઃ કામ કર્યું હતું. ખરું જોતાં એ કામને અંગે તેમને જાહેર કાર્ય કરવાની સરસ તાલીમ મળી તેમ તેમની આવાં કામો પાર પાડવાની શકિતની સૌ કોઇને પિછાન થઇ. આ પ્રકરણ સંબંધી વિગતવાર અહેવાલ એક ચોપાનીયાં દ્વારા જાહેરમા મુકાએલ છે. સંક્ષિપ્ત સાર એ છે કે જેતપુરના રા. પ્રાણશંકર શિનશંકર માંકડને કાળાવાળા દરબારે પોતાના કારભારી તરીકે પસંદ કર્યા અને તેની મંજુરી માટે પ્રાન્ત સાહેબ ઉપર લખાણ કર્યું. પરંતુ સોરઠ પ્રાંત સાહેબે એ ગૃહસ્થ નાગર હોવાથી બહાલી અપાશે નહીં એવું જણાવ્યુ. આ તો આખી જ્ઞાતિ ઉપર તદ્દન ગેરવાજબી આક્ષેપ ગણાય. તેથી તે દૂર કરાવવા કલ્યાણભાઇએ રાજકોટમાં એક સમિતિ સ્થાપી અને તે સમિતિના મંત્રી તરીકે જબ્બર ઝુંબેશ ઉઠાવી. મુંબઇ, સુરત, અમદાવાદ, ભાવનગર, જુનાગઢ, જામનગર વગેરે તમામ સ્થળોની સ્થાનિક નાગર જ્ઞાતિના આગેવાનોને ઢંઢોળી જાગ્રત કર્યા. મુંબઇ વગેરે સ્થળોનો સરસ સહકાર મળ્યો. ઑનરેબલ રા. બ. ઝવેરીલાલ યાજ્ઞિકે તો શરૂથી છેવટ સુધી પ્રોત્સાહન અને કિંમતી સલાહ નિઃસંકોચપણે આપેલ. તેમણે જરૂર પડે તો હિંદી વઝીર સુધી આ પ્રકરણ રજુ કરવા નિશ્ચય કર્યો હતો. પરંતુ પ્રાંત સાહેબના ઉપરી અધિકારીએ એવો

ખુલાસો કર્યો કે નાગર જ્ઞાતિ તરીકે કોઇ પણ જાતનો આક્ષેપ મુકવાનો જરા પણ ઇરાદો નથી. તે તાલુકામાં નાગરોની સંખ્યા નોકરો તરીકે વિશેષ હોવાથી અન્ય જ્ઞાતિના કોઈ લાયક ગૃહસ્થને કારભારી તરીકે પસંદ કરવા પ્રાંત સાહેબની સૂચના હતી. આ પ્રમાણે જ્ઞાતિ પ્રત્યેનો આક્ષેપ દૂર કરાવ્યો.

ઐહિક જીવનની દૃષ્ટિએ ઉચ્ચ કોટિનાં ગણાય તેવાં ૭ વર્ષ વકિલાતના સ્વતંત્ર ધંધામાં ગાળી કલ્યાણભાઇએ ફરી નોકરી રૂપી ધોંસરી ધારણ કરી. ભવિષ્યની કારકિર્દીનાં વિવેચનમાં આગળ વધ્યા પહેલાં વીતેલાં ૭ વર્ષના ગાળા ઉપર દૃષ્ટિપાત કરી લઇએ. ગોંડળ રાજ્યની નોકરીમાં માસિક રૂ. ૨૦૦ મળતા તેના કરતાં વકિલાતની સરેરાશ માસિક કમાણી સારા પ્રમાણમાં વિશેષ થઇ એ તો નિઃશક વાત છે. એટલું જ નહીં પણ વકિલાતના સમયમાં જે આવક મળી તેથી વિશેષ આવક ભવિષ્યમાં કલ્યાણભાઇ પ્રાપ્ત કરી શક્યા ન હોતા. એ તો વકિલાતની મુંગી કમાણી ! તેમ હજુ પોતાનો કુટુંબ વિસ્તાર બહુ પથરાયો ન હોતો. ફક્ત એકજ પુત્રના કોલેજના અભ્યાસનું ખર્ચ એક વર્ષ માટે ઉઠાવવું પડયું. બે પુત્રના લગ્ન પ્રસંગો અને ચાર પુત્રોના જનોઇના પ્રસંગો આ ગાળામાં વીતી ગયા. પરંતુ હજુ શાખાઓમાંથી ઉપશાખાઓ ફુટી ન હોતી. એક પૌત્રનો જન્મ થયેલો તેથી ૩૪ વર્ષની વયમાં કલ્યાણભાઇ દાદાજી થયા હતા. પણ આગળ ઉપર જે કુટુંબ વિસ્તાર થવાનો હતો તેના પ્રમાણમાં આ તો કાંઈ વિસાતમાં ન ગણાય. વળી હજુ મોટા હોદ્દાની રૂએ વિશેષ ખર્ચ રાખવો પડે તેવી પરિસ્થિતિ થઈ ન હોતી; તેથી વકિલાતના ગાળામાં કલ્યાણભાઇ જે પ્રમાણમાં ધન બચાવી શક્યા તેટલા પ્રમાણમાં પછીનાં વર્ષોમાં ન હોતા બચાવી શક્યા. નોકરીનું બંધન ન હોતું. તેથી પ્રસંગોપાત જાહેર પ્રવૃત્તિમાં સક્રિય ભાગ લઈ શકતા. આ જ અરસામાં સ્થાનિક પ્રવૃત્તિઓમાં ભાગ લેવા ઉપરાંત આખા દેશની સર્વ પ્રકારની પ્રવૃત્તિઓમાં ઊંડો રસ ધરાવતા થયા. કાયદાનાં પુસ્તકો ઉપરાંત ઇતર વિષયોનાં અંગ્રેજી તેમ જ ગુજરાતી પુસ્તકો પણ વાંચતા. સિદ્ધાંત સાર, સરસ્વતીચંદ્ર ભા. ૧ લો અને ભાગ બીજો પણ તેમણે આ સમયમાં વાંચેલા. તેમ કોઇ સારો વિદ્વાન અગર તત્વવેત્તા કે ખાસ વિષયનો નિષ્ણાત આવી પડે તો તેવાઓનાં ભાષણો સાંભળવા ઉપરાંત અંગત મુલાકાત લઇ તેમની જોડે ચર્ચા કરતા અને, જ્ઞાન ભાથું વધારતા. જીવન-પ્રવાહ જાણે અસ્ખલિત યોગ્ય માર્ગે વહેતો હતો. પણ આખરે તો બિચારા મનુષ્યનો જીવન-પ્રવાહ ! વચ્ચે ખડકો અને એવાં આવરણો ન જ આવે એવું કદી બનવા પામ્યું છે ? કયા મનુષ્યનું જીવન-રૂપી

આકાશ તદન નિર્મળ અને નિરભ્ર રહ્યું છે ? આ જ સમયના છેવટના ભાગમા કલ્યાણભાઇના જીવનને જે પહેલે તીવ્ર ફટકો પડયો તે તેમના પરમ મિત્ર અનંત પંડિતનું ભર યુવાનીમાં મૃત્યુ. એટલું જ નહિ, ટુંક સમયમાં જ પડવાની ભારે આફતના ઓળા પથરાઇ ગયા હતા. તેમના સગાભાઇ પ્રેમાભાઇની તબિયત બે વર્ષથી લથડી હતી અને કયારે શું થશે એવો ઊંડો ભય કલ્યાણભાઇના હૃદયમા પેસી ચૂકયો હતો. ઐહિક ઉત્કર્ષ એ તો મનુષ્ય જીવનનું એક જ અંગ ગણાય. મનુષ્યનો જીવન પ્રવાહ જન્મ જન્માન્તરમાં વહ્યા કરે છે એ સ્વીકારની સાથે જ મનુષ્યનો આધ્યાત્મિક ઉત્કર્ષ આવશ્યક બને છે. અને આપણુ અદષ્ટ કોઇ અગમ્ય પ્રકારે એ ઉત્કર્ષ સાધે છે એવી. પ્રતીતિમાં ઐહિક આપત્તિઓને સમયે આશ્વાસન આપનારું તત્વજ્ઞાન રહ્યું છે.

સારાંશ એ કે આ મધ્યાન્હકાળ એ તો ભવિષ્યના જીવનનાં એકાદ પગથીયાં રૂપ હતો. આજ જીવનમા આગળ ઉપર કલ્યાણભાઇને અનેક મુશ્કેલ કાર્યો કરવાનાં હતા. અનેક દૈવી અને દુન્યવી આપત્તિઓમાથી પસાર થવાનું હતું, અને એ રીતે ઘડાવાનું હતું. એ ઘડતરની પૂર્વ–તૈયારી રૂપ આ ૭ વર્ષનો ગાળો કહી શકાય.



# પ્રકરણ સાત

## ભરતી–ઓટ



ઇ. સ. ૧૮૯૪ જુન તા. ૧ લી ના રોજ કલ્યાણભાઇએ જુનાગઢ આવી વકિલાતની ફીની અવેજીમાં માસિક રૂ. ૫૦૦ ની રકમ સ્વીકારી "ખડીઆ એજન્ટ" તરીકેનો ચાર્જ લીધો. આથી તેમની 'છુટ વકિલાત'માં ઓટ થવા માંડી અને રાજ્યમાં ઉચ્ચ હોદ્દા પર આવવાની દિશામાં પ્રગતિ થવા માંડી. આંહી "વકિલાત" એ નામનું પ્રકરણ બંધ કર્યું, એનો અર્થ એવો નથી સમજવાનો કે છુટ વકિલાત હવે સદંતર બંધ થઇ. હજુ અગાઉથી ચાલતા કેસો, અપીલો વગેરે ચાલુ હતાં, અને નવા કેસો પણ અમુક પ્રમાણમાં સ્વીકારતા. વકિલાતની ઓટની શરૂઆતમાં તો વકિલાતનું કામ વધારે પ્રમાણમાં હોય, પણ ઉત્તરોત્તર તે ઘટતું જાય! જેમ કૃષ્ણપક્ષમાં ચંદ્ર શરૂઆતમાં મોટો જણાય છે પરંતુ દિવસે દિવસે તે ક્ષીણ થતો જાય છે તેથી તે સમય ચંદ્રની ઉતરતી કળાનો ગણાય છે તેમ.

જુનાગઢ આવી પ્રકૃતિ અનુસાર કલ્યાણભાઈ તો પોતાને સોંપાએલ કામમાં પ્રવૃત્ત થઇ ગયા. ખડીઆ એજન્ટ તરીકે કલ્યાણભાઇનું કામ જુનાગઢ રાજ્ય તરફથી તે જ રાજ્યની રાજપ્રકરણ કોર્ટમાં કેસ ચલાવવાનું હતું. ખડીઆ તાલુકદાર તરફથી જે વકિલ હોય તે સામા પક્ષમાં ગણાય. કલ્યાણભાઈ તો કામમાં તલ્લીન બન્યા પણ તેમની જુનાગઢની રહેણાકની શરૂઆતમાં જ

મહાન કૌટુંબિક આફત આવી પડી. પહાડ જેવી મુશ્કેલીઓ સમક્ષ સામાન્ય માણસો હતાશ થઇ જાય અને દબાઇ જાય. પરંતુ તેવી જ પરિસ્થિતિમાં અસામાન્ય મનુષ્યોની ખરી શક્તિઓ વધારે અને વધારે વિકસે છે. આ વિધાન ઘણે અંશે કલ્યાણભાઇને પણ તેમના જીવનના બનાવોને અંગે લાગુ પડે છે. પોતાના પરમ મિત્ર અનંત પંડિતનું અકાળ દુ:ખદ અવસાન થયાને એક વર્ષની મુદત પણ હજુ વીતી ન હોતી તેટલામાં તો તેમનો વચેટ ભાઇ પ્રેમાભાઇની અતિ ગંભીર માંદગીના ઓળા પથરાયા, તેમને અર્શના વ્યાધિનો જીવલેણ ઉથલો આવ્યો. આ સમયે તેઓ પણ જુનાગઢમાં જ તે રાજ્યની નોકરીમાં હતા. કલ્યાણભાઇએ " ખડીઆ એજન્ટ " તરીકે ચાર્જ લીધો ત્યાર પછી બે અઠવાડિઆ બાદ પ્રેમાભાઇના મંદવાડ બાબતની નોંધ પોતાની ડાયરીમાં લેવાની શરૂઆત કરેલી છે. અને પ્રેમાભાઇના અવસાન પર્યંત ટૂંકી ટૂંકી નોંધ ડાયરીમાં ચાલુ રહે છે " પ્રેમાભાઇને ફરી અર્શમાંથી લોહી પડવા માંડ્યું તેથી તેમની સાથે હું ડો. ત્રિભોવનદાસ પાસે આજે ગયો. " અઠવાડિઆ બાદ ફરી નોંધ છે કે " પ્રેમાભાઇની હાલત વધારે ખરાબ છે. " હવે તો કલ્યાણભાઇની ચિંતા વધી. મદદનીશની જરૂર જણાઇ તેથી માધુભાઇને બોલાવ્યા. દરમ્યાન ડાકટરને બદલે હકીમની દવા શરૂ કરેલી.

તા. ૨૫-૬-૯૪ ના રોજ તો લાગણીની મૂર્તિ સમા માધુભાઇ આવી પહોંચ્યા. ત્યાર પછીની ડાયરીની નોંધ જાણે આશા નિરાશાં વચ્ચે ઝૂલે છે. એકાદ દિવસ " આજે પ્રેમાભાઇને કસર ઓછી છે. " એવી નોંધ હોય તો વળી " પ્રેમાભાઇને આજે વધારે તકલીફ છે " એવી નોંધ આવે. ફરી એક મૌલવીની દવા શરૂ કરી. પહેલા તો મૌલવીની દવાથી લોહીના સ્ત્રાવમાં ઘણો ઘટાડો જણાયો પણ " તુટી તેની બુટી નહિ " તે પ્રમાણે પેટ ચડવાની તકલીફ અને તાવનો વ્યાધિ લાગુ થયાં. પ્રેમાભાઇ પોતે હવે વિશેષ બેચેન થવા માંડયા. તા. ૩-૭-૯૪ ના રોજ તેમની તબિયત જોવા પ્રેમાભાઇ તરફ પોતાના પુત્રવત સ્નેહ ધરાવનાર જુનાગઢ રાજ્યના દિવાન હરિદાસભાઇ જુનાગઢના મંત્રી મંડળ સહિત આવેલા. આફત આવે ત્યારે ચોતરફથી આવે છે એવો જાણે ક્રુર વિધિનો નિયમ જણાય છે. પ્રેમાભાઇની ખરેખરી ચાકરી કરી શકે એવાં અને જેની શુશ્રુષાથી દુઃખ અરધું ઓછું થઇ જાય તે તેમનાં પત્ની આ જ સમયમાં સુવાવડમાં હતાં. હજુ સાત જ દિવસ પહેલાં તેમણે પુત્રને ( રામભાઇને ) જન્મ આપેલો. જો કે સુવાવડના તાજા સમયમાં આઠ દિવ-

સની અંદર પણ મા. નાની બેન કોઇનું ગણકાર્યાં વગર ચાકરી કરવામાં ભાગ લેતાં જ. છતાં એ તો ખરૂં જ છે કે કમનશીબે ખરે વખતે પ્રેમાભાઈની સેવા ચાકરીનું મુખ્ય અંગ ખોટકયું. પછી તો મંદવાડ ઘેરાવા લાગ્યો, નબળાઇ પણ વધતી જ ગઇ. તા. ૬–૭–૯૪ નો દિવસ અપશુકનીઆળ નીકળ્યો. યમ-ગજાનો ઘંટ વાગવા લાગ્યો. પણ આવી પળોમાં વારંવાર બને છે તેમ તે જ દિવસે ડાકટર સહિત બધા છેતરાયા. વડીલ ભાઇ લક્ષ્મીશંકરભાઈ તે જ દિવસ સવારના રાજકોટથી આવી ગયા હતા. બહારગામથી તુરતના જ આવેલા ડૉ. ત્રિભોવનદાસે સાંજના ચાર વાગતાં મકાન પર આવી પ્રેમાભાઇને તપાસ્યા. તેમના અભિપ્રાય મુજબ તાત્કાલિક ભય જેવું કાંઈ જણાયું નહીં. આથી જરા રાહતનો દમ ખેંચી કલ્યાણભાઇ વડીલ ભાઇ સાથે એક ગૃહસ્થને મળવા બહાર નીકળ્યા. પણ તુરત જ માધુભાઇએ પાછળ નોકરને દોડાવ્યો અને કહેવ-રાવ્યું કે પ્રેમાભાઈને અંતિમ સ્વાસ ઉપડયો જણાય છે. તુરત જ વડીલ ભાઈ માધુભાઇને પડખે રહેવા ઘેર આવી પહોંચ્યા અને કલ્યાણભાઇ હકીમને બોલાવવા ગયા. હકીમ સાથે કલ્યાણભાઇ આવી પહોંચતાં તેમણે જોયું કે હવે સ્થિતી તદ્દન નિરાશાજનક છે. આશાનું એક પણ કિરણ દેખાયું નહિ; છતાં પણ ડાકટરે આવી કાંઇ દવા અજમાવી; પણ હવે બધાં વ્યર્થ ફાંફાં હતા. થોડી જ ક્ષણો બાદ પ્રેમાભાઇનો પુણ્યશાળી પવિત્ર આત્મા અકાળે શરીર રૂપી પિંજરામાંથી ઉડી ગયો. તારથી ખબર આપતાં રાજકોટથી કલ્યાણભા-ઇનાં મોટાં ભાભી અને પ્રેમાભાઈના મોટા સાળાના પત્ની આવી પહોંચ્યાં. પરિસ્થિતિ વિષમ હતી. આકરી કસોટી એ હતી કે અમારાં કાકી મા. નાની બેનને સુવાવડ પ્રસંગ આવ્યાને માત્ર તેર જ દિવસ થયા હતા. તા. ૯–૭–૯૪ ના રોજ એટલે સુવાવડના ચૌદમા દિવસે બધાં ભર વરસાદમાં રાજકોટ આવ્યાં. ક્રુર વિધિ છેવટ સુધી નિર્દય રહ્યો.

કોણ કોણ સગાં બહારગામથી આવ્યાં, કયે કયે સ્થળેથી આવ્યાં, કેટલા દિવસ કોણ રહ્યું એ બધી વિગત આપણે છોડી દેશું.' કલ્યાણભાઇનાં માતુશ્રીનું કલ્પાંત અતિ દારૂણ હતું. તે સમયે આઠ વર્ષની મારી વય હોવા છતાં મારા સ્મરણ પટ ઉપર પણ તે દશ્ય કોતરાઇ ગયું છે; ઉઠમણું વીત્યું તેમ જ "દશાહ" થી શરૂ કરી "તેરમા" સુધીની સદ્દગતની શ્રાદ્ધક્રિયા થઇ ગઇ. દેહાન્ત પછીના ચૌદમા દિવસથી આ સમજુ ભાઇએ અને તેનાં શાણાં કુટુંબે શોક પાળવા નિમિત્ત ચાલુ પ્રકારનો ખોરાક ( ઘઉં વગેરે ) બંધ કરેલો

તે ફરી હંમેશનાં ક્રમ મુજબ શરૂ કરવાનું ઠરાવ્યું. કલ્યાણભાઇનાં માતુશ્રી હયાત હોવા છતાં તે જમાનામાં આટલા ટૂંક સમયમાં આવો અમલ કર્યો તે જોતાં બક્ષી કુટુંબ જમાનાના પ્રમાણમાં પ્રગતિશીલ હતું એમ જણાય છે. અવસાન બાદ સોળમા દિવસથી તો કલ્યાણભાઇએ પોતાના ધંધાનું કાર્ય શરૂ કરી દીધું. દારૂણ શોકના પ્રસંગમાં કલ્યાણભાઇ આવો જ ક્રમ રાખતા. જેમ બને તેમ જલદી કામમા મનને પરોવવું એ તેઓ યોગ્ય ધારતા વળી કાર્યની ગતિ તો અસ્ખલિત છે અને " એક જાય દુજે ફીર આવે કાર્યકી જ્યોત સદા જલ જાયે " એવી રઘુકુળની પ્રણાલિકાનું રહસ્ય કલ્યાણભાઇ સમજ્યા હતા અને તે મુજબ તે સુત્રનો અમલ કરતા.

કલ્યાણભાઇને આ બનાવથી કેવો આઘાત થયો હશે ? અનંત પંડિતનાં અવસાન પ્રસંગે થોડા શોકોદગાર ડાયરીમાં નોંધાયા છે. તેમજ ઇ. સ. ૧૯૧૭ માં પોતાના પુત્ર હરીભાઈનું અકાળે અવસાન થયું ત્યારે પણ ડાયરીમાં તેમ જ પત્રો દ્વારા પોતાને થયેલ દારૂણ દુ:ખની લાગણી વ્યક્ત કરી છે. પરંતુ પ્રેમાભાઇના મૃત્યુના દિવસથી માંડી મહિનાઓ સુધી આ બાબતમાં પોતાને થયેલ શોકની લાગણી સંબંધી એક હરફ પણ નોંધ્યો નથી. એ શું કહેવાય ? અમારૂં નમ્ર માનવું એવું છે કે આ ત્રણે અવસાનોથી તેમને સખ્ત આઘાત થયેલો એ તો નિ:સંશય પણ સૌથી વિશેષ ફટકો પ્રેમાભાઇના મૃત્યુની અસરનો તેમને વાગ્યો જણાય છે. શોકથી મન એવું દિગ્મૂઢ થઇ ગયું હશે કે તે વિશે લાગણી શબ્દો દ્વારા વ્યક્ત કરી શકયા નહીં. આ અવસાન પછી થોડા માસ પર્યંતની તેમની નીરસ જીવનચર્યા પણ એ જ અનુમાનને ટેકો આપે છે

સદગત પ્રેમાભાઇનાં પત્ની મા. નાની બેનની ઇચ્છા મુજબ અમારા ઘરની જોડા જોડના ભાગમાં પ્રેમાભાઇના કુટુંબની રહેણાક રાખી. ઘરની બહાર નીકળ્યા વગર અંદરથી જ જઇ આવી શકાય તેટલા માટે બે ઘરની દીવાલો વચ્ચે બારણું પાડયું હતું. અને તે કુટુંબના નિભાન માટેની વ્યવસ્થા બાઇઓએ અંદર અંદર સમજી કરી લીધી. પ્રેમાભાઇના બાળકોની દેખરેખ વગેરે બાબતમાં ખુદ પ્રેમાભાઇના મોટા પુત્ર રા. રા ભાઇશ્રી મૂળવંતરાયના જ શબ્દો અાંહી ટાંકવા યોગ્ય ગણાશે. તેમણે કલ્યાણભાઇનાં જીવનને લગતી હકીકતનું ટાચણ તૈયાર કરેલ છે તેમાથી આ અવતરણ લેવામાં આવ્યું છે. જો કે તેમના હમેશના ઉદારભાવથી પોતાના કાકાઓ તેમ જ પીત્રાઇ ભાઇ-ઓએ બજાવેલ કર્તવ્યને ખુબ જ ઉંચી કક્ષાએ મુકેલ છે તો પણ તે ફકરા

ઉપરથી આ કુટુંબનો સંપ અને એક બીજા પ્રત્યેની લાગણી કેવાં પ્રકારનાં હતા તેનો સ્પષ્ટ ખ્યાલ આવશે. " કલ્યાણભાઇથી નાનાભાઈ પ્રેમશંકરનું તા. ૬–૭–૧૮૯૪ ના રોજ મૃત્યું થયું. પોતાના કુટુંબમાં આ પડેલો અને અતિ દારૂણ આઘાત બન્યો પોતાના માતુશ્રી, મામા વગેરે બધાંને વજ્રપાત થયો. પ્રેમશંકરના વિધવા અને બાળકોને ( ૨ પુત્ર અને ૧ પુત્રીને ) ચારે ભાઇઓએ અને ખાસ કરી કલ્યાણભાઇએ તથા માધુભાઇએ પદર વર્ષ એટલી લાગણી અને પ્રેમથી ઉછેર્યાં, અને એવી યુકિતથી તેમની સંભાળ રાખી કે તે કુટુંબ પરાશ્રિત છે, લાચાર છે, તેનું ભાન સરખું પણ દુનિયાને ન થયું. અને ચારે ભાઇઓના પુત્રોએ પણ પ્રેમશંકરના બાળકો એ પોતાના સહોદર જ છે તેવી પ્રેમવૃત્તિ અને અનન્ય ભાવ કાયમ જ રાખ્યા. " આ હૃદયવિદારક બનાવ પછી થોડા મહિના સુધી ડાયરીની નોંધ ઓછી પાતળી રહી છે તેથી કલ્યાણભાઇનુ મન પૂરૂ સ્વસ્થ હજુ થયુ ન હોતું તેવો ભાસ થાય છે. અને તે સમયમા જુનાગઢનાં એક અવસાનની નોંધ લેતા પોતાના હૃદયનો ભાવ દર્શાવવા લખાય છે કે "That life is but a bubble, is true" "એ તદ્દન સાચી વાત છે કે જીવન ફક્ત એક પરપોટા જેવું છે. " મનની આ જ્ઞાનિમય દશા દરમ્યાન એક વાત મનગમતી બની તે એ કે પોતાના ભાઈ માધુભાઇ જુનાગઢ રાજ્યની નોકરીમાં રૂ. ૨૦૦ ના માસિક પગારથી જોડાયા. તે સમયે બેરિસ્ટર ફીરોજશાહ મહેતા જુનાગઢમા ન્યાયખાતાના વડા તરીકે થોડા સમય માટે ન્યાય પદ્ધત્તિ સંગીન પાયા ઉપર લાવવા ખાતર નીમાયા હતા, અને તેમણે જ માધુભાઇને ઉના મહાલમા નીમ્યા. કલ્યાણભાઇ તો મનનો શોક દબાવવાના કામમા વિશેષ મશગુલ રહેતા જુનાગઢમાં બે નાગર કુટુંબો વચ્ચે ઘરમેળે સમાધાન કરાવ્યું. તેમ જ ખડીઆ ઇનામદાર અને જુનાગઢ રાજ્ય વચ્ચે સમાધાન કરાવવા ખાતર મુદ્દાઓ તૈયાર કરવામા પુષ્કળ શ્રમ લીધો.,

આ બાબતમા તેમને નાયબ દિવાન રાયજી સાહેબનો પૂર્ણ સહકાર હતો. ઉપરાત વકિલાતના કાર્યને અગે બહારગામ જવા આવવાનું થયા કરતુ હ્તું ઇ. સ ૧૮૯૪ ના અંત ભાગમાં પોતાના બે હિતસ્વીઓ બારિસ્ટર–ફિરોજશાહ મહેતા અને મે હરિદાસભાઈ–જુનાગઢ રાજ્યની નોકરી છોડીને જવાના એ બાબતનો નિર્ણય થઇ ગયો. બેરિસ્ટર ફિરોજશાહ મહેતા તો વધારે સમય જુનાગઢ રાજ્યમા પુરાઇ રહે એ અશક્ય જ ગણાય, હરિદાસભાઇને એકાદ બાબતમા કાઠિઆવાડ એજન્સીની ઓફિસ જોડે તીવ્ર મતભેદ થયો અને તેથી આખરે આ નિડર, પ્રમાણિક, સિધ્ધાંતી પુરુષે રાજીનામું ધરી દીધુ ઇ સ

૧૮૯૫ ની શરૂઆતમા શ્યામજી કૃષ્ણવર્મા દિવાન તરીકે આવ્યા પાછળથી ફ્રાન્સ અને સ્વીટઝરલેન્ડમા રહેનાર એક સમાજવાદી વિપ્લવવાદી તરીકે તેઓ ઘણા વર્ષ સુધી પ્રખ્યાત હતા આ નવા દિવાન આવ્યા તે પહેલા પણ કલ્યાણભાઇ પોતાના નિયુક્ત કામ ઉપરાત જુનાગઢ દિવાન ઓફિસ તરફથી રાજકોટ એજન્સી તરફ મોકલવામા આવતા અગ્રેજી પત્રો, ચિઠીઓ, માગીઓ વગેરેના મુસદાઓ કરી આપતા ખાસ કરીને બારખલી અને માપણી ખાતા માટે એજન્સી તરફથી એક અગ્રેજ અમલદાર આવેલ તેની જોડે કામ લેવામા કલ્યાણભાઇ ઘણા ઉપયોગી થઇ પડયા આ અગ્રેજ અમલદાર તદ્દન બીનઅનુભવી હોવાથી બગતા હુકમો કાઢતો. જો તેના હુકમનુ પાલન રાજ્ય તરફથી ન થાય તો એજન્સીમા ફરિયાદ જાય, અને ત્યાથી વળી શુ ફરમાન છુટે તે કહી શકાય નહિ, અને જો હુકમનુ પાલન કરે તો રાજ્યના સ્થાપિત હકકો ડુબે કલ્યાણભાઇમા પોતાનો વ્યાજબી કેસ સરસ રીતે સમજાવવાની શકિત નૈસર્ગિક હતી જ, ઉપરાત તેમણે ખતથી તે શકિત ખૂબ જ કેળવી હતી સત્યના માર્ગથી વિચલિત ન થવુ છતા ધાર્યું કામ પાર પાડવુ એવુ બની શકવુ વિરલ છે, પણ કલ્યાણભાઇને તો ખુશામત કરવી નહી, ખોટુ દબાણ લાવવુ નહિ અણુઢકનો લાભ આપી કામ પાર પાડવુ નહિ, એવો અડગ નિશ્ચય હતો તેથી જ ધીરજથી એક વખત ન સમજી શકે તો બીજી વખત પ્રયાસ કરી પોતાનુ વકતવ્ય સામા માણસના મન ઉપર બરાબર ઠસાવવામા તેઓ ઘણે ભાગે ફાવતા તેમ છતા આટલા સતત ખતપૂર્વક કરેલા પ્રયાસને અતે કદાપિ ફળીભૂત ન થવા તો આપણે આપણી ફરજ બજાવવી છે, પરિણામનો આધાર બીજી અનેક ઘટનાઓ જેના ઉપર આપણો કાબુ નથી હોતો તે વિધિના ઉપર અવલબી રહે છે, એમ સમજી આશ્વાસન લેતા તે મુજબ તેમને સર્વે ખાતાના પેલા અગ્રેજ અમલદારના એક હુકમ માટે વિરોધ કાયમ રાખીને ( અડર પ્રોટેસ્ટ ) અમુક અશમા તેનુ પાલન કરવા રાજ્યને સલાહ આપી દરમ્યાન તે સબધી ખુલાસાવાર લખાણો રાજકોટ એજન્સી તરફ મોકલી આપ્યા તેમ જ તે અમલદારને રૂબરૂ મળીને પરિસ્થિતીની સમજણ પાડી એક વખત કલ્યાણભાઇએ સાચી વાત તરત ગ્રહણ કરનાર રાયજી સાહેબને કહેલુ કે "ઘણી વખત આપણે અગાઉથી માની લઇએ છીએ કે અમુક એજન્સી અમલદાર આપણા માટે વિરૂદ્ધ અને પ્રતિકૂળ અભિપ્રાય ધરાવે છે એટલુ જ નહિ, તેવુ માની લઇને આપણે જ તેની જોડે વિરોધ કરવાની પહેલ કરી આપણા કામને નુકશાન પહોચાડીએ છીએ મે તો એજન્સીમા બી—પાસે જે જે

માગણીઓ દલિલપૂર્વક કરેલી તે મંજૂર રહી હતી. વગેરે. "

આ પ્રમાણે કલ્યાણભાઇ કામ ચલાવી રહ્યા હતા તેવામાં નવા દિવાન સ્વામજી કૃષ્ણવર્માએ આવી ચાર્જ લીધો. તે વખતની રૂઢિને મુકાબલે તેમનો શરૂઆતનો શિષ્ટાચાર કલ્યાણભાઇને વધારે પડતો નવીન અને પાશ્ચાત્ય જણાયો હશે: કારણ કે ડાયરીમાં એવી નોંધ છે કે " નવા દિવાનની રૂબરૂ બધા અમલદારોને બોલાવી સામસામી બે હારમાં ઊભા રાખવામાં આવ્યા. અને પછી નિવૃત્ત થતા દિવાન હરિદાસભાઈએ એક પછી એક બધાની ઓળખાણ પડાવી. અને જેનું નામ બોલાતું જાય તે નમન કરી વિદાય થઈ જાય." નવા દિવાને કલ્યાણભાઇને તેમનાં કામ ઉપરાંત બે અમલદારો રજા ઉપર જવાથી બીજી બે કોર્ટનો ચાર્જ લેવા હુકમ આપ્યો. કલ્યાણભાઇએ ચાર્જ તો લીધો પણ સખત લેખિત વિરોધ દર્શાવ્યો. રૂબરૂ બોલાવતાં કલ્યાણભાઇએ તેમને સમજાવ્યુ કે " હુ કાંઈ જુનાગઢ રાજ્યનો ધોરણસરનો નોકરી કરનાર અમલદાર નથી: પણ દરરોજની ફી ના ધોરણને બદલે માસિક બાંધેલ ફી લઇ જુનાગઢ રાજ્ય તરફથી અમુક કેસો ચલાવનાર વકિલ છું. " નવા દિવાને કહ્યું કે, " મારે તમને રાજ્યના ધોરણસર અમલદાર બનાવવા વિચાર છે તો તમે ભલે નવી શરતો રજુ કરો " બીજે દિવસ કલ્યાણભાઇએ ચીઠી લખી મોકલી કે હું જુનાગઢ રાજ્યમાં રોતસરના અમલદાર તરીકે જોડાવા ખુશી નથી. એમ તો જણાય છે કે નવા દિવાને કલ્યાણભાઇની શકિત પીછાણી હતી. કારણ દિવાન સાહેબ રાજકોટ પોલિટિકલ એજન્ટને મળવા જતા ત્યારે ઘણી ખરી વાર કલ્યાણભાઇને સાથે લઇ જતા તેમ જ મંત્રી મંડળ સાથેની અગત્યની મંત્રણામાં પણ કલ્યાણભાઇને બોલાવતા અને તેમનો અભિપ્રાય જાણવાને ઉત્સુક રહેતા નવા દિવાને વધારાની ધુંસરી નાખી તો પણ છુટ વકિલાતનું કામ પણ વારંવાર ડોકીયાં કર્યા કરતું. કોઈ વાર ગોંડળ જતા, તો કોઇ વાર વાંકાનેર, રાજકોટ વગેરે સ્થળે જવાતું થતું. અને એક વાર તો માંગરોળ પોરબંદર જમા કેસનાં કામને અંગે બેરિસ્ટર વાડીયાની મદદમાં મોરબીથી વવાણીયા થઈ છેક ખારીવાવ જવાનું થએલું; પણ ખારીવાવ ગયા પહેલાં તો કલ્યાણભાઈની સ્વમાનવૃત્તિની કસોટી થઈ જાય તેવો કિસ્સો બની ગયો. વાત એમ હતી કે કલ્યાણભાઈના વડીલ ભાઇએ તેમને જણાવ્યુ કે તમે જુનાગઢમાં વકિલાતનાં કામ માટે જોડાયા છો તેથી માંગરોળ શેખ સાહેબ નારાજ થયા છે અને વહેમાયા છે. માંગરોળ જુનાગઢ વચ્ચે હરહંમેશ ચાલતા મતભેદને કારણે શેખ સાહેબ નારાજ થાય એ તો સમજાય; પરંતુ " વહેમાયા " એ ઉપરથી તો

કલ્યાણભાઇ જોડે આટ આટલા પ્રસંગમાં આવ્યા પછી ના. શેખ સાહેબ વધારે પડતા દોરવાઇ ગયા એવું સહજ અનુમાન થાય. વાત આટલેથી ન અટકી; કામ પ્રસંગે કલ્યાણભાઇને માંગરોળ જવાનું થયું તે વખતે ના શેખ સાહેબે ખુલ્લા દિલથી પોતાનો અભિપ્રાય વ્યકત કર્યો કે, કલ્યાણભાઇની પરિસ્થિતિમાં કોઇ મનુષ્યથી બંને રાજ્યનું હિત સચવાય એ અશકયવત પોતે માને છે; કલ્યાણભાઇએ મનમાં ધાર્યું કે આમાં દલીલો કરવી નકામી છે, મોકો આવેથી ખાતરી થશે. થોડા માસ બાદ પોરબંદર માંગરોળ જમા કેસની અપીલની સુનાવણી ખાસ નિમાયેલા જડજ મે. એસ્બી પાસે ખારીવાવ મુકામે થવાનું હતું. માંગરોળ તરફથી બેરિસ્ટર વાડીયા અને ગુલાબરાય છાયા તો હતા જ. કલ્યાણભાઇને તેમના ભત્રીજા માંગરોળના હજુર શિરસ્તેદાર મણીલાલ બક્ષીએ જણાવ્યું કે તમે આ કેસમાં આવો તો શેખ સાહેબને વાંધો નથી પણ તેમણે તમે ' જજો ' તેવો સ્પષ્ટ હુકમ નથી આપ્યો. પણ એ તો કલ્યાણભાઈ ! ! આવા સંદિગ્ધ સંદેશા બાબત ડાયરીમાં નોંધ છે કે " I cannot go on such invitation " " આવી જાતના આમંત્રણને આધારે હું ન જઇ શકું. " તેમણે બેરિસ્ટર વાડીયાને પોતાની કફોડી સ્થિતિ સમજાવી. પણ વાડીયા સાહેબે કહ્યું " કાંઉસેલ તરીકે આ કેસ માટે હું જવાબદાર છુ અને હું કહું છું કે તમારી ગેરહાજરીથી કેસને નુકશાન પહોંચશે. આ બાબત હું ના. શેખ સાહેબને પત્ર લખીશ. " જવાબમાં તુરત માંગરોળથી તાર આવ્યો કે વાડીયા બેરિસ્ટર સાથે તમે આ કેસમાં જોડાવ. પછી તો ખારીવાવ ગયા અને સ્વભાવ પ્રમાણે ખૂબ શ્રમ લઇ કામ પાર પાડયું. અને જ્યારે અપિલનો ચુકાદો માંગરોળના લાભમાં આવ્યો ત્યારે કલ્યાણભાઇએ 'ધાર્યું' હતું તે મુજબ ના. શેખ સાહેબનો વહેમ દૂર થયો. જેવી સરળતાથી ના. શેખ સાહેબે પોતાની વહેમની લાગણી વ્યકત કરી હતી તેવી જ સરળતાથી કલ્યાણભાઇ માટે પ્રશંસાની લાગણી નીચે મુજબના પત્ર દ્વારા વ્યકત કરી.

Mangrol
Rani Bag.
Dec. 2-95.

My dear Kalianrae,

Many thanks for your letter ef Contragulations

for the successful result of the Porbander–Jama Case I am very glad that your efforts, strenuous as they were, have been crowned with such a brilliant success Indeed it is a rare triumph for my state and great credit is due to all who worked for it Again thanking you for your good wishes and advice

I am yours sincerely
Shaikh Mahomed Husain

ઇ સ ૧૮૯૫ ની સાલના બીજા બનાવોની ટૂંક માહિતી આપી સંતોષ પકડશું થોડા જ સમય પહેલા નિવૃત્ત થયેલા મે રગ્દિાસભાઇના એકાએક થયેલ અવસાનના સમાચારથી કલ્યાણભાઇને સ્વાભાવિક રીતે ધક્કો એ થયો પોતાની નોધપોથીમા તેઓ જણાવે છે કે ' આ બનાવથી અમારા આખા કુટુંબને અંગત ખોટ પડી તે સાથે હિંદે પોતાનો એક મહાન સપુત ગુમાવ્યો '

આ પ્રમાણે જુનાગઢમા તેમ જ જુનાગઢ બહાર અનેકવિધ પ્રવૃત્તિઓ ચાલી રહી હતી તેવામા જુનાગઢના રાજકીય વાતાવરણમા જાણે એક મોટો ધડાકો થયો તે સમયે કલ્યાણભાઇ વકિલાતના કામને અંગે સોનગઢમા હતા ત્યા તેમને સમાચાર મળ્યા કે જુનાગઢના ના નવાબ સાહેબે દિવાન પંડિત શ્યામજી કૃષ્ણવર્માને રૂખસદ આપી આ શુ ? આ દિવાન તો ત્રણ વર્ષની બધણી કરી બ્રિટિશ–સરકારની માહેધરીથી આવેલા ' રાજ્યપ્રકરણની આવી અનેક રહસ્યમય ઘટનાઓ માફક આનુ કારણ પણ કદાચ દટાએલુ રહેશે ગમે તો અનેક વાતો ચાલતી એમ કહેવાતુ કે દિવાન જુનાગઢના આખા મંત્રિમંડળને ઉથલાવી નાખવાની તૈયારીમા હતા તેવામા મંત્રિમંડળ ચેત્યુ અને આત્મરક્ષણ માટે સામો પ્રહાર કર્યો જે હોય તે આધારભુત માહિતી અગર લેખિત પુરાવા વગર આમ કે તેમ કાઇ અભિપ્રાય આપવો શક્ય નથી હવે પછી કલ્યાણભાઇએ આ પ્રસંગને લગતી બાબતમા જે કાઇ ભાગ લીધો તે વિષે માત્ર આપણે તો અહી નોધ લેવાની છે કલ્યાણભાઈ સોનગઢથી જુનાગઢ જતા હતા તે જ દિવસે મે શ્યામજી કૃષ્ણવર્મા જુનાગઢથી રાજકોટ તરફ

જતા હતાં જેતલસર જંકશને ગને સજ્જનોનો ભેગો થયો પંડિતજીએ જ કલ્યાણભાઇને બોલાવ્યા અને કહ્યું કે "મનસુખરામભાઇ વગેરેને મારા તરફથી સંદેશો આપજો કે નવાબ સાહેબે આપેલા વચન ખાતર મારો ત્રણ વર્ષનો પગાર મને ચુકવી આપે"

થોડા સમય પછી એ સીતારામે કલ્યાણભાઇને રાજકોટ બોલાવ્યા ત્યાં બેરિસ્ટર સાહેબને મગને સ્વામીજી કૃષ્ણવર્માનો ભેટો થયો બની શકે તો જુનાગઢ રાજ્ય અને આ ગૃહસ્થ વચ્ચે સમાધાન કરાવવા એ સીતારામની ઇચ્છા હતી સમાધાનનાં એવાં કાર્યોમા કલ્યાણભાઇ બનતુ કરવા તત્પર રહેતા જ આમાથી જે ફણગો ફૂટ્યો તે વિષેની હકીકત આગળ આપવામા આવશે દરમ્યાન અંગત બાબતો વિષે આહી થોડો ઉલ્લેખ કરવો ઉચિત છે આ વર્ષમા કલ્યાણભાઇએ પોતાનુ રહેણાક ઘર પોતાના સૌથી નાનાભાઈ જાદુભાઇની ખંતભરી દેખરેખ નીચે બંધાવ્યુ, તેમ જ સદરમા મકાન બાંધવા જમીનનો ટુકડો વેચાણ લીધો વળી પોતાના જ્યેષ્ઠ પુત્રને પ્રીન્સીપાલ મેકનોટન સાહેબે બીનખાતાના કુવરના ટ્યુટર તરીકે નીમ્યા; એટલુ જ નહિ પણ તે નીમણોકના ખુશ ખબર આપવા ભલા મેકનોટન સાહેબ જાતે સદરમા અમારા મકાન પર આવેલા હતા નવા મકાનનું વાસ્તુ તા ૧૯–૧૧–૯૫ ના રોજ ધામધુમથી થયુ. દેહશુદ્ધિ વૃદ્ધિશ્રાદ્ધ, સ્થાપન વગેરે શુભ ક્રિયાઓ વિદ્વાન બ્રાહ્મણો પાસે કરાવી ભોજન સમારભો તો હોય જ. રાજકોટ રાજ્યના દિવાન તેમ જ બીજા સભાવિત ગૃહસ્થો હવન ચાલુ હતો તે દરમ્યાન આવેલા બધુ કાર્ય નિર્વિઘ્ને પાર પડ્યું ઇ. સ ૧૮૯૫ ની સાલનો આ મુજબ શુભ અંત આવ્યો

ઇ. સ. ૧૮૯૫ પછી કલ્યાણભાઇ ધીરે ધીરે પણ અચૂકપણે છુટ વકિલાતનું કામ છોડતા જતા હતા, અને જુનાગઢ રાજ્યની મંત્રણાઓ, એજન્સી જોડેનો પત્રવ્યવહાર વગેરે ખાસ કામોમાં વધારે ને વધારે ખુંચતા હતા આ પ્રમાણે દિશા ફેર કરાવનાર એક અજબ સૂત્ર સંચાલક હતો. કલ્યાણભાઇ જેવાને પણ આમ કુનેહથી, સમજાવટથી અડગપણે રાજ્ય તંત્રમા ખેંચનાર આ જાદુગર સમાન કોણ હતું ? તે હતા પુરુષોત્તમરાય ઝાલા તેમણે અંગ્રેજી શિક્ષણ બિલકુલ લીધુ ન હતુ, છતા નાની વયથી વર્ષો સુધી જુનાગઢનુ રાજ્ય તેમણે ચલાવ્યુ. દિવાન સાહેબો આવે અને જાય પરંતુ નાયબ દિવાનના હોદ્દા ઉપર રહી આખી રાજ્ય નીતિ ઘડનાર તો આ ગગજી સાહેબ જ. તેમની

આ જેવી તેની કાર્યદક્ષતા ન કહેવાય. કેટલાક પોતાની આજુબાજુ કેવળ સાધારણ શક્તિ ધરાવનાર મનુષ્યોને રાખી પોતાનું વર્ચસ્વ જાળવી રાખે છે, કેટલાક પોતાથી વધારે શક્તિશાળીને નમતું આપી અને પોતાથી નબળા હોય તેને દમદાટી આપી પોતાનું સ્થાન જાળવી રાખે. રાયજી સાહેબ તે માંહેલા ન હોતા. દિવાન પદ ઉપર પ્રતાપી માણસો પોતે જ નીમાવતા. ન્યાય ખાતાના ઉપરી અધિકારી તરીકે બેરિસ્ટર ફિરોજશાહ મહેતા જેવા હિંદભરના એક પહેલી હરોળના નેતાને મુકાવનાર રાયજી સાહેબ. અને ત્યાર પછી તે ખાતા ઉપર ઉત્તરોત્તર ઘણા બાહોશ માણસોને નીમાવતા. તેઓ તેજો દ્વેષી ન હોતા.

તેમને પોતાની શક્તિમાં વિશ્વાસ હતો. તેથી તો અમુક બાબત રાજ્યના હિતને માટે આવશ્યક છે એમ તેમને ખાત્રી થાય તો કોઇ વાર તે અંગત અભિપ્રાય બાજુ પર રાખી તેનો સ્વીકાર કરતા અલબત્ત, બહુ જ ગુંચવણ ભર્યા પ્રશ્નોમાં રા. રા. મનસુખરામ-સૂર્યરામ ત્રિપાઠી જેવાની સલાહ લેતા. વળી ખાસ મોટા ફેરફાર કરવા હોય તો તેમાં પોતાના વડીલ સમાન વજીર બહાઉદીન સાહેબની સમ્મતિ રૂપી મ્હોર પડતી. આવા રાયજી સાહેબનું ધ્યાન કલ્યાણભાઇ પ્રત્યે વર્ષો પહેલાથી જ ગએલુ અને તેઓ તેમને જુનાગઢ રાજ્યની કાયમની નોકરીમાં જોડવા બહુ ઉત્સુક હતા. કલ્યાણભાઇ જેવા માણસને જુનાગઢ રાજ્યતંત્રમાં મહત્વનું સ્થાન હોય તો રાજ્યનું બહેતર થાય એમ રાયજી સાહેબ નિશ્ચયપૂર્વક માનતા અને આવા શક્તિશાળી માણસને આગળ લાવવા પણ તેઓ ચાહતા. કેવળ અંગત સ્વાર્થ તરફ જો રાયજી સાહેબે દૃષ્ટિ રાખી હોત તો કલ્યાણભાઇ જેવાને ખેંચવાને બદલે દૂર ધકેલવા પ્રયત્ન કરત. કારણ કલ્યાણભાઇ અને રાયજી સાહેબ વચ્ચે પ્રકૃતિ-ભેદ અને સિધ્ધાંત-ભેદ તીવ્ર હોવાથી તેમ જ બન્ને તેજસ્વી હોવાથી અંદર અંદર અથડામણ થવાનો પૂરો સંભવ હતો આ ચકોર મંત્રીએ કલ્યાણભાઇના સ્વભાવની રગ બરાબર પારખી હતી. અને તેથી જ આટલાં વર્ષ તેઓ કલ્યાણભાઇને તે રાજ્યમાં ચાલુ રાખી શકયા. જો કોઇ ખુશામત કરી વા દમદાટી વાપરી કલ્યાભાઇ પાસે ખાસ કામ કરાવવા પ્રયત્ન કરે તો તેમાં તેને નિષ્ફળતા મળે. એમ તો જ્યારે શરૂઆતમાં રાયજી સાહેબે ચાલુ કામ ઉપરાંત બારખલી ખાતાની દેખરેખ રાખવા કલ્યાણભાઇને સુચવ્યું ત્યારે તેમણે સ્પષ્ટ ના કહેલ. પણ જો કોઇ કલ્યાણભાઇને સ્નેહથી બાંધનાર હોય, જો તેમને એમ ખાત્રી થાય કે

પોતાને ખરા ભાવથી રાજ્યના એક પરમ હિતરવી ગણવામાં આવે છે, અને જે ધર્મ સંકટ સમયે તેમની ઉદારતા અને કર્તવ્યપરાયણતા ઉપર વાત છોડવામાં આવે તો તો કલ્યાણભાઇ કાચા સુતરને તાંતણે બંધાય. રાયજી સાહેબે આ ગૂઢસ્ય પારખ્યું અને તેથી તેમને તે મુજબ બાંધી શકયા. આસ્તે આસ્તે કલ્યાણભાઇને રાજયના ગંભીર પ્રશ્નો ઉકેલવામાં સામેલ કર્યો. તેમના સ્નેહની સાંકળથી કલ્યાણભાઇ બંધાયા. આ પ્રમાણે જુનાગઢ રાજયતંત્રમાં વિશેષ પ્રમાણમાં ભાગ લેવા માંડયા, તેથી વકિલાતનું કામ ઓછું થવા માંડયું; છતાં તે કામની સરણીનો ધીમો પણ સતત પ્રવાહ તો છેક ઇ. સ. ૧૮૯૮ ની આખર સુધી ચાલુ રહેલ. ઘણી ખરી વાર કેસનું કામ સોંપવા આવનારને ના પાડતા. ડાયરીમાં "Pressing Questions of the state" હોવાથી ના પાડી એવી નોંધ ટપકાવી જ હોય. છતાં માંગરોળ રાજ્યની અપીલોનું કામ અને બીજા એવા ચાલુ જુના કેસોને અંગે બનતું કામ કરવું એ તો પોતાની નૈતિક ફરજ માનતા. બાકી તો માધુભાઇએ વકિલાત શરૂ કર્યા પછી તો ઘણા ખરા અસીલોને એક જ જવાબ આપતા કે "હું તો રાજ્યના કામમાં બંધાયો છું, પણ હવે માધુભાઇએ વકિલાત શરૂ કરી છે માટે ઇચ્છા હોય તો તેમને તમારૂં કામ સોંપો. "ઇ.સ. ૧૮૯૮ માં ઈ.સ. ૧૮૯૨-૯૩ના દિવસોનું સ્મરણ કરાવે તેવી દોડધામ વકિલાતને અંગે કરવી પડેલી. પણ એ તો હોલવાયા પહેલાં દીવો વધારે ઝબકારા મારે તેના જેવું હતું. ઇ. સ. ૧૮૯૯ ના નવેમ્બરમાં કલ્યાણભાઇ રાજ્યની નોકરીમાં રીતસર જોડાયા ત્યાં સુધી આ પ્રમાણે છુટ વકિલાતનું કામ ચાલતું.

દરમ્યાન ખડીઆ પ્રકરણમાં કાંઇ ને કાંઇ અવનવા રંગો પ્રકટતા હતા. જે અંગ્રેજ અમલદાર ખાસ નિમાઇને આવેલ તે બિન અનુભવી હોવાથી ખડીઆ તાલુકાના પક્ષમાં ખેંચાએલા. પરંતુ કલ્યાણભાઇએ તેમની લાક્ષણિક રીતે અમલદારને સાચી હકીકત સચોટ રીતે સમજાવી, જેથી આખરે તેને ખાતરી થએલી કે ખડીઆ-પક્ષ પારકી હદની જમીન ધીમે ધીમે દબાવે છે. જ્યાં એ મુશ્કેલીનો અંત આવ્યો ત્યાં વળી ખડીઆ ઇનામદાર ગંભીર માંદગીમાં પટકાયા જુનાગઢના મંત્રી મંડળને એમ જણાયું કે જો ને ઇનામદારનું અવસાન થશે તો તેનો વારસદાર કોણ ગણાય તે સંબંધી પક્ષકારો વચ્ચે તકરાર ઊભી થાશે, તેથી અગમચેતી વાપરી કલ્યાણભાઇએ રાજકોટ પોલીટીકલ એજન્ટને મળી વસ્તુ સ્થિતિ સમજાવી; અને તેઓ સાહેબની પરવાનગીથી જ્યાં સુધી ખરો વરસ કોણ તેનો આખરી નિર્ણય ન થાય ત્યાં સુધી ખડીઆ

તાલુકા ઉપર જુનાગઢ રાજ્યની જપ્તિ રૂકે એમ ઠર્યું; અને ઇનામદારના અવસાન પછી તે પ્રમાણે અમલ પણ થયો. જપ્તી બેઠા પછી બે-ત્રણ દિવસ વીત્યા બાદ કલ્યાણભાઇને મધરાત પછી રાયજી સાહેબે બોલાવ્યા અને સમાચાર આપ્યા કે ખડીઆમાં કેટલાક પક્ષકારોએ તોફાન મચાવ્યું છે અને સુલેહનો ભંગ થાય તેવી ભીતિ છે. કલ્યાણભાઇએ સુચવ્યું કે મરહુમ ઇનામદારના મુખ્ય સગા જુનાગઢમાં હતા તેમને ખડીઆ મોકલવા અને તેને જણાવવું કે સુલેહના ભંગ માટે તેમને જવાબદાર ગણવામાં આવશે. સાથે સાથે વધારાની પોલીસ પણ મોકલવાનું ઠર્યું. આ પગલાંની ધાર્યા પ્રમાણે અસર થઇ. આગળ ઉપર કલ્યાણભાઇને ભાયાતી કોર્ટના જડજનું કામ સોંપ્યું, તેથી વકિલ મટી ન્યાયાધીશ બન્યા. વળી કોઇ વાર હજુર અદાલતના વરિષ્ઠ ન્યાયાધીશ રજા ઉપર જતા ત્યારે તે કામનો ચાર્જ કલ્યાણભાઇને સોંપાતો. ઉપરાંત મંત્રીમંડળની મંત્રણામાં પણ જોડાતા.

આ પ્રમાણે સંબંધ ખાતર વકિલાતની કમાણી ધીમે ક્રમે છોડવી લાગ્યા, અને રાજ્યના કાર્યમાં વધારે અને વધારે પગેવાયા.

અનેક ગજ્ય મંત્રણાઓમાં મુખ્ય ત્રણ બાબતમાં કલ્યાણભાઇને વિશેષ જહેમત ઉઠાવવી પડતી. (૧) શ્યામજી-કૃષ્ણવર્મા પ્રકરણ. (૨) જુનાગઢ રાજ્ય અને નવાબસાહેબના ભાઇ એદલખાં મીયાં વચ્ચે ઉપસ્થિત થયેલ ગંભીર મતભેદની બાબત અને (૩) બહારવટીઆ પ્રકરણ વગેરે બીજી પ્રકીર્ણ બાબતો.

(૧) જુનાગઢમાં દિવાન-પદે આવેલ પંડિત શ્યામજી કૃષ્ણવર્માને એકાએક તે સ્થળ છોડવું પડયું અને તે સંબંધમાં તેમણે કલ્યાણભાઇ દ્વારા રા. રા. મનસુખરામભાઇ ઉપર સંદેશો મોકલાવ્યો હતો એ બાબતનો ઉલ્લેખ થઇ ગયો છે. આ સદ્‌ગૃહસ્થ ત્રણ વર્ષની બાંધેલી મુદત માટે બ્રિટિશ સરકારની બાંહેધરીથી આવ્યા હતા, છતાં ગમે તે કારણસર તેમને છુટા કરવામાં આવ્યા. શરત મુજબ કાં તો તેમને ત્રણ વર્ષ સુધી નોકરીમાં ચાલુ રાખવા જોઇએ નહિતર છેવટ ત્રણ વર્ષની મુદતના પગારની રકમ તેમને ચુકવી આપવી જોઇએ. પરંતુ તેનું કાંઇ પણ કર્યા વગર તેમને રૂખસદ આપવાથી જુનાગઢનું મંત્રિમંડળ શાંતિમાં રહેવા ન જ પામ્યું; એ તો મધપુડામાંથી મધમાંખ ઉરાડવા જેવું થયું. પ્રખર વ્યક્તિત્વ ધરાવનાર એ ગૃહસ્થે બ્રિટિશ સરકારમાં

પોતાનો કેસ રજુ કર્યો. તેથી બ્રિટિશ સરકાર તરફથી કાઠિઆવાડ એજન્સી મારફત આ બાબતમાં જુનાગઢ રાજ્યનો ખુલાસો પૂછાયો. આ રહસ્યમય બાબત માટે આંહી આપણે નીસ્બત નથી. આંહી તો માત્ર તેને અંગે કલ્યાણભાઇને કેવા પ્રકારની જહેમત ઉઠાવવી પડી તે હકીકત આપવાની છે. બ્રિટિશ સરકાર તરફથી પૂછાએલા ખુલાસાનો જવાબ લખવો તો જોઇએ. હવે શું કરવું ? આખું પ્રકરણ કલ્યાણભાઇને પહેલાં વાંચવા માટે સોંપાયું કલ્યાણભાઇએ તમામ કાગળોનો અભ્યાસ કર્યો, તે ઉપરથી મુદ્દા તારવવામાં વરિષ્ઠ ન્યાયાધિશ મે. ગુલાબદાસભાઈની પણ સલાહ લીધી, અને છેવટ બેરિસ્ટર પંડિત સાહેબ સાથે પંદર દિવસ સુધી કામ કરી જુનાગઢ-રાજ્યનો જવાબ તૈયાર કરાવ્યો. પછી તો જેમ નદીનો પ્રવાહ આગળ વધતાં રેતીમાં સમાઇ જાય છે તેમ આ પ્રકરણનું આપણને લાગે વળગે છે તેટલા પૂરતું થયું. કારણ તે સંબંધમાં કલ્યાણભાઇની ડાયરી અગર ફાઇલ ઉપરથી કાંઇ જાણવા મળતું નથી.

(૨) ખુદ નવાબસાહેબના ભાઇ નવાબજાદા એદલખાં સાહેબની બાબત તો ઉપરની બાબત કરતાં પણ વધારે કપરી નીવડે એ દેખીતું છે. રાજ્યમંત્રિઓને કેવી રીતે બાતમી મળી તે તો પ્રભુ જાણે; પણ એ બાતમી ઉપરથી મંત્રિમંડળને રાજ્યદ્રોહની ગંધ આવી. બેરિસ્ટરની સલાહ લેવામાં આવી અને તેને અનુસરી નવાબજાદા એદલખાં સાહેબના નોકરો ઉપર ન્યાયની અદાલતમાં કામ ચલાવવાનું હતું. આગળ ઉપર રાજ્યના આ ભાયાતની જાગીર જપ્તીમાં લેવામાં આવી અને તેમને રાજ્ય-મહેલ છોડવા ફરજ પાડી. ત્યાર પછી એદલખાં મીયાંએ જુનાગઢ રાજ્યની હદમાં પગ ન મુકવો એવો નવાબ સાહેબનો હુકમ થયો. આ બાબતમાં શરૂથી રાયજી સાહેબ કલ્યાણભાઈની કાયદાને લગતી વારંવાર સલાહ લેતા. નવાબજાદા એદલખામીયાંના બેરિસ્ટર કલ્યાણભાઈના વડીલ-તુલ્ય વાડીઆ સાહેબ હતા, અને આ બેરિસ્ટર સાહેબે પોતાના અસીલ તરફથી બ્રિટિશ સરકારમાં લખાણ કરી જુનાગઢ રાજ્યનાં મંત્રિમંડળને ઉજાગરા કરાવ્યા ! કેટલીક વાર તો ખુદ દિવાન સાહેબને જાતે રાજકોટ પોલિટિકલ એજન્ટને મળવા જવું પડતું. અલબત્ત શિરસ્તા મુજબ એવી મુલાકાતોમાં કલ્યાણભાઇને દિવાન સાહેબ સાથે લઇ જતા. એક વાર તો આ બાબતમાં મંત્રિમંડળ નડિઆદમાં રાજ્યનીતિજ્ઞ રા. રા. મનસુખરામ ત્રિપાઠીની સલાહ લેવા એકત્ર થએલું: પાછળથી કલ્યાણભાઇને તારથી તેડાવ્યા

અને સોલિસિટર ભાઇશંકર મારફત તે સમયના પ્રથમ પંકિતના બેરિસ્ટર ઇનવેરારીટીને નડિઆદ બોલાવ્યા. આ પ્રકરણમાં બંને પક્ષ વચ્ચે સમાધાન કરાવવા કલ્યાણભાઇની વૃત્તિ હતી જ. સામા પક્ષમાં વાડીઆ બેરિસ્ટર હતા એ અનુકૂળતા હતી. એક-બે વાર રાયજી સાહેબ અને બેરિસ્ટર વાડીઆની મુલાકાત કરાવવા તજવીજ કરેલી. મેળાપનું સ્થળ અને સમય નિર્ણીત થઇ ગએલાં, પણ અનિવાર્ય સંજોગોને લીધે આ બંનેનો ભેટો થવા ન પામ્યો. પણ કલ્યાણભાઇએ આ પ્રમાણે સમાધાન કરાવવાનાં બી વાવેલ તેનાં મીઠાં ફળ આખરે આવ્યાં ખરાં. માત્ર આ પરિપાક કલ્યાણભાઇની ગેરહાજરીમાં થવા પામ્યો; કારણ કલ્યાણભાઇ ખંડર દિવાન નીમાયા પછી આ સમાધાન થવા પામ્યું. રાયજી સાહેબ અને વાડીઆ બેરિસ્ટર બંને એક બીજાના પ્રશંસક અને મિત્ર બન્યા. પહેલાં બંને એક બીજા પ્રત્યે સખ્ત વહેમાયેલા હતા આ વહેમનું વાદળ દૂર કરવા માટે અને તેમ કરી સમાધાન શકય બનાવવા માટે રાયજી સાહેબે તેમ જ બેરિસ્ટર વાડીઆ સાહેબે કલ્યાણભાઇની અસરકારક શબ્દોમાં કદર કરી હતી. આ પ્રકરણને અંગે એટલું તો જણાવવું જોઇએ કે પોતાના જીવને જોખમે આ પ્રકરણ ચલાવવામા રાયજી સાહેબની અને તેને તે બાબતમાં ટેકો આપવામાં કલ્યાણભાઇની નીડરતા તેમ જ રાજ્ય તરફની વફાદારી તારીફ કરવા લાયક હતાં.

( ૩ ) ઇ. સ; ૧૮૯૬ ની શરૂઆતમાં જ એટલે કે તા. ૨-૧-૯૬ ના રોજ મકરાણી ફકીર મહંમદનું બહારવટું ફાટી નીકળ્યું. એક જ રાતમાં આઠ જણની ટોળીએ ત્રણ ગામડાં ' ભાંગ્યાં ' ( લૂંટયાં અને બાળ્યાં ). ખબર મળતાં જ દિવાન ઓફિસમાં મંત્રિમંડળની બેઠક ભરવામાં આવી અને પચાસ પચાસ માણસની પાંચ ટુકડી ( ગીસ્ત ) ઊભી કરવાનું તેમ જ મોકાનાં સ્થળો ઉપર થાણાં બેસાડી નાકાબંધી કરવાનું ઠર્યું. જુનાગઢ મંત્રિમંડળ સચેત હતું એમાં તો શંકા નહિ. વળી રાયજી સાહેબ તો આ બાબતમાં નિષ્ણાત ગણાય. તેમણે પહેલાં પણ બહારવટાં ખાળ્યાં હતાં. વળતે જ દિવસ એટલે તા ૩-૧-૯૬ ના રોજ આ વીર નર હથીઆરબંધ ટુકડીઓ સાથે સ્પેશીઅલ ટ્રેનમાં વેરાવળ ગયા. ત્યાંથી ઉના જઇ સ્થાનિક ટુકડી ઊભી કરવામાં અને થાણાં બેસારવાનો તેમનો વિચાર હતો. પણ આ બહારવટું શાથી - ઉપસ્થિત થયું ? જેમ સ્ત્રી હઠ અને બાલ હઠ કહેવત રૂપ છે તેમ રાજ હઠ પણ તે જ ગણનામાં આવે છે. આને અંગે પોતાની ડાયરીમાં કલ્યાણભાઇએ કરેલી ટીકા

સુચક છે. " તા. ૨ જી ની લુંટફાટને અંગે વિશેષ માહિતી મળી કે બહારવ-ટીઆ લોકોએ એક માણસનું ખૂન પણ કર્યું અને બીજા એક માણસનાં નાક કાન કાપી નાખ્યાં ! એક મકરાણી ખેડુતને એની પોતાની જમીન ઉપરથી હાંકી કાઢવામાંથી આવું ભયંકર પરિણામ નીપજ્યું. આવો હુકમ રા. ચ. એ એકટીંગ દિવાન દરજ્જે કરેલો. "

એક તો રાજ્યની રૈયત હેરાન થાય, રાજ્યના મુખ્ય અમલદારો ચિંતાતુર રહે અને વળી એજન્સીમાંથી ખુલાસાઓ પૂછાય. જ્યાં એજન્સીની વાત આવી કે મંત્રિમંડળને તુરત કલ્યાણભાઇનું નામ યાદ આવે. આ બહારવટીઆ પ્રકરણને અંગે દિવાન ઓફિસ તરફથી કલ્યાણભાઇએ એજન્સીમાં સારા પ્રમાણમાં લખાણો કરેલાં. તેમ જ દિવાન સાહેબ સાથે રાજકોટ જઇ પોલીટિકલ એજન્ટને રૂબરૂ મળી ખુલાસાઓ કરી આવેલા. દરમ્યાન બહારવટીઆ-ઓને જેર કરવાના પ્રયત્નો ચાલુ જ હતા; પણ ગીરની ઝાડીનો તેમને આશ્રય હોવાથી જલ્દી હાથમાં ન આવ્યા. વચ્ચે વચ્ચે શૂરવીર રાયજી સાહેબ કોઈ કોઇ બહારવટીઆને પકડતા અગર ઠાર કરતા; અને એ પ્રમાણે પ્રયત્ન ચાલુ રાખતાં આખરે ઓકટોબર ૧૮૯૬ મા તમામ બહારવટીઆઓને ઠેકાણે પાડયા. તેમાંના કેટલાક મરાયા અને કેટલાક પકડાયા. આ પ્રમાણે સફળતાપૂર્વક કામ પાર પાડીને સાહસિક રાયજી સાહેબ વેરાવળથી જુનાગઢ આવતા હતા તે સમયે જુનાગઢથી શાહપોર સુધી સ્પેશીયલ ટ્રેનમાં દિવાન સાહેબ અને મુખ્ય અમલદારો તેમને માન આપવા સામા ગયેલા. કલ્યાણભાઇ પણ તેમાં સામેલ હતા. વળતે દિવસ પ્રજા તરફથી રાયજી સાહેબને જાહેર માનપત્ર અર્પણ કરવામાં આવ્યું.

આ થયુ બહારવટીઆ પ્રકરણ ઉપરાંત કલ્યાણભાઇને કેટલીક ખાસ કામગીરી સોંપાતી તે સમયમાં તેઓ ' ગાબડું પુરવા ' ઠીક કામ આવતા વરિષ્ઠ ન્યાયાધિશની ગેરહાજરી હોય ; અગર દિવાન બીજા કામમાં હોવાથી તેમના વતીનું કામ હોય ત્યાં કલ્યાણભાઇને કામમાં લેવામાં આવતા જેમ કે દિવાન સાહેબની વતી તેમને રાજકોટ કાઠિઆવાડની કારભારીઓની બેઠકમાં મોકલવામાં આવતા. કાઠિઆવાડનાં રાજસ્થાનો માટે આ કારભારી મંડળની મસલત-સમિતિ બહુ મહત્વની ગણાતી. આવી અનેક સભામાં એક વાર કલ્યાણભાઇ રાજકોટ ગએલા. તેમને એ બાબતમાં પહેલા દિવસના કાર્યક્રમને અંગે ટીકા કરી છે કે " માત્ર ગોંડળ દિવાન બેઝનજીને રાજ્યના હિતની

ટાળજી છે અને તેથી પ્રશ્નોનો બરાબર અભ્યાસ કરીને આવેલા."

બીજે દિવસ જુનાગઢ તરફથી કલ્યાણભાઇએ પહેલા અને બીજા વર્ગનાં રાજ્યોના કારભારીઓ સામે ખુલ્લો વિરોધ દર્શાવ્યો અને ત્રીજા ચોથા વર્ગ તરફથી લડત ચલાવી. પહેલાં તો ત્રીજા વર્ગના રાજ્યના કેટલાક દેખાડુ કારભારીઓ પહેલા વર્ગના દિવાનોની શેહમાં તણાયા. સારા નશીબે તે સમયે ના. લીંબડી ઠાકોર સાહેબ જશવંતસીંહજી રાજકોટમાં હતા તેમણે ત્રીજા ચોથા વર્ગના કારભારીઓને બોલાવી ઠપકો આપ્યો. તેમનું ખરૂ હિત કઇ બાજુ છે તે સમજાવ્યું. ના. ઠાકોર સાહેબની સમજ શકિત અને બુદ્ધિમત્તાનાં કલ્યાણભાઇએ ભારે વખાણ કર્યાં છે. એજન્સીના દફતરદાર સાહેબ રા. બ. ચીમનરાય હરરાય પણ કલ્યાણભાઇના અભિપ્રાય સાથે સંમત થયા. છેવટ પહેલા બીજા વર્ગના દિવાનો વચ્ચે અંદર અંદર મતભેદ પડયો, અને આખરે કલ્યાણભાઇની દરખાસ્ત મંજુર થઇ.

સમય આવતાં કલ્યાણભાઇનું વ્યકિતત્વ આ પ્રમાણે ઝળકી ઉઠતું. એમ તો જુનાગઢ રાજ્યનાં મંત્રિમંડળની બેઠક દરમ્યાન કલ્યાણભાઇ કોઇ કોઇ વાર તેમની પ્રકૃતિ અનુસાર કડક અને સ્પષ્ટ ટીકા કરી નાખતા. દાખલા તરીકે એક વાર એવી મંત્રણા દરમ્યાન મોટા અમલદારોની નીમણૂંક અને ફેરબદલી કરવા બાબતની યાદી વાંચી સંભળાવવામાં આવી. આ બાબતમાં કલ્યાણભાઇએ જે ટીકા કરી તે તેમની જ ડાયરીમાં નોંધેલા શબ્દોમાં જણાવીશું.

"Told the Dewan, Mr. G and Mr. J, that the appointments particularly the last, showed that they had no regard for Public-Service interests." તે પ્રમાણે ફરી બે વાર આ મંત્રિમંડળના નિર્ણયો બાબત ટીકા કરેલી તેનાં અવતરણો પણ આંહી જ ટાંકીશું." Learned the details of the settlement proposed to be made with the Desais. I find them needlessly disadvantageous to the state."

આ જ બાબતમાં વિશેષ કડક ટીકા છે કે —

" Attended a Consultation at the Dewan office about terms of settlement with the Desais They are to be awarded Inamdars' status and ten Santis ( દશ શાંતી ) of land. I an opposed to it in as much as tt would be paying premium to defiant opposition when their peaceful bretheren are denied the same status."

( સારાંશ કે જેઓ માથાં ભારી થઇ રાજ્યનો વિરોધ કરે તેને નમતું અપાય છે અને શાંતિ રાખનારાઓને અન્યાય થાય છે. )

આવી કડક ટીકા બેધડક કરતા અને છતાં ખરી પરીક્ષા કરનાર ઝવેરી રાયજી સાહેબનો અડગ નિશ્ચય હતો કે આ મૂલ્યવાન હીરાને કદાપી જતો ન કરવો.

આ પ્રમાણે કલ્યાણભાઇ રાજ્ય મંત્રણામાં તેમ જ રાજ્યનાં અગત્યનાં કામોમાં રીતસર રાજ્યની નોકરીમાં દાખલ થયા પહેલાં પણ ભાગ લેતા. આ ઉપરથી એમ સમજવાનું નથી કે આ ચાર વર્ષના સમયમાં કૌટુંબિક, અંગત, અગર સ્નેહી જનોને સંબંધકર્તા એવી કોઈ પણ પ્રવૃત્તિ ચાલુ ન હોતી. આ ગાળામાં બે વખત તો તેમને કાઠિઆવાડ ગુજરાત બહાર મુસાફરીમાં જવાનું થયું. પહેલી વાર તબીયત સુધારણાર્થે ઇ. સ. ૧૮૯૬ ના માર્ચની આખરમાં. સતત કરેલ કામગીરીથી તેમની તબીયત લથડી હતી. તેથી પહેલાં ચુડા નામે ગામમાં તેમના એક સ્નેહી વૈદ્ય પોપટભાઈ વિઠ્ઠલજી હતા તેમની પાસે દવા કરાવવા ગયા. ખુલ્લી હવામાં અને શાંતિમય વાતાવરણમાં તેમનો મુકામ હતો, તેથી મનને ઘણી પ્રસન્નતા મળી. ચુડામાં થોડા દિવસ રહ્યા; દવા અને આરામથી તબીયત સુધરી. સાથે સાથે ઇતર વાચનનો લાભ પણ લીધો, તેમ જ પોતાના મરહુમ ભાઇની ફાઇલો અને પત્રોનું વાચન કર્યું. તે બાજુ હતા તેવામાં એક સારી તક સાંપડી. પોતાના પરમ સ્નેહી કુ શ્રી. હરભમજી સાહેબનાં લગ્ન શીહોર પાસેના વરેલ નામના ગામમાં થવાનાં હતાં. કુ. શ્રી ના આગ્રહ ભર્યાં આમંત્રણને કારણે ત્યાં ગયા આંહી આ રાજવી વેવાઇઓના મેમાન તરીકે મોટા દરજ્જાના અને જાણીતા લોકો આવેલા. કુ. શ્રી. હરભમજી સાહેબના માનીતા ભત્રીજા જીજીભા (કુ. શ્રી. લખધીરસીંહજી) સાથે

આંહી કલ્યાણભાઇને પ્રથમ પરિચય થયો આજે તેમને મોગ્ગીના મહાનાજ વખધીગસીહજી તરીકે સૌ કોઈ પીછાને છે. તેમ જ તેઓ થીઓસોફીકલ સો સાયટીના જૂના સ્થાપક કર્નલ ઓલ્કોટનો પણ મેળાપ થયો તેમને હિંદુ લગ્ન વિધિ સમજવા ઇચ્છા થઇ તેથી કલ્યાણભાઇએ શાણા નાગર બ્રાહ્મણ પંચોળી સદાશંકરની મદદથી તેમને અંગ્રેજીમા લગ્ન વિધિનું રહસ્ય અને અર્થ સમજાવ્યા ઇ૦ સ૦ ૧૮૯૬ મા આ વાત બની અને ઇ૦ સ૦ ૧૯૦૫મા કલ્યાણભાઇ તે સોસાયટીના સભ્ય બનેના આ બે પ્રસગ વચ્ચે કારણ કાર્યનો સબધ હશે ? કોણ જાણે ? કર્નલ ઓલ્કોટ જોડે ત્યાથી કલ્યાણભાઇ રાજકોટ આવ્યા ત્યા સૌને મળી હળી પોતાના જ્યેષ્ઠ પુત્ર લાભશંકરને સાથે લઇ અમદાવાદ એક રાત શેઠ શ્રી મનસુખભાઇ ભગુભાઈની પ્રેમ ભરી પરોણાગત ચાખી આબુ પર્વત ઉપર પહોચ્યા ત્યા અદ્બુદ દેવીની ટેકરી, ' સનસેટ પોઇન્ટ, ' નખી તળાવ, વશિષ્ઠ–આશ્રમ વગેરે અનેક સ્થળો જોયા. સવાર સાંજ બને વખત ફરવા જવાનુ રાખતા. આરામ, વ્યાયામ અને સ્થળ ફેરથી તમી યતમા સારો સુધારો થયો આહી જ તેમને સ્વામી પરમાનદ જેમણે શેઠ શ્રી મનસુખભાઈ ભગુભાઇને દવા કરી આરામ કર્યો હતો તેમનો તેમ જ જોધપુરના કર્નલ સર પ્રતાપસિહજીનો પરિચય થયો ચોમાસાની શરૂઆત થતા આબુ પર્વત ઉપરથી ઉતરી અમદાવાદ આવ્યા ત્યા માગરોળનુ કેસના અગેનુ લખાણનુ કાર્ય પતાવી રાજકોટ આવ્યા રાજકોટમા પોતાનાં માતુશ્રી ઘણા બિમાર હતા તેથી તેમની પાસે થોડા દિવસ રહી જુનાગઢ આવી પોતાના કામમા જોડાઈ ગયા તે જ મુજબ ઇ સ ૧૮૯૮ ના માર્ચમા પોતાના બીજા પુત્ર હરીભાઇ જેઓ તે સમયે અમદાવાદમા શેઠ શ્રી મનસુખભાઇની મીલમા કામ શીખતા હતા તેને સાથે લઇ પહેલા પોતાના સ્નેહી કુ. શ્રી હરભમજી સાહેબ પાસે ભરતપુર ગયા, કારણ કે કુ શ્રી. તેમની જોડે પોતાની અગત બાબતને અગે મસલત ચલાવવા માગતા હતા. ભરતપુરનો મશહુર કિલ્લો તેમ જ દિગનો ઐતિહાસિક મહત્તા ધરાવતો કિલ્લો એ બને સ્થળો જોયા ભરપુરથી ઉપડી મથુરા, દિલ્હી, આગ્રા, ફત્તેહપુર, જયપુર, અજમેર, પુષ્કરજી વગેરે ઐતિહાસિક તેમ જ યાત્રાના સ્થળોની મુલાકાત લીધી.

તબીયત સુધારવા અગર સ્વાસ્થ્ય જાળવવા બહાર ગામ લાબા સમય માટે જવાનુ વારવાર બની શકે નહી. તેથી તે હેતુ સાધવા કલ્યાણભાઇએ બે વર્ષ ઉનાળામા ચોરવાડ પાસે ભડુરી એ નામના ગામડામા પોતાની ઓફિસ

સહિત મુકામ રાખેલો. ચોરવાડ અને વેરાવળમાં ઉનાળામાં જુનાગઢના તેમ જ બહારગામના ઘણા અમલદારો અને બીજા ગૃહસ્થો આવીને રહ્યા હોય તેથી ત્યાં રહી નિઃસંકોચ રીતે હેંગાય-ફરાય નહીં, તેમ જ પોતાનું સરકારી કામ નિયમિતપણે કરવામાં પણ જોઈએ તેવી સ્વતંત્રતા ન રહે તેથી દરિઆ કાંઠાથી પાંચ માઈલ દૂર આવેલાં ભંડુરી નામનાં ગામડાંને પોતાના મુકામ માટે પસંદ કર્યું આ સ્થળ રેલ્વે સ્ટેશનથી ત્રણ માઇલ દૂર હતું. એક બીજો લાભ પણ આંહી રહેવામાં હતો. આંહી ગરમ પવનનું તો નામ જ ન મળે. આખો દિવસ ઘંડા પવનની લહેરો આવ્યા જ કરે. છતાં દરિઆથી જરા દૂર હોવાથી ભેજ-વાળી હવાની અસરથી બચી શકાતું. અને સમયના ભંડુરીના મુકામનું મને પણ ચોખ્ખું સ્મરણ છે જુનાગઢ રાજ્યના એ વિશાળ ઉતારામાં ૧૦૦-૧૫૦ માણસોનો મુકામ, આરબોની ચોકી નિર્દોષ મર્દાની રમતો, થડા પવનની લહેરો, આજુબાજુની ટુંકી સફરે. એ બધું સ્મરણમાં છે. કોઇક વાર આજુ-બાજુથી કોઇ વાર્તા નવેશ આવી પહોંચે તો ગળતી રાતના છેલ્લા પ્રહર સુધી વાર્તા અને દુહાઓની રમઝટ ચાલતી, અને તે સાંભળવા મારાથી મોટા ભાઈઓ જોડે ગુપચુપ ઘુસી જતો. આવી બેઠક તો રહેણાકના ભાગથી ઘણે દૂર દરવાજા પાસેની ઓરડીમાં ભરવામાં આવતી. રા. રા મૂળવંતભાઇએ પણ પોતાની ડાયરીમાં બંને સમયના ભંડુરીના મુકામનું ટુંક બ્યાન આપેલ છે. આંહી થોડાં અવતરણો તેમાંથી ટાંકયાં છે.

( ૧ ) ' ઉન્હાળાની ગરમીને કારણે પોતે ચોરવાડ પાસે ભંડુરી ગામ છે ત્યાં ઓફિસ સહિત ગયા. ત્યાં દરબારી ઉતારો ઉંચી ધાર પર છે. આસ-થી ધન્વંતરીનો વડ, કામનાથ મહાદેવ તથા ચોરવાડ બંદર જેવાં દશ્યો હોવાથી ત્યાંનો સમય બહુ આનંદમાં જાય શ્રમ માત્ર ચાલ્યો જાય એવું તે સ્થળ છે."

( ૨ ) " પોતે આ સાલ પણ ઉન્હાળામાં ભંડુરીમાં કેમ્પ રાખ્યો. ત્યાં અમ-દાવાદવાળા પ્રોફે. આનન્દશંકર બાપુભાઇ ધ્રુવ આવ્યા હતા. તેમની સાથે વાતચિતનો તેમ જ જુદાં જુદાં સ્થળોએ જઇ પોતે સમાગમનો સારો લાભ લીધો હતો ધન્વંતરી, કામનાથ, સારણ, માંગરોળ વગેરે સ્થળો તેમને બતાવ્યાં " ગુજરાતના જાણીતા સાક્ષર, ગાંધીજીના માનીતા મિત્ર, બનારસ યુનિવર્સિટિના પ્રો વાઇસ ચાન્સેલર , પ્રો. આનંદશંકરભાઇનાં પ્રથમ દર્શન આ પ્રમાણે ભંડુરી મુકામે કરવાનો સુયોગ મને પ્રાપ્ત થયો. પણ તે દિવસોમાં હું તો મૂઢ બાળક હતો; તેમની યોગ્યતા કેવી અને કેટલી તે વિષે મને કશું

ભાન ન હતું. બંકુરીમાં અમારા મુકામ પાસે જ એક પ્રાથમિક શાળા હતી. ત્યાં કલ્યાણભાઇ જોડે આ વિદ્વાન અધ્યાપક ગયેલા: છોકરાંઓને સવાલો પૂછીને ઇનામો આપેલા તેટલું અવશ્ય મારા સ્મરણમાં છે. ત્યાર પછી છેક ઇ. સ. ૧૯૦૫ માં ગુજરાત કોલેજના પ્રીવીયસના વર્ગમાં સંસ્કૃત પ્રોફેસર તરીકેના શિક્ષણનો તેમને લાભ મળેલો આણંદશંકરભાઇ જોડેનો કલ્યાણભાઇનો પરિચય તેમના પિતાશ્રી રાજકોટમાં હતા ત્યારથી થએલો. બંકુરીમાં તે ગાઢો થયો. ઇ. સ. ૧૮૯૮ ના ડિસેમ્બરમાં રાજકોટમાં તેમને કલ્યાણભાઇએ જમવા નોતરેલા. આ પ્રમાણે કલ્યાણભાઇનાં અવસાન સુધી સંબંધ ચાલુ રહેવા પામેલો કલ્યાણભાઇનાં પોતાનાં જીવનના આ ગાળામાં તેમને એક બીજા ઘણા પ્રખ્યાત અને પ્રખર વિદ્વાન પરમ વૈષ્ણવ પંડિત શ્રી ગટુલાલજીના નિકટ પરિચયનો લાભ મળ્યો. જુનાગઢ રાજ્ય અને હવેલી વચ્ચેના મતભેદને અંગે તેઓ શ્રી જુનાગઢ આવેલા કલ્યાણભાઇને આ પ્રજ્ઞાચક્ષુ વિદ્વાનના અવધાનના પ્રયોગો જોવાની અમૂલ્ય તક સાંપડી. તેમનાં વ્યાખ્યાનોમાં પણ હાજરી આપતા હવેલીના કામકાજમાં ગટુલાલજી કલ્યાણભાઇની સલાહ લેતા તેથી બંને એક બીજાને સાચી રીતે ઓળખી શકયા. સિદ્ધાંતને ચૂસ્ત પણે વળગી રહેવાનું તેમનું મનોબળ પણ કલ્યાણભાઇના જોવામાં આવ્યું. ડાયરીમાં એવી નોંધ છે કે " પંડિત શ્રી ગટુલાલજી કહે છે કે હવેલીના મહારાજનો માત્ર એક વ્યવસ્થાપક તરીકેનો દરજ્જો સ્વીકારવો પડે તો તેના કરતાં હું રાજ તરફથી મળતી વાર્ષિક રકમ જતી કરવા તૈયાર છું." આજ પંડિતશ્રીનાં અકાળ અવસાન બાદ તેમનાં સ્મારક અંગેની હિલચાલમાં કલ્યાણભાઇએ પૂરા સદ્-ભાવથી ભાગ લીધો હતો. આ સમયમાં થયેલાં બે અવસાનની નોંધ લેવી આવશ્યક છે. જેઠાભાઇ બક્ષીના મિત્ર, કુટુંબના ખેરખાં—સદ્ ચરિત્રવાન રાજકોટની રાજકુમાર કોલેજના પ્રિન્સીપાલ ચેસ્ટર મેકનોટનનું અવસાન તારીખ ૧૦-૨-૯૬ ના રોજ રાજકોટ મુકામે થયું. તેમના અવસાનની નોંધ કેપ્ટન બેલે પોતાનાં સૌરાષ્ટ્રના ઇતિહાસ નામના પુસ્તકમાં લીધી છે તેનું અવતરણ અહીં ટાંકી નમ્ર અંજલિ આપીશું.

"Less than a month after this, occured another grievous loss when Mr chester. Macnaughton the first and universally loved principal of the Rajakumar College, died at Rajkot. His loss

at a comparatively early age was very real; for, his conspicuons abilities contributed perhaps more than any other one factor to the enlightenment and progress which today characterize those ruling chiefs who at the early stages of their lives came under his fostering care."

થોડા વખત બાદ આ સાધુ પુરુષનુ ભવ્ય બાવલું તેમનાં સ્મારક તરીકે ના. ગવર્નર સાહેબના હસ્તે ખુલ્લુ મુકવામાં આવ્યું. રાજકોટમાં રાજકુમાર કોલેજના ચોગાનની મધ્યમાં આ નિર્મળ ચિત્ત ધરાવનાર પુરુષનું બાવલું આજે પણ જોવામાં આવે છે અને તે જોતાં આપણું હૃદય સહેજે તેને નમન કરે છે.

ઇ. સ. ૧૮૯૭ મા કલ્યાણભાઈનાં માતુશ્રીનું અવસાન થયું. પોતે અંધ હતાં અને મંદવાડ ગંભીર હતો છતાં બનતા સુધી કોઇની પણ મદદ લીધા વગર ગમે તેટલી તકલીફ સહન કરી પોતાનું કામ જાતે ચલાવી લેવાની તેમની સ્વાશ્રયી પ્રકૃતિ વિષે કલ્યાણભાઇએ નોંધ કરેલી છે. જાદુભાઈની અનન્ય માતૃસેવાની પણ અંતરથી પ્રસંશા કરી છે, અને અવસાન બાદ કરેલી નોંધમાં જણાવે છે કે, " In her death is lost the chain that kept us-brothers-united. May her memory serve the purpose now." આ જ સમયે એટલે ઈ. સ. ૧૮૯૭ ના ઓક્ટોબરમાં એક તરફથી કલ્યાણભાઈનાં માતુશ્રી છેલ્લી માંદગીના બીછાને હતાં ત્યારે બીજી તરફથી ત્રણ વર્ષ અગાઉ અવસાન પામેલા પોતાના વચેટ ભાઈ સ્વ. પ્રેમાભાઇના માત્ર દશ વર્ષની વયના મોટા પુત્ર મૂળવંતભાઇ ગંભીર માંદગીમાં પટકાયા. તાવ ઘણો સખ્ત રહેતો. વડીલ ભાઇએ જોષીને પૂછતાં વર્તારો નિરાશાજનક નીકળ્યો ચંડી પાઠ કરાવ્યા અને સૌનાં મન વિહ્વળ બની ગયાં. પણ જાગતી જ્યોત જેવાં તેનાં દાદીમાએ જાણે પોતાના પૌત્રની ઘાત પોતા ઉપર ઉતારી લીધી હોય તેમ તેમનું અવસાન તા. ૧૭–૧૧–૯૭ ના રોજ થયું અને ત્યારથી મુળવંતભાઇને આરામ થવા લાગ્યો. સૌનો શ્વાસ હેઠો બેઠો.

ત્યાર પછી કલ્યાણભાઇના નાનાભાઇ માધુભાઇને સખ્ત તાવ આવેલો

ત્યારે તેઓ ચિંતા મગ્ન થયેલા. મેલેરિઆ બહુ જોર પકડી ગયો હતો, બરોળ વધી ગઇ હતી, અને લીવર બગડયું હતું. રાજકોટના સરજનની સારવારથી તાવ અટકયો. આ મંદવાડ એક મહિનો ચાલ્યો હતો. પાછળથી માધુભાઇ હવા ફેર માટે ચોરવાડ ગએલા.

પ્રેમાભાઇનાં અવસાન પછી રાજકીય અને જાહેર પ્રશ્નો પરત્વે હવે ફક્ત માધુભાઇ જોડે કલ્યાણભાઈ ચર્ચા કરતા તેમ જ તેમની સલાહ લેતા. આ બે ભાઈની બેલડી ઈ. સ. ૧૯૧૨ માં માધુભાઇનાં અકાળ અવસાનથી ખંડિત થઇ. અત્યારે એટલે ઇ. સ. ૧૮૯૭-૯૮ માં તેઓ રાજકોટમાં વકિલાત કરતા હતા. તે પહેલાં જુનાગઢ રાજ્યનાં બેરાઇમાં ડિસ્ટ્રિક્ટ જડજ નિમાયા હતા, અને ત્યાર પછી જુનાગઢમાં રાજ્ય પ્રકરણી કોર્ટના જડજ તરીકે પણ તેમણે કામ કરેલું. તેમને માટે કલ્યાણભાઇએ પોલીટીકલ એજન્ટ હંટર સાહેબને વારંવાર કહેલું. પરિણામે કેવળ તેમની લાયકાતના કારણે અપવાદ રૂપે વગર પરીક્ષાએ પહેલા વર્ગના વકિલ તરીકે વકિલાત કરવાની તેમને સનંદ મળી એક તરફથી કલ્યાણભાઈ પોતાનું છુટક વકિલાતનું કામ ઓછું કરે જતા હતા અને બીજી તરફથી માધુભાઇની વકિલાત ઝડપથી જામતી હતી. કલ્યાણભાઈના જુના કેસો અને અસીલો રૂપી પાયાનો લાભ માધુભાઇને મળ્યો એમ ગણીએ તો પણ તે પાયા ઉપર માધુભાઇએ વકિલાતના કામ રૂપી ભવ્ય ઈમારત ઉભી કરી. અને તેમનું અવસાન થયું ત્યાર પહેલાં થોડા વરસોથી તેઓ બિમાર રહેલા હોવા છતાં તેમની ઉચ્ચ માનસિક શકિતને લીધે મુસદ્દાઓ અને અપીલો ઘડવાનું અગર મોઢેથી ઉતરાવવાનું (લખાવવાનું) કામ ધમધોકાર ચલાવતા. હજુ એક વધુ મંદવાડના પ્રસંગની નોંધ કલ્યાણભાઇની ડાયરીમાંથી લેવાની છે. ઇ. સ. ૧૮૯૯ માં તેમના ખાસ પ્રીતિપાત્ર ભત્રીજા છેલભાઇના મંદવાડનાં કારણે કલ્યાણભાઇ રાજકોટ આવ્યા. છેલભાઇને શરદી અને ગળાંનો સોજો હોવાથી બોલી પણ શકતા ન હતા. આસીસ્ટંટ સરજનને બોલાવી લાવવામાં આવ્યો અને ત્યાર પછી છેલભાઇનું દરદ ઘટવા માંડયું. આ તાવનો પ્રકાર acute influenza નો ગણવામાં આવેલો પરંતુ હવે અવસાન અને મદવાડના બનાવો છોડી ખુશાલીના તેમ જ શુભ પ્રસંગો બાબત થોડી હકીકત નોંધીશું.

ઇ. સ. ૧૮૯૯ની શરૂઆતમાં છેલભાઇ બી. એ. થયાના ખબર જાણી

કલ્યાણભાઇ ખુબ જ ખુશી થયા કારણ કે જેડા અક્ષીના પૌત્રો પૈકી એ પ્રથમ ગ્રેજ્યુએટ હતો.

તે જ સાલમાં અનુક્રમે મોહુભાઇના મોટા પુત્ર જયંતીભાઇના લગ્ન અને બીજા બે પુત્રો ભોગીભાઇ રતીભાઈ અને ભત્રીજા મુળવંતભાઇને જનોઈ આપવાની ક્રિયા, તેમ જ કલ્યાણભાઈના પુત્રોમાંથી મુળભાઇનાં લગ્ન અને હેમતુભાઈના યજ્ઞોપવિત સંસ્કાર, આટલા શુભ પ્રસંગો ઉજવાયા. મુળભાઈના લગ્ન પ્રસંગમાં જામનગર મુકામે જુનાગઢ રાજ્ય તરફથી રૂ. એક હજાર નો રોકડ પોશાક લઈ રાયજીસાહેબના ભાઈ રા નરસંગભાઇએ જાતે આવી બહુમાન આપ્યું હતું. જનોઇ–પ્રસંગ ઉપરનો એક ટુચકો નોંધવા યોગ્ય છે. જનોઇ આપવાની વિધિ ચાલતી હતી ત્યારે પુરોહિતે કલ્યાણભાઇને કહ્યું, બ્રહ્મચારી બટુકને ( મને ) કહો કે તું તારા પિતા જેવો થાજે. કલ્યાણભાઇએ મારા સામે નજર ફેરવી માથે હાથ મૂકી કહ્યું, " માત્ર એક બાબત શિવાય બધી બાબતમાં મારા જેવો થાજે." મેં પૂછયું –" તે કયી બાબત ? " તેમણે હૃદયના ઊંડા લાગણીદર્શક અવાજથી કહ્યું ' મારા જેવો ક્રોધી ન થાઇશ. " મેં કહ્યું "તમે કાંઇ ક્રોધી નથી." પણ તુરત કલ્યાણભાઇએ પ્રત્યુત્તર આપ્યો કે, " તું ન સમજે, મારામાં ક્રોધ ઘણો ભર્યો છે. " કેવું તલસ્પર્શી આત્મનિરીક્ષણ અને પોતાના નાના દોષ પણ ઉગ્ર સ્વરૂપમાં ગણવાની કેવી મહત્તા આજે પીસતાળીસ વર્ષના ગાળા પછી ઉપરોક્ત સંવાદ અત્યારે જ ચાલી રહ્યો હોય એવું આ બાબતનુ સ્મરણ મારા હૃદયમાં તાજું રહ્યુ છે હજુ એક વિશિષ્ટ પ્રકારના શુભ પ્રસગની નોંધ લેવી બાકી છે. પોતાના પરમ સ્નેહી કુ. શ્રી. હજભમજી સાહેબનાં પ્રથમ પત્ની ગુજરી જવાથી તેમનાં લગ્ન ગત પત્નીના બેન અનુપમાવતી જોડે થવાનાં હતાં. આ પ્રસંગને અગે એવું ઠર્યું કે હજભમજી સાહેબની વર યાત્રા કલ્યાણભાઇને ત્યાં આવે અને ત્યાં તેમનુ પોંખણુ તેમ જ લગ્ન વિધિ થાય. મ લબ કલ્યાણભાઇ પરણનાર કન્યા અનુપમાવતીના ધર્મના ભાઇ ઠર્યા. આવા ગજવંશી લગ્ન પોતાને ત્યાં થવાનાં હોવાથી તેને અનુરૂપ તૈયારી, પુરતું ખર્ચ કરીને હોંશભેર કરવામાં આવેલી. કુ. શ્રી. પોતે તેમ જ તેમના મિત્ર માંગરોળના શેખ સાહેબ અમારા મકાન પર આવી આ પૂર્વ તૈયારી જોઇ આવ્યા અને બહુ ખુશ થયા. આવા લગ્ન પ્રસગે રાજવંશીઓ તેમ જ પ્રતિષ્ઠિત ગૃહસ્થો હાજરી આપે એ તો સહજ સમજી શકાય તેવું છે. આખી રાત આ લગ્નની ધમાલ અમારે ત્યાં રહી હતી. લગ્ન પહેલાં

અનુપમાવતીના પિતાશ્રીનો ભાવપૂર્ણ પત્ર કલ્યાણભાઇ ઉપર નીચે મુજબ આવેલ:—

Sihor 2nd February 1899

Dear Mr. Kalyanrae,

I was really glad when I heard that my daughter's marriage-ceremony was to be performed at your place and that henceforward she woud have such a worthy brother like your good self. Let me assure you that this Shastric connecetion between our families will not be forgotten even by my grand-Children.

With kindest regards
yours ever sincerly
Harisinhji Rupsinhji

હવે થોડી છુટી છવાઇ બાબતો ડાયરીને આધારે જણાવીશું. જુનાગઢમાં વઝીર સાહેબ બહાઉદ્દીનભાઈના મહેલમાં x rays–ક્ષ. કિરણોની પેટી તેમ જ ફોટાઓ જોવાનો કલ્યાણભાઇએ લાભ લીધો હતો. તે સમયમાં તો આવી બાબતોના નામ પણ કોઇ જાણતું ન હતું. આવી નવીન શોધનાં જે સાધનોનો ફેલાવ હજુ હમણાં હમણાં થઇ રહ્યો છે તેવાં સાધનો આટલાં વર્ષો પહેલાં વઝીર શ્રી બહાઉદ્દીનભાઇએ પોતાને ત્યાં વસાવેલ !

બીજી વાત એ કે રાજકોટમાં કલ્યાણભાઇએ પોતાનાં નવાં મકાનમાં એક અવિધિસરની સ્વ–જ્ઞાતિ જનોની સભા બોલાવેલી, અને તે સભામાં હાલાર પ્રાંતના નાગરો માટે વિદ્યાને ઉત્તેજન આપવાના આશયથી તેમ જ નિરાધાર કુટુંબોને મદદ આપવા ખાતર એક ભંડોળ ઊભું કરવાનું ઠરાવ્યું. જો કે પાછળથી ઘણા લોકોનો આ બાબતમાં ઉત્સાહ મંદ પડી ગયો હતો છતાં ફંડ કરેલું તેમાંથી થોડા ઘણા જ્ઞાતિજનોને કાંઈ ને કાંઇ લાભ તો મળ્યો છેજ. પોતાના વડીલ પિત્રાઇ ભાઇ ઉપર રાજ્યની નોકરીને અંગે આપત્તિ આવી પડેલી ત્યારે બનતી મદદ કરવા તત્પર થયા હતા. પહેલાં તો સ્થાનિક માહીતિ

મેળવવા પોતાના સ્નેહી પોપટ આચાર્યના ભાઇ વકિલ હરજીવન આચાર્યને તે સ્થળે મોકલ્યા ત્યાર પછી રાજકોટના બાહોશ વકિલ સ્નેહી ટીકાભાઇ કાજીની સલાહ લીધી. છેવટ પોતે તેમ જ માધુભાઇએ મળી ગન્ત્ય દંડની રકમ ભરવામાં સૌથી મહત્વનો ફાળો આપ્યો અને તેમ કરી આ વડીલ બંધુને અટાકયતમાંથી મુક્ત કરાવ્યા.

અંગત બાબતમાં એ તો કહેવાઈ ગયું છે કે, કલ્યાણભાઈ સ્વમાનભંગ ભાગ્યે જ સહન કરતા. એક વાર જુનાગઢમા આવો સ્વમાન ઘવાય તેવો પ્રસંગ બન્યો. જુનાગઢમાં ગવર્નર સાહેબના આગમન પ્રસંગે તેમને સરન્યાયાધીશ પછીની બેઠક દરબારમાં આપવામાં આવી. વ્યવસ્થાપકોએ ઇરાદાપૂર્વક એ બેત કરેલો એમ કલ્યાણભાઇને જણાયું; આથી તે પ્રસંગ પછી થોડાં વર્ષ પર્યંત કોઇ પણ દરબારમાં તેમણે જવાનું મોકુફ રાખ્યું હતું. આ બાબતમાં તેમણે માધુભાઇ તેમ જ મે. ગુલાબદાસભાઇ પાસે પોતાનું હૃદય ખોલેલું. ગુલાબદાસભાઇએ એવી મતલબનું કહ્યું કે તમને અવસ્ય અન્યાય થયો છે; પરંતુ તેને અંગે આટલી હદ સુધી ગ્લાનિ ન થવા દેવી જોઇએ. પાછળથી આ અને એવી બીજી કેટલીક બાબતમાં યોગ્ય વ્યવસ્થા કરવામાં આવી. રાજ્યનાં ઘણાં અગત્યનાં કામો તેમ જ કૌટુંબિક અને બીજી વ્યવહારિક ફરજો બજાવ્યા ઉપરાંત તક આવે કલ્યાણભાઇ પોતાનાં બુદ્ધિ અને હૃદયનો વિકાસ થાય તેવી બાબતોમાં ખાસ રસ લેતા. જેમ કે એક વાર ઉદેપુરથી ઇતિહાસકાર રા રા ગૌરીશંકર બીજાં ચાર માણસો સહિત શોધ-ખોળનાં કાર્ય માટે જુનાગઢ આવેલા; કલ્યાણભાઇએ તે સર્વને પોતાને ત્યાં મેમાન તરીકે સત્કાર્યા હતા અને તેમના નિવાસ માટે પડોશમાં જ જુદા મકાનની વ્યવસ્થા કરાવી હતી. આથી આ વિદ્વાન ગૃહસ્થ જોડે વાતચિત-ચર્ચા કરવાનો સારો લાભ મળ્યો. ( આજમ ગૌરિશંકર એ જ પ્રખ્યાત ઇતિહાસકાર ગૌરિશંકર ઝા. હોવા જોઇએ. ) ઉપરાંત નોંધપોથીમાં જણાવ્યા મુજબ રતિરામ દુર્ગારામનાં ‘ આરકિઓલોજી ’ એ વિષય ઉપરનાં તેમ જ કાશીના એક વિદ્વાન સ્વામીજીનાં ભાષણો નિયમિત સાભળવાનો ક્રમ રાખ્યો હતો.

આ પ્રમાણે અનેકવિધ પ્રવૃત્તિઓમાં જુનાગઢમાં ચાર વર્ષ વીતાવ્યાં. આ સમય દરમિયાન ગયજી સાહેબ તેમને રાજ્યની કાયમની નોકરીમાં ખેંચવા પ્રયત્ન કરી રહ્યા હતા, પરંતુ હજુ કલ્યાણભાઈ તેમાં સંમત્ત થયા ન હોતા

આ ખેંચતાણને સંબંધ કર્તા રોજનિશિનાં થોડાં અવતરણો તેમ જ બંને ગૃહસ્થો વચ્ચેનો પત્ર વ્યવહાર રસપ્રદ નીવડશે.

તા. ૫-૪-૧૮૯૭ ના રોજ નોંધ છે કે —

" Saw Raiji Saheb. Submitted to him my proposal to practice as a pleader because (1) it is not advisable to lose touch with the profession and it is impossible to retain that touch under the present circumstances of my position here etc.

He advised me to continue here for reasons which he said he could not expressely state to me now. I have asked him to Kindly reconsider the view."

૫-૧૨-૯૭

" At night saw Raeji and told him of my decision to revert to Pleader's life. He talked in enigmas. Said he was so sure of better prospects for me by my stay here that he would as a friend try to keep me against my wishes I would be doing good not merely to myself but to many-so he thinks "

I am not inclined to make myself dependent on Junagadh. Resolved to consult Mr. Bezonji."

તા ૨૪-૧-૯૮.

" At night received a confidential note from Mr. Raeji He wishes to see me rise to eminence in Junagadh and would do his best to bring it

about in due course and therefore insists that I should not leave the state as I contemplate doing "

તા ૨૫-૧-૯૮.

" Replied to Raeji's note telling him that a frank interchange of ideas at a personal interview was necessary before I could come to any de finite conclusion "

તા. ૨૪-૧-૯૮ સોમવાર.

રા. રા. ભાઈશ્રી કલ્યાણરાયજી,

વિ. કે જે કાંઇ થવું તેનો સઘળો આધાર ઇશ્વરેચ્છા ઉપર રહેલો છે, પરંતુ તમને આ રાજ્યમાં મોટા અધિકાર ઉપર જોવાને અને તેમ થાય તે માટે પ્રસંગ આવે મારાથી બનતું કરવાને હું ઘણો ચાહું છું. આવું થવામા હાજરી, ચાલતો સંબંધ, અને પ્રસંગે પ્રસંગે પરસ્પરનો અનુભવ જેટલી સહેલાઈ કરી આપે છે તેટલી જ મુશ્કેલી તે સઘળુ ન હોય ત્યારે ઊભી થાય એમ ઘણા અનુભવીઓએ જોયેલું છે, મારા અભિપ્રાય પ્રમાણે તમે વકિલાતના ધંધામા તમારો અને બીજા જેટલાનો લાભ મેળવી શકશો તેના કરતા આ રાજ્યનો યોગ્ય અધિકાર અને વધારે વિશ્વાસ મેળવીને તમારૂ પોતાનુ જ નહીં પણ બીજા ઘણાઓનુ ઘણુ વધારે સારૂં કરી શકવાની જોગવાઇ મેળવવા શકિતવાન થઈ શકશો,

વળી આપણા પૈકીના જેઓ રાજ્યની શરૂઆતથી જ પોતાની અસાધારણ બુદ્ધિ શકિત અને એકનિષ્ઠા તથા વફાદારીથી પોતાના જીવ સહિતનો ભોગ આપી સર્વને ઘડો લેવા લાયક રીતે રાજ સેવા કરી જવાને તથા કરતા રહેવાને ભાગ્યશાળી થઇ ગયા છે અને થાય છે, તે પંકિતમા આવવાની તક મેળવવા માટે આખા કાઠિઆવાડમા જુનાગઢનું રાજ બીજા બધા રાજ્યોથી બંની રીતે ઘણુ શ્રેષ્ઠ અને વિશાળ છે, તેમ જ નોકરીનો બદલો આપવામા તથા મહેરબાની બતાવવામાં ઘણું ઉદાર છે.

× × ×

× × ×

વિ પુરુષોત્તમરાય સુંદરજી ઝાલા

જુનાગઢ

તા. ૧૯–૨–૯૮

શનીવાર

મે પુરુષોત્તમરાયભાઇ,

આપની પ્રીતિ, વિશ્વાસ અને તેથી ઉત્પન્ન થતી શુભેચ્છા મને મળ્યાં છે. એવી અનુકૂળતા હોવા છતાં આંહી સ્થાયી થવાની આપની સલાહ વિષે ચર્ચા કરવાની હું જરૂર ધારૂં છું: એ એક દૃષ્ટિથી પોતે પોતે પોતાના દુશ્મન થયા જેવું દેખાય; પરંતુ જે સલાહ આપે મારી અમુક ખાસીયતો (જે કદાચ એકંદર દોષ રૂપ દેખાશે એવી મને શંકા રહે છે.) ની માહીતિ વિના આપી છે, તે આ કારણસર ફરી વિચારમાં લેવરાવવા જેવી મેં ગણી છે.

રાજ્યનુ વિશાળપણું અને નોકરીની કદર કરવામાં ઉદારતા બંને નિર્વિવાદ છે. પણ તેમા પહેલુ સ્વતઃ છે ને બીજું જે તે વખતના અગ્રેસરના સ્વભાવ જોડે ટકી રહેલું છે. માટે વિચારવાનું એ છે કે, જેને હાલના અગ્રેસરો સારી નોકરી સમજે તેવી બજાવવાની યોગ્યતા મારામા છે કે નહિ ? ન હોય તો વિશાળપણું તથા ઉદારતા મારે સંબધે ઉપયોગનાં રહેતાં નથી.

ગમે તે પ્રકારે વધુમાં વધુ નફો મેળવી લેવાની વૃત્તિ કરતાં ન્યાયવૃત્તિથી મળે તે નફાને જાયુનું કૌવત આપનારો સમજતા હોય તેવા માણસો ઉપયોગના થઇ શકે ખરા ?

વગ–વસીલો ધ્યાનમાં નહિ લેવો એ મતમા હું નથી. વિશ્વાસપાત્ર અને જાણીતાનો બધા ધંધામાં ખપ છે; તથા પરસ્પર મદદ એ માણસોનું મુખ્ય લક્ષણ છે. એટલે પૂર્વજોની રાજ સેવા તથા હાલ રાજ્યમાં અગ્રેસર હોય તેનો સંબંધ ઉપયોગનાં થાય એ સ્વાભાવિક છે; પરંતુ સરખી યોગ્યતામાં જ વગનો લાભ મળે. શરૂઆતના પગાર અને દરજ્જો યોગ્યતા કરતાં વધુ તફાવતવાળાં ન થાય. દાખલ થયા પછી વધવાનું સર્વને માટે નોકરીની મુદત તથા લાયકી ઉપર રહે, ઉપરી અને તાબેદારનો સંબંધ સમજવો સૌ ફરજીઆત દેખે અને અપ્રમાણિક ભીતિમાં રહે એ સ્થિતિ લાવવા તરફ હંમેશાં ગતિ થયા

કરવી જોઇએ એવી ચાહનાવાળા સુખથી રહી શકે કે નહિ ? × ×

× × ×

ઉપરની મારી ખાસીયતો તથા વિચારો જાણ્યા પછી, આપેલી સલાહ રાજ્યના હિત ખાતર કે મારા હિત ખાતર બદલવા જેવી જણાય તો તેટલા પરિણામ માત્રથી જ મને જાણીતો કરવો બસ થશે. બીજી તરફ જો મારી કાંઇ સમજફેર છે એવો અભિપ્રાય કાયમ રહે તો સાંભળવા હું તૈયાર અને ખુશી છું.

× × ×

આપની મમતા, વિશ્વાસ અને સારી ઇચ્છા માટે થતી ઉપકારની લાગણી શબ્દોમાં કહી બતાવવાનું યોગ્ય નહીં ગણાય એટલે દરજ્જે આપે સંબંધ વધાર્યો છે; એટલે એ લાગણી મનમાં સમાય છે. અનાયાસ પ્રસંગે કૃત્યો દ્વારા માત્ર તે દેખાય.

લિ. કલ્યાણરાય જેઠા બક્ષીના
પ્રણામ.

ટાંકેલા અવતરણોથી જણાશે કે રાયજી સાહેબ અને કલ્યાણભાઇ વચ્ચે tug of war ગજ–ગ્રાહ જેવી ખેંચતાણ આશરે ત્રણ વર્ષ ચાલી, આખરે બેમાંથી કોઇ એકે પોતાની વાત ન છોડી, પણ એક અણધાર્યા પ્રસંગમાંથી આ બાબતનો નીવેડો થયો. રાયજી સાહેબની ઇચ્છા કલ્યાણભાઇને ક્રમે ક્રમે રાજ્યના સૌથી ઉન્નત હોદ્દા સુધી લઇ જવાની હતી. વચ્ચેના ગાળા માટે પણ રાયજી સાહેબે ખાતરી આપેલી કે રાજ્ય પોતાની અનોખી રીતથી કલ્યાણભાઇએ બજાવેલ સેવાનો યોગ્ય બદલો આપશે પણ કલ્યાણભાઇ તે સમયનાં મંત્રિ-મંડળની રાજ્યનીતિ પરત્વે મતભેદ ધરાવતા હતા. અને મતભેદના મુદ્દાઓ ખુલ્લા દિલથી રાયજી સાહેબ સમક્ષ તેમણે મૂકેલા. રાયજી સાહેબે તેનું યથા-શક્તિ સ્પષ્ટીકરણ કરેલું. આ બાબતમાં કલ્યાણભાઇએ માધુભાઇ તેમ જ ગોંડળના દિવાન બેઝનજી સાહેબની સલાહ માગી હતી. માધુભાઇએ જણાવ્યું કે, " રાયજી સાહેબ એવી ખાતરી આપે છે કે, તમો બંનેની રાજ્યનીતિમાં

ખાસ ભેદ નથી. પરંતુ તે બાબતમાં તો હું શંકાશીલ છું. છતાં રાયજી સાહેબે સાચા દિલથી દરખાસ્ત કરી છે, માટે ઉતાવળથી તે તરછોડવી નહિ." દિવાન બેઝનજીએ અભિપ્રાય જણાવ્યો કે, "તમારી પ્રકૃતિ જોતાં તમને નોકરી કરતાં વકિલાતનો ધંધો વધારે અનુકૂળ પડશે. અને જો કે વધતી જતી હરીફાઇના સમયમાં વકિલાતના ધંધામાં નોકરીમાં મળતા પગાર જેટલી જ આવક મળશે એવી ખાતરી ન આપી શકાય; છતાં તમે તે ધંધામાં એવા કુશળ છો અને તમારી યોગ્યતા હવે તો એવી જાણીતી થઇ ચુકી છે કે તમને અર્થ પ્રાપ્તિમાં જરા પણ અડચણ નહીં આવે. ઉપરાંત "Independence has a value of its own" પણ છેવટનો નિર્ણય તો તમારે જ કરવાનો છે."

આ પ્રમાણે ખેંચતાણ ચાલી રહી હતી, દરમ્યાન ઇ. સ. ૧૮૯૯ નું ચોમાસું તદ્દન નિષ્ફળ નીવડ્યું એજન્સીની સૂચનાથી જુનાગઢ રાજ્યના મહાલોમાં ફરી, ખેતીની અને પાણીના પુરવટાની પરિસ્થિતિ અવલોકવા, કુવા-તળાવ કેટલાં છે અને કેવી હાલતમાં છે, જુનાં પૈકી કેટલાં ફરી સારી સ્થિતિમાં લાવી શકાય તેમ છે, કેટલાં નવાં કરવાની જરૂર છે, વગેરે બાબતોનો અહેવાલ તૈયાર કરે તેવા યોગ્ય માણસની જરૂર ઊભી થઇ. રાયજી સાહેબે તો કલ્યાણભાઇ ઉપર આ કાર્યની ધુંસરી નાખી, હજુ કલ્યાણભાઈ જુનાગઢ રાજ્યની સ્થાયી રીતસરની નોકરીમાં જોડાયા ન હોતા તે ધ્યાનમાં રાખવાનું છે, પણ કલ્યાણભાઇએ જનહિતનું આવું કાર્ય માથે લેવા ના ન પાડી. આને અંગે સતત અથાગ કામ કર્યું. આ પ્રાથમિક તપાસણીનું કામ તેમ જ જુનાગઢ રાજ્યમાં મુલ્કી અધિકારી નીમાયા પછી તેમ જ છપ્પનના દુષ્કાળ વખતે દુષ્કાળ નિવારણ માટેના મુખ્ય અધિકારીની સત્તા સોંપાયા પછી કલ્યાણભાઇએ કરેલાં ભવ્ય અને ચિરસ્મરણીય કામની વિગતવાર હકીકત આવતા પ્રકરણમાં આપીશું.

આ પ્રાથમિક તપાસણીનું કાર્ય કલ્યાણભાઈ કરી રહ્યા હતા તેવામાં રાયજી સાહેબે તેમને જુનાગઢ તા. ૨૨-૧૦-૧૮૯૯ ના રોજ બોલાવ્યા. આવ્યા ત્યારે કહ્યું કે "મારો વિચાર તમને આ રાજ્યના મુલ્કી અધિકારી-સરસુબા તરીકે માસિક રૂપીઆ પાંચસોના દરમાયાથી નીમવાનો છે. જો કે હાલ તમને ફુરસદના સમયમાં છુટ વકીલાત કરવાની પરવાનગી છે અને છતાં

રૂપીઆ પાંચસો મળે છે, તેથી સરખામણીમાં આ પગાર ઓછો ગણાય છતાં ગંન્ય પોતાની વિશિષ્ટ રીતે તેનું વળતર આપશે, હું તમને આગ્રહ પૂર્વક આ હોદ્દો સ્વીકારવા કહું છું."

અત્યાર સુધી અસ્પષ્ટ દરખાસ્તો રજુ થાતી હતી પણ હવે તો ચોકકસ પ્રકારની દરખાસ્ત આવી. આ તો ધર્મ સંકટ આવ્યું એક બાજુ આવકમા ચોખ્ખી રીતે ઘટાડો થતો હતો તો બીજી બાજુ રાયજી સાહેબના સ્નેહ ભર્યા આગ્રહનો અસ્વીકાર કરવો એ મુશ્કેલ થઈ પડયું. મુઝાઈને કલ્યાણભાઈએ પોતાના વડીલ તુલ્ય બેરિસ્ટર પંડિત સાહેબની સલાહ પૂછી. વળતી ટપાલમાં જ પંડિત સાહેબનો જવાબ આવ્યો કે, " આર્થિક નુકશાન વેઠીને પણ છેવટ એક વર્ષ માટે તમે આ નોકરી સ્વીકારી લ્યો, એવો મારો આધીન મત છે. કારણ, આખા હિંદ ભરમાં દુષ્કાળની આપત્તિ ઝઝૂમી રહી છે. તેથી આવા સમયમાં તમારી મુલ્કી અધિકારી તરીકેની સ્થિતિ રઈતને અને ખાસ કરીને ખેડૂત વર્ગને બહુ જ ઉપકારક થઇ પડશે." બસ થઈ ચૂકયું પાસા નખાઇ ચૂકયા. તા ૨૪-૧૦-૯૯ ના રોજ કલ્યાણભાઇએ રાયજી સાહેબને જણાવ્યું કે, "હું આપની દરખાસ્ત સ્વીકારવા રાજી છું." રાયજી સાહેબ તો બહુ જ ખુશ થયા અને તા. ૨-૧૧-૯૯ ના રોજ તો કલ્યાણભાઇને પોશાક આપી મુલ્કી અધિકારીનો ચાર્જ સોંપાવી દીધો. પંડિત સાહેબનો પત્ર આવતાં જ નમ્રતાપૂર્વક ડાયરીમાં ઉદ્‌ગાર દર્શાવ્યો છે કે:—

" May God grant it. " " પ્રભુ પંડિત સાહેબની તેવી ઇચ્છા પાર પાડો. "

સાત્ત્વિક-વૃત્તિવાળા જેમનામાં માનવ દયા સભર ભરી હતી એવા પંડિત સાહેબ તે સંયોગમાં બીજું કહે જ શું?

જીવનભર તેમની ભાવના એવી હતી કે –

" મારે રાજ્ય અગર સ્વર્ગ ન જોઇએ, જન્મ-મૃત્યુના ચક્રાવામાંથી છુટકારો મેળવવા હું તૃષ્ણા રાખતો નથી. મારી એક જ

તમન્ના છે કે, દુઃખીનાં દુઃખનું નિવારણ કરી શકું એવી અનુકૂળતા મને આપો."

કલ્યાણભાઇએ પણ આ ભાવના ઝીલી અને આવા પરદુઃખભંજન પોતાના હિતસ્વી પંડિત સાહેબની સલાહ શિરસાવંદ્ય ગણી તેઓ આખરે જુનાગઢ રાજ્યના ધોરણસંર અમલદાર બન્યા. અને દુષ્કાળ–રાહત કાર્યને અંગે સુખ સગવડને તિલાંજલિ આપીને–એટલું જ નહિ, પોતાના જીવને જોખમે–જે ઊંચ પ્રકારની સેવા તેમણે બજાવી તે બાબતની હકીકત હવે પછીના પ્રકરણમાં રજુ કરીશું.



# પ્રકરણ આઠ

## ઉચ્ચ હોદ્દાઓના ચકરાવામાં

卐

( ૧ )

**[ દુષ્કાળનું ભગીરથ કાર્ય એ જ કલ્યાણભાઇનું ભવ્ય સ્મારક ]**

આપણે જોયું કે વિધિની કોઈ અકળ ગતિથી વકિલાતનો ધંધો ફરી શરૂ કરવો કે જુનાગઢ રાજ્યમાં કાયમી નોકરીમાં જોડાવું એ બાબતના સંકલ્પ-વિકલ્પનો જુદા જ કારણસર અંત આવી ગયો: એકંદરે કલ્યાણભાઇના મનનો ઝોક વકિલાત ફરી શરૂ કરવા તરફ હતો, કાયમી નોકરી સ્વીકારવા તરફ નહિ; કારણ તેમનું અંતર એમ કહ્યા કરતું હતું કે, જુનાગઢ રાજ્યના વાતાવરણમાં પોતાને ફાવટ નહીં આવે.

આમ છતાં પંડિત સાહેબની નેક સલાહ અનુસાર મુલ્કી અધિકારીનું પદ સ્વીકાર્યું. તે પહેલાં પણ એટલે ઓગસ્ટ ૧૮૯૯ થી જ સેવાભાવ ખાતર દુષ્કાળના રાહત કાર્યની પૂર્વ તૈયારીનું કામ તો તેમણે શરૂ પણ કરી દીધું હતું. આ પૂર્વ તૈયારીનાં કામને અંગે ગામડાંઓમાં ફરવાનું હતું. આ તો વકિલાતની દોડાદોડ કરતાં પણ વધારે શ્રમદાયક રખડપટ્ટીનું કામ હતું. વકિલાતમાં તો મોટે ભાગે રેલ્વેની મુસાફરી કરવાની હોય, જ્યારે આંહી તો ટાઢ તડકામાં ગાડાંની મુસાફરી કરવી પડે, પગપાળા જવું પડે અગર ઘોડેસ્વારીથી

ચલાવવું પડે. તેમજ ત્યાં મુકામ કરે ત્યાં ખાવા-પીવા, રહેવાની વ્યવસ્થા કેવી હોઇ શકે તે પણ કલ્પી લેવાનું છે. વળી વકિલાતના કાર્ય માટે મુસાફરી કરવામાં નવાં નવાં સ્થળો જોવાની અને આગળપડતા સદ્‌ગૃહસ્થો સાથે પરિચય બાંધવાની તક મળતી, તેવી આમાં મુદલ ન હોઈ શકે. એવી મોજનાં તો હવે સ્વપ્નાં જ સેવવાનાં રહ્યાં. પણ આ તો પ્રખર સેવા કાર્યનો સમય આવી લાગ્યો હતો. હવે તો તપોમય જીવન જીવવાની દીક્ષા લીધી હતી.

ઇ૦ સ૦ ૧૮૯૯ ઓગસ્ટના અધવચ સુધી વરસાદનું એક બિંદુ પણ ન પડ્યું, અને આગલા વર્ષમાં વરસાદ કમતી પડેલો તેથી આખા દેશમાં ચિંતાનું મોજું ફેલાઈ ગયું. એજન્સીની સૂચના અનુસાર જુનાગઢ રાજ્યમાં પણ પરિસ્થિતિ તપાસી, માહિતી-પત્રકો તૈયાર કરાવવાનું કામ શરૂ કરવામાં આવ્યું. પાટણ-વેરાવળ મહાલોની સ્થિતિ વધારે વિકટ હતી તેથી ત્યાં તો ખાસ પસંદ કરેલા અમલદારને મોકલવાની આવશ્યકતા હતી કળશ કલ્યાણભાઇ ઉપર ઢળ્યો. વડાલા કેસને અંગે કલ્યાણભાઇ આ વખતે રાજકોટ હતા. ત્યાં જ રાયજી સાહેબે ગામડાંની ફેરણી માટે જવું પડશે એવું તેમને જણાવી દીધું હતું. તા. ૧૭-૮-૯૯ ના રોજ કલ્યાણભાઇ વેરાવળ પહોંચ્યા અને ગુલાબદાસભાઇ પાસેથી શું શું કરવાનું છે તે બાબતની વિગતથી વાકેફ થઇ ગયા. તા. ૧૮-૮-૯૮ થી મંગલ મુહૂર્ત કર્યું

તે જ તારીખે વહીવટદારને સાથે લઇ પાંચ ગામડાંઓ જોઇ આવ્યા. તા. ૧૯ મીએ બીજાં પાંચ અને તા. ૨૦ મીએ પણ વધારાનાં પાંચ ગામડાં તપાસ્યાં. આ કામ ઉપરાંત ઓફિસનું દફતરી કામ તો ચાલુ હતું જ, તુમારો ટપાલ દ્વારા આવતાં તેનો રોજે રોજનો નિકાલ કરી મોકલી આપતા.

તા. ૨૨ મીના રોજ કલ્યાણભાઇએ એક પરિપત્ર ગ્રામ પંચાયતો ઉપર મોકલાવ્યો; તે દ્વારા ગામડાંઓની જરૂરીઆતો સંબંધી હકીકત બને તેટલી ત્વરાથી મોકલવા સૂચવ્યું હતું, તેમ જ એવી ખાતરી આપી હતી કે એ જરૂરીઆતો પૂરી પાડવામાં આવશે અને તેને અંગેની આવશ્યક મંજુરી પાછળથી હું મેળવી લઇશ. અને તેમ જ કર્યું. જરૂરી સાધનો માટે ખર્ચની મંજુરી કલ્યાણભાઇએ આપી દીધી.

એ તો જણાવવું જોઇએ કે એક વાર કામ સોંપ્યા પછી રાયજી સાહેબ

અમલદારને પોતાની વિવેક બુદ્ધિ વાપરવાની યોગ્ય છુટ આપતા. નાની નાની બાબતોમાં પણ મંજુરી મળ્યા વગર પોતાની સમજણ મુજબ અમલદારો કાંઇ પણ પગલાં ન ભરી શકે એવું આંહી ન હોતું. તેમાં પણ કલ્યાણભાઈ પ્રત્યે તો તેમને હવે પરમ વિશ્વાસ હતો એટલે મંજુરીની અપેક્ષાએ કાંઇ પણ અધિકાર તેઓ વાપરે તો તે બાબતની તુરત મંજુરી મળી જાતી.

તા ૨૨ મી એ જે વ્યવસ્થા કરી હતી તે બાબતની તેમ જ મદદ માટે અગાઉથી રકમ ધીરેલી તે બાબતની નિર્વિસરની બહાલી માટે નાયબ દિવાન ઉપર લખાણ મોકલી આપ્યું. તે જ તારીખની ડાયરીમાં નોંધ છે કે, ખોરાક માટે જ માત્ર નહીં પણ બીજવારા માટે પણ અમુક અમુક પ્રકારનાં અનાજ મેળવવામાં ભારે મુશ્કેલી પડશે. તા. ૨૩ મી એ પણ તે જ પ્રકારનું કામ ચાલુ રહ્યું, તેમ જ ઓફિસના તુમારો નીકાલે પાડયા. આ પ્રમાણે વેરાવળ મહાલનાં ગામડાંની તપાસ પૂરી થઈ અને તા. ૨૪–૮–૯૯ થી જ પાટણ મહાલનાં ગામડાંઓ તપાસવાનું શરૂ કર્યું. પહેલે દિવસ પાંચ ગામડાંઓ તપાસ્યાં. તપાસણી કર્યા પછી ડાયરીમાં એવી સૂચક ટીકા કરી છે કે, “ વેરાવળ વહીવટદાર કરતાં પાટણ વહીવટદારે, ખેડૂતોની જરૂરીઆતો વિગેરે સંબંધી વધારે તલસ્પર્શી તપાસણી કરી જણાય છે. ” જાણવા જેવું છે કે, વેરાવળ વહીવટદાર એક ઉચ્ચ અધિકારના નજીકના સગા હોવાથી લાગવગથી તે દરજ્જા ઉપર નીમાયા હતા; બીજી લાયકાત કે અનુભવની ખામી હતી. જુનાગઢ રાજ્યનાં મંત્રિમંડળની રાજ્યનીતિ સાથે કલ્યાણભાઇને કેટલાક મતભેદો હતા, તેમાં આવી નીમણુકોની બાબત મુખ્ય હતી. તા. ૨૭મી સુધીમાં પાટણ મહાલનાં કુલ ૧૮ ગામડાં તપાસ્યાં.

અમુક જગ્યાએ ગામના પટેલે ફરિયાદ કરી કે નહેરનું પાણી અમને મળવાનું બંધ થયું છે; તેથી તા. ૨૮ મી ના રોજ બંને મહાલના વહીવટદારોને સાથે લઇ નહેરની બંને બાજુએ આવેલાં ગામડાંઓની તકરારોનો નિકાલ લાવવા સવારના ઘોડા ઉપર સ્થાનિક તપાસ કરવા નીકળી પડયા. સવારના સાડા આઠથી બપોરના દોઢ સુધી સતત ઘોડાની પીઠ પર જ રહી ફર્યા કર્યું. એટલું જ નહીં, પાણી પીવાનો સમય પણ ન મળ્યો ડાયરીમાં ટુંકી જ નોંધ છે કેઃ—

“ On horse-back from 8-20 to 1-30 and no

drinking water."

પીવા લાયક પાણી ન હોતું તેથી પાણી ન પીધું કે પાણી જ કયાંઇ ન હોતું માટે કે કામની ધગશમાં પાણી પીવાનું યાદ જ ન આવ્યું કે શું હતું તે તો પ્રભુ જાણે.

અને આ કાંઇ લડાઇમાં ભાગ લેનાર સૈનિક કે કોઇ શ્રમજીવી યુવાન કાર્ય કરનાર ન હોતો કે જેને એવું ખડતલ જીવન ગાળવાની ટેવ પડી હોય. આ હતો સુંવાળી ચામડી ધરાવનાર મુત્સદી કોમમાં ઉછરેલ આધેડ વયનો અમલદાર, તે ખ્યાલમાં રાખવા જેવી બાબત છે. સારા નસીબે રાત્રી ગુલાબદાસ ભાઇ જેવા સજ્જન જોડે સગવડતા ભર્યા ઉતારામાં ગાળવાનો યોગ થયો. તા. ૧–૯–૧૮૯૯ સુધીમાં પાટણ મહાલનાં કુલ ૩૮ ગામડાં તપાસ્યાં. તા. ૨૪ મી ઓગસ્ટે પાટણ મહાલ તપાસવાનું શરૂ કર્યું હતું તેનો ખ્યાલ રાખવાનો છે. પછી પાટણ આવી અત્યાર સુધીની તપાસણીને લગતો અહેવાલ તૈયાર કર્યો. તે અહેવાલમા પોતે શું પગલાં ભર્યા અને હવે વિશેષ શું કરવાની જરૂર છે તેની વિગતવાર નોંધ આપેલી. આટલું કરી પાટણથી વેરાવળ આવ્યા. ત્યાં ખેડુતોને આપેલ તગાવી વગેરે બાબતના હિસાબની તપાસણી કરી. આંહી જ જ રાયજી સાહેબનો તેમને ભેટો થયો. રાયજી સાહેબે કહ્યું, હવે જરા વિસામો ખાઓ. અત્રે નવા દિવાન તરીકે ચુનીલાલ સારાભાઇ આવવાના છે તેમ જ જુના દિવાન બેચરદાસભાઈ જવાના છે તે તકે જુનાગઢ આવી જાઓ" તે મુજબ તા. ૩ જી સપ્ટેંબરના રોજ કલ્યાણભાઈ જુનાગઢ આવ્યા. આરામેય લેવા પામ્યા ખરા પણ ગાંધીજી કહે છે તે પ્રમાણે માત્ર કામના પ્રકારની ફેરબદલીથી મળતો આરામ હતો કારણ જુનાગઢમાં દફતરનું ચડત કામ તેમ જ મસલતમાં ભાગ લેવાની પ્રવૃત્તિ વગેરે વ્યવસાય તો હતો જ.

તા. ૭–૯–૯૯ ના રોજ દરબારમાં રા. રા. ચુનીલાલ સારાભાઇને યોગ્ય પોશાક સાથે દિવાન–પદ અર્પણ થયું, અને નિવૃત્ત થતા દિવાન બેચરદાસભાઇને રૂ પાંચ હજાર પોશાક તરીકે તેમ જ રૂ અઢીસો માસિક પેન્શન તરીકે આપવામાં આવેલ છે તેમ જાહેર કરવામા આવ્યું! માટે તો રાયજી સાહેબે કલ્યાણભાઇને જણાવેલું કે જુનાગઢ રાજ્ય પોતાની ખાસ રીતથી નોકરીની કદર કરશે!

દરબારનું કામ પત્યું કે તુરત જ કલ્યાણભાઇ ફરી પોતાના કામમાં પડયા, ખડીઆ તાલુકાને અંગે ખાસ કામગીરી હતી. તેનો, તેમના મદદનીશો રા રા. મગનલાલ સુદરજી અને રા. રા. ત્રીભોવનદાસ રાણાની મદદથી નિકાલ કર્યો. પછી તો ખડીઆ બાબતનો છેવટનો અહેવાલ પોતે જ ઘડી કાઢયો. પોતાના મદદનીશોને વંચાવ્યો, ગુલાબદાસભાઇ પાસે તપાસાવ્યો અને બારખલી અમલદાર મી. સીવીને મળી સમજુતી આપી તે અહેવાલ તેમને સોંપી આવ્યા. આટલું કરી હાશ કરી બેસવા વિચાર કરે છે, ત્યાં રાજકોટથી તેમના ભાઇ જાદુભાઇનો તાર આવ્યો કે, ખાસ ખાનગી કામ હોવાથી રાજકોટ જલદી આવો. તા ૧૨-૧૦-૯૯ ના રોજ રાજકોટ આવ્યા. આવીને હકીકત જાણી કે રાજકોટની જાણીતી હીરાચંદ વખતચંદની પેઢીએ કામકાજ મુલતવી લેણા પૈસા આપવાનું બંધ કર્યું છે. પેઢી નાદારીમાં ગઇ હતી. આ પેઢીમાં રાજકોટના ઘણા લોકોનાં નાણાંની મોટી રકમ રોકાએલ હતી. ખુદ બેરિસ્ટર પંડિત સાહેબની મોટી રકમ લેણી હતી. તે જ મુજબ જેઠા બક્ષીના કુટુંબીઓની રકમ પણ સારા પ્રમાણમાં સડોવાયેલ. આ સંબંધી શું પગલાં ભરવાં તે બાબત પંડિત સાહેબ, ર રા. અમૃતલાલભાઈ બક્ષી, કલ્યાણભાઇ વગેરેએ મસલત ચલાવી. વળતે જ દિવસ કોઇ હિસાબમાં ઘાલમેલ ન કરે તેટલા ખાતર હીસાબના ચોપડાઓમાં પંડિત સાહેબે પોતાની સહીઓ કરી લીધી. આગળ શું ઇલાજો લેવા એ બાબત સૌએ નિર્ણય કરી લીધા પછી કલ્યાણભાઇ જુનાગઢ ગયા અને તા. ૧૯-૧૦-૯૯ ના રોજથી ફરી પાટણ મહાલમાં ગામડાંઓમાં ફેરણી કરવાનું શરૂ કરી દીધું. અમુક સ્થળે પુરતાં પાણીવાળા આઠ કુવાઓ હોવા છતાં દશ વર્ષ થયાં તેને ઉપયોગમાં લેવામાં ન હોતા આવતા. કોઇ વાર લોકોના આળસ અને પ્રમાદ વિશે કટાક્ષ હોય તો કોઇ વાર "લોકોએ કૂવાઓ સારા તૈયાર કર્યા છે, અને તેમાં પાણી પૂરતું છે તે ઘણા સંતોષની બીના છે" એમ તેમની કાળજી અને મહેનતનાં વખાણ પણ કર્યાં છે. આ પ્રમાણે તપાસણીનું કામ ચાલુ હતું તેટલામાં રાયજી સાહેબનો તાર આવતાં કલ્યાણભાઇ જુનાગઢ આવ્યા, અને આ પહેલાંનાં પ્રકરણમાં જણાવ્યા મુજબ એ. પંડિત સાહેબની સલાહ મુજબ રૂ. પાંચસોના માસિક પગારથી મુલકી અધિકારી તરીકેના પદનો સ્વીકાર કરવા સંમતિ દર્શાવી. તારીખ ૩૧-૧૦-૯૯ ના રોજ એક ગામડામાં ગ્લાનિ થાય તેવો એક નાનો અકસ્માતનો બનાવ બન્યો એવું થયું કે મજુરો કામ કરતા હતા તેવામાં કૂવાની દિવાલ એકાએક પડી જવાથી બે મજુરો મરણ પામ્યા અને ચારને ઇજા થઇ.

તા. ૨-૧૧-૯૯ ના રોજ ફરી જુનાગઢ આવ્યા અને મુલ્કી અધિકારીની જગ્યાનો ચાર્જ સંભાળ્યો, અને તે જ દિવસ રાજ્ય તરફથી એ અધિકારની રૂએ શારદા-પૂજન કર્યું. તુરત જ રાયજી સાહેબની જોડે વેરાવળ ગયા. અને દિવાળીના દિવસે જ ત્રણ તળાવોની તપાસણી કરી. વિક્રમ સંવત ૧૯૫૬ ના પ્રથમ દિવસે રાયજી સાહેબ વગેરેનાં સાથમાં વેપારીઓ મળવા આવ્યા તેનો સત્કાર કર્યો, તેમ જ સૌ અમલદારોએ વેપારીને ત્યાં વળતી મુલાકાતે જઇ આવ્યા. બપોરના રાયજી સાહેબ જોડે ખાસ અગત્યના કામમાં રોકાયા. સાંજના ટેનિસ રમ્યા અને રાત્રે મહાલોમાંથી આવેલાં લેખિત નિવેદનો વાંચી તપાસી ગયા. કલ્યાણભાઇએ દિવાળીના તહેવારો આ રીતે ઉજવ્યા. તે સમયે કલ્યાણભાઇના હાથમાં ત્રણ ખાતાં હતાં. મુલ્કી ખાતું, ખડીઆ એજન્ટની ઓફિસ અને ખાસ તપાસણી અમલદારનું દફતર. બેસતા વર્ષને વળતે દિવસ આ ત્રણે ખાતાંઓનું તુમારી-કામ પતાવ્યું, ત્રીજને દિવસ રાયજી સાહેબ જુનાગઢ ગયા અને કલ્યાણભાઇએ ફરી-અને હવે તો જુનાગઢ રાજ્યના સ્થાયી અમલદાર દરજ્જે પોતાનાં કામનો રેંટ ચાલુ કરી દીધો.

મુલ્કી અધિકારીનો ચાર્જ લીધા પછી થોડા દિવસ તો નાયબ દિવાન રાયજી સાહેબ સાથે ફેરણી કરી, અને તા. ૭-૧૧-૧૮૯૯ થી એકલાએ પહેલાંની માફક દુષ્કાળ-રાહેતનાં કાર્યની શરૂઆત કરી અને સતત પરિશ્રમ પૂર્વક ઇ. સ. ૧૯૦૦ ના જુન માસ આખર સુધી તે કામ ચાલુ રાખ્યું. ઇ. સ. ૧૯૦૦ ના માર્ચ માસથી તો ઉના દેલવાડા મહાલના Special Famine Commissioner તરીકે ફરવાનાં કામનો તેમાં ઉમેરો થયો. આ મહાલોને અંગે તેમને દિવાની અધિકારો અને સંપૂર્ણ કારોબારી સત્તા આપવામાં આવેલ. ઇ સ. ૧૯૦૦ નો જુલાઈ માસ અને અરધો ઓગસ્ટ એ પ્રમાણે દોઢ મહીનાની મુદતમાં વરસાદને કારણે ગામડાંઓમાં ફરવાનું બંધ રહેલ. વરસાદનું જોર કમી થયા પછી ઓગસ્ટ અરધો વીત્યા પછી ઓકટોબર આખર સુધી ફરી તેનું તે જ કામ ચલાવેલુ, જ્યારે ઇડર રાજ્યના દિવાન દરજ્જે નીમાયા ત્યારે આ મહાન કાર્ય તેમણે બંધ કર્યું. સતત કામ, ટાઢ તડકો વરસાદ વગેરે હાડમારી વેઠવાની, ગામડાંઓમાં રહેવા ખાવાને અંગે સહન કરેલી વિટંબણા, ઉન્હાળામાં ફાટી નીકળેલ કોલેરાના અને ચોમાસા પછી પ્રસરેલ મલેરીઆ તાવના ઉપદ્રવ સમયે ઘણા ખરા માંદા પડી જવાથી લગભગ એકલે હાથે કરેલી જહેમત વગેરે કારણોને લીધે જુનાગઢથી ઇડર જતાં

રાજકોટમાં ઘણી ગંભીર માંદગીમાં સપડાયા; પણ તે વિશે આગળ ઉપર વિવેચન કરવામાં આવશે.

ઉપર જણાવ્યા મુજબ લગભગ આખું વર્ષ કામ કરેલું તે બાબતની રોજેરોજની હકીકત લખી વાંચકને કંટાળો આપવા જરૂર નથી. અહીં થોડાએક કાર્યોની નોંધ લેવા ધારણા છે. અને અહીં નોંધેલાં કાર્યો ઉપરથી તે જ મુજબ આખું વર્ષ કામ કરેલું તેનો ખ્યાલ વાચકને આવશે. માત્ર એટલું જ ઉમેરવાનું છે કે, આ કામમાં તેમણે પોતાના પ્રાણ રેડયા. પ્રભુએ તેમનામાં જાણે એકને બદલે અનેક માણસોની કામ કરવાની તાકાત તે સમયે પ્રકટાવેલી હતી. ઓફિસ-કામ ઉપરાંત સવાર-સાંજ કુવાઓનું ખોદાણ-કામ અને જુના કુવાની હાલત વગેરે તપાસવાનું કામ અવિરત ચાલતું. મહાલોમાં હિસાબ રાખવાની પદ્ધતિ કેવી છે તેનો ઝીણવટથી અભ્યાસ કર્યો. તે બાબત મનન કર્યું અને જ્યારે જુનાગઢ વચગાળે ગયેલા ત્યારે મહાલોમાં હીસાબ રાખવાની પદ્ધતિ કેવા પ્રકારની હોવી જોઇએ તેની ચર્ચા દિવાન ઓફિસમાં જઇ ચલાવેલી. ગરીબ મજુરોની જરૂરીઆતો પણ તેમના ધ્યાન બહાર ન હોતી. બધી ઋતુમાં તેમને રક્ષણ મળે તેવાં સારાં ઝૂપડાં કરાવ્યાં. તેમને કાચું અનાજ અગર રાંધેલો ખોરાક આપવાની વ્યવસ્થા બરાબર ચાલે છે કે નહીં તેની ખાતરી કરવા તે કાર્ય ચાલતું હોય તેવાં સ્થળે ઓચિંતા જઇ પહોંચતા. દગાખોરોને દંડવા અને સારી દાનતથી કામ કરનારની યોગ્ય કદર કરવી વગેરે બધાં કામોને પહોંચી વળતા. એટલું જ નહી, ફરી કોઇ વાર દુષ્કાળ પડે ત્યારે પાણી, ઘાસ અને અનાજની આવી ભયંકર હાડમારી ન ભોગવવી પડે તેટલા ખાતર આગળથી જ વરસાદ પછી નહેર ખોદાવવા લાયક સ્થળો બાબત ઇજનેરોને સાથે રાખી નિર્ણય કરી રાખ્યો. આવા સતત કામ દરમ્યાન એકાદ બે વાર ખાસ કામગીરીને અંગે મુસાફરી પર જવાનું થયું એ જ તેમનો આરામ. આટલું પ્રાસ્તાવિક રીતે કહી હવે આપણે આ કહેવત રૂપ થઇ પડેલા અને આખા હિંદનું હીર ચુસી લેનાર ‘છપનીઆ કાળ’ દરમ્યાન તેમણે કરેલાં કામોમાંથી નમુના રૂપે થોડા એકની વિગત તેમની નોંધપોથીને આધારે આપીશુ. નવેમ્બર માસની શરૂઆતની તારીખની યાદીમાં જણાવ્યું છે કેઃ—

" સાંજના ગોરખમઢી જવા નીકળ્યો. પાટણ પહોંચ્યો ત્યાં જાણવા મળ્યું કે નોકરો તેમ જ ગાડાંઓ બહુ મોડેથી નીકળેલ છે. વહીવટદારને ત્યાં જમી લીધું. ટાંગામાં વહીવટદાર સાથે નીકળ્યા. સાથે કોઇ હથીઆરબંધ

અંગરક્ષક ન હોતો અને અધુગામા પૂરું ઘોડાઓએ આગળ ન ચાનવા "હઠ પકડી." રસ્તે જતા એક પાટણના ખેડુતના ગાડાનો ઉપયોગ કર્યો ગાડું હાકનાર આ ખેડુત બહુ વાતોડીઓ હતો. જો વહીવટદાર સાથમા ન હોત તો વળી શું શું વાતો કરત તે શું કહી શકાય!"

એ જ મહીનાની બીજી નોંધ એવી છે કે —

"ઘોશીઆ ગામે આવ્યો. તપાસ કરતા જણાયું કે, કુવા ઊંડા ખોદવા ખાસ જરૂર હતી તે કામ,–ખર્ચની મજુરી અપાઇ ગયેલી છતા–બિલકુલ કરવામા આવ્યુ ન હોતુ ' એટલું જ નહી પણ સખ્યાબંધ ખેડુતો ચાલ્યા ગયા હતા ' મે જાતે કુવાઓ જોયા, કેટલાક ખેડુતોને મળ્યો હજુ સ્થિતી નિરાશાજનક ન હોતી તાકીદ કરી, કે જો મૂળ ખેડુતો કુવા ખોદવાનુ કામ હાથ પર નહી લે તો તેમનાં ખેતરો અને કુવાઓ નવા ખેડુતોને સોંપી દેવામા આવશે. મૂળ ખેડુતોએ કામ કરવા ખુશીથી હા પાડી," એનો અર્થ એ થયો કે, નાના અમલદારોએ માત્ર આળસ અને ઉપેક્ષા સેવેના હશે અગર ખેડુતોને ખોટી દમદાટી આપીહશે. બીજા ગામને અંગે એવી નોંધ છે કેઃ—

"ખેડુતોએ કુવા ઊંડા ગાળવામાં સારી મહેનત કરી છે, પણ હવે ઘાસ–ચારા વગર બળદો નમળા પડતા જાય છે."

કોઇ જગ્યાએ સ્થળ ઉપર જ કુવા ઊંડા ગળાવવા માટેના ખર્ચની મજુરી આપતા. ગામડામા ફરતા હતા તેવામા માતુશ્રીની શ્રાદ્ધ તિથિ આવતા તે ક્રિયા કરાવેલી ડિસેમ્બરની શરૂઆતમા એવી નોંધ નીકળે છે કે —

"સરદાર–તળાવ ઉપર કામ કરતા મજુરો જોડે વાતચીત કરી તે ઉપરથી જણાયુ કે, રાત્રે આશ્રય માટે તેમને એક પતરાના છાપરાવાળી જગ્યાની જરૂર છે તેઓને અનાજ અપાતુ હતુ ત્યા પણ હાજરી આપી" આ અરસામા નાયબ દિવાનનો તાર આવતા ખેડીઆ તાલુકા જોડે સમાધાન કરાવવાના કામ માટે જુનાગઢ ગયા. આમ કાર્યનો પ્રકાર બદલાયો અને તેટલા પુરતી વિશ્રાંતિ મળી. આખરે આ સમાધાનનુ કાર્ય પાર પડયુ એક વાર નાયબ દિવાન સાથે ગામડામા ફરતા હતા તે સમયની એવી નોંધ છે કે —

"વહીવટદારોના દફતરો તપાસ્યા કેટલીક અનિયમિતતાઓ હતી તે

તરફ તેમનું ધ્યાન ખેંચ્યું. ગામડું ભાંગેલી હાલતમાં દેખાયું. બીજે દિવસ સાસણ ગામે ગયા. ત્યાં પણ વહીવટદારના દફતરની તપાસણી કરી. ઘાસ અને બળતણ સંબંધી હીસાબની નોંધ ઘણી અસંતોષકારક માલુમ પડી. અહીં ચારે બાજુ આકર્ષક કુદરતી સૌંદર્ય જોવામાં આવ્યું. જ્યાં નજર ફેરવો ત્યાં ટેકરીઓ; નાળાંઓ, વૃક્ષો નજરે પડતાં હતાં, અને વળી વચ્ચે વચ્ચે સિંહની ગર્જનાઓ સંભળાતી હતી." એક વાર વેરાવળ હતા તેવામા તેમના બાળ-સ્નેહી છબીલારામ ઓઝા ત્યાં આવેલા. દુષ્કાળ કાર્યમાં ગળાબૂડ હોવા છતાં આ ભાઇશ્રી પરમ સ્નેહી કુ શ્રી. હરભમજી સાહેબ માટે કલ્યાણભાઈ પાસે મુસદ્દો કરાવવા આવેલ તેમને નિરાશ ન કર્યા.

આ અરસામાં એક મનગમતી વિવિધતા પ્રાપ્ત થઇ, તે એ કે નામદાર ગાયકવાડ સરકાર શ્રી સયાજીરાવ મહારાજ વેરાવળ આવ્યા. ત્યાં કલ્યાણભાઇને તેમની મુલાકાતનો લાભ મળ્યો. વેરાવળથી સર સયાજીરાવ સ્ટીમર રસ્તે કોડીનાર ગયેલા. વળતાં ગીરમાં તેઓ શ્રી શિકારની સહેલગાહે જવાના હોવાથી ખુદ રાયજી સાહેબ તે બાબતની પૂર્વ તૈયારી માટે અગાઉથી ગીરમાં ગયા. રાયજી સાહેબ પોતે પણ સિંહ વાઘનો શિકાર અવાર નવાર કરતા. ના. ગાયકવાડ સરકાર શિકાર માટેની ગોઠવણથી ઘણા ખુશ થયા. વળતાં રાયજી સાહેબ ઘોડા ઉપરથી અકસ્માત પડી ગયા અને ઘાયલ થયા; છતાં તેમણે બાકીના વીશ માઇલ ઘોડા ઉપર જ મુસાફરી કરી હતી. એટલુંજ નહીં પણ ના. ગાયકવાડ સરકારને વિદાયમાન આપવા વેરાવળથી જુનાગઢ સુધી સ્પેશીઅલમાં સાથે ગયા અને ત્યાર પછી જે સારવાર કરાવવાની હતી તે કરાવી. કલ્યાણભાઇએ આ બાબતની ખાસ નોંધ લીધી છે. થોડા સમય પછી ફરી દૂર મુસાફરી કરવાનો યોગ આવ્યો, જેથી દુષ્કાળ કાર્યનાં એક જ તરેહનાં કામમાંથી જરૂરી રાહત મળી. તેમના પરમ સ્નેહી પ્રીન્સ હરભમજીને ઉદેપુરમાં ગંભીર અકસ્માતમાં આશ્વાસન માટે તેમ જ પોતાનું વસીયતનામુ તૈયાર કરવા તેમને કલ્યાણભાઇનું સ્મરણ થયુ. 'દુષ્કાળનું જવાબદારી ભરેલું કાર્ય ચાલુ હતું તેથી કલ્યાણભાઇ રાયજી સાહેબને જણાવું પરંતુ એમ કહેતાં અચકાયા છેવટ વસ્તુ સ્થિતિથી વાકેફ કર્યા. રાયજી સાહેબે કહ્યું "અવશ્ય જઇ આવો." આંહી ફરી એક વાર જણાવવાની પ્રબળ વૃત્તિ થાય છે કે કલ્યાણભાઈ ઉપર આ દુષ્કાળના કાર્યની કપરી કસોટી આવી પડી. તેમાં તેમને રાયજી સાહેબનું પીઠ બળ ઘણુ ઉપયોગી થઇ પડેલું રાયજી સાહેબ કલ્યાણભાઇ માટે અંગત

કાળજી રાખતા હતા. એક પત્રમાં તેમણે કલ્યાણભાઈને જણાવ્યું કે, "ઓછા-માં ઓછા ચાર હથીઆરબંધ અંગરક્ષકો તમારે હંમેશાં રાખવાજ અને તે બા-બતની વ્યવસ્થા હું જ કરી આપીશ વિશેષ માણસોની જરૂર હોય તો જણાવશો." વિશેષમાં પત્રમાં જણાવેલું કે, "મુલ્કી અધિકારી તરફ તેમના દરજ્જાને છાજે તેવુંજ લખાણ થવું જોઈએ, તે માટે હું દિવાનદફતરના કામ કરનારાઓને સૂચના આપી દઈશ." અને તે સંબંધમાં રાયજી સાહેબની સૂચના એટલે શિરસાવંદ્ય હુકમ સમજી લેવાનો; કારણ એવો તેમનો તાપ હતો. વળી એક બીજા પત્રમાં જણાવે છે કે "તમને ગાડીની અડચણ પડી તે જાણી દીલગીર થયો છું. આ બાબતમાં કોઈ માણસની કસુર હોય તો મને જણાવશો એટલે હું તેની સખ્ત નોટીસ લઈશ." કલ્યાણભાઈ રાજ્યના કામમાં જેટલા તેજસ્વી અને સ્પષ્ટ કથન કરનારા હતા તેટલા જ પોતાની જાતની અંગત સુખ સગવડની બાબત જાહેર કરવામાં શરમાળ અને સંકોચ ધરાવનારા હતા. તેથી જ રાયજી સાહેબ જેવાની ચકોર નજર ચારે તરફ ન ફરતી હોત તો કલ્યાણભાઈની કસોટી થઈ તેના કરતાં વિશેષ પ્રમાણમાં થાત. વારૂ, આપણે કલ્યાણભાઈને ઉદેપુર જવાનું થયુ તે બાબત હાથ ઉપર લઈએ. વેરાવળ છોડતાં પહેલાં તેમણે વહીવટદારોને સખ્ત લેખીત ચેતવણી આપી કે વાવેતરના પ્રમાણમાં શીયાળુ–પાક ઘણો જ કમતી ઉતર્યો છે તેથી તેમાં અંદરખાનેથી કોઈનું ગેરવર્તન જણાય છે તે પકડી પાડવું.

જુનાગઢથી તા ૮–૨–૧૯૦૦ ના રોજ તેઓ રાજકોટ આવ્યા. બા-ઈઓને-કુટુંબીઓને હળ્યા મળ્યા, માધુભાઈ તો બે દિવસ પહેલાં જ ઉદેપુર તરફ રવાના થયા હતા. રાજકોટ હતા ત્યાં જ કુ. શ્રી. હરભમજીના મસરા હરીસીંહજીનો તાર આવ્યો કે તમારી હાજરીની અનિવાર્ય જરૂર છે. તારીખ ૯–૨–૧૯૦૦ ના રોજ રાજકોટથી રવાના થઈ કલ્યાણભાઈ અમદાવાદ પો-તાના પુત્ર હરીભાઈને ત્યાં ગયા. તે સમયે હરીભાઈ મનસુખભાઈની મીલમાં સારા દરજ્જાએ નોકરીમાં હતા. હરીભાઈ સાથે એક રાત ગાળી તા. ૧૧ મી ના રોજ ચીતોડ સ્ટેશને ઉતર્યા. ચીતોડથી ઉદેપુર પગ રસ્તે જવાનું હતું. ઉદે-પુરના દિવાનનો સાથ મળી ગયો. હરભમજી સાહેબ તરફથી માણસ ચીતોડ સુધી આવેલ. સવારમાં ચીતોડથી નીકળી અગીઆર વાગતાં ઉદેપુર પહોંચ્યા. પહેલાં માધુભાઈને મળી હકીકતથી વાકેફ થયા ત્યાર પછી હરભમજી સાહેબને મળ્યા. તેઓ બહુ નબળા પડી ગયેલા હતા, પણ કલ્યાણભાઈને જોતાં હોંશમાં આવી ગયા હતા. ડાયરીમાં ઉદ્‌ગાર છે કેઃ—" He became lively. " લગભગ એક માસ તે બાજુ ગાળ્યો. અહ-

વાડીઆ બાદ માધુભાઇ તો કાઠિઆવાડ તરફ ચાલ્યા ગયા. દિન પ્રતિદિન હરભમજી સાહેબની તબીયત સુધરતી ચાલી અને તેમના ઘા રૂઝાવા લાગ્યા. એટલામાં જુનાગઢ દિવાનનો તાર આવ્યો. " જલદી આવો, મહત્વનાં કામ માટે તમારી હાજરીની ત્વરીત જરૂર છે. " હરભમજી સાહેબ નાઉમેદ થયા. અને કાંઈ નહીં તો એકાદ અઠવાડિઉં વધારે રોકાવા આગ્રહ કર્યો. તેમણે જુનાગઢ દિવાન ઉપર તાર દ્વારા આ પ્રકારે વિનંતિ કરી. અને તારથી સમત્તિ આવતાં, રહેવાનું ઠર્યું. આ વિશેષ રોકાન થઇ તેનો લાભ લઇ કલ્યાણભાઈ શ્રીનાથજી અને એકલંગજીની યાત્રા કરી આવ્યા. આખરે તા. ૨૮ ફેબ્રુઆરીના રોજ ઉદેપુરથી નીકળી તેઓ રતલામ ગયા. ત્યા ધ્રાંગધ્રાના રહીશ બક્ષીજી ત્રીભોવનદાસ નથુરામ રહેતા હતા, તેમની મારફત મુકામની સગવડ થયેલી. વળતે દિવસ રતલામ શહેર ઉપરટપકે જોઈ લીધુ. રતલામથી અમદાવાદ અને ત્યાંથી વઢવાણ મામાને ત્યાં ગયા. વઢવાણથી તા. ૩ જી માર્ચના રોજ રાજકોટ આવ્યા. કર્તવ્યપરાયણતા એવી સતેજ કે રાજકોટમાં એક દિવસ પણ વધારે ન રોકાતાં વળતે જ દિવસ જુનાગઢ આવી પહોંચ્યા. વચ્ચે જેતલસર જંકશને જુનાગઢ દિવાનનો મેળાપ થયો. તેમણે હકીકત કહી કે, " સોરઠ-પ્રાન્ત સાહેબને જુનાગઢના ઉના દેલવાડા મહાલમાં જુનાગઢ રાજ્યની દુષ્કાળ-રાહત કાર્યની વ્યવસ્થા ઘણી જ ખામી ભરેલી જણાયી. તે ઉપરથી તેમણે એજન્સીના મથકમાં સખ્ત લખાણ કર્યું અને પરિણામે એજન્સી તરફથી જુનાગઢ રાજ્યનો તે બાબતમાં ખુલાસો પૂછવામાં આવ્યો છે, તેમ જ ખામીઓ તાબડતોબ દૂર કરવી તેવી સૂચના કરી છે. તેમ નહીં થાય તો બ્રિટિશ અમલદારને તે કાર્ય સોંપવા સમય આવશે એવી ગર્ભિત ધમકી છે. " કલ્યાણભાઇએ જુનાગઢ પહોંચીને પહેલું કામ રાયજી સાહેબની મુલાકાત લેવાનું કર્યું. રાયજી સાહેબે જણાવ્યું કે, " ઘણે ભાગે તમારે તુરતમાં જ ઉના જવું પડશે." આ વળી નવું ભારણ ! પીઠ બળવાન છે ને ! મુકો જેટલો ભાર મુકવો હોય તેટલો ! ફરી આવો જણ હાથ નહિ આવે ! પણ કરોકડીની ક્ષણ હતી જુનાગઢ રાજ્યની નાકનો સવાલ હતો. જુનાગઢનું મંત્રિ મંડળ એકામ ગણાયુ એ એક વાત અને રાજ્યમાં કોઇ એવો કાર્ય કુશળ માણસ નથી જે આવી અવસ્થા દુર કરી વ્યવસ્થા દાખલ કરે એવી છાપ પડે તે બીજી વાત. રાયજી સાહેબ અને કલ્યાણભાઇ બન્ને સ્વમાની હતા; એટલે આમાં પીઠ દઇ કરવાની વાત હોય જ નહીં. કલ્યાણભાઇ જુનાગઢ પહોંચ્યા તે જ રાત્રે તેમણે પ્રાંત સાહેબનો પ્રતિકુળ અભિપ્રાય અને તેને અંગે પોથી. એજન્ટ તરફથી

પૂછાયેલા ખુલાસા સંબંધી લખાણ એ બંને વાંચી લીધાં આ વાંચ્યા પછી વળતે દિવસ કલ્યાણભાઇએ રાયજી સાહેબ પાસે એવો અભિપ્રાય વ્યક્ત કર્યો કે, " પ્રાંત સાહેબે જે ખામીઓ દર્શાવી છે તેનો ઈન્કાર કરવામાં સાર નથી; પણ તે સાથે સામે છેડે જઇ રાજ્યમંત્રિમંડળે વધારે પડતા ગભરાટમાં પડી બેબાકળા થવા પણ કાંઇ કારણ નથી." કલ્યાણભાઇની પહેલી વાતને આગળ ઉપર ઉનામાં ઇજનેરે પુષ્ટિ આપેલી. તેણે કહ્યું કે, "પ્રાંત સાહેબે જે પોલ ઉઘાડી પાડેલી તે સાચી જ હતી." અપ્રમાણિકતા, આળસ, બેદરકારી એ બધાંને કારણે રાજ્યનાં જાહેર બાંધકામ વગેરેમાં કેવી પોલ નીકળી પડે છે તે સુવિદિત છે આ બાબતમાં આપણે આટલાં વર્ષ પછી પણ ખાસ પ્રગતિ સાધી હોય એમ માનીને ફુલાઇ જવા જેવું નથી. આજુ બાજુ અવલોકન કરવાથી આ કથનનું વ્યાજબીપણું વાંચક સમજી લેશે. હજુ થોડા સમય પહેલાં જ મુંબઇમાં એક ચણાતું મકાન તુટી પડવાથી ભયંકર હોનારત થઇ હતી કટલાએ કામ કરનારા મજુરો અને બીજા દટાઇ મુઆ શ્રીયુત મહેરઅલી મુંબઈ કોર્પોરેશનના મેયર હતા તેમણે ત્વરાથી તપાસ-સમિતિ નીમી, જે ઉપરથી તેમાં મોટા કન્ટ્રાકટરો અને લખપતિઓ, મોટો પગાર કમાનારા અમલદારો વગેરે સંડોવાયના છે એમ માલુમ પડયું. પ્રસ્તુત વિષય પર આવીએ. રાયજી સાહેબ અને કલ્યાણભાઇ વચ્ચે વાતચીત અને ખુલાસા થયા તેને વળતેજ દિવસ જુનાગઢ દિવાન ગાજકોટથી પરત આવી ગયા. મંત્રણા ચાલી. એ તો સૌએ હવે કબુલ કર્યું કે ઉના-બાબરીઆવાડ મહાલમાં ઘણી જ ગેરવ્યવસ્થા હતી, તેથી લોકોના હિત ખાતર તેમ જ રાજ્યના સુનામ ખાતર તાત્કાલિક પગલાં લેવાની જરૂર હતી. શું કરવું ? મંત્રિમંડળે કલ્યાણભાઇને પૂછ્યું. " તમે આ કામ માથે લેશો ? અમને તમારામાં વિશ્વાસ છે." કલ્યાણભાઇએ કહ્યું, "મારાથી બનતું કરીશ, રાજ્યની આવી ભીડ વેળા મારાથી થાય તે કરવા હું મારો ધર્મ સમજું છું. પણ ત્યાં કામ કરવા મને યોગ્ય અધિકાર આપવામાં આવે તો જ અનુકુળતા થાય: કારણ વખતની અત્યારે કિંમત છે "

તુમારીયુ ધોરણ-Red Tapismથી કેટલા બધા સમયનો વ્યય થાય ને સમજાય તેવું છે. મંત્રિ મંડળે કલ્યાણભાઇને એ મહાલ પૂરતા સંપૂર્ણ અધિકાર આપ્યા તે મહાલોમાં રાહેત કાર્યને અંગે રૂ. બે લાખ સુધી ખર્ચ કરવાની સત્તા આપી. વહીવટ ખાતું, ઈજનેરી ખાતું, વૈદ્યકીય શાખા એ તમામ તેમના હાથ નીચે મુકવામાં આવ્યાં.

આવી શાખાઓના નાના મોટા નોકરો સંકટ નિવારણ કાર્યમાં દુર્લક્ષ ન કરે, લોકોનાં દુઃખ અને મુશ્કેલીઓ કયાંએ ઢાંકયાં ન રહે, અને આવા સમયમાં પણ અનાથ લોકો માટેનાં તેમ જ ઢોરના ઉપયોગનાં અનાજ અને ઘાસ માટે ખર્ચાતી રકમમાંથી ખાયકી કરનારા નરપિશાચો પોતાની અધમતામાં ફાવી ન જાય, તે ખાતર જાતે ઠેક ઠેકાણે ફરી, હકીકત મેળવી કલ્યાણભાઇ યોગ્ય પગલાં લેતા. આવું ભવ્ય આદર્શ રૂપ કામ તેમણે બજાવેલું ! પણ આ ખાસ કામગીરીની શરૂઆત કેવી થઇ વગેરે હકીકત જાણવાનું બાકી છે.

કલ્યાણભાઇ તા. ૪–૩–૧૯૦૦ ના રોજ જુનાગઢ આવેલા, અને Special famine for Una–Babariawad નીમાયા કે તુરત જ તા. ૮–૩–૧૯૦૦ ના રોજ ખુદ દિવાન સાહેબ સાથે રવાના થયા. વેરાવળથી સ્ટીમર રસ્તે ' નવાં બંદરે ' રાતના નવે પહોંચ્યા. પગ રસ્તે આગળ વધી રાતના અગીઆરે ' ઉના ' ગામે આવી પહોંચ્યા. વળતે જ દિવસ કલ્યાણભાઇએ ઇજનેરો મહમદ લખીફખાન અને બેઝનજીને મળ્યા. તેમની સાથે જઈ ' ઉંદર ' તળાવનું રાહેત કાર્ય તેમ જ બીજું એક નહેર કામ એ બને જોયાં. ઉપરાંત અનાથાલયની મુલાકાત લીધી. તા. ૧૦ મી ના રોજ થોડા માઇલ દૂર ચાલતું સડકનું બાંધ કામ જોયું. તેમ જ છેક નવા બંદર સુધી જઈ આજુબાજુની પરિસ્થિતિ જોઇ લીધી. તે જ રાત્રે દિવાન સાહેબ અને ગુલાબદાસભાઈ તો સ્ટીમલોંચમાં વિદાય થયા આ ઝડપનો આપણે જગ ખ્યાલ રાખવો ઘટે છે.

તા. ૪ થી માર્ચે કલ્યાણભાઇ જુનાગઢમાં લાંબી મુસાફરીમાંથી પરત આવી દાખલ થયા. તા. ૬ઠી એ દિવાન સાહેબ રાજકોટથી જુનાગઢ આવી ગયા. અને તા. ૮–૩–૧૯૦૦ ના રોજ તો ઉના સર કર્યું, અને અઠવાડીઆની અંદર તો વાતાવરણમાં સજીવતા પ્રકટ કરી !

તેમણે ટપકાવેલ ટૂંક યાદીઓ વાંચીએ.

" બને તેટલી જગ્યાએથી ઝડપથી બાજરીયુ એકઠું કરવાની તાકીદ આપી. "

તાકીદ આપી નિરાતે બેસી રહે તો તેનો અમલ થાય પણ નહી એ કલ્યાણભાઇ બરાબર સમજી ગયેલ. તેથી ફરી ઉઘરાણી કરવાના જ. વળને

જ દિવસથી બળતણ માટે બારીઓ ખરીદવાનું શરૂ થઇ ગયું. સંખ્યાબંધ ઓરડાં ચાલુ રાખવાનાં હતાં તેથી ચોમાસાંનો વરસાદ શરૂ થાય તે પહેલાં સંગ્રહ કરી લેવો એ મુદ્દો ધ્યાનમાં રાખીને આ પગલું લીધું. પછી ઉનામાં દરીદ્રાલય જોવા ગયા. ત્યાં જઈ (૧) જાજરૂ માટેની જગ્યા (૨) શબને દાટવા-બાળવાનું સ્થાન, અને (૩) ચેપી રોગમાં સપડાય તેવા દરદીઓ માટે અલગ ઝૂંપડાં બાંધવાનાં સ્થળ ક્યાં રાખવાં તેનો નિર્ણય જણાવી દીધો.

દવાખાનામાં ખુલ્લી હવાની આવ-જા રહે તેવી વ્યવસ્થા રાખવા શું પગલાં ભરવાં તે વિષે સૂચનાઓ આપી. રાહત કાર્ય ઉપર કામ કરતા કુટુંબીઆઓને દર મુજબ રકમ ચુકવી આપવાનું તુરત જ અમલમાં મુકવા ઈજનેરને ભાર દઈ કહ્યું. આ ઉપરથી જણાય છે કે તે પ્રમાણે પૈસા ચુકવવાનો અમલ ત્યાર પહેલાં થતો નહીં હોય! ઉનામાં રોકડ ખર્ચની માસીક સરેરાશ કેટલી આવે છે તેની પુછપરછ કરી અને તેવી જ માહીતિ બાબરીઆવાડ મહાલમાંથી મંગાવી.

સાથે સાથે તુમારો-કાગળીઆંનો નીકાલ તો કરવાનો હોય જ. વારૂ, દરીદ્રાલયમાં દળવાની ઘંટીની સંખ્યામાં વધારો કર્યો. દિવાલો ઉપરનાં છાપરાં નીચે પૂરું રક્ષણ મળે તેટલા ખાતર તાડવૃક્ષનાં પાંદડાંઓ છાપરાં ઉપર ઢંકાવ્યાં. તેમ નિરાશ્રિત-ગૃહોનાં છાપરાં ઉપર છાણનું લીપણ કરવા સૂચવ્યું. ઉનામાં એ પ્રમાણે ચક્ર ગતિમાં મુકી કલ્યાણભાઇ બાબરીઆવાડ પહોંચ્યા. ત્યાં પણ તે જ પ્રમાણે શિસ્ત, નિયમિતતા અને યોગ્ય સગવડતા સર્જાવ્યાં. નિરાશ્રિત ગૃહોમાં ગરીબોને કાપડ વેંચ્યું. અમુક ગામમાં શીળીનો ઉપદ્રવ જણાયો છે તેવી વાત સાંભળીને જાતે જઇ તપાસ કરી. માલુમ પડયું કે ફકત બેજ કેસ થયા હતા, તેથી ગભરાટ ન ફેલાય તેટલા ખાતર ખરી હકીકત બહાર પાડી તેમ જ સાવચેતી ખાતર શીળી ટંકાવવાનું શરૂ કરાવ્યું. પોતાના હાથ નીચેના અમલદારને સમજણ આપી કે, "રાજ્ય તરફથી ખેડુતને અનાજ તેમ જ ઘાસ કેટલા પ્રમાણમાં ઉછીનું અપાશે તે હકીકત અગાઉથી ન જણાવવી; કારણ તેમ કરવાથી ખેડુતો પ્રમાદી બની જાશે અને એ તો નકકી વાત છે કે રાજ્યની ગમે તેટલી મદદ હોવા છતાં જો ખેડુત પણ સ્વાશ્રયી બની જાત મહેનત નહી કરે તો તે ઉભરવા નહીં પામે."

એક વાર એક ગામમાં ગયા ને જોયું તો પુષ્કળ ગંદવાડ! તેથી તે

તુરત સાફ કરવા કરાવવાની વ્યવસ્થા ત્યાંને ત્યાં જ કરાવી ! પહેલાં જેમ વેરાવળ પાટણનાં ગામડાંઓમાં ફેરણી કરી હતી તે પ્રમાણે ઉના દેલવાડાનાં ગામડાંઓ ખુંદવાં શરૂ કર્યાં. દરરોજ ઓછામાં ઓછાં પાંચ ગામડાંની તપાસણી તો કરતા જ. તા. ૧૦મી માર્ચથી આ ફેરણી શરૂ કરેલી અને માર્ચ પૂરો થતાં સુધીમાં તો તે મહાલોની જાણે કાયા પલટ કરી નાખી. મોટાં મોટાં કામો તો કરતા જ પણ ઝીણામાં ઝીણી બાબત પણ ધ્યાન બહાર રહેવા ન પામે તેટલા ખાતર પૂરેપૂરા સાવધ રહેતા. મજુરો જોડે જાતે વાતચીત કરતા અને તે ઉપરથી તેમની મુશ્કેલીઓ શું છે તે પકડી પાડતા.

આ બધાં ઉપરાંત તે સમયમાં તો નવીન જ ગણાય તેવું કાર્ય સાધ્યું; તે એકે ઉના-દેલવાડાના શ્રીમંતશાહુકારો જોડે વખતોવખત મળતા રહી તેમને સમજાવ્યા કે "દાનપુણ્યને નામે ગમે તેવો વિવેકહીન ખર્ચ કરવાને બદલે અત્યારે દુષ્કાળને અંગે ગન્યખર્ચ કરે છે તેની પુરવણીરૂપે તમારાં ધનનો વ્યાય કરી દોગ, અનાથો તેમ જ રોગીઓ માટે વ્યવસ્થા કરાવો તો મહત પુણ્ય મળે." અને ખરેખર આ પ્રકારે વારંવાર કરેલા પ્રયાસની થોડા સમયમાં ધાર્યા કરતાં પણ વિશેષ અસર નીપજી. કલ્યાણભાઇની આવી કલ્યાણમય કામના બર આવી. શરૂઆતમાં મહાજન તરફથી અનાથાલયના ગરીબોને કાપડ આપવામાં આવ્યું. માંગલિક કાર્ય શરૂ થઇ ચુકયું. અને મહાજનના અંતરમાં પોતાની વાત બરાબર ઉતરી છે તેવી કલ્યાણભાઇના મનમાં ખાત્રી થાય તેવું કાર્ય તો ઉનાનાં મહાજને કર્યું. તે મહાજને પોતાનું વધારાનું પુઅર-હાઉસ-દરીદ્રાલય ઉભું કર્યું અને તેમાં સો ગરીબ માણસોને દાખલ કર્યા. ધન્ય ઘડી ! પછી તો એકનું જોઇને બીજા તે પ્રમાણે કરવા પ્રવૃત્ત થાય તે મુજબ દેલવાડાનાં મહાજને કલ્યાણભાઇને વિનંતિ કરી કે અમારે પણ અનાથાલય બાંધવું છે તો તેના માટે સ્થળ નકી કરવા કૃપા કરી આંહી આવી સલાહ આપો. અમૃતવેલનાં બીજ કલ્યાણભાઇએ વાવેલાં; હવે તો વેલ ઉગી અને તેને ફળ પણ આવવાં લાગ્યાં—એ પ્રમાણે પ્રવૃત્તિ ચાલી રહી હતી તેવામાં એપ્રિલ તા. ૨૪ અને તા. ૨૫ એ બે રોજ સોરઠ પ્રાન્તના સાહેબે ઉના દેલવાડાનાં દુષ્કાળ-રાહેત અંગેની વ્યવસ્થા કેવી ચાલે છે તેની તપાસણી કરી. અને જે અમલદારે અગાઉ પ્રતિકુલ લખાણ કરી તરખાટ મચાવ્યો હતો અને જેને પરિણામે કલ્યાણભાઇને એકદમ આ કામ પર નિયુક્ત કરવામાં આવ્યા હતા! તેજ અધિકારીએ દુષ્કાળ-રાહેત કાર્યોની અને તેની વ્યવસ્થાની મુક્ત કંઠે પ્રશંસા કરી અને કલ્યાણભાઇએ લીધેલ અસાધારણ શ્રમ તેમ જ તેમની

કાર્યદક્ષતાનો ખાસ ઉલ્લેખ કર્યો. પ્રાન્ત સાહેબે ઉનાની મુલાકાત લઇ તેને લગતી નોંધ લીધેલી તેમાંથી થોડાં અવતરણો તેમ જ તે સંબંધી કલ્યાણભાઇએ પોતાના જ્યેષ્ટ પુત્ર લાભશંકર ઉપર પત્ર લખેલ તેમાંનું એક અવતરણ આંહી આપેલ છે

"The poor-kouse supported by charity had 101 inmates at the time of my visit. They were all in good condition and well looked after. The establishment of this poor-house is due to the tact of mr. Kalianrai. J. Bakshi, the Special-Famine Commissioner of the Junagadh-State who suggested that the subscription should be devoted to this instead of to indiscriminate charity.

Mr. Kalianrai Bakshi is doing his best and has done a very great deal in the short time he has been there and I hope will do much more...... ....

ઉના તા. ૨૮-૪-૧૯૪૦

ચિ. ભાઇ લાભશંકર

જેતપુર

તા. ૨૩ મીનું પત્ર મળ્યું છે. ત્રણ દિવસ આંહી પ્રાન્ત સાહેબનો મુકામ હતો એ વ્યવસાયમાં ખાનગી કાગળોના જવાબ હું લખી શકયો નથી. તમે ચાર દિવસ જુનાગઢ રહી શકશો એ બહું સારૂં. આ બાજુ દુકાળની અસર બહુ છે તેથી તેના બંદોબસ્તમાં ગમે તેટલો ખર્ચ, શ્રમ, અને કાળજી છતાં ખામીઓ રહેજ તેવું છે. ખામીઓ તરફ જ દૃષ્ટિ કરે તો કરેલું બધું ગણતરી બહાર રહે ને નાઉમેદી થાય. જોકે તેવા સંજોગો પણ ભોગવ્યા છે એટલે તેમ થવાથી મારી ફરજ બજાવવામાં મારૂં મન મોળું પડે તેમ નથી., તો પણ મનને સુખદુ:ખની લાગણી ભોગવવી પડે.

પ્રાન્ત સાહેબે મારી જાત માટે જે લખ્યું છે તે ઉપરથી તમને સહુને જણાશે કે એ ગેરાની તારીખ સુધીનો થાક ઉતરી ગયો ગણાય તેવું છે.

શુ. કલ્યાણરાય જોશભાઇ બક્ષી

ના આ.

જરૂર જણાતાં કલ્યાણભાઇ ઈજનેર જેવા મોટા અમલદારોનો પણ "કાન પકડતા." —એટલે કે રમુજી ટકોર કરી તેમની ભુલ બતાવતા અને તે કેમ સુધારવી તે પણ દર્શાવતા. વચ્ચે વચ્ચે ભવિષ્યની યોજના પરત્વે નિરીક્ષણ કરતા રહેતા જેમકે " સ્થળ જોયું–આંહી સારાં બંદરની રચના થઈ શકે તેવી અનુકૂળતા છે." એમ નોંધ કરી છે. તા. ૯–૫–૧૯૦૦ ના રોજ બેગાઈ બંદરની નજીક ભાવનગર હદમાં પીપાવાવ ગામ છે ત્યાં તેઓ ગયા અને ભાવનગરના દિવાન વિઠ્ઠલદાસભાઇ તેમજ મુખ્ય અધિકારી–વજલભાઇ સાહેબને મળ્યા, અને અરસપરસ દુષ્કાળ–કાર્ય સંબંધી માહીતિ અને અનુભવની આપ લે કરી.

ઉના બાબરીઆવાડની વ્યવસ્થા ઘણી સારી છે એવી વાત આજુબાજુ પ્રસરતાં એક દિવસ વેરાવળથી પચોતેર માણસો એકાએક ઉનામાં આવી પડયાં. કલ્યાણભાઇએ તેમના માટે રહેવા ખાવાની તુરત વ્યવસ્થા કરાવી આપી. ત્રીજા દિવસે પરહદમાં આવેલ છેક જાફરાબાદથી બસો માણસોએ આવી પડાવ નાખ્યો. તેમાંનાં ઘણાં માંદા ભુખ્યાં અને થાકેલા હતાં. તેમના સારૂ પણ ખાવાપીવાની, મુકામની અને દવા માવજતની ગોઠવણ કરાવી.

આ પ્રમાણે ઈ. સ. ૧૯૦૦ ના મે માસની આખર સુધી અસાધારણ કાર્યો પાર પાડી કલ્યાણભાઇ વેરાવળ આવ્યા. રાયજી સાહેબને તેમજ દિવાન સાહેબને મળ્યા. તેમની જોડે ઉના દેલવાડાનાં રાહેત કાર્યો સંબંધી વિગતથી ચર્ચા કરી અને આવતાં ચોમાસાં માટે પણ ગરીબોને રહેવા કરવાની વ્યવસ્થા કરાવવાની સાવચેતી રાખી છે તે વાત જણાવી. બીજે દિવસે બન્ને દિવાન સાહેબો જોડે કલ્યાણભાઇ જુનાગઢ ગયા. ત્યાં જઇ વઝીર સાહેબ શેખ બહાઉદ્દીનને મળ્યા અને તેમને દુષ્કાળ–રાહેત કાર્યોની હકીકતથી વાકેફ કર્યા. આ પ્રમાણે બે દિવસ માટે સ્થળાંતર અને પ્રવૃત્તિફેર કરી ફરી પાછા તેજ ચીલામાં કામ શરૂ કર્યું. વધારામાં એક અણધારી નવી આપત્તિ આવી પડી. બેગાઇ બંદર પાસે પીપળાવ ગામે કોલેરાનો રોગ ફાટી નીકળ્યો; અને લોકો તે સ્થળેથી ન્હાસભાગ કરવા લાગ્યા. તેમાંના કેટલાક બાબરીઆવાડમાં પેઠા. અને એ જીવલેણ રોગનો ચેપ ત્યાં ફેલાવ્યો. કલ્યાણભાઇએ તુરત ચાંપતા ઈલાજ લેવા માંડયા. વેરાવળથી પ્રાચી થઈ આગળ વધ્યા. જ્યાં જ્યાં કોલેરાના કેસો થવાની ખબર મળે અગર તેવી અફવા ચાલે તે સ્થળે ડાકટરને સાથમાં રાખી જાતે હાજર થતા મુખ્ય વાત ગભરાટ શમાવવાની હતી. નહિંતર

રોગનો ફેલાવ વધારે વિસ્તારમાં થાય. સારા નસીબે રોગનું જોર બહુ તો ન વધ્યું. પછી તો વધારાના ડાક્ટરો કમ્પાઉન્ડરો આવી લાગ્યા. દર્દીઓ માટે અલગ વોર્ડો ઉભા કરાવી લીધા અને જ્યાં જરૂર પડે ત્યાં ડાક્ટરને મોકલી આપવા લાગ્યા. કોલેરાએ થોડા ભોગતો લીધાજ. એક કમ્પાઉન્ડર અને ઇજનેર મહમદ લતીફખાનનાં પત્ની એ બે મૃત્યુ પામ્યાં. જે કમ્પાઉન્ડરો મોકલવામાં આવેલ તેમાંથી કોઇ તો તદ્દન નિરક્ષર હતા. તેમનાં કરતાં તો સબ ઓવરસીઅરો સારું કામ કરી શકે એમ ડાક્ટરોએ પણ કહ્યું. આ રોગના ફેલાવને અંગે ખાસ વૈદ્યકીય અમલદાર તરીકે ડૉક્ટર છગનલાલ કાજી ગયેલા. આ એક કલ્યાણભાઇ માટે સારી અનુકૂળતા હતી. બંને વચ્ચે કૌટુંબિક તેમજ અંગત સબંધ હતો વળી બંને સેવાભાવી હોવાથી સુમેળ થયો.

કોલેરાતો સાગ નસીબે નાબુદ થયું, બીજી બાજુથી વરસાદ આવતાંજ ખેતી શરૂ થાય તેટલા માટે અગમચેતી વાપરી યોગ્ય પગલાં લેવા માંડયા. જે શાહુકારો ખેડુતોને, બીજ, ઓજારો વગેરે માટે પૈસા ધીરે તો રાજ્ય તેને અંગે બાંહેધરી આપે; એટલું જ નહિ એ પ્રમાણે ધીરધાર કરવામાં વેપારીઓને જે કાંઇ ખોટ જાય તે પણ રાજ્ય ભરપાઇ કરી આપે એ પ્રકારની એક યોજના કલ્યાણભાઇએ રજુ કરી. જ્યાં પાણીની સગવડ હોય ત્યાં બળદને અભાવે માણસથી કામ લેવાનાં પગલાં લેવામાં આવ્યાં, પણ વરસાદ હજુ ડોળા ખેંચાવતો હતો. આખું આપત્તિમય વર્ષ પુરું કરી વરસાદની મોસમ સુધી તોજેમ તેમ ખેંચ્યું પણ કુદરત જાણે પ્રતિકુળ થઇ હતી. જુન આખર સુધી વરસાદનું નામનિશાન નહોતું. હવે તો :—

"બળ બળ તે અંગાર આંડ ઉનાળો ઉતર્યો
તોયે જીવનહાર, હજુ ન આવ્યો મેહુલો."

એમ કવિશ્રી લલિતની માફક ખેડુતો અને હિતચિંતકો કલ્પાંત કરવા લાગ્યા. જેઓ આ કામમાં એકતાર બની ગયેલા તેમની હૃદયવેદના અકલ્પ્ય હતી. આવી ચિંતા વ્યક્ત કરતો રાયજી સાહેબનો પત્ર કલ્યાણભાઇ ઉપર આવેલો; તેમાંથી થોડાં અવતરણો વાંચતાં સહૃદય માણસોનાં દિલ કેવાં દ્રવતાં હતાં તેનો સહજ ખ્યાલ આવશે.

"હજી મુંબઇમાં પણ વરસાદ થયાના સમાચાર નથી. પાણી વગર સર્વેનું, ઉપજ વગર રાજ્યોનું, ખોરાક વગર ગરીબોનું તથા ઘાસ ચારા વગર

જાનવરોનું જે થાય તે ખરું. ઇશ્વરેચ્છા હશે તે જ થશે. પાણી વરસાદ ન થવાથી, અથવા થોડો થવાથી જે પરિણામની ધાસ્તી રહે છે તે વર્ણવી શકાય એવી નથી. "

વરસાદ આવતાં સુધી હવે મહાલોમાં ફરવાની જરૂર રહી નહોતી તેથી રાજ્યનાં એક અગત્યનાં કામ સારૂ કલ્યાણભાઇ બે ત્રણ વખત રાજકોટ જઇ આવેલા અને છેવટની વેળાએ રાજકોટથી જુનાગઢ આવવા નીકળ્યા. ત્યાં તો રસ્તામાં જ ખુશાલીથી મન થનગની ઊઠે એવા સમાચાર મળ્યા. તે એ કે ઉના બાજુ ત્રણ ઇંચ વરસાદ પડયો. આખરે ઇશ્વરે કલ્યાણભાઇ જેવા શુદ્ધ હૃદયના કેટલાએ સેવાભાવી મનુષ્યોની અસામાન્ય મહેનત સામે જોયું ખરું.

રાજકોટથી આવીને ગામડે ગામડે ફરી વળ્યા. એને થાક ન હોતો, રોગ કે મોતનો ડર ન હોતો. બીજાઓ થાકયા. માંદા પડયા, કેટલાંક તો કોલેરાના ભોગ થઇ પડયા, પણ કલ્યાણભાઇએ તો જાણે દૈવી કવચ ધારણ કર્યું હતું. કામ પાર પાડયા સુધી તેમનું શરીર-સ્વાસ્થ્ય જળવાયું.

પછી તો વરસાદે પૂરી મહેર કરી. ઓગસ્ટની ચોથી તારીખથી સતત વરસાદ આવ્યો; તેથી તે દરમ્યાન જુનાગઢમાં જ કલ્યાણભાઇએ મુકામ રાખ્યો. એક વાર વળી અમારા માતુશ્રીએ પક્ષ-પ્રદોષ ઉજવ્યો તેથી રાજકોટ ગયા અને વિધિમાં ભાગ લીધો. દરમ્યાન વેરાવળ બાજુ વરસાદના કારણે ટ્રેન -વ્યવહાર ખોરવાઇ ગયો તેથી તે બાજુ જવામાં વિલંબ થયો. એટલામાં 'બોર -વોર ' Boer-War નું શુભપરિણામ આવ્યું, અને પ્રીટોરીયા પડયું તેની ઉજવણી થઇ. ઉપરાંત ના. નવાબ સાહેબને કે સી. એસ. આઇ. ના માનવંતા ખીતાબની નવાજેશ થઇ તેનો ઉત્સવ ઉજવાયો.

આખરે તા. ૨૫ મી ઓગસ્ટે કલ્યાણભાઇ જુનાગઢથી વેરાવળ થઇ પ્રભાસપાટણ ગયા

હવે વાવેતર માટે તેમણે તાકીદ કરવા માંડી. નીંદણુ જ્યાં થયું ન હોતું ત્યાં તુરત કરવા હુકમ છોડયા. બીચારા ખેડુતો એવા બેહાલ થઇ ગયા હતા અને તેમનું મનોબળ એટલું તો ક્ષીણ થઇ ગયું હતું કે આવી તેમના જ સ્વાર્થની બાબતમાં પણ તેમને સચેત કરવા પડતા હતા. કેટલાંએ અશકત માણસો આમ તેમ રખડતાં જોવામાં આવ્યાં તેથી ઉના ગામમાં રાહત કાર્યો ફરી ચાલુ કરાવ્યાં. પોતાની ગેરહાજરીમાં જે ખેડુતોને અનાજ મળ્યુ ન હોતું

તેમને તે અપાવ્યું. આ પ્રમાણે અનાજ પણ ન આપનાર મનુષ્યો કેવા નિષ્ઠુર હશે?

પણ કલ્યાણભાઇના આગમન પછી ખેતીનું કામ તો તડામાર ચાલુ થઈ ગયું.

પરંતુ જુન માસમાં જેમ કોલેરા સામે ટક્કર ઝીલવાની હતી તેમ અત્યારે હવે મેલેરીઆ તાવના હુમલા સામે ઝુઝવાનું હતું. એવો પણ સમય આવી જતો જ્યારે રમોયો, નોકર કારકુનો બધા એક સાથે તાવમાં પટકાયા હોય. આવે સમયે કલ્યાણભાઈ જાતે સૌની ચાકરી કરતા અને દવા વગેરેની વ્યવસ્થા કરાવતા, છતાં અમારા બહુ ભલા રમોયાનો ભોગ મેલેરીઆએ આખરે લીધો.

આ અરસામાં કલ્યાણભાઇ એક વાર બીજાઓના સાથમાં તુલસીશ્યામની યાત્રાએ ગયેલા. ત્યાં ગયા પછી તેમની સાથેના ઘણા ખરા તાવમાં ઝડપાયા. કલ્યાણભાઇએ જણાવેલું કે એક રાત તો બહુ જ વસમી ગાળવી પડી હતી.

પણ આખરે દુષ્કાળના કાર્યનો અંત આવ્યો. અને નડિઆદથી દિવાન–બહાદુર બેચરદાસભાઇનો તાર આવવાથી રાયજી સાહેબે કલ્યાણભાઇને જુનાગઢ આવવા સંદેશો મોકલ્યો. શેઠીઆઓ, ખેડુતો, રાજ્યના નોકરો સૌની રજાહભીની વિદાય લઇ તેઓ સંવત ૧૯૫૬ માં ધનતેરસના રોજ જુનાગઢ આવ્યા. પ્રભુની મહેર કે દિવાળી જોવા પામ્યા. જુનાગઢ આવી સૌને મળ્યા. સાંજના દિવાન સાહેબ અને બીજા અમલદારો જોડે કોલેજનું નવું મકાન વિગેરે જોઇ આવ્યા. વળતે દિવસ રાજકોટ સ્વગૃહે આવ્યા. ઘરમાં સૌ સાજાં નરવાં જોઇ સંતોષ વ્યક્ત કર્યો. અત્યાર સુધી તો કામને અંગે બીજી જ દુનીઆમાં ડુબકી મારી ગયા હતા.

રાજકોટમાં પોતાના ભાઇઓ અને અન્ય સ્નેહીઓ જોડે મસલત કરીને શીઆળામાં પોતાની પુત્રીઓ તેમજ બીજી કન્યાઓનાં લગ્ન પ્રસંગે ચાલતા રિવાજમાં શું શું ફેરફાર કરવા તેનો નિર્ણય કર્યો. સંવત ૧૯૫૬ નું કસોટીભર્યું વર્ષ સહીસલામત પુરૂં કર્યું. સમાપ્ત થયેલાં વર્ષ દરમ્યાન દુષ્કાળને અંગે કરેલાં ભગીરથ કાર્યને અમે કલ્યાણભાઇનું સાચું અને ભવ્ય સ્મારક માનીએ છીએ.

### ઉચ્ચ હોદ્દાના ચકરાવામાં (૨)

# પ્રકરણ નવ

## દિવાન પદે

卐

આખા હિંદને ભરખી લેનાર, ખેડુતોને પાયમાલ કરનાર દશ વર્ષ સુધી દેશની રસકસ હરી લેનાર ' છપનીઆ દુષ્કાળ 'નું વર્ષ સમાપ્ત થયું. મોડા મોડા પણ પછી તો ભરપૂર વરસાદ આવ્યો અને દુષ્કાળ કાર્ય પુરૂં થયું. કલ્યાણભાઇને જેટલો આત્મ સંતોષ થાય તેટલો ઓછો ગણાય

પરદુ:ખભંજન, પંડિત સાહેબની પ્રેરણા ઝીલીને આર્થીક નુકશાનને અવગણીને મુલ્કી અધિકારીનો હોદ્દો સ્વીકાર્યો હતો. એટલું જ નહી જ્યારે ઉના દેલવાડા મહાલોમાં પૂર્ણ અધિકારથી દુષ્કાળ કાર્ય કરવાનું સ્વીકાર્યું ત્યારે પ્રાણની પણ પરવા કર્યા વગર તે મહા વિકટ કાર્ય પાર પાડ્યું હતું. જે મહાલોની દુષ્કાળ ગર્હિત વ્યવસ્થા, પ્રાંત સાહેબે સખ્ત શબ્દોમાં વખોડી કાઢેલી તે જ મહાલોની કાર્ય-વ્યવસ્થા માટે કલ્યાણભાઇને ખભે ધુંસરી નખાયા પછી એના એ અમલદારે પ્રશંસાના પુષ્પો વેર્યાં. જુનાગઢનું મન્ત્રિ મંડળ આશ્ચર્યચકિત થઇ ગયું અને કલ્યાણભાઇનાં આ હિંમત ભર્યાં કામની કદર કેવા પ્રકારે કરવી તે બાબત મુંઝવણમાં પડી ગયું. પણ થોડા સમયમાં જ

મંત્રિ મંડળને અનાયાસે આ ગુંચવણના ઉકેલ માટે સુંદર તક સાંપડી. બન્યું એવું કે કલ્યાણભાઇને ઇડર ( મહી કાંઠા )ના મહારાજા કેશરીસિંહજીએ પોતાના દિવાન તરીકે પસંદ કર્યા. રાજકોટ રાજકુમાર કોલેજમાં કેશરીસિંહજી ઇ૦ સ૦ ૧૮૮૦ માં અભ્યાસ કરતા હતા ત્યારે કલ્યાણભાઇ સાથે તેમને ઓળખ થયેલી. ઇ૦ સ૦ ૧૮૮૨ માં જ્યારે કેશરીસિંહજી ગાદી નશીન થયા ત્યારે કલ્યાણભાઇને તે પ્રસંગ માટે ભાવભીનું આમંત્રણ આપેલું; એટલું જ નહીં પોતાને ફુલ અખત્યાર મળવાનો છે તેવા ખુશ ખબર મહારાજશ્રીએ કલ્યાણભાઇને આપેલા અને વળી જણાવેલું કે, " મેં તમારી સૂચના મુજબ મે. હરીદાસભાઇને દિવાન તરીકે પસંદ કર્યા છે." આ પ્રમાણે અઢાર વર્ષ પહેલાં પત્ર વ્યવહાર થયેલો. તે સમયથી કલ્યાણભાઈ માટે મહારાજશ્રી કેશરીસિંહજીના મનમાં સારી છાપ પડી હતી. ઇ૦ સ૦ ૧૯૦૦ માં ઇડર રાજ્યની સ્થિતિ અવ્યવસ્થિત થઇ ગઇ અને રાજ્ય કરજમાં ડુબી ગયું. આવી વિષમ સ્થિતિમાં કોઇ બાહોશ વિશ્વાસપાત્ર દિવાનની આવશ્યકતા જણાઇ. મહારાજાએ આ બાબતમા રા. રા. મનસુખરામ સુ. ત્રિપાઠી તેમ જ દિવાન બહાદુર બેચરદાસભાઇની સલાહ લેતાં તેમણે કલ્યાણભાઇનું નામ સૂચવ્યું. તુરત જ મહારાજાના અંતરમાં જુના સ્મરણો તાજા થયા, અને એ સૂચના તેમણે સહર્ષ સ્વીકારી આ પ્રમાણે દિવાન પદે નીમાયાથી જુનાગઢના મંત્રિ મંડળને કલ્યાણભાઇનાં દુષ્કાળના કાર્યની કદર કરવાની સારી તક મળી.

ઘણા સારા શબ્દોમાં કલ્યાણભાઇનાં ચિરસ્મરણીય કાર્યની રાજ્ય તરફથી તારીફ કરવામાં આવી. રૂા. બારસોનો પોશાક કરવામાં આવ્યો. બે વર્ષ પર્યંત કલ્યાણભાઇનો જુનાગઢ રાજ્યની નોકરીનો હક રાખ્યો. એટલું જ નહી તેમને માસિક રૂપીયા સોનું પેન્શન બાધી આપ્યું અને ' કાઇકિતો કયું " ' એવો આત્મ સંતોષ મંત્રી મંડળને થયો. આજ અરસામાં હિંદના વાઇસરોય લોર્ડ કર્ઝન કાઠીઆવાડમા આવેલ હોવાથી જુનાગઢની તેમણે મુલાકાત લીધી. અને એક ભવ્ય દરબારમાં ના વાઇસરોયે સ્વમુખે જુનાગઢ રાજ્યનાં દુષ્કાળ રાહેત કાર્યની મુક્ત કંઠે પ્રશંસા કરી.

આહી આવાં કારણોથી કલ્યાણભાઇ જુનાગઢમાંથી તુરત છુટા થઇ શકતા નહોતા અને ઇડરથી મહારાજા " તમે હવે જેમ બને તેમ જલ્દી આવો" એમ પત્ર લખી ઉતાવળ કરતા હતા. રાજ્યની કફોડી પરિસ્થિતિનાં કારણે જેમ બને તેમ જલ્દી પહોચવાની આવશ્યકતા હતી એ કલ્યાણભાઇના ધ્યાનમાં જ હતુ.

તેથી જુનાગઢ રાજ્યની નોકરીમાંથી મુકત થઇ સ્વગૃહે રાજકોટ આવ્યા અને અઠવાડીઆની અંદર ઇડર પ્હોંચવા ધાગણા ગખેલી પણ "કો જાણે કલકી" તે મુજબ અણધાર્યું વિઘ્ન આવ્યું. એ તો કહેવાઇ ગયું છે કે આખું વર્ષ કલ્યાણભાઇએ સખ્ત કાર્ય કર્યું હતું અને શ્રમ વધારે પડતો લીધો હતો. બીજા સૌ બીમાર પડી ગયા પણ કલ્યાણભાઇ તો સાજા નરવા રહી ઇશ્વર કૃપાથી પોતાનું કામ સાંગોપાંગ ઉતારી શકયા. પરંતુ મોડો મોડો પણ કુદરતને હીસાબ ચુકવવો પડયો. જુનાગઢ છોડી ગજકોટ આવ્યા ત્યારેજ ઝીણો તાવ તો આવતોજ હતો, પણ ઉતરી જશે એમ માની ઇડર જવાની તૈયારી કરવા માંડી. પરંતુ પછી તો તાવ ઘણોજ સખ્ત આવવો શરૂ થયો તેથી લાચારીથી ઇડર જવાનું મુલતી રાખવું પડયું. કલ્યાણભાઇએ મહારાજાશ્રી ઉપરના પત્રમાં જણાવ્યું કે "I am now suffering from the accumulated effect, hitherto subdued by the excitement of my sense of duty of famine relief work..." અતિશય શ્રમના પ્રત્યાઘાત રૂપે આ ગંભીર મંદવાડ આવ્યો

કલ્યાણભાઈ પાછી મુઝવણમાં પડયા. ઇડર મહારાજા બહુ ઇંતેજાર હતા અને આંહીતો અણધાર્યું વિઘ્ન આવી પડયું ! મહારાજાશ્રી ઉપર એક પત્ર ઇંગ્રેજીમાં લખી મોકલ્યો. તેમાં એવી મતલબનું જણાવ્યું કે "મને આંહી અણધારી રોકત થઈ છે તો આપ બીજા લાયક ગૃહસ્થને દિવાન તરીકે નીમીસો એજ યોગ્ય ગણાશે. સાજો થઇ ગયા પછી આપને જરૂર હશે તો હાજર થઇશ." પણ દેવાંશી ઉદારચિત્ત મહારાજા એ વાત એક ઘડીભર શાની સ્વીકારે ! તુરતજ તેમનો પ્રત્યુત્તર આવ્યો કે તબીયત બરાબર સ્વસ્થ થયા પછીજ આવવાનું રાખશો. હાલ નાયબ દિવાનથી કામ ચલાવીશ. બીજા કોઇને દિવાન તરીકે નીમવાની વાતજ ન કરશો.

તબીયત સ્વસ્થ થતાં કલ્યાણભાઈ ગજકોટથી નીકળી હરીભાઇને ત્યાં અમદાવાદ બે દિવસ રોકાઈ તા. ૧૦-૧૨-૧૯૦૦ને રોજ ઇડર પહોંચ્યા.

આ પ્રમાણે સગાં સંબંધીની શુભ વાંછના અને વડીલ વર્ગની શુભાશિષ રૂપી અદ્રશ્ય શકિતથી દઢ બની કલ્યાણભાઇએ સ્વ-પ્રાંતથી દૂર અને અમદાવાદ નડીઆદ જેવા ગુજરાતના પરિચિત પ્રદેશથી પણ અલગ એવા રાજ્યમાં

વેલ મહીકાંઠામાં પ્રવેશ કર્યો. પ્રદેશ ડુંગરાળ, સુકો, ગસકસ વગરનો હતો. ગઢ રસમ જુદા જ પ્રકારનાં હતાં.

મહારાજાશ્રી કેશરીસિંહજી તરફથી હાર્દીક આવકાર હોય જ. તેઓ શ્રી તો કલ્યાણભાઇનાં આગમન માટે ઝંખતા હતા, પહોંચ્યા તેજ દિવસ સાંજના ચાર વાગતાં એક ભવ્ય દરબાર ભરી મહારાજાશ્રીએ કલ્યાણભાઇને મૂલ્યવાન પોશાક આપી નીમણુંકનો હુકમ ઇનાયત કર્યો. સાંજના કલ્યાણભાઇએ મુખ્ય અમલદારોને પોતાના મુકામ પર ચા માટે નોતર્યા, અને તે સમયે નાયબ દિવાને સૌનો પરિચય કરાવ્યો.

આમ સફરી વહાણ ઝુકાવ્યું, જો કે મહારાજાનાં પ્રેમ અને વિશ્વાસ રૂપી અનુકુળ સઢ હતા, છતાં રાજ્ય રૂપી ઘોર સમુદ્રમાં ગેરવહીવટ રૂપી ઝંઝાવત હતો જેથી વહાણ ખરાબે ચઢી જાય એવો પૂરો સંભવ હતો. પણ નાખુદા, પ્રખર માનસિક બળ ધરાવનાર, અનુભવી અને નજર પહોંચ હોવાથી ભયંકર વાવાઝોડા મોસરું વહાણને સહીસલામત નિર્ણીત સ્થાને લાવી શકયા.

મહારાજાશ્રી દિવાનને પોતાના પ્રતિનિધિ રૂપ ગણતા, પોતે અલગ રહી દિવાનને સર્વ રાજ્ય કારભાર સોંપી દેતા. પણ આ પ્રકાર બે ધારી તલવાર જેવો છે. જો દિવાન કર્તવ્ય પરાયણ, જાગ્રત અને બાહોશ હોય તો આવા પરમ વિશ્વાસથી કારભાર દીપી ઊઠે; નહીતર વસ્તીના, ખેડુતના અને રાજ્યની ઇજતના શા હાલ થાય તેની કલ્પના કરી લેવી. વિશ્વાસ રાખી કામ લેવું એ નીતિ અલબત્ત સારી જ છે. પણ તદ્દન અલગ થઇ જવામાં સેંકડે નવાણું ટકા જોખમ રહેલું છે.

કલ્યાણભાઇ આવ્યા ત્યારે તેમનો એક માત્ર આધાર મહારાજાશ્રીના પ્રેમમય વિશ્વાસનો હતો. બાકી તો પરિસ્થિતિ ભલભલાને ડગમગાવી દે તેવી હતી.

છપનીઆ દુષ્કાળની કારમી અસર તાજી જ હતી. વળી ઈડર રાજ્યમાં તો ચાલુ વર્ષનો વરસાદ પણ કમતી થવાથી બળતામાં ઘી હોમાયું હતું. રાજ્ય કરજમાં ડુબેલું હતું. ઘણા ખરા નોકરોના પગાર લાંબી મુદતથી ચુકવાએલા ન હોતા, અને મહાલોમાં તો કેટલાક એવા પણ હતા જેમને વર્ષોથી પગાર

ચુકવાયા ન હોતા, તેથી તેઓ તો નકટ બની તેમની હસ્તકનાં ગામડાંની ઉપજ ખર્ચના આંકડા પણ મોકલતા ન હોતા.

કલ્યાણભાઇએ હાદ પકડયું કે પહેલાં તો બ્રિટિશ સરકારમાંથી મોટી રકમ ઉછીની લેવી પડશે. રાજ્ય પાસે ખાનગી ગૃહસ્થોની આશરે રૂ. સાત લાખ રૂપીઆની રકમ લેણી હતી. તેનું વ્યાજનું ભારણ પણ જેવું તેવું ન હોતું, તેથી હવે શરાફી પેઢી કે શ્રીમંત વ્યકિત નાણાં ધીરે તેમ ન હોતું રાજ્ય તરફથી બ્રિટિશ સરકાર પાસે 'લોન' માગેલ, પણ તે માગણીને પેશ પહોંચાડવા કોઇએ તસ્દી લીધી ન હોતી કિંવદંતી તો એવી હતી કે આગલા દિવાનની દાનત ઇડર ઉપર બ્રિટિશ એડમિનીસ્ટ્રેશન લાવવાની હતી જેથી તેમાં પોતે મદદનીશ તરીકે સત્તા ભોગવી શકે!

કલ્યાણભાઇએ જોયું કે લખાણ કરવામાં સમયનો વ્યય ન કરતાં વધારે સારું તો એ કે પોતે જાતે મહીકાંઠા પોલી. એજન્ટને મળીને વાતચીત કરી લોનની કેવી અનિવાર્ય આવશ્યકતા છે તેની તેમને સમજણ પાડવી

આમ વિચારી કલ્યાણભાઇ પોલીટીકલ એજન્ટ મી. ફેરીસને મળવા સાદરા ગયા. આ ફેરીસ સાહેબ ઇ. સ. ૧૮૮૮ માં કાઠીઆવાડમાં હતા ત્યાં કલ્યાણભાઇ તેમના પ્રસંગમાં આવેલા અને તે સમયે કર્નલ ફેરીસે કલ્યાણભાઇને તેમની કાર્યશકિત તેમજ કાયદા–કાનુનની માહિતી સંબંધી અને કોર્ટમાં કેસ ચલાવવાની કુશળતા બાબત સરસ પ્રમાણપત્ર પણ આપેલ. પણ આજ બાર વર્ષ પછી કર્નલ ફેરીસ કલ્યાણભાઇને ઓળખી શકયા નહીં. ત્રીસ વર્ષના ઇ. સ. ૧૮૮૮ ના સમયના જુવાન કલ્યાણભાઈ કયાં? અને દુષ્કાળ કાર્યની અસામાન્ય જહેમત ઉઠાવી શ્રમિત થયેલા, લાંબા ગંભીર મંદવાડને લીધે નબળા પડેલા, તેમજ પુખ્ત વયે પહોંચેલા ઇ. સ. ૧૯૦૦ના કલ્યાણભાઇ કયાં? બીજા ઘણાની માફક કર્નલ ફેરીસ પણ ઇડર કારબાર બાબત રોષે ભરાએલ અને તેની સુધારણાની શકયતા બાબત શંકાશીલ થઇ ગયેલા કલ્યાણભાઇએ એક વકીલ તરીકે પોતાનો કેસ રજુ કર્યો. યોગ્ય કરકસરથી તેમજ મહારાજાની ખાનગી નીમણોકમાં કાપ મુકવાથી રફતે રફતે કરજ ભરપાઇ કરી શકાશે તે સમજાવ્યું તેમજ અત્યારે લોનની તાત્કાલિક જરૂર છે તે બાબત તેમના મનમાં ધુંટડો ઉતર્યો. અને પછી જ પોતે કર્નલ ફેરીસના હસ્તાક્ષરનું ઇ. સ. ૧૮૮૮ ની સાલનું મળેલું પ્રમાણપત્ર રજુ કર્યું. કર્નલ આશ્ચર્ય

થઇ ગયા, અને કહ્યું " ભલા માણસ, મને પહેલેથીજ વાકેફ કર્યો હોત કે દિવાન તરીકે આવનાર તમેજ છો તો વિશેષ કડાકૂટ વગર લોન અપાવવાની વાતનો સ્વીકાર કરી લેત. કલ્યાણભાઇએ હસતાં હસતાં કહ્યું કે " મારે આપને સ્વતંત્ર રીતે લોનની આવશ્યકતા બાબતની અને તે હફતે હફતે પાછી ભરપાઇ કરવાની રાજ્યની શકિત વિષે ખાત્રી કરી આપવી હતી; માટેજ પહેલાંની આપણી ઓળખાણ બાબત મેં મૌન ધારણ કરેલ." સારાંશ એ કે કર્નલ ફેરીસ મહીકાંઠા પોલિટિકલ એજન્ટ હતા. એ ઇડર-રાજ્ય તેમજ કલ્યાણભાઇ માટે સરસ અનુકુળતા હતી.

કલ્યાણભાઇને સરકારમાંથી લોન તરીકે રકમ મળવાની ખાત્રી થતાં તમામ ચડત પગારો ચુકવી આપવાનું અને તુરતજ રાજ્ય કારભારનાં તમામ અંગોની સુધારણા કરવામાં ધન ખર્ચવાનું શરૂ થઈ શકયું. બીજી તરફથી ચાલુ ખર્ચ વાર્ષિક ઉપજ કરતાં વધારે હોય તો રાજ્યની આર્થિક સ્થિતિ કદાપી ઉંચી ન આવે એ સત્ય તેમણે મહારાજા પાસે રજુ કર્યું. તુરતજ મહારાજાએ સુચના અનુસાર પોતાની વાર્ષિક ખાનગી નીમણોકમાં પાંત્રીસ હજારનો કાપ મુકયો, એટલુંજ નહીં, પોતાની રાજ્ય પાસે જે અંગત લેણાની રકમ હતી તે જાતી કરી. હવેથી રાજય સુધારણા કેવા પ્રકારે કરવી અને પ્રજાની સર્વતોમુખ-આર્થિક, ઔદ્યોગિક, નૈતિક-પ્રગતિ સાધવા શું શું પગલાં ભરવાં તે વિષે રાજા અને અમાત્ય હર હંમેશ ચર્ચા કરતા અને ઉજ્જવળ ભવિષ્યની કલ્પના કરી રાચતા. જાણે મણિરાજ અને વિદ્યાચતુર જેવા રાજા અને પ્રધાનની બેલડી ! પણ-અફસોસ ! આ સુખ સ્વપ્ન થોડાજ સમયમાં ઉડી ગયું !

કલ્યાણભાઇ ઈ. સ. ૧૯૦૧ ફેબ્રુઆરીની શરૂઆતમાં રાજકોટ ગયા. ત્યાં પોતાની બે પુત્રીઓ અને ભત્રીજીનાં લગ્ન નિર્વિઘ્ને ઉકેલ્યાં, રાજ્ય તરફથી સારો પોશાક લઇ એક અમલદાર આવી ગયા. શુભ પ્રસંગ પુરો થયો. તેટલામાં તો મહારાજાશ્રી કેસરીસીંહજીની બિમારીનો તાર આવ્યો. કલ્યાણભાઇ તાર મળતાં તુરત ઇડર પહોંચ્યા. મહારાજાશ્રીને મધુ પ્રમેહનું દરદ હતુંજ, તેમાં તાવ આવવાથી નબળાઈ અતિશય વધી ગઇ. તુરત કલ્યાણભાઇએ તાર દ્વારા ખબર આપી મુંબઈથી ડોકટર ભાલચંદ્રને બોલાવ્યા. ચાંપતા ઇલાજો લેવામાં આવ્યા છતાં કારી ફાવી નહીં અને તા. ૨૦-૧-૧૯૦૧ ના રોજ સવારના કાળ ચોઘડીઆમાં મહારાજાશ્રીએ વૈકુંઠવાસ કર્યો. કેવો ગમખ્વાર

અને હૃદય–વિદારક બનાવ ! કલ્યાણભાઇનાં ચિત્ત ઉપર આ બનાવની કેવી અસર થઇ હશે ? તેમના માધુભાઇ ઉપરના પત્રથી તે વિષે આપણને થોડો ઘણો ખ્યાલ મળે છે. જો કે હૃદયની વ્યથા તો, કલ્યાણભાઈ પોતાના અંતરનાં સાતમાં પડમાં છુપાવી રાખતા. તેમના બંધુ માધુભાઈ ઉપરના પત્રમાં જણાવે છે કે " મહારાજાશ્રી કેશરીસિંહજીનો મને જે અનુભવ થયો છે તે જીવનપર્યંત વિસરાય તેમ નથી. પ્રસંગે પ્રસંગે એમની ખુબીનું સ્મરણ તથા અમે કરેલા વ્યર્થ ગયેલા મનસુબાના વિચારોથી ક્લેશ થયા વિના રહેશે નહિં. જેમ બનશે તેમ તે ઓછો કરવાનો પ્રયત્ન જારી રાખીશ. હાલ તો આવા ધક્કામાં રાજ્ય પ્રત્યે મારો શો ધર્મ છે એજ વિચારોથી મારું મન ભરાઇ રહ્યું છે. કર્નલ ફેરીસ જેવા સમજુ અને કૃપાળુ પોલિટિકલ એજન્ટ આ ટાંકણે ન હોત તો મારી સ્થિતિ ઘણી કઢંગી થઇ હોત." આવા સમયમાં માધુભાઇ જેવા ભાઇ, કર્નલ ફેરીસ જેવા સમભાવી હિતેચ્છુ, રાયજી સાહેબ જેવા સ્નેહી, તેમના વડીલ ભાઈ, પંડિત સાહેબ અને વાડીઆ સાહેબ જેવા મુરબ્બીઓ. વગેરેના દિલાસા આપનારા પત્રો રાહત આપનારા નીવડયા. બાકી તો કલ્યાણભાઇને તો " આદર્યાં અધુરાં રહે હર કરે શો હોય " એવું થયું. ગાંધીજી પોતાની આત્મકથામાં અવારનવાર એવી મતલબનું જણાવે છે કે હું અમુક જગ્યાએ સ્થિર થવા ધારૂં કે અમુક પ્રવૃત્તિ હાથ પર લેવા નિર્ણય કરૂં તેવામાં એવા અણધાર્યાં સંજોગો ઉભા થાય કે અણચિંતવેલ દિશામાં પગલાં ભરવાં પડે. ઇતિહાસ સાક્ષી પુરે છે કે મહાન પુરૂષો સામે અસામાન્ય વિકટ પ્રસંગો આવી પડે છે; આથીજ તેમની ખરી કસોટી થાય છે અને તેઓ ટીપાઇને ઘડાય છે અને વધારે દૃઢ બને છે. અને ઇશ્વર કૃપાથી આખરે પાર ઉતરે છે. કલ્યાણભાઇનું જીવન પણ એવી વસ્તુસ્થિતિનું દર્શન કરાવે છે. તેમને અનેક અટપટી અને વિષમ ઘટનાઓમાંથી અનેકવાર પસાર થવું પડેલ. ઇશ્વર કૃપાથી એવી કપરી કસોટી સમયે તેમની દૃઢતા, મનોબળ, અગમચેતી વિગેરે ગુણો ઝગઝી ઉઠતા. સાથે સાથે નિરભિમાનપણું જાળવી રાખતા તેમજ એવી શ્રદ્ધા ધરાવતા કે પોતે ન્યાયીપણે વર્તે છે તેથી આખરે પ્રભુ પોતાને કસોટીમાંથી પાર ઉતારશે. માધુભાઇ ઉપરના પત્રમાંજ આવી શ્રદ્ધાનાં દર્શન થાય છે. " સત્યની બાજુ છે તેથી ઇશ્વર અનુકુળ રહેશેજ. "

ઉપલક દૃષ્ટિએ આપણને અનિષ્ટ જણાતી ઘટનાઓ દ્વારાજ ઈડર રાજ્યનું અને તેની પ્રજાનું ભલું થયાનું હોય તો મહારાજાશ્રી કેશરીસિંહજીનાં અકાળ મૃત્યુ અને બીજા હૃદય–દ્રાવક બનાવો સમક્ષ આપણે આપણું મસ્તક

નમાવવુંજ રહ્યું.

મહારાજશ્રીના અવસાન બાદ કર્નલ ફેરીસે ધ્રાંગધ્રા આવી તીજોરીને સીલ મારી જાહેરનામું બહાર પાડ્યું કે "ના. સરકારના હુકમથી પોલીટીકલ એજન્ટે રાજ્ય કારભાર સંભાળ્યો છે અને મહારાજા સાહેબની હયાતીમાં જે પ્રમાણે વહીવટ ચાલતો હતો તેજ પ્રમાણે દિવાન મી. કલ્યાણભાઇ ખલી પોલિટિકલ એજન્ટની દેખરેખ નીચે વહીવટ ચલાવશે."

અમીરી ભાવનાવાળા કર્નલ ફેરીસ સાહેબ! આપના સમક્ષ અમારું મસ્તક સાભાર નમે છે. આપે કલ્યાણભાઈની શક્તિ અને ગુણોની સારી કદર કરી. તેમજ વિષમ સમયમાં તેમને સાચા દિલથી મદદ કરી તેથી તો કલ્યાણભાઇએ આપને માધુભાઈના પત્રમાં હૃદયના ખરા ભાવની અંજલિ અર્પેલ છે.

આ પ્રમાણે પોલીટીકલ એજન્ટની દેખરેખ નીચે કલ્યાણભાઇએ "શ્રી દરબાર ધ્રાંગધ્રા સ્ટેટ" ના નામથી રાજ્યધુરા વહન કરી. કર્નલ ફેરીસ અને તેમના અનુગામીઓનો કલ્યાણભાઇમા પૂર્ણ વિશ્વાસ હોવાથી હકીકતમાં તેમણેજ પૂર્ણ સત્તાથી રાજ્ય વહીવટ ચલાવ્યો, અને આશા તંતુને અવલંબીને હજુ તો સમય ગાળવાનું પ્રોત્સાહન હતુજ. કારણ મહારાજશ્રીનાં અવસાન બાદ થોડા સમયમાંજ જાહેર થયું કે કૈલાસવાસી મહારાજનાં ચૌહાણ રાણીજીને ઓધાન છે. જો પુત્ર અવતરે તો વંશ ચાલુ રહે. આથી કૈલાસવાસી રાજાના આપ્તજનો ઉલ્લાસમાં આવ્યા. પણ બાકીના હકદારો નાઉમેદ થયા. તેમાંના કેટલાકે ખટપટ પરંપરા શરૂ કરી. જેવા પોતે તેવા બીજા એમ ધારી જો રાણીને પુત્રી અવતરશે તો કોઈના છોકરાને પુત્ર તરીકે બદલાવી લેશે એમ ધારી વડારણો અને બીજા લાલચુ માણસો મારફત કાવત્રાંબાજી ચલાવવાનો પ્રયત્ન કર્યો પણ કલ્યાણભાઇ સાવધાન હતા. અને તેમણે પોતાની આસપાસ વિશ્વાસપાત્ર મંડળ રચ્યું હતું. નાયબ દિવાન દરજ્જે ભાવનગરના નાગર ગૃહસ્થ કલ્યાણરાય લક્ષ્મીશંકર વોરા હતા. વર્ષો પહેલાં કાઠીઆવાડમાં કલ્યાણભાઈ તેમના સંસર્ગમાં આવેલ. તેઓ ધ્રાંગધ્રા રાજ્યના અનુભવી, પુરા વફાદાર અને કસાએલ મુત્સદ્દી હતા. તેમનાથી કલ્યાણભાઇને આવા સમયમાં વિશ્વાસપાત્ર કોણ તેની માહીતિ મળી. તે માહીતિને આધારે પોતાની નૈસર્ગિક મનુષ્ય–પરીક્ષણ શક્તિનો ઉપયોગ કરી જવાબદારી ભરેલી જગ્યા ઉપર યોગ્ય માણસો ગોઠવ્યા.

ઉપર જણાવેલ યોગ્ય માણસો પૈકી મરહુમ મહારાજાનાં નજીકના સગા અને રાજ્યહિત ખાતર પ્રાણનો ભોગ આપવા તતપર એવા બે ભાઇઓ હતા. આવા વફાદાર નિડર માણસોની મદદથી કલ્યાણભાઇએ કુનેહથી પરંતુ કડક રીતે ખટપટ દાબી.

આ પ્રમાણે ઇ૦ સ૦ ૧૯૦૧ના ફેબ્રુઆરીની તા. ૧૦ મી થી ઓકટોબર તા.૪ સુધી એટલે મહારાજા કેશરીસિંહના મૃત્યુના સમયથી બાળરાજા જન્મ્યા તે ગાળામાં પોલિટિકલ એજન્ટની નામની દેખરેખ નીચે કલ્યાણભાઇએ કુલ મુખત્યારીથી રાજ્યતંત્ર ચલાવ્યું. ખટપટ દબાવી તેમાં જીવહાનિનું જોખમ હતું તે તો સહજ સમજાય તેવી વાત છે. સ્વાર્થ ખાતર ખુન કરવાં કરાવવાં એ તો રજવાડી ખટપટમાં સહેજ વાત ગણાતી. ઉપરાંત રાજ્યને આબાદ કરવા તનતોડ પ્રયાસ કર્યો. આવા મોકામાં તેમની શક્તિ પ્રકાશમાં આવી. સૌ કોઈ તેમનાં ધૈર્ય, મક્કમપણું, અગમચેતી, રાજ્યનાં કલ્યાણ માટેની ભાવના વગેરે ઉચ્ચ લક્ષણો જોઇ ચકિત થઇ ગયા. આ સમયમાં ખેતી સુધારવા, ખર્ચમાં યોગ્ય કરકસર વગેરે પ્રવૃત્તિનાં મંડાણ થઇ ચુકયાં હતાં સ્વ. મહારાજાની હયાતી દરમ્યાન જ કલ્યાણભાઇએ આને લગતી એક યોજના તૈયાર કરેલ; હવે ક્રમે ક્રમે તેનો અમલ કરવા માંડયો. લશ્કરી ખાતુ અને પોલીસ ખાતું એ બેનું જોડાણ કર્યું, અને તે એકત્ર ખાતાના ઉપરી અધિકારી તરીકે કુ. શ્રી નાગસિંહજીને નીમ્યા. લશ્કરી માણસોને–સૈનિકોને પણ પોલીસની કામગીરી સોંપી. કારણ ઇડર રાજ્યનો વિસ્તાર વધારે, મુલક ડુંગરીઆલ, ભીલની વસ્તી, તેથી લુંટફાટ–ચોરીઓનો પૂરો સંભવ અને એકલી પોલીસ તેને પહોંચી વળવા અશક્ત હતી વળી ઝડપથી ચોર લુંટારૂઓની પીઠ પકડી શકે તેટલા ખાતર પગપાળા પોલીસની સંખ્યામાં ઘટાડો કરી ઘોડેસ્વાર પોલીસની સંખ્યા વધારી.

છપનના દુષ્કાળના આગલા વર્ષમાં ખેડુતો પરદેશમાં ચાલ્યા ગયા હતા. તેમ જ ભૂખ અને રોગથી ઘણા ઢોર મરી ગયાં હતાં. આ સ્થિતિ સુધારવા ચાલી ગયેલા ખેડુતો પોતાની જમીન ઉપરાંત વધારાની પડતર જમીન ખેડવા લલચાય તેટલા ખાતર રાજ્ય તરફથી તેમને સારી મદદો આપી. ઉપરાંત પરદેશના સારા ખેડુતોને આવવાની હોંશ વધે તેટલા માટે ઉદાર કાર્યનીતિ ગ્રહણ કરી, તેવાઓને પડતર જમીન જુજ મહેસુલ ઠરાવી ખેડવા આપી, તેમ જંગલી પ્રાણીઓ અને લુંટારાઓ સામે પુરતું રક્ષણ આપવા રાજ્યે બાંહેધરી

આપી. જ્યાં જ્યાં દુષ્કાળ–રાહત કાર્ય ચાલુ રાખવું પડ્યું તેવાં સ્થળોમાં આ નિમિત્તે બને તેટલું નહેર માટેનું ખોદાણ કર્યું અને ભવિષ્યમાં મોટા પાયા ઉપર નહેરો બાંધવા માટે યોજના તૈયાર કરાવી

હાલનો કારભાર તો થોડા સમય માટે જ હતો એમ સર્વ કોઈ સમજતું. તેથી તેનું આજ્ઞા પાલન કરવાની વૃત્તિ ઓછી રહેતી પણ કલ્યાણભાઈએ યોગ્ય પગલાં લઈ કેટલાક ભવિષ્યના હકદારોને હદ પાર પણ કર્યા; આથી સ્વાર્થી લોકો ડરી ગયા અને બીજા લોકો પણ સમજ્યા કે કાયદા કાનૂનને આધીન રહીને ચાલવામાં જ સલામતી છે. વળી ખર્ચમા કાપકુપ કરવા માંડેલી તેથી તેને પરિણામે જેમનાં ખીસાં ઉપર કાપ પડેલો તેઓ ઘણા નારાજ થઈ જતા. આવી વીટંબણાઓનો સામનો કરવો પડેલો. પ્રભુ કૃપાથી કર્નલ ફેરીસ અને ત્યાર પછી કર્નલ ઓડોનલ એ બંને પોલિટિકલ–એજન્ટની પૂરતી સહાનુભૂતિ હોવાથી બધું સાંગોપાંગ ઊતર્યું.

આ પ્રમાણેનો રાજ્ય વહીવટ આશરે નવ મહીના સુધી ચાલ્યો તારીખ ૪–૧૦–૧૯૦૧ ના રોજ ઇડર રાજ્યના બાળ મહારાજાનો જન્મ થયો પુત્ર અવતરવાથી આખા રાજ્યમાં તેમ જ હિતેચ્છુ વર્ગમાં પારાવાર ખુશાલી ફેલાઈ.

પણ હજુ કલ્યાણભાઈ અને ઇડર રાજ્યની કસોટીનો આંક જાણે અધુરો હતો. બાળ મહારાજા કૃષ્ણસિંહજીની સગીર અવસ્થા દરમ્યાન રાજ્ય કારભાર ચલાવવા બ્રિટિશ–સરકારે કર્નલ ઓડોનલને એડમિનિસ્ટ્રેટર નીમ્યા. કર્નલે સરકારમાં એવી મતલબનું જોરદાર લખાણ કર્યું કે પોતાની મદદમાં દિવાન કલ્યાણરાય બક્ષીને ચાલુ રાખવા જેથી તેમના અનુભવનો અને તેમની અસામાન્ય કાબેલીયતનો પોતાને અને રાજ્યને લાભ મળે. સરકારે આ દરખાસ્ત મંજુર રાખી. દરમ્યાન કલ્યાણભાઈ પોતાના ચોથા પુત્ર કુલભાઈનો લગ્ન–સમારંભ ઉજવવા રાજકોટ ગયા હતા રાજકોટથી કુલભાઈની જાન ત્રેન રસ્તે ધ્રાંગધ્રા ગઈ. વેવાઈ ધ્રાંગધ્રા નિવાસી, સુશીલ, કુટુંબ વત્સલ, ખાનદાન ખમીરના શ્રી કેશવલાલ પોટાએ જાનનું સુંદર સ્વાગત કર્યું. લગ્નવિધિ નિર્વિઘ્ને સમાપ્ત થઈ.

આટલે સુધી બધું સરળતાથી પાર પડ્યું. ત્યાર પછી દેવગતિની પ્રતિ-

ફળતા જણાવા લાગી.

બીજે જ દિવસે ઇડરથી બાળ મહારાજાની માંદગીનો તાર આવતાં કલ્યાણભાઇ ખીન્ન મનથી ઇડર જવા નીકળ્યા. તેઓ ઈડર પહોંચ્યા અગાઉ તો બાળ મહારાજાએ સ્વર્ગવાસ કર્યો હતો. આ પ્રકારના દૈવી કોપથી ઇડર રાજ્યમાં ઘેરો શોક છવાઇ ગયો. કલ્યાણભાઇના મન ઉપર આ સખ્તમાં સખ્ત ફટકો પડયો. પણ હવે સરકાર જેને ગાદી વારસ ઠરાવે તેને રાજ્ય અમલ સોંપ્યા પછી જ ખસી શકાય તેવી પરિસ્થિતિ આવી પડી.

સગીર મહારાજા કૃષ્ણસિંહજીનાં અવસાન બાદ બ્રિટિશ સરકારે બનતી ત્વરાથી રાજ્ય ગાદીના ખરા હકદાર સંબંધી ઠરાવ બહાર પાડયો. આ ઠગવની રૂએ જોધપુરના રીજંટ મુલ્ક મશહુર કર્નલ–સર–પ્રતાપસિંહજીને ઇડર રાજ્યના મહારાજા તરીકે જાહેર કરવામાં આવ્યા. તે નિર્ણયને અનુસરીને કર્નલ ઓડોનલ સાહેબે તા. ૧૦–૨–૧૯૦૨ ના રોજ કર્નલ સર પ્રતાપને ઇડર સંસ્થાનની ગાદી ઉપર રાજ્યાભિષેક કરાવ્યો.

કલ્યાણભાઇ ઉપરથી આ પ્રમાણે આખરે જવાબદારી તો ઉતરી, પરંતુ હવે કયો માર્ગ ગ્રહણ કરવો એ એક ગંભીર વિચારણાનો વિષય હતો. તેમના સ્વભાવને અનુસરીને આ બાબત વિષે રાજ્યાભિષેક પહેલાં જ ચિંતન કરવા માંડયું હતું.

એક તરફથી કલ્યાણભાઇ હવે જેમ બને તેમ જલદી સ્વ–વતન જવા આતુર હતા. ચિંતા શ્રમ અને સતત કામના બોજાથી શરીર થાકયું હતું. બીજી બાજુથી સ્વ. મહારાજાની રાણીઓ વગેરેની, વસતિની અને નોકરીઆત વર્ગની સ્થિતિ બને તેટલી અનુકૂળ રહે તેમ કરવા ઇંતેજાર હતા. રાજ્યાભિષેક બાદ કલ્યાણભાઇએ સર પ્રતાપ સમક્ષ રાજીનામું રજુ કર્યું અને કહ્યું કે, આપને પણ આપનો વિશ્વાસુ માણસ દિવાન તરીકે લાવવા ઇચ્છા હોય જ એ દેખીતું છે, તેથી મને છુટો કરવા મારી વિનંતી છે. અલબત્ત આપની પસંદગીનો દિવાન આવી પહોંચે તે દરમ્યાન મારી સેવાની આપને આવશ્યકતા હોય તો તે અદા કરવા હું તતપર છું.

મહારાજા સર પ્રતાપે જણાવ્યું કે "તમે ઈડર રાજયના હિત ખાતર જોખમ ખેડીને રાજ્યગાદી માટે હક ધરાવનાર ખટપટીઆઓને નસીયત આપી

તે ઉપરથી જ મને ખાતરી થઈ ગઈ છે કે તમે ગાદી ઉપર જે કોઇ આવે તેને વફાદાર રહેશે. વળી દુર બેઠાં પણ તમારા વાર્ષિક રિપોર્ટ ઉપરથી તેમ જ બીજી હકીકતો ઉપરથી જોધપુરના ચકોર દિવાન પંડિત સૂખદેવે તમારી શકિત અને સત્યનિષ્ઠા પરખી લીધાં છે અને મને આગ્રહ પૂર્વક તેમણે ભલામણ કરી છે કે તમારે દિવાન તરીકે કલ્યાણભાઇ બક્ષીને ચાલુ રાખવા; તેથી હું તમને છુટા કરવા બિલકુલ ખુશી નથી" પ્રકૃતિ-ભેદના કારણે પોતાને મહારાજાશ્રી સાથે લાંબો સમય ફાવશે નહી એવી બીતિ તો હતી જ. બન્નેની કાર્યપ્રણાલિકા તદ્દન નિરાળી હતી. મહારાજા શ્રી લશ્કરી સ્વભાવના હોવાથી તાબડતોબ હુકમો કરી પણ નાખે; છતાં અજમાયશ તો કરવી એમ કલ્યાણભાઇએ મનથી નિર્ણય કર્યો. એમણે ધાર્યું કે આમ ચાલુ રહેવામાં દૈવી સંકેત હશે.

આ પ્રમાણે અત્યારે તો નવા મહારાજા અને ચાલુ અમાત્યનો ગોગ ચાલુ રહ્યો. પરંતુ થોડા સમયમાં જ આ બે વિચક્ષણ મહાશયો પામી ગયા કે બંનેના રાહ જુદા છે. સર પ્રતાપસિંહે થોડા સમયમા જ કલ્યાણભાઇની વફાદારી, અડગતા, પ્રમાણિકતા, બુદ્ધિમત્તા, ચારિત્ર્યબલ પરખી લીધાં, એટલું જ નહીં તેમના પછી મહારાજા પદે આવનાર તેમના દત્તક પુત્ર દોલતસીંહજીના મન ઉપર પણ મહારાજાશ્રીએ આ ગુણો બાબત બને તેટલી ઊંડી અસર પાડી. પ્રસંગે પ્રસંગે બંને ગજવીઓએ કલ્યાણભાઇનાં કાર્યોની ઘણી સારી કદર કરેલી તેમાં તો શંકા જ નહી. શરૂઆતમાં તો મહારાજા શ્રી કલ્યાણભાઇના અભિપ્રાય મુજબ રાજ્ય કારભાર ચલાવતા. કારણ આ વર્ષના ગાળામાં ઇડર રાજ્યને અંગે ઝડપી ફેરફારો થયેલા તેમાં માત્ર સ્થાયી રૂપે કોઇ હોય તો એક કલ્યાણભાઇ જ હતા. મહારાજા કેશરીસિંહજીનાં અવસાન બાદ પોલિટિકલ એજન્ટની દેખરેખ નીચે કલ્યાણભાઇએ રાજ્ય વહીવટ ચલાવેલો. બાલ મહારાજાના અવસાન બાદ ખાલી પડેલી ગાદી માટે કોનો હક સાચો છે તે બાબતનો ઇડર રાજ્ય તરફથી અભિપ્રાય આપવામાં મુખ્યત્વે કલ્યાણભાઇ જ હતા; અને છેવટે જ્યારે બ્રિટિશ સરકારે કર્નલ સર પ્રતાપને ઇડરની ગાદી સોંપી ત્યારે તેમણે દિવાન તરીકે કલ્યાણભાઇને ચાલુ રાખ્યા. આ પ્રમાણે આવી અનેક ચલિત ઘટનાઓ વચ્ચે અચલ સ્વરૂપ તો માત્ર એક દિવાન પદનું રહેલું.

મહારાજા શ્રી ગાદી નશીન થયા તે અરસામાં રાજ્યના હીસાબની ચોખ-વટ કલ્યાણભાઇએ કરાવી લીધી; વળી કરજ પેટે રૂપીઆ ત્રણ લાખ ચુકવ્યા, તેમ જ ચડત સિબંદીનો ચુકાદો પણ કર્યો. રાજ્ય ઉપર કુલ કરજ કેટલું હતું તેનો ચોખ્ખો આંકડો નીર્ણિત કરાવ્યો. વળી સદ્દગત મહારાજા શ્રી કેશરી-સિંહજીના ખાનગી ખાતાની રૂપીઆ એંશી હજારની રકમ રાજ્યમાં જમા થતાં કરજમાં તેટલા પુરતો ઘટાડો થયો.

ઇડર રાજ્યની આવી નાણાં વિષયક તંગ હાલતથી કલ્યાણભાઇએ મહા-રાજાને વાકેફ કર્યા અને તેઓ શ્રી તુરત પરિસ્થિતિ સમજી ગયા, અને કરકસર કરવામાં અને તેટલો દિવાનને સાથ આપ્યો. તેમણે પોતાનો કુટુંબ-કબીલો મોટો હોવા છતાં ખાનગી ખર્ચ તરીકે માત્ર રૂ. સાઠ હજારની નીમણુંક પોતા માટે ઠરાવી આ પ્રમાણે નાણાં વિષયક બાબતનો નિકાલ કર્યો, તે ઉપરાંત રાજ્યની પ્રગતિ માટે બનતો પ્રયાસ કરવામાં આવ્યો. અહમદનગરની પથ્થરની ખાણનું કાર્ય જોશભેર ઉપાડયું. ઉંદરોના ઉપદ્રવને લીધે આ વખતે પણ પાક લગભગ નિષ્ફળ ગયો હતો તેથી દુષ્કાળ-રાહેત કાર્યો શરૂ કરવાની આવશ્યકતા હતી. આ વખત તો કલ્યાણભાઇની હાજરી શરૂથી હોવાથી તેમણે રાજ્યને અને પ્રજાને કાયમનો લાભ થાય તેવાં કાર્યો શરૂ કરાવ્યાં. તાત્કાળિક જાહેર કામ કયે કયે સ્થળે શરૂ કરી શકાય તેમ છે તેની યોજના તૈયાર કરાવી, અને કેટલાંક તેવાં કામ ચાલુ કરાવ્યા. ત્યાર પછી કલ્યાણભાઇ જાતે રાહેત કાર્યોનાં સ્થળો કામ ચાલુ કરતાં પહેલાં અને ચાલુ થયા પછી બંને વખત જોઇ આવ્યા. દરેક કારીગરને અને મજુરને પુરતી રોજી મળવી જ જોઇએ તેવો કડક બંદોબસ્ત કર્યો. ઉપરાંત દુષ્કાળને અંગે અન્ય સર્વ ગોઠ-વણ કરાવી. આ કામ તો તેમને 'હસ્તામલક' જેવું હતું. જેણે જુનાગઢ રાજ્યના ચાર મહાલોમાં છપનીઆ જેવા દુર્ભિક્ષમાં ભગીરથ કામો કરેલ તેમને આ તો સહેલ વાત હતી.

પરંતુ ઇડર રાજ્યમા દોઢ વર્ષની સખ્ત કામગીરી, માનસિક આઘાતો અને ચિંતાને કારણે કલ્યાણભાઇનું શરીર લથડવા માંડયું. અત્રે હવે વધારે ખેંચવામાં સાર નથી એમ સમજી મહારાજાશ્રીની અનુમ-તિથી ૪૦ સ૦ ૧૯૦૨ ની એપ્રીલ આખર દોઢ માસની રજા ઉપર ઉતર્યા. ઇડરથી રાજકોટ આવ્યા. ત્યાંથી તુરત જ પોતાનાં હંમેશનાં પ્રિય સ્થળ

માંગરોળ બંદરે પહોંચ્યા, ત્યા સમુદ્રના મોજાં જેની દિવાલને અથડાતાં હતાં તેવા ખુદ શેખ સાહેબના બંગલામાં તેમના માટે મુકામની ગોઠવણ થયેલ મન અને તનને પુરો આરામ આપવા ધાર્યું હતું તેથી પોતાની સાથે દશ વર્ષથી ૧૮ વર્ષની વયના પોતાના પુત્રો અને ભત્રીજાઓને સાથે લાવ્યા હતા. તેમની સાથે સમુદ્ર સ્નાન કરવામાં તેમ જ રમત ગમતમાં સમય ગાળતા. પૂર્ણિમાની ચાંદનીમા બંગલાની મોટી બારીમાંથી જેનાં કલાકોના કલાકો વીતી જાય તેનું ભાન પણ ન રહે એવું સમુદ્રની ભરતીનું ભવ્ય અને આકર્ષક દૃશ્ય જોવા મળતું. પરંતુ આ અનેરી મજાહ લાભે સમય ભોગવાય તેમ ન હતું શારીરિક અને માનસિક શ્રમ પુરો હજુ ન ઉતર્યો તેટલામા તેમની કર્તવ્ય-પરાયણતાની ભાવના તેમને ઇડર તરફ ખેંચવા લાગી.

વાત એમ હતી કે રાજ્યારોહણના માંગલિક પ્રસંગ ઉપર ઇડર મહારાજા અને મહારાજ કુમાર બને તુરતમા જ ઇંગ્લાંડ જવાના હતા, તેથી તંદુરસ્તી પુરી સ્વસ્થ ન થયેલ છતાં કલ્યાણભાઇ ઇડર પહોંચી ગયા.

થોડા માસ બાદ મહારાજાશ્રી પણ વિલાયતથી પરત આવી ગયા. દિવાળી નજીક આવતી હતી તેથી તે તહેવારો ઉજવવા હોંશભેર તૈયારીઓ ચાલતી હતી. તેવામાં કલ્યાણભાઈ ગંભીર માંદગીથી પટકાયા માંગરોળથી આવ્યા બાદ તબીયત બરાબર સ્વસ્થ તો નહોતી જ રહેતી પણ ચલાવ્યે રાખતા હતા. દિવાળીના દિવસો વીત્યા પણ કલ્યાણભાઇનો મંદવાડ અદશ્ય ન થયો: ઉલટું મંદવાડની ભીષણતા વધતી ચાલી. નબળાઇ પણ વધતી ચાલી. સૌ સચિંત બની ગયાં.

આ ગંભીર મંદવાડ દરમ્યાન કલ્યાણભાઈના અપૂર્વ મનોબળનો પરચો એક બે પ્રસંગમાં દેખાઈ આવ્યો. એક દિવસ નબળાઇ વધવાથી કલ્યાણભાઈ-નો અવાજ ક્ષીણ જણાયો ડાકટરને નાડીની ગતિ પણ ચમકાવે તેવી જણાઇ. ડાકટર એકદમ ગભરાયા. નાયબ દિવાનને પાસેના ઓરડામાં બોલાવી ધીમા સ્વરથી જણાવ્યું કે દિવાનજીની સ્થિતિ ઘણી ગંભીર છે અને આજની રાત સંભાળવા જેવું છે. તીવ્ર શ્રવણ-શક્તિ ધરાવનાર કલ્યાણભાઈ આ વાતચીતનો મર્મ સમજી ગયા અને ડાકટર તેમ જ નાયબ દિવાનને પોતાની નજીક બોલાવ્યા, અને મક્કમતાથી કહ્યું. "તમે

બંને ગભરાશો નહીં, કારણ માગ ભાઇઓ વગેરે રાજકોટમાં પ્લેગ હોવાથી વઢવાણ આવી રહ્યા છે ત્યાં પહોંચ્યા પહેલાં આ શરીર પડશે નહિ એવી મને શ્રદ્ધા છે " બંને આ શબ્દોથી આશ્ચર્ય ચકિત થઈ ગયા અને ડાકટર હિંમતમાં આવી ગયા.

મંદવાડ ઘણો ગંભીર છે એમ ખબર થવાથી ખુદ મહારાજાશ્રી દિવાનજીની તબીયત જોવા અમારા મુકામ પર આવ્યા. કલ્યાણભાઈની પાસે બેઠા. તબીયતના સમાચાર પુછ્યા અને કહ્યું કેઃ–" પ્રભુ સારું જ કરશે. કોઇ વાતની ફીકર ન કરશો. ક્ષત્રિય રાજાઓનો ધર્મ છે કે રાજ્યની વફાદારીથી સેવા બજાવનારના વારસોનું પણ યોગ્ય પાલન કરવું. " કલ્યાણભાઇએ મહારાજાશ્રીનો ઉપકાર માન્યો, પણ તે સાથે એ જ વાત જણાવી કે " આપ ફીકર નહીં કરો. હજુ મારે વઢવાણ સુધી તો પહોંચવાનું છે, પછી દેહ પડે તો જુદી વાત છે. " મહારાજાને આનંદાશ્ચર્ય થયું અને તેઓશ્રીએ કહ્યું કે " દિવાનજી અમારી માફક શસ્ત્ર ભલે ન વાપરી શકો છતાં આપ છાતી બહાદુર છો. હું બહુ જ ખુશી થયો. " ત્યાર પછી થોડો સમય મંત્રણા ચાલી. રાજ્યના ભવિષ્યના ઉત્કર્ષ માટે જે યોજનાઓ વિચારેલી તેની રૂપરેખા કોઇ પાસે કાગળ પર ઉતરાવવાનું બને તો તેમ કરવા મહારાજાશ્રીએ સૂચવ્યું અને ફરી એક વાર પોતા તરફથી સર્વ પ્રકારની મદદની ખાતરી આપી સીધાવ્યા.

કલ્યાણભાઇ ઈડરથી પગરસ્તે હીંમતનગર પહોંચી ટ્રેનમાં વઢવાણ તરફ જવા અમદાવાદ આવવાના ખબર મને મળતાં હું સ્ટેશને ગયો. હરીભાઈ રજા ઉપર ઇડરમાં જ હતા અને આ મુસાફરીમાં પણ સાથે આવ્યા અમદાવાદમા નાની ટ્રેન મીટરગેજમાંથી, મોટી ટ્રેનમાં બેસવાનું હતું તેથી રીઝર્વ ડબો હોવા છતાં ટ્રેન બદલ્યા વગર છુટકો જ ન હોતો. તેઓ તો એક જણના ખભાનો ટેકો રાખી આખો રસ્તો ચાલ્યા. અધુરામાં પુરું વઢવાણ તરફ જવાની ટ્રેન બે કલાક મોડી હતી તેથી આ બધો સમય વેઈટીંગ રૂમમાં ગાળવો પડયો. ઘણા લોકો મળવા આવેલ તેમની જોડે વાતો કરતા જાય, અંદરખાનેથી થાક અને પેડુમાં પીડા હોવાથી બારીકીથી જોનારને કોઇ કોઇ વાર ચહેરા ઉપર દર્દ થતું હોય તેની રેખાઓ દેખાય. બાકી વાતચીત ઉપરથી અને મક્કમ દેખાવથી ત્રાહીત માણસ નો એમ જ સમજે કે આમનો મંદવાડ સાધારણ પ્રકારનો હ-

આખરે વઢવાણ જવાની ટ્રેનમાં બેસવા પામ્યા. બેસતાં જ પોતે હરીભાઇને ખરી સ્થિતિ જણાવી કે પિશાબ બંધ છે અને પેડુમાં ઘણું દર્દ થાય થાય છે. પછી તો ઉપચાર કર્યા.

વઢવાણ કાંપથી ઉતરી ત્રણ માઇલ દૂર વઢવાણ શહેરમાં કલ્યાણભાઇને જવાનું હતું. મુકામ સર થયા પછી મંદવાડ પુર જોશમાં દેખાયો પહેલાં તો એમજ સૌએ માન્યું કે ઉથલો આવ્યો, અને હવે પરિણામ જે આવે તે ખરૂં! સુભાગ્યે તે સમયે વઢવાણ કાંપના સિવિલ સર્જન ઠાકોરદાસભાઇ ઘણા બાહોશ ડાકટર હતા. તેમણે કહ્યું કે આ કંઇ ઉથલો નથી માત્ર મુસાફરીના થાકનું પરિણામ છે, ઇશ્વરકૃપાથી ધીમે ધીમે તબીયત સુધરવા માંડી. હું અમદાવાદથી વઢવાણ પહોંચ્યો તે દરમ્યાન કટોકટીનો સમય વીતી ગયો હતો. પછી તો ડાક્ટર ઠાકોરદાસ અને કલ્યાણભાઇની જોડીનો સરસ સુમેળ દેખાયો. બંને પ્રયોગ કરવાના શોખીન, અને દવા કરતા ખોરાકના ફેરફારથી તબીયત સુધરવાના ક્રમમાં વિશેષ શ્રદ્ધાવાન હતા.

નવેમ્બર અરધો અને ડિસેમ્બરનાં ત્રણ અઠવાડિઆં આ પ્રમાણે વઢવાણમાં ગાળ્યા ભાઇઓ, ભત્રીજાઓ, પુત્રો જોડે નિર્દોષ રમત ગમત, વાર્તા વિનોદ કરવા કરવાનું ચાલતુ, અને ડિસેમ્બરની આખરે તો કલ્યાણભાઇ માધુભાઇ સાથે અમદાવાદમા હિંદી રાષ્ટ્રિય મહાસભા ( Indian-National Cogress )ની બેઠકમાં હાજરી આપવા હરીભાઇને ત્યાં ગયા મહાસભાના પ્રમુખ તરીકે તે સમયના પ્રખર વક્તા, બંગાળના સિંહ અને હિંદના માનીતા નેતા **સુરેન્દ્રનાથ બેનરજી**ની વરણી થઇ હતી.

કલ્યાણભાઇ અમદાવાદ ગયા તે અગાઉ તેમની રાજ્ય સેવાની કારકીર્દીમાં એક મોટો પલટો થઇ ચુકયો હતો. તે એ કે, ઇ૦ સ૦ ૧૯૦૨ ના નવેમ્બરની ૨૯મી ના રોજ તેમણે ઇડર રાજ્યના દિવાન-પદનું રાજીનામું મોકલી આપ્યું હતું. આમ એકાએક શાથી બન્યુ ? ઇડરમાં ગંભીર મંદવાડ સમયે ખુદ મહારાજા સર પ્રતાપસિંહે કલ્યાણભાઇની પથારી પાસે બેસી અનહદ લાગણી વ્યકત કરી હતી; અને નિયમમાં અપવાદ કરી પુરે પગારે રજા મંજુર કરી હતી. પરંતુ કલ્યાણભાઇએ ઇડર છોડયુ કે તુરત જ ખટપટી-સ્વાર્થી લોકોએ પોતાની જાળ બીછાવવા માંડી. મહારાજાશ્રી પોતે તો હરહંમેશનાં રાજ્ય કામની બાબતમાં ઓછું ધ્યાન આપતા. તો પછી કાચી ઉમરના મહારાજ

કુમારને ભોળવતાં શી વાર ? પરિણામે જે રાજ્યસેવકોએ કેટલાકીના સમયમાં સાચી નિષ્ઠાથી રાજ્યની સેવા બજાવેલી તેમનામાંથી કોઈકને ઉતરતી પાયરીમાં મૂકયા અને બાકીનાને એક પછી એક રૂખસદ આપવા માંડી; આ અને એવી કેટલીક હકીકતો કલ્યાણભાઇના જાણવામાં આવતાં તેમને ઘણી ગ્લાનિ થઇ અને તેમણે રાજીનામું મોકલી આપ્યું. દરમ્યાન મહારાજ કુમારે રાજ્યખર્ચ કમી કરવાના કારણસર તમને હાલ તો લાચારીથી છુટા કરવામાં આવે છે તેવા ખબર આપ્યા. વિશેષમાં જણાવ્યું કે " જ્યારે પણ આ રાજ્યની આર્થિક સ્થિતિ સુધરશે ત્યારે આપને જ પાછા દિવાન તરીકે ચાલુ કરવા મહારાજાશ્રીનો નિશ્ચય છે. આપનાં સારાં કામની કદર તરીકે ત્રણ મહિનાના પગાર જેટલી રૂા. ૨૪૦૦ ની રકમ બક્ષીસ આપવા મહારાજાશ્રીએ ફરમાવ્યું છે. " યોગાનુયોગ જે દિવસે ઇડરમાં કલ્યાણભાઇનું રાજીનામું મળ્યું તેજ દિવસે વઢવાણમાં કલ્યાણભાઇને ઉપરોક્ત હુકમ મળ્યો ! !

ઇડર રાજ્યના દિવાનપદ ઉપરથી આ પ્રમાણે અનેક ચિત્રવિચિત્ર ઘટનાઓ પછી વિમુક્ત થયા. અને આગળ જણાવ્યા મુજબ અમદાવાદમાં રાષ્ટ્રિય મહાસભા, સમાજ સુધારણા પરિષદ,મહાન પ્રદર્શન વિગેરે રાષ્ટ્રિય હિલચાલોના આંદોલનમાં કેટલોક કાળ રસ્તાસર થયા પછી નોકરીનો પ્રયાસ શરૂ કર્યો. તે સમયે તુરતમાં જ્ઞાતિ પ્રત્યેનો પૂર્વ-ગ્રહ આડે આવ્યો. વળી ઇડરરાજય સાથે એમનું ૠણાનુબંધ ચાલુ રહેવાનું નિર્માણ હશે તેથી સફળતા ન મળી એમ પણ ધારી શકાય. દરમ્યાન હાલ તો તબીયત સુધારવા સારી તક હતી. અને દરવખત માફક કલ્યાણભાઇએ ઉન્હાળો માંગરોળ બંદરે ગાળવા નિર્ણય કર્યો; અને ગયા વર્ષની માફક ત્યાં જઇને રહ્યા. પણ વારંવાર બનતું તેમ ફરી એક વાર અણધારી ઘટના ઉપસ્થિત થઇ; વકીલાતનો ધંધો શરૂ કરવાનો હજુ તો મનથી નિર્ણય કર્યો, અમલમાં મુકવા માટે હજુ વિલંબ હતો; તે પહેલાં માંગરોળ હજુ વધારે સમય આરામ લેવા ઠરાવેલ. પણ એ બધું બાજુએ રહી ગયું. માંગરોળમાં સમુદ્રની લહેરોની શીતળતા ભોગવતા હતા તેવામાં એકાએક ઇડર રાજ્યના મહારાજ કુમારના તાર ઉપર તાર કલ્યાણભાઇને જેમ અને તેમ તુરત આવવા બાબતના આવવા લાગ્યા. તા. ૧૫ અને તા. ૧૬ મે ૧૯૦૩ ના અરસામાં આ તારો આવ્યા તેથી ઉન્હાળામાં ગરમીનો પારો ટોચે પહોંચ્યો હોય તેવા સમયમાં માંગરોળની શીતળ હવા છોડી ઇડર જેવા ગરમ પ્રદેશમાં જવા જરૂર પડી. પ્રસંગ કટોકટીનો હોવાથી તબીયત બરાબર સુધા-

રવાની, વકીલાતનો ધંધો શરૂ કરવાની, અગર નોકરી માટે પ્રયાસ કરવાની એ બધી બાબતો પડતી મૂકી, ઇડર રાજ્યની મદદમાં જવું એ પોતાનું કર્તવ્ય છે એમ લાગવાથી બળતા ઉન્હાળામાં ઇડર રાજ્યના નવા પાટનગર હિંમતનગર પહોંચ્યા. આવી કટોકટી ઉપસ્થિત કેમ થઇ તે જોઇએ

ઈડર રાજ્યના મુખ્ય બે વિભાગ ગણાય છે. એક ખાલસા, અને બીજો જાગીરી વિભાગ બીજા વિભાગમાં, સરદારો, ભાયાતો, ભૂમિયાઓ વિગેરેનો સમાવેશ થાય છે આ જાગીરદાર વર્ગની જાગીરોમાંથી ખાલસા વિભાગને રાજ્ય હકની વાર્ષિક રકમ મળે છે કાયદાની દૃષ્ટિએ તેમજ વ્યવહારિક દૃષ્ટિએ આવી જાગીરોની ગણના ઇડર રાજ્યના પેટા વિભાગ તરીકે હોય છે, જાગીરદારો સ્વતંત્ર હકુમત ન જ ભોગવી શકે પરંતુ ઇડરના અગાઉના રાજાઓની તેમજ મંત્રીવર્ગની ઉપેક્ષાવૃત્તિને કારણે જાગીરદારો ઘણી બાબતોમાં સ્વતંત્ર હકુમત ચલાવતા થઈ ગયા હતા, દાખલા તરીકે આ સરદારો દાણ કનાનબદ્રો વગેરે હકો ઘણા વર્ષોથી ભોગવતા હતા. ખરૂં જોતા તેમાંના ઘણા ખરા હકો રાજ્યના જ ગણાય. તેમ જ રાજ્યવ્યવસ્થાની સરળતા ખાતર રાજ્યે એકજ પ્રકારના ધોરણ મુજબ સર્વ વ્યવસ્થા ચલાવવી જોઇએ નહિ તો સિમાડે સિમાડે દાણ, ચરાઇ વિગેરે જો લેવાય તો વસતિને ઘણી હાલાકી વેઠવી પડે તેથી આ સ્થિતિમાં સુધારો આવશ્યક હતો. પરંતુ તેમ કરવામાં ધીરજથી કામ લેવાને બદલે રાજ્યે કોઈની સલાહથી દરબારને એકજ ફરમાનથી જુમઆના લાગા બંધ કર્યા તેમજ ધર્માદા ધનામી ગામો ખાલસા કર્યા આથી સરદારો તથા લોકોમાં ઉશ્કેરણી ફેલાઈ. કેટલાક તો પોલિટિકલ એજન્ટ પાસે તેમ જ મુંબઇ સરકાર સુધી પહોંચ્યા

આવો વંટોળીઓ ચડતા કેટલાક રાજ્યના સાચા હિતસ્વીઓએ સૂચવ્યું કે, "દિવાનજી"ને બોલાવો તો યોગ્ય રસ્તો નીકળશે, કારણ ઠાકોરો, વસતિ, અને ખુદ મહારાજાને તેમનામાં પૂર્ણ વિશ્વાસ હતો. તેથી અગાઉ જણાવ્યા મુજબ ઉપરા ઉપર તારના સંદેશાઓ આવતા હિંમતનગર આવ્યા આવીને તમામ બાબતથી વાકેફ થયા, અને જે ફરમાન નીકળ્યું હતું તે મહારાજાશ્રીની સહીથી નહી પરંતુ મહારાજકુમારની સહીથી બહાર પડેલ તે મુદ્દો જાણવામાં આવ્યો તુરત જ કલ્યાણભાઇ પોલિટિકલ એજન્ટને મળ્યા; તેમને હકીકત સમજાવી કે જે હુકમ નીકળ્યો છે તે દિવાન દરજ્જે મહારાજ કુમાર તરફથી બહાર પડયો છે. એટલે અરજદારોને કાંઈ પણ ફરિયાદ કરવાની હોય તો પ્રથમ મહારાજાશ્રી પાસે દાદ

મેળવવા પ્રયત્ન કરવો જોઇએ. અને તેમ કરતાં અરજદારોના મનનું સમાધાન ન થાય તો જ એજન્સીમાં જઇ શકે. કલ્યાણભાઇએ સુચવ્યું કે પોલિટિકલ એજન્ટે આ મુજબ અરજદારોને ખબર આપી દેવા જોઇએ.

આ દરખાસ્ત કબુલ રહી તે મુજબ અરજદારોને ખબર અપાઇ ગઇ. આમ થતાં ઘણી ખરી ધમાલ ઓછી થઈ ગઈ ત્યાર પછી કલ્યાણભાઇએ આગેવાન સરદારો તથા જાગીરદારો સાથે વાતચીત શરૂ કરી; અનેક ચર્ચાઓને અંતે નિર્ણય થયો કે પંચ તરીકે "દિવાનજી" કામ કરે અને તેઓ શ્રી જે નિકાલ લાવે તે ઉભય પક્ષ સ્વીકારે.

કલ્યાણભાઇએ પોતાના ઠરાવમાં રાજ્યના વ્યાજબી હક્કોનું યોગ્ય સમર્થન કર્યું. પરંતુ આટલાં વર્ષો સુધી જાગીરદારોએ લાગતોની ઉપજ ભોગવેલી તે એકદમ બંધ પડે તો તેઓ આર્થિક મુશ્કેલીમાં આવી પડે એ હકીકત ધ્યાનમાં લઇ ઠરાવ્યું કે ખુદ મહારાજાશ્રીએ બંધ થએલી ઉપજના બદલામાં અમુક વર્ષો સુધી રાજ્ય તરફથી ઉચક રકમ મહેરબાનીની રાહે આપવા હુકમ બહાર પાડવો. જાગીરદારોના જે વ્યાજબી હકકો હતા તે ચાલુ રાખ્યા. પરંતુ લાગતના રૂપમાં ચાલુ રાખવાને બદલે વાર્ષિક રોકડ રકમ આપવાનું ધોરણ ઠરાવ્યું.

"દિવાનજીનો" આ નિર્ણય સહર્ષ સૌએ સ્વીકાર્યો. આ પ્રમાણે આ કડવાશ ભર્યો મામલાનો અંત આવ્યો. કામ પતાવી કલ્યાણભાઇએ સ્વ-વતનમા પરત જવા મહારાજાશ્રીની પરવાનગી માગી. પણ મહારાજાશ્રીએ કહ્યું કે હવે જવાય જ નહી. તમે આ રાજ્યના દિવાન હતા અને હજુ પણ છો એમજ સમજવાનું છે; માટે રાજ્ય તંત્ર સંભાળી લ્યો. કલ્યાણભાઇ મનમા સમજતા હતા કે અત્યારે લાગણીની તાજી અસરમા ભલે દિવાન તરીકે રાખવા આગ્રહ ધરાવે પણ પ્રકૃતિ-ભેદને કારણે થોડા સમયમાં જ અથડામણ ઊભી થવાની. અને તેમા શુ હાંસલ? બીજી તરફથી મહારાજાશ્રીની આવી સ્નેહભરી માગણીનો પ્રતિકાર કરવાનું મુશ્કેલ થઇ પડયુ. છેવટ એવું સમાધાન થયું કે દિવાન દરજ્જે તો નહીં પણ મહારાજ કુમારના મદદનીશ તરીકે રાજ્યની નોકરીમાં ફરી જોડાવું. દિવાન-પદ ઉપર રહે અને પછી તેમના અભિપ્રાયથી ઉલટી દિશામા વારંવાર પગલા લેવાયા કરે તો સ્વમાન ખાતર રાજીનામુ આપવું જ પડે એ તો જેમ પ્રધાન મંડળ સામે ભલેને એક વધારે મતથી ઠપકાની દર-

ખારેત પસાર થાય કે તુરત જ આખું મંડળ રાજીનામું આપી દે તેના જેવી વાત હતી. મતલબ દિવાન તરીકે તો ત્રણ અઠવાડીઆ પણ નિભાવી લેવું એ મુશ્કેલ હતું. મહારાજ કુમારના મદદનીશ તરીકે કદાચ બે-ત્રણ વર્ષ ખેંચી શકાય.

મહારાજશ્રીએ કહ્યું:–" તમારો એવો જ આગ્રહ હોય તો તેવા શબ્દોમાં હુકમ બહાર પાડશું. પરંતુ અંતરમાં તો અમે તમને હંમેશ દિવાનજી તરીકે જ ગણીશું. " ન્યાય ખાતર અત્રે જણાવવું જોઇએ કે મહારાજાશ્રીના આ માત્ર ઔપચારિક શબ્દો ન હોતા; ઇડર રાજ્યની નોકરીમાંથી છુટા થયા પછી પણ ભવિષ્યમાં જયારે જ્યારે કલ્યાણભાઇ તે રાજ્યમાં જતા ત્યારે દિવાનજીને અનુકુળ તેમની સરભરા થતી અને માન મળતું, તેમ જ ખાનગી પત્રવ્યવહારમાં પણ " My dear Diwanji " તરીકે જ સંબોધન થતું. અસ્તુ. રૂણાનુબંધ આ પ્રમાણે કલ્યાણભાઇને ફરી ઈડર રાજ્યમાં ખેંચી લાવ્યું.

જોડાયા પહેલાં તેમના દ્વારા રાજ્ય અને સરદારો વચ્ચે સંતોષકારક સમાધાન તો થઈ ગયું. પણ બીજી કેટલીક વ્યકિતગત બાબતોનો નિકાલ બાકી રહ્યો હતો. મદદનીશ નીમાયા પછી તેવા કામોનો નિકાલ કરવાનું પણ મહારાજાએ કલ્યાણભાઇને જ સોંપ્યું. તે પૈકી એક કામનું દૃષ્ટાંત અહીં નોંધવા લાયક છે. પોશીનાના ઠાકોર અને ઇડર રાજ્યના મજમુ વહીવટ નીચે કેટલોક પ્રદેશ હતો. તેને " પાટી " નામ આપવામાં આવ્યું હતું. આવા મજમુ વહીવટની પરિસ્થિતિમાં અથડામણ, સમજફેર, તકરાર થાય એ અનિવાર્ય છે. આનો તોડ કલ્યાણભાઇએ એમ કહાડયો કે પોશીનાના ઠાકોર " પાટી "ના બે વિભાગ પાડી નાંખે, પછી તે બે વિભાગમાંથી એક ભાગ ઇડર મહારાજા પસંદ કરી લે અને તેનો સુવાંગ વહીવટ ઇડર રાજ્ય ચલાવે, અને બાકીના વિભાગનો સુવાંગ વહીવટ ઠાકોર કરે. પણ મહારાજાએ તો મોટું મન બતાવી પોતે બે વિભાગ પાડયા અને તેમાંથી સારો લાગે તે ભાગ પસંદ કરવાની તક ઠાકોરને આપી. આ પ્રમાણે આ હંમેશના ઝઘડાનો નિકાલ થવાથી મહારાજા સાહેબ બહુ ખુશ થયા. પરિણામે ઈ૦ સ૦ ૧૯૦૩ ના ઓકટોબર માસમાં પોતાના જન્મ દિવસની ખુશાલી નિમિત્ત તેઓશ્રીએ કલ્યાણભાઇને સોનાનો કુરબ ધારણ કરવાનું અને " એવડી તાઝીમ "નું ઘણું ઊંચું માન બક્ષિસ કર્યું. તે સમયે રજપુતાના તરફ " એવડી તાઝીમ "નું માન ધરાવનાર કોઇ પણ વ્યક્તિ કોઇ પણ રાજ્ય દરબારમાં જાય તો ખુદ રાજકર્તા શિવાય

સર્વ કોઇ અમલદારો, સરદારો, ઠાકોરો વગેરે ઉભા થઇને મુજરા કરતા એ ખરૂ કે આવા ભારે માનને પાત્ર ગણાય તેને જાગીર પણ મળતી પણ તે સમયે તો ઇડર રાજ્યની તંગ હાલતને લીધે મહારાજાશ્રીએ આટલેથી સંતોષ માન્યો હશે આગળ ઉપર આર્થિક સ્વતંત્રતા રહે તેવા પ્રકારની નવાજેશ કરેલી, જે બાબતની હકીકત યથા સમયે આપવામા આવશે ઉપર જણાવ્યા મુજબ " બહુ માન " મળ્યા પછી થોડા સમય બાદ દિવાળીના તહેવારોમા કલ્યાણભાઇ રાજકોટ ગયા તેમને આવુ માન મળ્યાના સમાચારથી સ્નેહી વર્ગ બહુ જ આનંદિત થયો હતો તેથી આ તકનો લાભ લઇ નાગર જ્ઞાતિ સમસ્ત તરફથી તેમ જ અન્ય જ્ઞાતિ અને કોમના કલ્યાણભાઇના સ્નેહી સંબંધી અને હિતેચ્છુ વર્ગ તરફથી એક ભવ્ય મેળાવડો યોજવામા આવ્યો સભાનુ પ્રમુખ સ્થાન માંગરોળના શેખ સાહેબ હુસેનમીયા સાહેબને આપવામા આવ્યુ મેળાવડામા આ ઉચ્ચ માન માટે કલ્યાણભાઇને અભિનંદન આપવામા આવ્યુ તેમ જ આ " બહુમાન " આપનાર મહારાજા પ્રતાપસિંહજીનો આભાર માન વાનો ઠરાવ સર્વાનુમતે પસાર કરવામા આવ્યો આ બન્ને બાબતો વિષે જુદા જુદા ગૃહસ્થોએ ભાષણો કર્યાં અને ઠરાવ અનુસાર ના. શેખ સાહેબે ઇડર મહારાજા ઉપર એવી મતલબનો અંગ્રેજી ભાષામા પત્ર લખી મોકલ્યો કે કલ્યાણભાઇને અનુપમ માન મળવાને કારણે તેમને અભિનંદન આપવા નિમિત્ત યોજાએલ ભવ્ય મેળાવડામા થયેલા ઠરાવ અનુસાર આ પત્ર દ્વારા જણાવવા રજા લઉ છુ કે, અમારા માનવંતા કલ્યાણરાયભાઇની આપે આવી ભવ્ય કદર કરી તેથી સર્વ તરફથી આપનો સહૃદય આભાર માનુંછુ યોગાનુયોગ સભા મળી તે દિવસે હુ રાજકોટમા હાજર હતો, અને આવા સંમેલનમા ભાગ લેવામા સવિશેષ મને આનંદ થયો છે તેનું ખાસ કારણ એ છે કે રાજ્યના હિત માટે લડીને એક નીડર યોધ્ધા તરીકેની પહેલી ખ્યાતિ કલ્યાણભાઇએ તેઓ મારા રાજ્યમા નોકરીમા હતા ત્યારે મેળવી હતી વગેરે, કલ્યાણભાઇએ કાઠિઆવાડમા એક બાહોશ, નીડર અને પ્રમાણિક રાજદ્વારી વ્યક્તિ તરીકે મેળવેલ સુનામનો ઉલ્લેખ પણ ના, શેખ સાહેબના તે પત્રમા કરવામા આવ્યો છે અને જણાવવામા આવ્યુ છે કે કાઠિઆવાડમા જ ઉંચામા ઉંચો હોદ્દો કલ્યાણભાઇ પ્રાપ્ત કરશે એમ સૌ કોઇ ખાતરીથી માનતા. પણ વિશેષ આનંદનુ કારણ એ છે કે કાઠિઆવાડ બહાર અપરિચિત વાતાવરણમા તેઓ આવુ ગૌરવભર્યું માન મેળવવા ભાગ્યશાળી થયા વળી બ્રિટિશ રાજ્યમા આપનુ સ્થાન અનોખુ હોવાથી આપના જેવાને હાથે અમારા મિત્ર કલ્યાણભાઇને આવુ માન

મળ્યું તે અતિશય ગૌરવ લેવા જેવી વાત છે. વગેરે".

આ પ્રમાણે ઇડર રાજ્યમાં આવતાં જ મહત્વની બાબતોનો નિકાલ કરવામાં અને તેને અંગે ભવ્ય માન પામતા કલ્યાણભાઇ ભાગ્યશાળી થયા. વાર્ષિક રિપોર્ટમાં પણ તેમના કામ સંબંધી પ્રસંશા ભરેલી નોંધ લેવામાં આવી. રેસીડન્ટ-ઘરોરાજના કાનમાં તેઓ આ સમયમાં મહારાજ કુંવરના મદદનીશ ગણાતા એ ભુલવાનું નથી. અને આ યુવરાજ હજુ બિન અનુભવી યુવાન, સત્તાના શોખીન, અને ખુશામતથી દોરવાઇ જાય તેવા ગણાય અને મહારાજા પોતે તો હરરોજના રાજ્યકારભારના કામમાં માથું મારતા જ નહી. આથી કલ્યાણભાઇની સ્થિતિ કોઇ કોઇ વાર કફોડી થઇ પડતી.

કોઇ મીઠા વચન વાપરનાર ખુશામતખોરનો અક્ષરે અક્ષર સાચો માની લઇને તપાસ કર્યા વગર તેમ જ ખુલાસો માગ્યા વગર મહારાજ-કુમારે એક વાર કલ્યાણભાઇ ઉપર આક્ષેપાત્મક પત્ર લખી નાંખ્યો. પત્ર "ઇંગ્રેજીમાં લખેલો તેની મતલબ એવી હતી કે " અમુક માણસને હું જોધપુર હતો ત્યારે પાછળથી નોકરીમાં લેવામાં આવેલ છે, હું ઇડર નિવાસીઓને ઉત્તેજન આપવા માગું છું અને તેથી બહારનાઓને આ પ્રમાણે ઘુસી જવા દેવા તૈયાર નથી, જોધપુરથી લાવેલ મારા માણસોને પાછા મોકલવા હું તૈયાર છું." પોતાની ફાઇલમાં કલ્યાણભાઇએ મહારાજકુંવરના તે પત્રની નકલ અને તેની નીચેની પોતાની નોંધ સાચવી રાખેલ છે. કલ્યાણભાઇની નોંધ પણ ઇંગ્રેજીમાં છે, તેમાં જણાવ્યું છે કે " આ પત્રની અસરથી મેં એક રાત્રી નિદ્રાહીન ગાળી, અને મનમાં નિશ્ચય કર્યો કે જ્યાં આમ જરા જરામાં દોરવાઇ જાય એવા ઉપરી અધિકારી હોય ત્યાં વધારે સમય રહેવું એ સ્વમાનની લાગણી ધરાવનાર માટે સલાહકારક નથી એમ જણાય છે કે, મહારાજ કુમાર કોઇ સ્વાર્થી લુચ્ચા માણસથી તદ્દન દોરવાઇ ગયા છે, મેં આ બાબતમાં વધારે પડતી કડક ભાષા વાપરી જવાબ લખ્યો છે " આ ઇંગ્રેજીમાં લખેલ પત્રમાં કલ્યાણભાઇએ જણાવેલું કે " જે માણસ વિષે આપ ઉલ્લેખ કરો છો તે માણસ હું અહીં આવ્યો તે પહેલાં જ નીમાયેલ છે. મારે તેની જોડે કાંઇ પણ લેવા દેવા નથી એક તરફી આવી વાત માની લીધી તે અયોગ્ય છે. જરા તપાસ કરવી જોઇતી હતી, અગર મારા પાસેથી ખુલાસો મેળવવો હતો, હું તો આ વખત એકલો આવ્યો છું. મારા કુટુંબનો કોઇ પણ અહીં નોકરીમાં નથી. તેમ જ મારા સગા સંબંધી પૈકી કોઇને, એટલું જ નહી મારા પ્રાંત વાસી

પૈકી કોઇને આ રાજ્યની નોકરીમાં મુકયા નથી; તેથી મારે કાંઇ પણ કરવા-પણું રહેતું નથી. આપ જોધપુરથી માણસ લાવ્યા છો તેનું શું કરવું તે આ-પની મુનસફીની વાત છે. ઇડર રાજ્યના વતની નોકરી કરતા હોય કે બીજા કોઈ, પણ જેઓ સારી નોકરી બજાવતા હશે તેમના તરફ મારો ભાવ વિશેષ રહેવાનો. આ બાબતનું નીરાકરણ થયા પછી હું રાજીનામું આપી છુટો થવા માંગું છું."

આગળ ફરી કલ્યાણભાઇની ઇંગ્રેજીમાં નોંધ છે કે બીજે જ દિવસ મહા-રાજ કુમારનો પત્ર આવ્યો તે ઇંગ્રેજી ભાષામાં લખાએલા જવાબમાં મહા-રાજ કુમારે ખુલ્લા દીલથી પોતાની ભૂલ સ્વીકારેલી છે અને નિ:સંકોચ રીતે કલ્યાણભાઈની ક્ષમા માગી છે, અને ભવિષ્યમા આવું નહીં બને તેની ખાતરી આપી છે. એટલું જ નહીં તેઓશ્રીએ જણાવ્યું છે કે તમારી જગ્યાએ હું હોઉં અને મને આવો પત્ર મળ્યો હોય તો તમારા જેટલો પણ સંયમ ન રાખી શકું. છેવટમાં જણાવ્યું કે "દિવાનજી, ગઇ ગુજરી ભૂલી જાઓ, તમે તો અમારા દિવાનજી જ છો અને તેમ સમજીને તમારે જ રાજ્ય કારભાર ચલાવ-વાનો છે."

આમ છતાં મહારાજા અને મહારાજ કુમાર ઉપર કલ્યાણભાઈની વફાદા-રીની તેમ જ રાજ્યહિત માટે મરી ફીટવાની તત્પરતા વગેરે ઉચ્ચ ગુણોની ઉંડી છાપ પડી હતી તેમાં તો શંકા જ નથી, તેમ ન હોય તો કલ્યાણભાઇએ એક પત્ર, તેમ જ રાજ્યમાં જે અનિયમિતતા ચાલી રહી હતી તેનો પ્રશ્નાવલી રૂપે સ્પષ્ટ ઉલ્લેખ કરાએલું લખાણ મહારાજ કુમારને મોકલેલ તે પગલું કદાપિ આ રાજવીઓ સહન ન કરી શકત. એક તરફથી નિડર પણે રાજ્યહિત ખાતર આવું કડક લખાણ કરનાર દિવાન હતા, બીજી તરફથી તેનું આકરૂં લખાણ પચાવી ભવિષ્યમાં તેનું લખાણ કરનારની ભારે કદર કરનાર રાજવી હતા. એમાંથી કોને વધારે બિરદાવવા એ જ ગુચવણ ભર્યો પ્રશ્ન થઇ પડે છે.

નીચે આપેલ પત્રનાં અવતરણ ઉપરથી કલ્યાણભાઇ કેટલી ઉંચી કક્ષાએ પહોંચેલા તે જણાઇ આવે છે. પત્ર ઇંગ્રેજીમાં છે —

That it is late for me in life to find a new field of employment, that with my large family to

provide for I an not yet out of its needs, that you pay me handsomely, . that you can get other men on less pay to do my work and perhaps do it better, and more to your liking than I do that the Durbar Saheb and you both treat me more as a member of your family than as a servant all these facts are clearly before my mind s eye Indeed if I were to think of the uniform kindness which you both extend to me I cannot part but un fortunataly for me I feel rightly or wrongly that my longer stay in the State-service, is very likely to harm my reputation and probably spoil our relations, either contigency is too bad for me

I must avoid it

આ પત્ર સાથે જે બાબતોમાં પોતાનો ખાસ વિરોધ હતો તે પ્રશ્નોના રૂપમાં લખી મોકલેલ પ્રશ્નો રૂપે ખામીઓ ખુલ્લી જણાવી હતી. ભવિષ્યમાં કલ્યાણભાઈ તરફ નારાજી બતાવવાને બદલે મહારાજકુમાર ઇડરના મહારાજા થયા પછી તેમને વારંવાર બોલાવી સલાહ લેતા અને તેમનું પુરેપુરૂ માન સાચવતા એટલું જ નહી કલ્યાણભાઈ જ્યારે ઇ૦ સ૦ ૧૯૧૪ માં નિવૃત્ત થયા ત્યારે તેમને નોકરી ખોળવા જવું ન પડે તેમ જ ન્યાયની અદાલતોમાં વકીલ તરીકે ઊભા રહેવું ન પડે તેટલા ખાતર મોટી રકમનું માસિક પેન્શન બાંધી આપનાર તરીકેનો યશ તેમને ખાતે જમા થાય છે, તેથી અહીં આ પ્રશ્નાવલિનો ઉલ્લેખ કરવામાં અમે બિન-જવાબદાર રાજ્યતંત્રની ખામી બહાર લાવવા માગીએ છીએ, અંગત રીતે મહારાજા પ્રતાપસિંહજી અને તે સમયના મહારાજકુમાર દોલતસિંહજી અંગે તો આપણને આ બાબત ઉપરથી માન ઉપજે છે ખાસ કરીને મહારાજકુમારની મહાનુભવતા આગળ તરી આવે છે

જરા આંતર દૃષ્ટિથી જોતાં આપણને જણાશે કે આપણી સમક્ષ આપણી ગમે તેવી ભૂલ કોઈ કહી સંભળાવે તો આપણામાંના નવાણું ટકા તેથી અ

વશ્ય નારાજ થઈ જવાના. પછી સંસ્કાર બળને લીધે કોઇની નારાજી જલદી દૂર થઈ જાય અને તેવી સ્પષ્ટ વાત ઉપરથી સાર ગ્રહણ કરી તે પોતાનું ભવિષ્ય પણ સુધારે એ અલગ વાત છે. પણ ઘણા ખરા તો આવા આપણી ખામી બતાવનારાઓ તરફ દ્વેષ ભાવ જ કેળવવાના. આ તો સામાન્યતઃ સૌ કોઇને લાગુ પડે તેવી વાત કહી. આ ઉપરાંત જ્યાં જેની ચારે બાજુ ખુશામત થતી હોય અને જ્યાં સર્વ ગુણોનું આરોપણ કરવામાં પાસવાનો એક બીજાની સ્પર્ધા કરતા હોય તેવા વાતાવરણમાં ઉછરેલા રાજવીઓ–શ્રીમંતો વગેરેની તો વાત જ શી કરવી ? આમ છતાં મહારાજ કુમારશ્રી આવાં કડક વેણ પચાવી શક્યા અને આગળ ઉપર આવાં કડક વચન નીડરપણે વાપરનારની ઉચ્ચ પ્રકારે કદર કરી તે ઉપરથી જણાય છે કે મહારાજકુમારનું અંતર ઉદાર અને ગુણ ગ્રાહક હતું. આજુબાજુના ઝેરી વાતાવરણથી હૃદય ઉપર અવાર નવાર વાદળાં છવાઇ જાય તે તો સહજ સમજી શકાય તેવી વાત છે.

બનતાં સુધી ઇડરના બેઉ રાજવીઓ સાથેનો અંગત સબંધ સ્નેહ ભર્યો ચાલુ રાખી કલ્યાણભાઇ નોકરી છોડવા ધારતા હતા. બીજે કોઈ સ્થળે નોકરીની વ્યવસ્થા ન થઇ હોત તો પણ ચાલુ નોકરી તો જતી જ કરત એમાં સંદેહ નથી પરંતુ સદ્ભાગ્યે તેમનું જવું સૌને રુચિકર થાય તેવા પ્રકારે થયું. કારણ કે જુનાગઢ રાજ્ય તરફથી નવાબ સાહેબની સહીથી કલ્યાણભાઇને હજુર અદાલતના સભાસદ એટલે વરિષ્ઠ ન્યાયાધીશીના મુખ્ય ન્યાયાધીશ તરીકે નીમાયાનો હુકમ મળ્યો. તે સાથે જુનાગઢ રાજ્ય તરફથી ઇડર મહારાજા ઉપર વિનંતિ પત્ર આવ્યો કે, " અમારા જુના નોકર કલ્યાણભાઇને અમારા રાજ્યમાં તેમની નોકરીની જરૂર હોવાથી મોકલવા કૃપા કરશો." આ પ્રમાણે થવાથી કલ્યાણભાઇનો રસ્તો ઘણો સરળ થઇ ગયો. તેમ જ ઇડર મહારાજાને પણ આ પ્રકારે કલ્યાણભાઇને ઇડર રાજ્યમાંથી જવા દેવાનું સુગમ થઈ પડયું. મહારાજાએ કલ્યાણભાઇની એક વર્ષની બિન પગારી રજા મંજુર કરી.

લગભગ પાંચ વર્ષના ગાળા પછી ઇડર રાજ્યની નોકરી છોડી કલ્યાણભાઇ સ્વ–પ્રાંત કાઠિઆવાડમાં ફરી આવ્યા ફક્ત પાંચ જ વર્ષ ! પણ એ પાંચ વર્ષમાં તો સામાન્યતઃ પચાસ વર્ષના ગાળામાં ન બનવા પામે તેવા અટપટા બનાવોનો અનુભવ કલ્યાણભાઇને થયો. જુની પ્રીત તાજી કરી મહારાજાશ્રી કેશરીસિંહજીએ રાજ્યની ભીડના સમયમાં કલ્યાણભાઇને ઇડર બોલાવ્યા. તેઓ જવા તત્પર થયા ત્યાં ગંભીર માં-

દગીમાં સપડાયા. મંદવાડ ગયા પછી ઇડર પહોંચ્યા અને મહીનામાં તો ગંભીર મામલાને રાહ પર લાવ્યા. તેમ કરવામાં મહારાજાશ્રીએ તન, મન, ધનથી પુરો સાથ આપ્યો. રાજા અને પ્રધાને રાજ્ય અને વસતિની સર્વ પ્રકારની ભવિષ્યમાં ઉન્નતિ સાધવાના મનસુબા કર્યા ત્યાં તો કલ્યાણભાઇ દિવાન પદે આવ્યા પછી બે મહીનાની અંદર મહારાજા કેશરીસિંહજીનું અવસાન થયું. કલ્યાણભાઇ ઉપર આફતનું આભ તૂટી પડયું. પણ અડગ ધૈર્યથી કલ્યાણભાઇએ પારાવાર મુશ્કેલીનો સામનો કર્યો, અને પોલિટિકલ એજન્ટના હાર્દિક સહકારથી આઠ મહીના સુધી સર્વ સત્તા ધરાવી રાજ્યતંત્ર તેમણે ચલાવ્યું. વિદેહ થએલ મહારાજાનાં રાણીજીને આધાન હતું. તે રાણીજીએ બાલ મહારાજાને જન્મ આપ્યો. સર્વત્ર ખુશાલી પ્રસરી પણ તે અલ્પજીવી નીવડી, બાળ રાજાનું દોઢ મહીના બાદ અવસાન થયું. વિધિનો બીજો ક્રુર ફટકો ! દરમ્યાન ખટપટને છિન્નભિન્ન કરી અને રાજયમા બને તેટલી પ્રગતિ સાધી. પછી તો જોધપુરથી સર પ્રતાપસિંહજી ઇડરની ગાદી પર આવ્યા. તેમના હાથ નીચે પહેલાં દિવાન તરીકે અને પછી મહારાજકુમારના મદદનીશ તરીકે કામ કર્યું. આ બે પ્રકારની નોકરીની વચ્ચેના ગાળામા કલ્યાણભાઇએ ભયંકર મંદવાડ ભોગવ્યો. મૃત્યુના ઓળા પથએલા, પણ પ્રભુ કૃપાથી આવરદા બાકી હશે તેથી બચવા પામ્યા. સરદારો, જાગીરદારોએ અને રાજ્ય વચ્ચે તકરારનો બંને પક્ષને સંતોષ થાય તેવી રીતે નિકાલ કર્યો. આવી આકરી કસોટીમાંથી સાંગોપાંગ પાર ઉતરીને પ્રભુ કૃપાથી માન ઇલ્કાબ મેળવીને કલ્યાણભાઈ જુનાગઢ આવી નવીન નોકરીમાં જોડાયા.



# પ્રકરણ ૧૦

## અણધારી ભીંસમાં



જુનાગઢ રાજ્ય વહીવટનો રાયજી સાહેબનો સમય અને હાલનો સમય એ બેમા કલ્યાણભાઈ માટે આસમાન જમીનનો તફાવત હતો એ તો તેઓ સ્પષ્ટ-તાથી સમજતા હતા. રાયજી સાહેબના સમયમાં પોતે સ્વગૃહે હોય એમ અનુભવ થાતો બદલએલા કારભારમાં હવે તેવી અનુકૂળતા ન જ હોય. છતાં ઇડર રાજ્યમાં ચાલુ રહેવા કરતાં જુનાગઢ જવાનું પસંદ કરવું પડ્યું. કારણ ઈડર રાજ્યમાં બીજી વખત જો કે મહારાજ કુમારના મદદનીશ તરીકે નામ રખાવ્યું છતાં કલ્યાણભાઇ "દિવાનજી" જ છે એ ભાવનાની એવી તો ઊંડી છાપ પડેલી કે સમય જતાં પણ, વસતિ, અમલદાર વર્ગ તેમ જ સરદાર વર્ગ હંમેશાં તે જ ભ્રમણામાં રહેતા. પરિણામે યશ અપયશના વધારે પ્રમાણમાં કલ્યાણભાઇ ભાગીદાર રહેતા. તેથી જ્યારે યશ કરતાં અપયશની બાજુનું પલ્લું નમશે એમ ભાસ્યું ત્યારે સ્વમાન ખાતર તે રાજ્યમાંથી ખસી જવાનું તેમને યોગ્ય ધાર્યું. પોતાના મહારાજ કુમાર ઉપરના ગયા પ્રકરણમા જણાવેલ ઇ ગ્રેજી પત્રમાં તેમણે આ બાબતનો સ્પષ્ટ ઉલ્લેખ કર્યો છે. કેટલી હદ સુધી ખેંચવું અને કયારે અમુક પદ છોડી દેવું તેનો નિર્ણય કરવો સૌ કોઇને માટે

વિકટ છે. પણ કલ્યાણભાઇને જાણે અંતરની પ્રેરણા જ થતી અને તેથી જ તેઓ તકસર નીકળી શકતા.

જુનાગઢમાં મુખ્યત્વે ન્યાય ખાતું તેમના હાથ નીચે હતું. તેથી જ્યાં સુધી તે ખાતામાં દખલગીરી થયાની પાકી ખાતરી ન થાય ત્યાં સુધી નોકરીમાં ચાલુ રહેવાનું બની શકે, પછી ભલેને બીજી બાબતોમાં તેમના અંગત અભિપ્રાય મુજબ ઇચ્છવા યોગ્ય તંત્ર ન ચાલતું હોય. એકંદરે રાજ્ય કારભાર અરૂચિકર ચાલતો હોય તો તે કારણે કલ્યાણભાઈ જેવા સહૃદયી અને ઉચ્ચાશયીને ક્લેશની લાગણી અવશ્ય થાય. પણ એ તો ચલાવી લેવું પડે. એમ તો, એવું રાજ્ય કે સમાજ, કે કુટુંબ ભાગ્યે જ મળી આવે કે જ્યાં સર્વ પ્રકારે ખામી વગરનો વ્યવહાર ચાલતો હોય અને જીવન વ્યવહારમા બધું ન નિભાવી શકાય તો જગતના ચાલતા વ્યવહારમાંથી દૂર હડી સાધુ બાવા બનવું પડે અગર આપઘાત કરવો પડે.

ઇડર રાજ્ય છોડી જુનાગઢમાં આવ્યા તેથી એક ખાસ લાભ તો એ થયો કે કલ્યાણભાઇને સગાં સંબધી અને વિશેષ કરીને સ્વકુટુંબના સમાગમમાં રહેવાનો યોગ થયો, અને તેમ તકસર બન્યું. આમ છતાં કૌટુંબિક બાબતો વિસારે તો નહોતી પાડી, એની તો તેમના તે સમયના પત્રવ્યવહારથી આપણને ખાતરી થાય છે. તે સમયના બે પત્રનું આંહી એટલામાટે અવતરણ આપવામાં આવે છે કે અમારી સાથે વાચક પણ આશ્ચર્ય પામે કે આવા ગહન રાજ્ય કારભાર દરમ્યાન પણ સામાજીક અને કૌટુંબિક બાબતોનુ તેમનું નિરીક્ષણ કેવું તલસ્પર્શી હતું.

પોતાના ત્રણ મોટા પુત્રો નોકરીસર રાજકોટ બહાર હતા. તેમને જે સ્થળે હોય ત્યાં તેમની ગુંજાશ મુજબ સ્વતંત્ર પણે ઘર સંસાર ચલાવવાની છુટ આપતા. નાની નાની બાબતોમાં માબાપ તરફથી દખલગીરી ન થાતી. આવી નવીન પ્રણાલિકા ચલાવવાને અંગે કાંઈ ગેર સમજ થવાથી કલ્યાણભાઇના વડીલ ભાઇએ ખુલાસો પુછાવેલ, તેથી જવાબમાં કલ્યાણભાઇએ કૌટુંબિક અને સામાજિક સુધારણા બાબતનુ પોતાનું દ્રષ્ટિબિંદુ સમજાવવા એક મનનીય પત્ર લખેલો. આ પત્રના મુખ્ય મુદાઓ આંહી આપવામાં આવેલ છે જે ઉપરથી તેમની વિચારશીલતા અને ઊંડી નજર–પહોંચ વિશે ખ્યાલ આવશે:—

અહમદનગર
(મહીકાંઠા)
તા. ૧૨-૧૨-૧૯૦૪

મુ ભાઇ શ્રી. લક્ષ્મીશંકર જેઠા બક્ષીની સેવામાં

આપનો કાગળ તા. ૧૨ મી નો મળ્યો. કમાવા લાગે તે છોકરાને કેવળ જુદા જેવી સ્થિતિમાં રાખવાથી હું બે ત્રણ ફાયદા સમજુ છું, ને તેથી એવી સ્થિતિ લાવવા બનતો પ્રયાસ કરૂં છું. પણ આપણામાં જે ચાલતુ હોય તેમાંથી કાંઇ પણ ફેરફાર થાય ત્યારે પહેલું તો તે નવું માટે જ. ખરાબ અને ખોટું એમ ગણાય છે. તથા ચોતરફ જુદી વ્યવસ્થા દેખાવાથી છોકરાઓને પણ તર્કવિતર્ક થાય છે, અથવા લોડો કરાવે છે.

એવી સ્થિતિમાં રાખવાના ફાયદા હું માનું છું તે નીચે પ્રમાણે છે —

(૧) આપણા પોતાના ઘરમાં ખર્ચની ને બીજી વ્યવસ્થા અનિયમિત અથવા વધુ પડતી થઈ ગઇ હોય તો તે ચેપ આગળ પેઢીમાં ઉતરતો અટકે.

(૨) ટુકી કમાણીમાં વ્યવહાર ચલાવવાનો અનુભવ, ફરજ પડે તો, તેની મેળે થાય, ને તેને ભવિષ્યમાં જરૂરનો છે.

(૩) એને છોકરાં થવા માંડયા છતાં, ને પરમેશ્વર આપણું આયુષ્ય સારૂં કરે તો અંતે આધેડ થઇ જતાં સુધી "પોતાનું ઘર" એ સુખ મનનુ પણ મળતું નથી તે મળે.

(૪) માથે પડયા વિના શિખાતું નથી, આપણે એને આપણી સાથે રાખીને તો સ્વતંત્રતાથી કાંઇ કરવા દઇએ નહિ, અને કરે તો સારૂ નહિ. કારણ અવસ્થાએ પહોંચેલ માને, છોકરાઓ તેના વડુ છોકરાંની સાનિધ્યમાં દબાવે એ ચાહવા લાયક નથી. તેથી જુદાપણાથી એને ગૃહસ્થ બનવાનો અવકાશ મળે.

(૫) છેટે રહી દેખરેખ રાખીને સલાહ આપવાથી આપણે એને વધુ મદદગાર થઈ શકીએ, તથા આપણા જીવતાં વ્યવહાર ચલાવતા દેખીએ

તો એથી વધુ સુખ આપણે માટે બીજું હું નથી માનતો.

બેશક જો એની કમાણી મજમુમાં નાખવી પડતી હોય તો એને અન્યાય થાય પણ તેમ ન હોય ત્યારે ભાઇઓ વચ્ચે શુદ્ધ ન્યાય થાય છે. આપણા તે બધા વારસ છે એ હકકમાંથી કોઇને આપણે ટાળતા નથી. આપણા વિચાર પ્રમાણે ખર્ચ કરીને એને ખાતે માંડવુ એ મારો મત છે જ નહિ. એ પોતે જ કરે એમ હું ચાહું છું. એનાથી પુરૂં ન થઈ શકે એવી ટુકી કમાણી હોય તો અમુક મદદ આપવી, પણ વ્યવસ્થા એને સોંપવી, એ મારી મતલબ છે. આપણે એની કમાણીની મદદની જરૂર હોય ને તે ઠીક કમાતા હોય તો આપણે પણ અમુક રકમ લેવી, બાકીમાંથી એને એનુ ચલાવતા કરવા, તો જ એ ગૃહસ્થ થઇ શકવાના આ માગ વિચાર છે. તેમા ભૂલ થતી હશે તો સમજ પડેથી સુધારવાની ના નથી, ને બરોબર હોય તો આપ આ મારા હેતુની સ્પષ્ટ રીતે સહુને સમજ પાડશો.

નાતના રિવાજોમાં ફેરફારનુ નામ પડયુ કે તુરત સરખી રીતે ચાલવા માંડે એમ બને નહિ. ફેરફાર માત્ર, ચાલે, રોકાય. એમ કરતાં કરતાં જ દાખલ થઇ શકે છે. કેમ કે સર્વાનુમતે તે થયેલા નથી હોતા, ને વ્યવહારમાં કોઇ માણસ કેવળ પોતાના જ મત પ્રમાણે વર્તે તો ગૃહસ્થાઇમાં અડબડાટ વધી પડે. ગૃહસ્થાશ્રમમા પોતે, માબાપ, બાયડી છોકરાંને બીજાં મોટેરાં તથા સ્નેહી બધાંની થોડી થોડી અસર પહોંચે અને બધાનો એક રાગ હોય નહિ તેથી કેટલીક વાર અંદરથી પસંદ ન હોય તેવું કરતો માણસ દેખાય. પણ ધીરે ધીરે બીજાને પોતાના મતમાં ભેળો રહીને જ તે લાવી શકે છે, અલગ પડવાથી તે લાવી શકતો નથી

કલ્યાણરાય જેઠા બક્ષીના પ્રણામ.

આટલું ઊંડું મનન, સહાનુભૂતિ, બીજાના સુખ દુ ખ માટે તીવ્ર કાળજી અને સામાજીક ઉન્નતિ માટે ધગશ હોવા છતાં વિવેક બુદ્ધિથી સારાસાર તારવવાની શકિત સેંકડે કેટલા માણસોમાં હોઇ શકે તે વિચારવા જેવી વાત છે.

આ જ અરસામાં કલ્યાણભાઇએ છેલભાઇ મારફત ફૂલભાઈ ઉપર પત્ર લખાવેલ આ સમયે ફૂલભાઇ તબીઅત બતાવવા મુંબઈ ગયા હતા. પત્રમાંથી

થોડાં અવતરણો અહીં આપીએ છીએ જેથી કલ્યાણભાઇના પ્રગતિશીલ માનસનો થોડો ઘણો ખ્યાલ આવશે.

અહમદનગર ( મહી કાંઠા )
તા. ૨૯–૧૨–૧૯૦૪

ચિ. ભાઇશ્રી ફૂલભાઇ,

મુંબઇ ગયા અને કોંગ્રેસ જોઈ તેમાં કાંઇ ખોટું થયું નથી. ત્યાં ગયા છતાં જેવા જાણવાનો લાભ ન લઇએ તો મળેલી તક ગુમાવી. શકાય, માટે તેવાં જરૂરી ખર્ચ કરવામાં મુંઝાવુ નહિ ડો. રાવને તમારી તબીઅત બતાવવાનું ખુશીથી કરવું; રોકત થાય તો કંઇ હરકત નથી. તબીઅત બતાવી છેવટના માટે ખાતરી કરી લેવાના હેતુથી મુંબઇ જવાનું થયું છે, તો તે કામ પુરૂં અને તે પણ વધારે પડતી ઉતાવળ શિવાય કરીને જ આ તરફ આવવાનું રાખવું જોઇએ. તમે ત્યાં છો તે દરમ્યાન બની શકે તો દલુભાઇ તથા અંબાશંકર મારફત નીચે પ્રમાણે તજવીજ કરવાની છે.

જાપાનમાં આપણી કોમના જણને કયો ધંધો બનતા ઓછા વર્ષમાં શીખી આવીને અહીં પોતાનું ગુજરાન ચલાવી શકે ?

× × ×

( ત્યાર પછી જાપાન સંબંધી માહીતી જાણવા માટે પ્રશ્ન રૂપે દશ બાર મુદ્દા ટાંકયા છે. ) દલુભાઇ તથા અંબાશંકરને ખુલાસો મેળવવા વિનતી કરવી અને તે સુ. શ્રી. કલ્યાણ કાકાના જાણવા માટે જોઇએ છે અને તેમણે પુછાવ્યું છે એ પણ કહેવું. તેમનો વિચાર આપણા કુટુંબમાંથી હવે જેઓ ભણે છે તેમાંથી બને તો કોઇને જાપાન મોકલવાનો છે તેથી આ તજવીજ કરવા જરૂર છે.

શુભેચ્છક
છેલશંકરના આ.

મૂળ વાત પર આવતાં વાચકને સ્મરણમાં રાખવા વિનવીએ છીએ કે આંહી કલ્યાણભાઈની રાજકીય નોકરી અને બીજી જાહેર પ્રવૃત્તિ વિષે મોટે

બાગે વિવેચન કર્યું છે. છતા ખરૂ જોતા તેમનો ચિત્ત વ્યાપાર એકમાર્ગી ન હતો પરંતુ, અનેકદેશીય હતો. કુટુંબ, સમાજ, પ્રાન્ત, રાષ્ટ્ર, જગત અને આખુ વિશ્વ એ સર્વના ઉત્કર્ષમા એમને રસ હતો.

તેમણે હજુર અદાલતનો ચાર્જ લીધો ત્યારે જુનાગઢમા દિવાન તરીકે નડીઆદના મે બેચરદાસ બીહારીદાસ હતા પહેલી વખત જ્યારે કલ્યાણભાઇ જુનાગઢમા હતા ત્યારે પણ અમુક સમય સુધી શ્રી બેચરદાસ દિવાન પદે હતા. તેથી તેમની જોડે ઘટ્ટ પરિચય હતો. વળી નવાબ સાહેબના કૃપા પાત્ર ર ર મણિપ્રસાદ બુચ જોડે પણ કલ્યાણભાઇને પહેલેથી જ સારી પીછાન હતી. આટલી અનુકુળતા હતી બીજી તરફથી રાયજી સાહેબને દુશ્મન માનનાર એક ગૃહસ્થની છાયા જુનાગઢના રાજ્ય-તંત્રમા ધીમે ક્રમે છવાતા માંડી હતી આકાશમા જેમ એક વેંત જેવડુ વાદળુ હોય છે અને પછી જોત જોતામા તેમાથી વધતા વાદળ આકાશને ઘેરી લે છે તેવી ઘટના આરંભાતી હતી, અને કલ્યાણભાઇ તો ‘ રાયજી ’ના માણસ ગણાતા આટલી પ્રતિકુળતા હતી

કલ્યાણભાઇના રાજ્યની તેમ જ તે રાજ્યના ન્યાય ખાતાથી પુરતી રીતે વાકેફ હતા, તેથી નોકરી અંગેનુ કામ શરૂઆતના વર્ષોમા સરળતાથી ચાલ્યુ.

વળી ફુરસદના સમયમા કૉલેજના પ્રિન્સિપાલ મી સ્કોટ અને તેમના પત્ની મીસીસ સ્કોટની સોબતને લીધે ઘણી અનુકુળતા પ્રાપ્ત થઇ. તે યુગલની જોડે જ્ઞાન ગમ્મતમા, ચર્ચામા, બ્રિજ વગેરે રમતો રમવામા થિઓસોફિકલ મંડળીમા ભાગ લેવામા કલાકો વીતી જતા અને નોકરીના કામનો થાક ઉતરી જાય તેવી તાજગી relaxation મળી જતી ઉપરાંત કૉલેજના પ્રોફેસરો જોડે ટેનીસ રમવાનું પણ બનાવ્યુ અને તે દ્વારા વખત જતાં આ સુસંસ્કારી મંડળી જોડે અંગત સ્નેહ-સંબંધ બંધાયો કલ્યાણભાઈ બાહ્ય દેખાવમા ગંભીર મુખ મુદ્રાવાળા રૂઢ પ્રણાલિકા પાળનાર જણાતા અને પોતાને અનુસરવા લાયક ગણાતા એવા જુના રિવાજો પાળતા પણ ખરા પરંતુ તેમનામા ખાસ ખુબી એ હતી કે પોતાને યોગ્ય જણાય તેવી અદ્યતન ઢબ ગ્રહણ કરવામા જરા પણ સંકોચ ધરાવતા નહિ એમ તો સ્કોટ સાહેબ વગેરે જોડે “ ગોલ્ફ ”ની રમત ખેલવાનુ શરૂ કર્યું અને ઈ૦ સ૦ ૧૯૧૦ થી ઇ૦ સ૦ ૧૯૧૩ સુધી પોરબ-

રમાં "કોકો "ની રમત પૂર્ણ હોંશભેર રમતા.

અને હવે રાજકોટ અને જુનાગઢ વચ્ચે રેલ્વેનું જોડાણ હોવાથી એ સ્થળ વચ્ચે થોડા જ કલાકનું અંતર હતુ. આ સગવડને લીધે તેમનું કુટુંબ જુનાગઢમાં અનુકુળતા મુજબ સાથે રહી શકતું. લગ્ન પ્રસંગે કે એવો કોઇ ખાસ પ્રસંગ ઉજવવાનો હોય ત્યારે વળી ઘરનાં સૌ રાજકોટ પહોંચી જતાં.

કુટુંબની વાત પર આવ્યા છીએ તો પહેલાં તેને લગતી બાબતોનું ટુંક વિવેચન આંહી જ કરી લઇએ. જુનાગઢની નોકરીમાં દાખલ થયા પછી થોડા જ સમયમાં તેમના પાંચમા પુત્ર હિંમતલાલનાં લગ્નનો પ્રસંગ આવ્યો. ઇડરથી મહારાજ કુમારે તેમના એક પત્રમાં જણાવ્યું કે " તમારા પુત્રના લગ્ન પ્રસંગ ઉપર રાજ્ય તરફથી પોશાક લઇ કુકડીઆના ઠાકોરશ્રી જાતે આવશે. " આ લગ્ન પ્રસંગમાં વેવાઇ તરીકે રા. રા. રવિશંકર ગ. અંજારીઆનું સુસંસ્કારી કુટુંબ હોવાથી વર પક્ષ અને કન્યા પક્ષ બંનેને બહુ અનુકુળતા રહી.

એક વર્ષ પછી અમારાં ત્રીજા બેન રવિબેનનાં લગ્ન થવાનાં હતાં પણ કુટુંબમાં એક માઠો બનાવ બન્યો તેથી તે લગ્ન ઠેલાયાં; અમારા મોટા કાકાના વચેટ પુત્ર નૃસિંહપ્રસાદ જેને અમે નરસંગનાં હુલામણાં નામથી બોલાવતા તેનું ઉગતી વયમાં અવસાન થયું. અમ પિત્રાઇ ભાઇઓ વચ્ચે સગાભાઇ જેવો સંબંધ વર્તતો અને ઇશ્વર કૃપાથી તે ભાવ હજુ ચાલુ છે; અને આ સૌમાં નરસંગભાઇ સૌના માનીતા હતા. કારણકે તેનું હૃદય ઉત્કટ પ્રેમથી ભરેલુ હતું અને તેનો સ્વભાવ તદ્દન નિખાલસ 'બકબકીઓ' હતો. આ ભાઇ અમદાવાદમાં પહેલાં વર્ષમાં ડાકટરી અભ્યાસ કરતા હતા અને નાતાલની રજામાં રાજકોટ આવતાં જ ઝેરીમાં ઝેરી 'ટાયફોઇડ' તાવમાં સપડાયા. પાંચ જ દિવસમાં આ આશા ભર્યો યુવાન 'સિતારો' અસ્ત થયો. આથી અમને સૌને તીવ્ર શોકની લાગણી થઇ.

એક વર્ષ પછી રવિબેનનો લગ્ન પ્રસંગ નિર્વિઘ્ને સમાપ્ત થયો. આ પ્રસંગે જુનાગઢ રાજ્ય તરફથી એક અમીરને રૂ. એકહજારના પોશાક સાથે મોકલવામાં આવેલ.

કુટુંબને સંબંધકર્તા નાની મોટી બાબતો વિષે કલ્યાણભાઈ પત્રવ્યવહાર ચાલુ રાખતા. આંહી કલ્યાણભાઈના કુલભાઇ ઉપરના પત્રોમાંથી થોડાં અવ-

તરણો ટાંકયાં છે જે ઉપરથી ઉપરોકત બાબત સમજાશે

"મણીભાઇના દીકરા અંબાપ્રસાદ, ખુ નવાબ સાહેબે રૂા પચીસ હજારની મુડી આપવાથી મુંબઇ દુકાન ખોલવા ગયા તમને કે મૂળભાઇને તે ભાગીદાર રાખે તેમ છે ? હોય તો હુ રૂ. સાડાબાર હજારની મુડી આપુ" આવી મોટી રકમ વેપારમા રોકવાને ઉદેશ એ હતો કે જો વ્હેપાર ધધામા ધાર્યા મુજબ ફાવટ આવે તો કલ્યાણભાઇને પોતાને નોકરીની ધુસરીમાંથી છુટવુ હોય તો તેમ કરવાની અનુકૂળતા થાય.

"તમારા માટે કાંઇ પણ ધધો કરવાનું જેમ તમે પહેલે નબર ગણો છો તેમ હું પણ એજ મતમાં છું."

" આંહીથી જ મદવાડમા જવુ એ ઠીક નહી. માટે તબીયત સુધરી ગયેથી જવાનું કરશો મૂળભાઇ પોતાની વૃત્તિ નહી છતા કેવળ તમારી તબી યત માટેની લાગણીથી મુબઈ જવાનું માથે લે છે એ પણ હુ જાણુ છુ. આ જમાનામા એટલી લાગણી થાય તે બહુ મોટી વાત છે. અને પરમેશ્વરની કૃપાની નિશાની છે"

ત્યાર પછી મુલભાઇ ખાનગી શરાફી પેઢીના ભાગીદાર તરીકે મુબઈ ગયા. હવે પછીનુ અવતરણ આ શરાફી પેઢીની કાર્યપદ્ધતિને અગે છે, 'સટ્ટાનો શોખ એમને હોય અને સટ્ટો કરતા હોય તો આપણે ભાગીદારી પણ પોષાય નહી; કારણ એમાં નજર પડે નહીં ને ખોટમા આવીએ તો આપણુ ગજુ નહી.. એવો ધધો કર્યા વગર ચાલશે નહી એ માત્ર ઠક્કરનો મત હશે બાકી દુનિયા સટોડીઆ વિના ચાલે નહી એ વાત મનાવી મુશ્કેલ છે"

ઉપર આપેલા અવતરણોથી કલ્યાણભાઇ પોતાનાં સતાનોની તદુરસ્તી અભ્યાસ, નોકરી ધધો અને તેમાં પાળવાનું ઉચ્ચ ધોરણ વિગેરે બાબતમા યોગ્ય લક્ષ આપતા તેની ખાત્રી થયા વિના રહેશે નહિ

થોડા સમય બાદ મે. બેચરદાસભાઇ દિવાનપદ ઉપરથી નિવૃત્ત થયા અને સર અબાસઅલી બેગ તેમને સ્થાને આવ્યા. પરંતુ પહેલા રાજ્યના હિત શત્રુને વશ રાખવાનુ કાર્ય તેમના જેવા તેજસ્વી પુરૂષથી પણ બની શકયુ નહી.

છડર રાજ્યની નોકરીનો રીતસરનો હક ચાલુ રાખવાનું બંધ કર્યું. બીજી તરફથી જુનાગઢમાં પેલા અવળાચદરૂપી વ્યક્તિની હીલચાલનું જોર વધી પડેલ, જુનાગઢના રાજ્ય અમલરૂપી આકાશમાં એક વેંત જેવડું વાદળું શરૂઆતમાં દેખાતું હતું; અત્યારે વધતાં વધતાં આખા આકાશને તેણે ઘેરી લીધું હતું.

જ્યાં સુધી પોતાના હસ્તકના ન્યાય ખાતાને સીધી રીતે કાંઈ અસર નહોતી પહોંચતી ત્યાં સુધી તો કલ્યાણભાઈએ આવી ખેદકારક પરીસ્થિતિમાં, દુખી દીલથી ચલાવે રાખ્યું. પણ, અનિષ્ટતાના પડછાયા ફેલાયા પછી તેની અસર ક્યાં ક્યાં નહીં પહોંચે તેની શી ખાત્રી? તોપણ, ન્યાય ખાતામાં ક્યાંઈ બીગાડ ન પેસે તે બાબતની બનતી તકેદારી રાખતા.

સમય જતાં રાજ્યતંત્રમાં એકંદર ગેર વ્યવસ્થા વધતી ચાલી. પોતાની સત્તા વધારવાના તોરમાં પેલા મુત્સદીગીરીને અવળે પંથે વાપરનારના ખ્યાલમાં પણ નહી હોય કે વાત આટલી હદે પહોંચશે પણ સત્તા પોતાના હસ્તક રાખવાના લોભમાં કાયદા–કાનુન બંધારણીય નિયમો વિગેરે ઉપર પાણી ફેરવવાની શરૂઆત થયા પછી તો તે ચેપ પ્રસરી ગયો.

આ સડો રાજ્યની બધી શાખાઓને સ્પર્શ્યો વગર રહેજે નહી. આ પરિસ્થિતિ જોઇ કલ્યાણભાઈના મનમાં પારાવાર ક્લેશ થવા લાગ્યો.' કર્ણોપકર્ણ એવી વાતો પ્રચલિત થઇ કે કેટલાક પાસવાનો મોટા હોદ્દેદારોનાં નામે કેટલાક નબળા મનના મુન્સફોને દબાવી પોતાના પક્ષકારોને અયોગ્ય લાભ અપાવે છે. પણ કાંઇ પણ આધારભૂત પ્રમાણ ન મળે ત્યાં સુધી કલ્યાણભાઇ તે બાબતમાં અસરકારક પગલાં શી રીતે લઇ શકે? તેઓતો મુંન્સફો વિગેરેને સ્પષ્ટ જણાવતા કે "એવું કાંઇ પણ બને તો તુરત મને ખાનગી રીતે લેખિત ખબર આપવા. તમારે નિર્ભય રહેવું. તમામ જોખમ હું મારે શિર લઇશ. મને ખાત્રી છે કેટલાક હલકા લોકો હજુરના નામથી બારોબાર હાંકે રાખે છે: જ્યારે ખુદ હજુરને તો તેનો સ્વપ્ને પણ ખ્યાલ નહી હોય; એટલું જ નહીં, તેમને જો ખાત્રી થાય કે પોતાને નામે આવી દખલગીરી કરવાનો પ્રયત્ન થાય છે તો તેમ કરનારાઓની બરાબર ખબર લેવાય.'

આટલી હદે વાત પહોંચતા ત્રણ વર્ષ તો વીતી ગયાં. અને હવે કલ્યાણભાઇએ આ રાજ્યની નોકરી છોડવાનો મનથી નિશ્ચય કરી લીધો. આ પગલું

બજવામાં ધર્મ સંકટ તો હતુ જ. ખુ. નવાબ સાહેબનો ખાસ આગ્રહ હતો કે કલ્યાણભાઇ જેવા અમલદાર પોતાના રાજ્યની નોકરીમાં ચાલુ રહે કારણ કે તેથી તો રાજ્યનું ગૌરવ વધે છે. નવાબ સાહેબ તો કલ્યાણભાઇને "ખુદાકા આદમી" કહેતા. વળી રાજ્યના ઘણા ખરા મુસ્લીમ અમીર ઉમરાવો કલ્યાણભાઇ પ્રત્યે અનહદ માનની લાગણી ધરાવતા હતા એક વખત જુનાગઢની નોકરી છોડવા માટે સરસ તક મળી. મધ્ય હિંદમા દતીયા રાજ્યમાં દિવાન પદે આવવા તેમને આમંત્રણ મળ્યું. આ આમંત્રણ મોકલનાર ત્રિકમગઢ-ઓરછાના યુવરાજ રાજા બહાદુર ભગવતસિંહ હતા. તેઓ વઢવાણ ઠાકોર સાહેબના જમાઇ હોવાથી કલ્યાણ ભાઇના નિકટ પરિચયમાં આવેલા. પ્રથમ તો નવાબ સાહેબે સંમતિ આપી, પણ પાછળથી કલ્યાણભાઇને પોતાના રાજ્યની નોકરીમાંથી જવા દેવા નાખુશી બતાવી આ બાબતમાં બે તાર આવેલા

કલ્યાણભાઇએ રાજા બહાદુર સાહેબને જણાવ્યુ કે ખુ. નવાબ સાહેબની નાખુશી હોવાથી હું આપની દરખાસ્ત સ્વીકારી શકતો નથી તેથી દિલગીર છુ.

આખરે દતીયા જવાનું બંધ રહ્યું. ત્યાર પછી પોતાનાં મૂળ વતન મોરબીમાં દિવાન તરીકે આવવા તે સ્થળના મહારાજાએ પત્ર લખી કલ્યાણભાઇને પૂછાવ્યું. એકવાર કલ્યાણભાઇ મોરબી જઇ મહારાજાને રૂબરૂ પણ મળી આવ્યા; પણ નવાબ સાહેબ તરફથી ત્યાં જવા પણ તુરત પરવાનગી ન મળી. હવે કલ્યાણભાઇએ મનથી ધાર્યું કે એકવાર જુનાગઢ રાજ્યની નોકરીમાથી રાજીનામું આપી છુટયા વગર બીજી જગ્યા માટે પ્રયાસ કરવામાં કાંઈ સાર નથી. મનની ગ્લાનીને કારણે શરીર પણ અસ્વસ્થ રહેવા લાગ્યું.

આથી તા ૧૫-૧૧-૧૯૦૮ ના રોજ કલ્યાણભાઇએ રાજીનામું પેશ કર્યું. પરંતુ રાજીનામુ આપ્યા પછી નોકરીમાંથી છુટતાં મહીનાનો સમય વીતી ગયો. આંહી આપેલા પત્રો ઉપરથી આ વિલંબ થવાનું કારણ સમજાશે—

જુનાગઢ તા. ૨૪-૧૧-૧૯૦૮

ભાઇશ્રી માધવરાય, રાજકોટ

અહીંનું મુસલમાન અમીર ઉમરાવનું મંડળ અંદર અંદર મત મેળવીને

અમુક આગેવાનો મારફત ખુ. નવાબ સાહેબને ગળે પડીને કહી આવેલ છે કે અને હરગીઝ જવા દેવો ન જોઇએ. મારૂં શું દરદ છે તે ખુલાસેથી જાણવું જોઇએ: તથા તેનો પુરેપુરો ઇલાજ કરી દઇ, દિલભરી રીતે રોકવો જોઇએ. છેવટ, કારભારખાતામાં મન બેસે નહિ, તો ખાનગીમાં રાખી લેવો વગેરે. આથી મારી સ્થિતિ કફોડી થઈ પડી છે. એમના સર્વના નિસ્વાર્થ પ્રેમનો મન ઉપર બોજ આવે છે.

એક પછી એક, એમ ત્રણ અમીરોને આજ મળીને મુશ્કેલી સમજાવી નરમ પાડયા છે. દિવાન પાસે રાજીનામા ઉપર મંજુરીનો શેરો લખાવ્યો છે. હવે તે હજુરમા વચાણ માટે જાશે. પછી જે રૂપ નીકળે તે ખરૂં.

શુ. કલ્યાણરાય જોહાબક્ષીના આ.

આ પત્ર ઉપરથી-માધુભાઇએ એવો અભિપ્રાય દર્શાવ્યો જણાય છે કે કલ્યાણભાઇએ ખુલાસાવાર પોતાની હકીકત નવાબ સાહેબ પાસે રોશન કરવી જોઇએ તે મતદર્શનના ખુલાસા રૂપે કલ્યાણભાઇએ ફરી માધુભાઇ ઉપર નીચે મુજબ પત્ર લખેલો:-

જુનાગઢ તા. ૨૮-૧૧-૧૯૦૮

ભાઇશ્રી માધવરાય, રાજકોટ

તમારા તા. ૨૬મીના બન્ને કાગળો સારાભાઈ જોડે મળ્યા છે. રાજાઓ છે તે કરતાં ઓછા વિવેકી હોત અને જો તેઓ સ્પષ્ટ વકતા હોત તો, બેશક તમે લખો છો તે પ્રમાણે ખુલાસેથી વાત કરવાનું માથે લેવું હુ પસંદ કરૂં.

હકીકતમાં તેઓનો વિચાર કાંઇ સુધરવા. સુધારવાનો હોનો નથી; તેથી આપણા મનનો કલેશ કાયમ રહે છે, એવા અનુભવમાંથી હું પસાર થયો છુ; તેથી છુટા થયા બાદ સાંભળે તો કહેવું એજ રસ્તો અખત્યાર કરવા જેવો મને લાગે છે. એક વ્યક્તિ શિવાય તમામ મુત્સદીવર્ગ. અમીરવર્ગ અને રૈયત સર્વનો ભાવ, આ પ્રસંગે જે બહાર પડયો છે, તેથી સંતોષ પણ તેવો જ

થાય છે. દિવાન પણ તે વ્યક્તિના જેટલા કઠણ રહી શકતા નથી. મોટા તફા-વત માગ અને એમના વિચારમાં પડે છે તે એ છે કે, મને પોતાને કાંઇ નુક-શાન કે અડચણ નહીં છતાં, બીજાઓને થતા સુખદુઃખને, તથા એ રસ્તે રાજ્ય કારોબાર ઢીલો પડતાં ભવિષ્યમાં શું થશે તેની કલ્પનાને, હું અતિશય મોટું સ્વરૂપ આપું છું, તે એક જાતની નબળાઈ છે એમ તેઓ માને છે. તમે સૌ એમ માનો છો કે એવી બાબતોમાં, હું યોગ્ય કરતાં વધુ સમય સુધી પડયો રહું છું. ખરૂં અને યથાર્થ શું તે પરમાત્મા જાણે.

શુ. કલ્યાણરાય જેઠા બક્ષીના આ.

આ પ્રમાણે ઢીલ થવાથી લોકોમાં એવી વાત ફેલાણી કે કલ્યાણભાઇનું મન મનાવી તેમને રોકશે; તે ઉપરથી ફુલભાઇએ મુંબઇથી આવી માન્યતાનો નિર્દેશ કર્યો; પરંતુ કલ્યાણભાઇએ અડગ નિશ્ચય કરી લીધો હતો તે, તેમના ફુલભાઇ ઉપરના પત્રમાંના અવતરણ ઉપરથી ચોખ્ખું સમજાય છે.

જુનાગઢ તા. ૧૮-૧૨-૦૮

ચિ. ફુલાભાઈ,

વકીલ સારાભાઈ કે કોઇની અટકળ સાચું જોવાનું નથી. આ માસ આખર કરતાં વધુ હું આંહી રોકાઇશ નહી એ તમારે ખાત્રી રાખવી. બે દિવસ વહેલું થાશે, પણ મોડું નહીં થવા દઉં.

ચિ, મૂળવંત બી. એ. માં પાસ થયો એ ઘણું સારૂં થયું. પરમાત્માએ, એના પ્રસંગમાં, ઠેઠ સુધી અનુકૂળતા કરી આપી એ ઘણા આનંદનું કારણ છે.

શુ. કલ્યાણરાય જેઠા બક્ષીના આ.

આવા અડગ નિશ્ચયને અનુસરીને તા. ૨૩-૧૨-૧૯૦૮ના રોજ કલ્યા-ણભાઇએ જુનાગઢ રાજ્યની નોકરીનો ચાર્જ છોડયો. વિદાય વેળાએ અમીર ઉમરાવ, શેઠ શાહુકાર, વકીલ વર્ગ વિગેરે તમામે ઘણી જ પ્રેમભરી લાગણી બતાવી હતી. ગિરનારા જ્ઞાતિએ પોતાનું અલગ માનપત્ર આપ્યું હતું; તે ઘણું ભાવપૂર્ણ હતું.

આ સમયની જુનાગઢ રાજ્યની નોકરી દરમ્યાન એક મહત્વની વિશેષતા એ હતી કે રાજ્યની કામગીરી ઉપરાંત કલ્યાણભાઇ, બીજી સાર્વજનિક હિલચાલમાં, તેમ જ, શરીર અને મનને તાજગી આપવા રમત ગમતમાં પણ ભાગ લેતા. વળી, થીઓસોફીકલ લોજમાં નિયમિત હાજરી આપતા, અને ત્યાં ચાલતી જ્ઞાન-ગોષ્ટિમાં તન્મયતાથી ભાગ લેતા.

તે સમયમાં જુનાગઢમાં કેળવાયેલા યુવાનોની એક જબ્બર સંસ્થા "ધી-યુનીઅન" એ નામની હતી. આ સંસ્થાનાં ભવ્ય વાર્ષિક સંમેલનમાં હાજરી આપતા અને કોઇ કોઇ વાર, તેવાં સંમેલનના પ્રમુખપદે ચુંટાતા.

જુનાગઢ કોલેજના પ્રોફેસરો અને ખાસ કરીને પ્રિન્સિપાલ મી. સ્કોટ અને તેમનાં સુશીક્ષિત પત્ની મીસીસ સ્કોટ એ સર્વનો નિકટ પરિચય એ કલ્યાણભાઇ માટે માનસિક સંજીવિનીરૂપ નીવડેલ.

અગાઉ જણાવ્યા મુજબ, કોઇ પણ જાતની આંચ વગર, અને સ્વમાન સંપૂર્ણપણે જાળવી, આશરે ચાર વર્ષ સુધી નોકરી બજાવીને રાજીનામું મંજુર કરાવી જુનાગઢ રાજ્યમાંથી કલ્યાણભાઈએ વિદાયગીરી લીધી; આમ થવામાં અસાધારણ સંયમ અને કુનેહથી કામ લેવું પડયું હતું.

અમીર ઉમરાવો, પ્રજાજનો અને અમલદારોની ભાવભરી વિદાય-અંજલી સ્વીકારી કલ્યાણભાઇ જુનાગઢથી સિધાવ્યા.

મુ. નવાબ સાહેબ કલ્યાણભાઇને "ખુદાકા આદમી" ગણતા, તેમ છતા તે સમયના વિષમય વાતાવરણની અસર થયા વગરતો ન રહી.

કલ્યાણભાઇએ આ વખત જુનાગઢ છોડયા પછી થોડા સમય બાદ "આપણે આટલો આગ્રહ કર્યો છતાં ન જ રોકાયાં" એવો મંત્ર ફુંકાયો. પરિણામે, છપ્પનના દુષ્કાળ સમયે અસાધારણ જહેમત ઉઠાવી, રાજ્યનો ડાઘ ધોઈ નાંખેલો, એટલુંજ નહીં, સુયશ અપાવેલો, અને તેની કદરદાની તરીકે કલ્યાણભાઇને માસિક રૂા. સો નું આજીવન પેન્શન જે ઇનાયત થયેલું તે પણ બંધ થયું ! પણ વિધિની ગતિ અકળ હોય છે. થોડા જ સમયમાં આ સર્વનો ખંગ વળ્યો. જે રાજ્યમાં ચાર પેઢીથી પોતાના પૂર્વજો બક્ષીગીરી કરતા હતા,

# પ્રકરણ ૧૧

## પૂર્વજોનાં વતનમાં

卐

ઈડરથી કલ્યાણભાઇ જુનાગઢ આવ્યા તેથી મહત્વનો લાભ તો એ થયો કે, સૌરાષ્ટ્રની તમામ પ્રકારની જાહેર પ્રવૃત્તિના સંપર્કમાં આવવાનું બન્યું. તેથી કાઠીયાવાડની રાજકીય, સામાજીક, અને અન્ય જાહેર પ્રવૃત્તિ રૂપી નાડીના ધબકારા તેઓ સાંભળી શકતા હતા. વળી પંડિત સાહેબ તેમજ બીજા અગ્રેસરો જોડે મંત્રણા કરવાની તક મળતી. તેમના ભાઇ માધુભાઇ સાથે તમામ પ્રકારના આન્દોલનો બાબત, ખુલ્લાદીલથી ચર્ચા કરતા; અને જો કે રાજ્યની નોકરીમાં હોવાથી કેટલીક પ્રવૃત્તિઓમા, કલ્યાણભાઇ, સક્રિય ભાગ ન લઇ શકતા, છતાં તેમના વજનદાર અભિપ્રાયોનો પડઘો માધુભાઇ દ્વારા પાડી શકાતો. અને જેમ, મુંબઈ પૂનાના અગ્રેસરો ન્યાયમૂર્તિ રાનડેની સલાહનો લાભ લેવા ઉત્સુક રહેતા, તે પ્રમાણે કાઠીયાવાડના નેતાઓ કલ્યાણભાઇનો પ્રસ્તુત બાબતમાં શું અભિપ્રાય છે તે જાણવા ઇંતેજાર રહેતા.

આ ઉપરાંત જ્ઞાતિ હિતના કાર્યોમાં તેઓ પોતાનો યથાશકિત ફાળો આપતા રહેતા. રાજકોટમાં નાગર જ્ઞાતિના મુખપત્રરૂપ 'નાગર ત્રિમાસિક' તે સમયમાં બહાર પડેલું. તેનું સંચાલન, રા. રા. બળવંતરાય વ. છાંયા પોતાના સ્વાર્થના ભોગે કરતા. અને આ પ્રવૃત્તિ ચલાવવામાં કલ્યાણભાઇની સલાહ અને દોરવણી તેમને માટે બહુ ઉપયોગી થઇ પડતાં. કોઈ કોઇ વાર નાગર-ત્રિમાસિકમાં કલ્યાણભાઇ લેખરૂપી ફાળો પણ આપતા. તેમના ત્રણ મોટા પુત્રો લાભશંકર, હરીલાલ, અને મૂળશંકર નોકરીસર હતા. ચોથા પુત્ર ફૂલશંકર મુંબઇમાં ખાનગી સરાફી પેઢીમાં ભાગીદાર હતા. પાંચમાં પુત્ર હીંમતલાલે નાદુરસ્ત તબિયતના કારણે કોલેજનો અભ્યાસ પડતો મૂકેલો. એ ભાઇને ઓકટોબર, નવેમ્બરમાં દર વર્ષ મલેરીયા તાવ લાગુ પડતો; અને મુંબઈ યુનીવર્સિટીની વાર્ષિક પરીક્ષાઓ તે સમયે નવેમ્બરમાં લેવાતી; આ એક મોટો અંતરાય હતો. પાછળથી ઇંદોર કોલેજના સંસ્કૃતના પ્રોફેસર અને કુટુંબના એક જુના સ્નેહી રા. દુર્ગાશંકર પ્ર. રાવળ મારફત માહીતી મળી કે

અલ્હાબાદ યુનિવર્સિટીની વાર્ષિક પરીક્ષાઓ એપ્રિલ માસમાં થાય છે. બીજું એ કે ત્યાં વિષયો પોતાની ઇચ્છા મુજબ પસંદ કરી શકાય છે. આ ઉપરથી બી. એ. થવાનો નિશ્ચય કરી. કલ્યાણભાઇની સંમતિ લઇ હીંમતલાલ ઇંદોર પહોંચ્યા હતા, અને આ સમયે ત્યાં કોલેજના બીજા વર્ષમાં અભ્યાસ કરતા હતા.

જુનાગઢ રાજ્યની નોકરી દરમ્યાન પોતાના પુત્રો, ભત્રિજાઓ, નોકરી ધંધાસર ક્રમ પ્રમાણે થવા લાગ્યા હતા. આ સૌને જ્યારે જરૂર જણાય ત્યારે કલ્યાણભાઇની સલાહ શિખામણ બહુ ઉપયોગી થઇ પડતાં. આ ઉપરાંત નૈષ્ઠિક હોવાથી કલ્યાણભાઇ પોતાના અંગત કુટુંબની અનેક બાબતોમાં લક્ષ રાખતા અને રૂબરૂમાં કે પત્રોદ્વારા ગુંચવણો ઉભી થાય તો તેનું સ્પષ્ટીકરણ કરતા રહેતા. રાજ્યમાં ગ્લાનિમય પરિસ્થિતિમાં નોકરીનું કામ કરવા સાથે આ પ્રમાણે આ સર્વ બાબતોને પહોંચી વળવુ એ નાની સુની વાત નથી.

હવે પછીનાં ફુલભાઇ ઉપરના બે પત્રોનાં અવતરણો અનુક્રમે, મોરબી રાજ્યમાં નોકરીના પ્રયાસ બાબત, અને તે મળ્યા બાબતનાં છે.

" મારૂં મોરબી જવાનું થાય કે નહીં એ ફીકરમાં પડવાનુ નથી. હજુ કાંઈ ચોકકસ નથી. પ્રભુ ક્યાંક પણ રોજી ખોલી દેશે. કદાચ તેમ તુરતમાં ન બન્યું તો ખર્ચમાં કિફાયત કરવાનુ, ને થોડી વકીલાત ચાલતી કરવાનું થશે; એટલે પણ નિભાવ ચાલશે પ્રારબ્ધ યોગ પ્રમાણે થયાં કરે છે, અને થાશે તેનો કાંઇ મન ઉપર બોજ લાવવાથી ફળ નથી."

ઉપરનો પત્ર લખ્યા પછી ચાર દિવસને અંતરે જ, મોરબીમાં નીમાયા બાબતના ખબર આપ્યા કેઃ—

" તમારા મન ઉપર હું પગાર વગર બેઠો છું એ વાતનો બોજ છે; ને ઘરનું ખર્ચ વધી ગયું છે ને તમે જોણો છો, એટલે લાગણી વધુ રહે છે; માટે તમને તુરત ખબર આપું છું કે થોડી મુદત માટે પોતાની નોકરીમાં બોલાવવાથી હું આવતી કાલ મહારાજા ઠાકોર સાહેબ પાસે મોરબી જાઉ છું. બાપદાદાની જગ્યામાં, લાંબી મુદતે પાછો આવકાર મળ્યો, એ વાતની કિંમત મારા મનમાં ઘણી છે. ઇશ્વરકૃપા, અને અનુકુળ પ્રારબ્ધની વાત છે"

ઉપરના પત્રમાં જણાવ્યા મુજબ તા. ૩૦–૧–૧૯૦૯ના રોજ કલ્યાણ-

ભાઇ પૂર્વજોનાં વતન મોરબી તરફ સિધાવ્યા.

મોરબી રાજ્યમા ઇ૦ સ૦ ૧૯૦૭ની સાલથીજ, મહારાજ સર વાઘજી બહાદુરનો કલ્યાણભાઇને બોલાવવા આગ્રહ થયો હતો. તે સમયમાં મોરબીના મુખ્ય દિવાનનું અવસાન થએલ, તેથી નામદાર ઠાકોર સાહેબે તે જગ્યા ઉપર આવવા ખુશી છો કે કેમ એમ કલ્યાણભાઇને પૂછાવેલ.

જ્યારે ઠાકોર સાહેબ સર વાઘજીએ દિવાનની જગ્યા માટે કલ્યાણભાઇને પુછાવ્યુ, ત્યારે કલ્યાણભાઇના મનમાં એવો પૂર્વગ્રહ હતો ખરો કે એમની જોડે ફાવટ નહિ આવે. તો પણ, ચોખવટ કરવા તેમણે "રાજ્યભકત અને રાજાભકત એવા પેટાભાગ પડે ત્યારે અમે રાજ્યભકતમાં આવીએ તેવા છીએ." એમ લખી જણાવેલ. સર વાઘજીએ તો આવા સ્પષ્ટ કથનની મનમાં કદર કરી. તેઓશ્રી કલ્યાણભાઇના પરિચયમા આવેલા. કારણ, કલ્યાણભાઇ સર વાઘજીના નાના ભાઈ કુમારશ્રી હરભમજી સાહેબનાં મિત્ર તેમ જ વકીલ હતા, અને એ સંબંધમાં રાજકોટમાં સર વાઘજીને મળવાના પ્રસંગ આવતા; તે ઉપરથી આ ચકોર મહારાજાએ મનથી તો તેમને ઓળખી લીધા હતા.

જ્યારે કલ્યાણભાઇએ રાજ્યભકત અને રાજાભકત વચ્ચેનો તફાવત પત્રદ્વારા જણાવ્યો ત્યારે સર વાઘજીએ તેમને રૂબરૂ મુલાકાત માટે મોરબી બોલાવ્યા. આ સમયે નામદાર ઠાકોર સાહેબે જણાવેલ કે, 'જો તમે મારી પાસે રહો તો. બીજા કોઇને ગોતવાની જરૂર રહે નહિ. ઘણા વખતથી એ વિચાર મારા મનમાં આવેલ, પણ પુરો અનુભવ નહિ ને ઘણી મુદત સુધી જુદું જ વર્તન રહેતું તેથી સ્વાભાવિક રીતે મન પાછું હઠતું હતું.' તે સમયે કલ્યાણભાઇએ જણાવેલું કે "મોરબીની નોકરી કરવી એ અમારે માટે પ્રભુને ગમતી વાત ગણાય અને સ્વર્ગમાં આપના અને મારા પિતૃઓને આનંદ થાય; પણ પરસ્પર અનુભવ વગર કેવળ સાંભળેલી વાતો ઉપરથી આપ મને પસંદ કરો અને હુ માત્ર ગુમાવેલ વતનમા આવવાના લોભમાં દાખલ થાઉં અને પાછળથી ફાવે નહિ તો એમાં કોઇને માટે સારું ન દેખાય." છેવટ એમ ઠર્યું કે શરૂઆતમાં જુનાગઢની નોકરીનો હકક ચાલુ રાખી રજા ઉપર ઉતરી મોરબીમાં દાખલ થઇ અજમાયશ કરી જોવી. આ વાત થયા પછી દોઢ વર્ષ નીકળી ગયું. ત્યારબાદ કલ્યાણભાઈ પોતાના બાપદાદાના વતનમાં આવ્યા. અને એમ જરૂર કહી શકાય કે સ્વર્ગમાં રાજા અને કારભારીના

પિતૃઓ અવશ્ય તૃપ્તિ પામ્યા હશે. અને આ વખતથી સંબંધ તાજો થયો તે ચાલુ જ છે એમ જણાવતાં બહુ સંતોષ ઉપજે છે કારણ, ઈ૦ સ૦ ૧૯૨૨ ની સાલમાં સર વાઘજી અને કલ્યાણજીભાઈ એમનાં બન્નેનાં અવસાન થયા બાદ, હાલના મહારાજાશ્રી લખધીરસિંહજીએ જેઠાબક્ષીના કુટુંબ પ્રત્યે પોતાપણાની લાગણી અને ભાવ બતાવવાનું ચાલુ રાખ્યું છે. અત્યારે કલ્યાણજીભાઈના એક ભત્રિજા ભાઈશ્રી મૂળવંતરાય પ્રે. બક્ષી મોરબી રાજ્યના દિવાનપદે છે; બીજા ભત્રીજા ભાઈ શ્રી વસંતરાય લ. બક્ષી તે રાજ્યના મુખ્ય વૈદકીય અમલદારના દરજ્જા ઉપર છે. કલ્યાણભાઈના પુત્ર ફુલશંકર જીન-પ્રેસ મેનેજર અને પ્રાયવેટ સેક્રેટરીના હોદ્દાઓ ભોગવી નિવૃત્ત થયા છે, અને કલ્યાણભાઈના પૌત્ર રસિકલાલ ફુલશંકર બક્ષી રેલ્વે ખાતામાં આ. એન્જીનેર તરીકે નોકરી કરે છે.

પૂર્વજોના વતન મોરબીમાં કલ્યાણભાઈની નિમણુક થઈ ત્યારે સ્નેહી સંબંધીઓને આનંદાશ્ચર્ય થયું એક તરફથી આ રાજા અને આ અમાત્યનો મેળ કેમ થયો તે આશ્ચર્ય અને બીજી તરફથી આટલા વર્ષે વતનમાં દાખલ થયા તેથી આનંદ; આ સમયમાં આવેલ પત્રોમાંથી થોડાએકનું અવતરણ અહીં આપેલ છે.

Junagadh, 4th Feb 1909

Dear Mr Bakshi,

Only the other day, I heard from Mr. Vacharajani, about your "new lease of life" Let me congratulate you heartily, loudly and sincerely. H. H Thakore Saheb, deserves every credit for his foresight and acute business instinct.

No doubt, your tearing yourself (from us) was painful to all your admirers, but now there is the happy consolation that your talents are again brought into play for the welfare of fellow mortals. This is really a great asset if not the greatest in

the economy of life I have every confidence, you will exert your utmost to alleviate the cares and miseries of brother creatures We have all got a mission to perform and that mission is to sacrifice personal convenience for the amelioration of humanity. Kindness to others is one of the first principles of self-culture And I know, you are already on a higher plane

Yours Sincerely
A S Shah

ઉપર મુજબનો પત્ર પ્રોફેસર આગાશાહે લખેલો છે આ સમયે એ પ્રોફેસર હજુ યુવાવસ્થામા હતા, પત્રમા માનવ બધુની સેવા એ જ આપણો પરમ ધર્મ છે એ સૂત્ર કેવી સરસ રીતે મૂકયુ છે'

કલ્યાણભાઈના સહાધ્યાયી અને સ્નેહી શુભેચ્છક રા રા મગનલાલ સુદરજી ફીકાણીએ આ ખબર સાભળી ભાવ ભર્યો અને ઉચ્ચ મનોદશા દર્શક લબાણ પત્ર લખેલ, તેમાંથી ચુટેલા અવતરણો આહી આપેલ છે

મે રા રા. કલ્યાણભાઈની સેવામા,

વિ કે, પૂર્વ જન્મના સસ્કાર અને આ ભવના સબધને કાઈ લાગતુ વળગતુ હોવાની શ્રદ્ધા , મારા જેવા અલ્પ સમજવાળાને જે રીતે સમજાએલ છે તે રીતે આહી જણાવુ છુ

" પ્રીણાતિ ય સુચરિતૈ પિતરં, સ પુત્ર " એ પ્રમાણે આપણે સાથે શીખ્યા હતા પિતૃ ભકિત એ પ્રભુ ભકિત છે એ પણ બોધ મળ્યો હતો પણ પ્રભુ કૃપાથી અત્યારે જે સ્થળે, જેના માટે, જેનાથી થવુ જોઈએ તે અનુભવ સિધ્ધ પ્રત્યક્ષ થયુ એ બહુ આનદ કરાવે છે

જાત કર્મી અને સર્વ જગાએ માન પામો તેવા નવા નગર, હીઆ, કે તેથી મોટા સ્થળોએ જાઓ એ આપનુ કર્તવ્ય પ્રભુ કૃપાથી છે, પણ આપ હાલ જે સ્થળે ગયા છો તેથી મને વિશેષ આનદની ઊર્મિ થાય છે

પૂજ્ય પિતા પ્રકૃતિ રૂપી શરીરથી નથી, પણ પ્રજાહાગ તેમ જ કિર્તિ રૂપે હાલ હયાત છે તે પ્રત્યક્ષ થયું. જેનાથી થવું જોઇએ-પણ લોકો અસંભવ માનતા હતા તેનાથી થયું એથી મોટેરાંના પુણ્યનો પ્રત્યક્ષ પ્રકાશ થયો, એ ધણીને અને આપને બંનેને ધન્યવાદ છે.

લ. સેવક

મગનલાલ સુંદરજીના પ્રણામ

મોરબીમાં . કલ્યાણભાઇએ તા. ૧-૨-૧૯૦૯ ના રોજ Hazur Adviser નો ચાર્જ લીધો. ઇડર રાજ્યના અનુભવ ઉપરથી કલ્યાણભાઇએ દિવાન-પદ ન લીધું. આ બાબતનું સ્પષ્ટિકરણ ઇડર રાજ્યની હકીકત આપતી વખતે કરેલું જ છે. કલ્યાણભાઇ અને ના. ઠાકોર સાહેબ સર વાઘજી બન્ને સામર્થ્યવાન વ્યક્તિત્વ ધરાવનાર હોવાથી દિવાન પદે હોય તો એક મ્યાનમાં બે તલવાર રાખવા જેવો ઘાટ થાય ! વળી ના ઠાકોર સાહેબ એશઆરામમાં અને ભોગવિલાસમાં ટાઇમ વિતાવે તેવા ન હોતા, અને રાજ્ય વહીવટથી પૂરા વાકેફગાર હતા. ક્રમ એવો રાખ્યો હતો કે અમુક સુપ્રત કામગીરી ઉપરાંત ના. ઠાકોર સાહેબ સલાહ માગે તો આપવી અગર મુસદ્દા વગેરે તૈયાર કરવાનું ના. ઠાકોર સાહેબ ફરમાવે તે કલ્યાણભાઇએ કરી આપવા. વળી જરૂર જણાતાં કલ્યાણભાઈ ખુલ્લા દિલથી રાજ્ય હિત બાબત પોતાનું મંતવ્ય જણાવતા અને ના. ઠાકોર સાહેબ સરળ ભાવે તે ધ્યાનમાં લેતા.

મહત્વના કામોમાં તો ના. ઠાકોર સાહેબ કલ્યાણભાઇની સલાહ અવશ્ય લેતા, તેવા કામ બાબતના અંગ્રેજી અને ગુજરાતી મુસદ્દાઓ કલ્યાણભાઇ પાસે જ ઘડાવતા, ખાસ કરીને એજન્સી સાથેનો તેમ જ બીજાં દેશી રાજ્યો સાથેનો પત્ર વ્યવહાર કરવાનો હોય ત્યારે કલ્યાણભાઇની શકિત અને આવડતનો લાભ અચુક લેવામાં આવતો. અવારનવાર કલ્યાણભાઇને ખાસ કામગીરી પણ સોંપવામાં આવતી. જેમકે દેશી માલને ઉત્તેજન આપવાના હેતુથી, તેવા માલ ઉપર ઓછી જકાત લેવાનું ઠરાવવામાં, અને દેશી માલ કયો ગણવો તેનું ધોરણ ઠરાવવામાં કલ્યાણભાઇએ મુખ્ય ભાગ લીધો હતો. વળી રાજ્યનાં તમામ ખાતાની તપાસણી કરી, સુધારા વધારા સૂચવવા, તેમ જ નોકરોના 'ગ્રેડ' બાંધવા, અને પેન્શન' આપવા વિગેરે બાબતોની યોજના ઘડવા માટે કલ્યાણભાઇનાં સરનશીનપણાં નીચે એક સમિતિ નીમવામાં આવી હતી.

આમ છતાં એકંદરે મોરબી રાજ્યની નોકરી દરમ્યાન કામનું દબાણ ઓછું રહેતું, તેથી કલ્યાણભાઇ તબિયત સુધારવામાં વધારે કાળજી રાખી શક્યા, તેમ જ વાંચન મનન માટે પણ આ ફુરસદનો સદ્ઉપયોગ થઈ શકયો.

ઉપરાંત જ્ઞાતિ તેમ જ કુટુંબને સંબંધ કર્તા બાબતોમાં પત્રવ્યવહારથી તેમ જ જરૂર જણાય તો જાતે રાજકોટ જઇ આવીને સક્રિય ફાળો આપવાની તેમને ઘણી સારી અનુકૂળતા રહેતી.

આ સમયમાં તેમનાં પુત્ર મૂળભાઇની રાજ્ય સેવા સબંધમાં તેમને ઉંડો સંતોષ થાય તેવી પ્રતીતિ મળી. તે બાબતમાં તેમણે મૂળભાઇ ઉપર લખેલા પત્રોમાં નિઃસંકોચ પોતાની લાગણી પ્રદર્શિત કરેલ છે; તેમજ રાજકોટમાં ત્રીજી ગુજરાતી સાહિત્ય પરિષદ દી. બા. અંબાલાલ શાકરલાલ દેસાઇનાં પ્રમુખપણાં નીચે ભરવામાં આવી ત્યારે કલ્યાણભાઇએ તે અધિવેશનને અંગે બનતી સેવા બજાવેલી; ખાસ કરીને પક્ષ-ભેદનું જાળું તોડી પરિષદનું નાવ સફળતાપૂર્વક પાર ઉતારવામાં તેમણે સાક્ષર શ્રી બ. ક. ઠાકોરને પૂરેપૂરો સાથ આપેલો. આજે પણ તે વયોવૃધ્ધ સાક્ષર શ્રી કૃતજ્ઞતાપૂર્વક આ બાબતમાં કલ્યાણભાઇને અંજલિ આપે છે.

સાથે સાથે કલ્યાણભાઇની પરોક્ષ અસરપણ મોરબી રાજ્યકારભાર ઉપર જેવી તેવી નહોતી. જકાત તેમજ કરનું ભારણ ઓછું કરવામાં, દોષપાત્રને શિક્ષા ઓછી કરવામાં, નજીવી ઉપજ ખાતર જનસુખાકારીને નુકશાન કર્તા હોય તેવી લાગતો કાઢી નાખવામાં. અને એવી એવી જન હિતકારી બાબતોમાં કલ્યાણભાઇનાં અંગુલિ નિર્દેશ અને પ્રેરણા અસરકારક નીવડતાં.

પ્રોફેસર આગા શાહે પોતાના અભિનંદન પત્રમાં જણાવેલ કે, મનુષ્ય જીવનમાં, એક મહાન કર્તવ્ય, માનવ બંધુની સેવા કરવી એ છે. કલ્યાણભાઇ પણ આ મંત્રનું રટણ હમ્મેશ કરતા અને તક મળેથી તેને કર્તવ્યમાં મુકતા

જેમ જેમ રાજા અમાત્યને એક બીજાનો વિશેષ પરિચય થતો ગયો તેમ તેમ બન્ને એક બીજામાં રહેલી શકિત પિછાનતા થયા; અને ના. ઠાકોર સાહેબે કલ્યાણભાઇને પોતાના રાજ્યની રેલ્વેમાં પહેલા વર્ગમાં મુસાફરી કરી શકાય તેમ જ સાથે બે નોકરો પણ જઇ શકે તેવો Silver-Pass એનાયત કર્યો. પોતાની હયાતી પર્યંત આ Silver-Passનો ઉપયોગ તેમણે કરેલો.'

પોતાનાં જ મૂળ વતનમાં, અનુકૂળ પરિસ્થિતિમાં બે વર્ષ ગાળવાની અમૂલ્ય તક કલ્યાણભાઈને સાંપડી; તેવામાં એક માનભરી જગ્યા તેમને મળવાનો યોગ અણધારી રીતે ઉપસ્થિત થયો

મલીકાંઠામાંથી પાંચ વર્ષ થયાં કલ્યાણભાઇ કાઠીઆવાડમાં આવી રહેલ તેથી તેમની યોગ્યતાની પિછાન તે પ્રાંતમાં સારા પ્રમાણમાં થઇ ચૂકી હતી; અને થોડા સમય પહેલાં પોરબંદરમાં રાણા સાહેબની સગીર અવસ્થામાં બ્રિટિશ સરકારની દેખરેખ નીચેનો રાજકારભાર સ્થપાએલ; આને અંગે વિશેષતા એ હતી કે જે સંયુક્ત-રાજ્ય વહિવટની યોજના કરવામાં આવેલ તે ચલાવવા બંને હિંદીઓને નીમવામાં આવ્યા હતા. ઈ. સ. ૧૯૨૦ના ઓક્ટોબરમાં પોરબંદરમાંથી જુનીઅર એડમિનિસ્ટ્રેટર મી. તાંબેને બ્રિટિશ સરકારમાં તેમની મૂળ જગ્યાએ જવાનું થતાં, તે જગ્યાએ કોને નીમવા તેની વિચારણા ચાલી. એક તરફથી મી. હિલનો નામદાર મોરબી નરેશ જોડે અંગત મૈત્રીનો સંબંધ હતો; અને બીજી તરફથી મે હિલ સાહેબના મનમાં માધુભાઇ પ્રત્યે ઘણોજ સદભાવ હતો. કલ્યાણભાઇનો અંગત પરિચય પણ તેમને થોડો ઘણો થએલ; છતાં તેમની શક્તિ અને બીજા ગુણો વિષે હિલ-સાહેબ પૂરેપૂરા વાકેફ હતા. આમ હોવાથી આ સાહેબ બહાદુર કલ્યાણભાઇને પોરબંદરમાં જૂનીઅરની જગ્યા ઉપર નીમવા પ્રેરાયા.

પોરબંદર જવામાં એક બીજું પણ આકર્ષણ એ હતુ કે ત્યાં. તે સમયે સીનીયરના દરજ્જા ઉપર, બગસરાના તાલુકદાર દરબારશ્રી વાજસુરવાળા હતા આ સંસ્કારી, સહૃદયી, ભાવનાશીલ સજ્જન, જ્યારે રાજકોટમાં, રાજકુમાર કોલેજમાં અભ્યાસ કરતા હતા, ત્યારે માધુભાઇ તેમના ટ્યુટર હતા; અને ત્યારથી બક્ષી કુટુંબ જોડેનો તેમનો સંબંધ બંધાયો જે આજ સુધી ચાલુ છે. કલ્યાણભાઈના પરિચયમાં પણ તેઓશ્રી સારી રીતે આવેલા. બંન્ને થિઓસોફિસ્ટ હતા.

મોરબીમાં કલ્યાણભાઇ નીમાયા હતા તે સમયે જેમ સાનંદાશ્ચર્ય થએલ તેમ ફરી એકવાર; આખા કાઠીઆવાડમાં આશ્ચર્યનું મોજું ફરી વળ્યું. જુનિયર તરીકે તો કોઇપણ બ્રિટિશ હકુમતનો અમલદાર જ આવે એવો શિરસ્તો થઇ ગએલ; ત્યાં વળી આ અણધાર્યો નવો ચીલો ક્યાંથી પાડવામાં આવ્યો ?

આ નીમણોકના સમાચારથી સ્નેહીઓ અને હિતેચ્છુઓ બહુ જ ખુશી થયા આ સર્વની સમસ્તપણે લાગણી દર્શાવવા નમૂના રૂપે, અમે કલ્યાણભાઇના પરમ હિતેચ્છુ, વડીલ તુલ્ય, ગોંડળ રાજ્યના માજી દિવાન બેઝનજી મેરવાનજીનો અભિનંદન પત્ર અહીં રજુ કર્યો છે

Rajkot,

My dear Kalianrai,

What a pleasant news! What an agreeable surprise! Kalianrae Baxi to be joint Administrator at Porbandar!!!

Those who know, as I do, from personal experience your work and worth, must hail the appointment, and congratulate Porbandar rather than you, on its getting a man of gifted ability and of vast administrative experience, as a colleague to Darbar Shri Vajsurvala By accepting this appointment, I know, you are a loser pecuniarily, but am sure adequate compensation is in store for you With all good wishes

Ever sincerely yours
Bezonji Merwanji

આ પ્રમાણે મોરબી છોડી પોરબંદર જવાનો યોગ થયો મોરબીમાં પ્રજાના દિલમાં પણ તેમના માટે સારી ભાવના ઉદ્ભવેલી કેટલાકની જોડે તો જીંદગી પર્યંતનો સંબંધ ચાલુ રહ્યો જેમકે શેઠશ્રી વનેચંદ પોપટ દફતરી આ ભાઈ તો એવી શ્રધ્ધા ધરાવવા લાગ્યા કે તેમના કાકાના મસ્તક ઉપર કલ્યાણભાઇએ હાથ મૂક્યો તેથીજ ઘણા લાંબા સમયના મંદવાડમાંથી પથારી છોડી થોડાજ રોજમાં ઑફિસમાં હાજરી આપી શક્યા

વનેચંદભાઇએ અને તેમના કાકાએ તો એમજ માન્યું કે આ તો 'અપૂર્વ પગા (પારખુ) મળ્યો'

આને સંબંધ કરતી પત્રોનાં અવતરણો નીચે મુજબ છેઃ-

મોરબી તારો ત્રાજપરથી

તા. ૨૫-૧૦-૧૯૧૦

આપ સાહેબની દીર્ઘાયુષ્ય તથા ચડતી થવાની પ્રાર્થના કરી અરજ કરવા રજા લઉં છું કે મારી નાદુરસ્ત તબિયત માટે આપ સાહેબના ચરણામૃતનું જળ પ્રાશન કરવા મારી ઇચ્છાને પરિપૂર્ણ કરવા, આપ સાહેબની 'પૂજાપા' ની વિભૂતિ તથા ૐકાર જેવા ઉદ્દિષ્ટ દેવની સાથે જળથી આપના પવિત્ર હાથે ધોઇ જળ મોકલેલ તેનું પ્રાશન કરવા પછી, આપ સાહેબનાં દર્શન કરવા પ્રભાતે ઇચ્છા હતી; તે દરમ્યાન ( ભકતાધીન ભગવાનના જેમ ) મારા ગરીબ અને પામરની ત્રાજપરની ઝુપડીમાં પધારી દર્શન દેવા ઉપરાંત, આપ સાહેબના પવિત્ર હસ્તકમળથી, મારા શરીરને સ્પર્શ કરી, "તાવ ઉતરી જશે" એવા વારંવાર ઉચ્ચારેલા આશીર્વાદ શબ્દોથી મને કૃતાર્થ કર્યો છે, જેના માટે, હું તો કોઇ રીતે આપનો ઉપકાર ભૂલી શકુ તેમ નથી

આપ પધાર્યા પછી તુરત જ શાંતિ થઇ. શરીર સ્વસ્થતાવાળું થવાથી આજે સોમે ઉઠે મંગળવારે દુર ઓશીસ છતા, ચાલી હાજર થઇ શકયો છું.

આ સર્વ પરથી... ...હું ખાત્રીથી કહુ છુ કે આપ સાહેબ, એક મહા સત્પુરૂષ અને પરમ ધર્મ નેષ્ટાવાન છો – અને તેથી જ આપ સાહેબનું સ્મરણ ચિત્તમાંથી ખસે તેમ નથી.

લી. આપ સાહેબના પવિત્ર દર્શનનો

અભિલાષી,

સેવક દુર્લભચંદ સોમચંદ દફતરી

ઉપરના પત્રના કલ્યાણભાઇએ લખેલા ઉત્તરનું અવતરણ નીચે મુજબ છેઃ

પોરબંદર તા ૫-૧૧-૧૯૧૦

રા. ભાઇ દુર્લભજી સોમચંદ દફતરી,

મોરબી

તમારો તા. ૨૫-૧૦-૧૦ નો પત્ર મને મળ્યો છે, આપણે એક સરખા પામર છીએ, અથવા તમારો ભોળો સ્વભાવ જોતા, તમે મારાથી શુદ્ધ અંતઃકરણવાળા હશો, હું મા કાંઈ ચમત્કાર ન હોતો ને નથી. ૐ નો પ્રણવ, સર્વ શકિતમાન છે જ. પણ તેની ઉપાસનાથી લાભ મળવો, તે લેનારની શ્રધ્ધા

અને શુધ્ધતાના પ્રમાણમાં બને છે. તમારો મારી જાત પ્રત્યેનો સદ્‌ભાવ જાણ્યા પછી તમોને નજરે જોવાની ઉત્કૃષ્ટ જિજ્ઞાસામાં એક આખી રાત મેં રોકી રાખી, એ બરાબર ન થયું. તો પણ વળતે દી. સવારમાં તમારા જેવા સાફ દિલના માણસના મેળાપથી મને ઘણો આનંદ થયો હતો. ભાઈ! સદ્ વિચાર અને સદ્ વર્તનમાં અલૌકિક બળ છે, એ વાત પર વિશ્વાસ રાખશો તો તમારું સર્વ પ્રકારે શ્રેય થાશે. મારે માટે તો, તાવમાં જે પ્રેમ તમારા અંતરમાં ઉદ્‌ભવ્યો તે પ્રેમ હવે સુકાવા દેશો નહીં એટલું માગું છું; કારણ એ પ્રેમ મને સહાયક છે.

કલ્યાણરાય જેઠા બક્ષીના
જે મારાજ.

મોરબીમાં એકંદર કેવી પવિત્ર છાપ પડેલી તેનો થોડો ઘણો ખ્યાલ આપવા પત્ર-વ્યવહાર રજુ કરેલો છે. એક બીજી વ્યક્તિ માટે કલ્યાણભાઈનાં મનમાં કાયમની અસર રહેલી તે મોરબીના અન્તેવાસી મહામહોપાધ્યાય શ્રી શંકરલાલ મહેશ્વર. કલ્યાણભાઈના દિલમાં તેમના પ્રત્યે ઘણો પૂજ્ય ભાવ હતો. તેમની પાસે મોરબીની પોતાની રહેણાક દરમિયાન અને ત્યાર પછી પણ જ્યારે તે શહેરમાં જવાનું થાય ત્યારે કલ્યાણભાઈ જતા અને યથા શક્તિ "ફૂ[illegible] પાંખડી" ત્યાં ધરતા.

આવી સાત્વીક કમાઇ કરી મોરબીથી કલ્યાણભાઇ પોરબંદર [illegible] દરબા-રના હોદ્દા ઉપર ગયા ત્યારે તેમના પ્રત્યે સદ્‌ભાવ ધરાવનાર [illegible] ઘણો આનંદ થયો.

卐

# પ્રકરણ ૧૨

## સુદામાપુરીમાં વાસ



### રાજ્ય સેવાની પૂર્ણાહુતિ

### ( ૧ )

સુદામાપુરી ( પોરબંદર ) જેવાં પવિત્ર સ્થળમાં નિવાસ થયો તે બાબત હવે હાથ ધરીએ. માસિક રૂપિઆ બસોનું આર્થિક નુકશાન થયું એ એક વાત સિવાય પોરબંદર રાજ્યની નોકરી અને નિવાસ અન્ય સર્વ પ્રકારે લાભ તો અનુકૂળ નીવડયા.

પહેલી વાત એ કે, કલ્યાણભાઈની તંદુરસ્તી માટે સમુદ્ર-સ્થાન વિશેષ અનુકૂળ પડતું. આવો અનુભવ તેમને ઈ. સ. ૧૯૦૧ માં માંગરોળ રાજ્યની નોકરીમાં જોડાયા ત્યારથી થએલો, અને ત્યાર પછી વારંવાર તબિયતની સુધારણાથે કલ્યાણભાઈ માંગરોળ જેવું દરિયા કાંઠા ઉપરનું સ્થાન પસંદ કરતા. બીજી વાત એ કે, પોરબંદરમાં જૂનીઅર એડમિનિસ્ટ્રેટર તરીકે લગભગ સ્વતંત્ર પણે કામ કરે તેવા દરજ્જા પર આવ્યા. કારણ આહીં સંયુક્ત રાજ્યકારભાર ચાલતો હતો, અને 'સિનિઅર એડમિનિસ્ટ્રેટર' દરબારશ્રી વાજસુરવાળાને તેમના ઉપરી અધિકારી ગણીએ તો પણ આપખુદી હકુમત ધરાવનાર રાજવીઓની પ્રકૃતિને અનુસરીને નોકરી કરવી એ કયાં, અને ઉચ્ચસંસ્કારી, મિત્રભાવે વર્તનાર, વિદ્યારસિક શ્રી વાજસુરવાળા નીચે નોકરી કરવી એ કયાં? આહીં તો જાણે સોનું અને સુગંધ એકત્ર થયાં. દરેક પોતાને સુપ્રત થયેલ ખાતાઓની યોગ્ય સંભાળતો રાખતા જ, ઉપરાંત બન્ને સાથે મળીને, રાજ્ય અને પ્રજાનું હિત સાધવાના ઉદ્દેશથી, વિચારણા કરી યોજના ઘડી તેનો અમલ કરતા.

વળી અને થિઓસોફીસ્ટ હોવાથી, રાજ્યના ગની નર્મમા, સાપ્તાહિક સમાજની સભામા, નિયમિત હાજરી આપતા વિદ્વાન, સાધુચરિત મંદા ગયોને, બહારગામથી બોલાવવામા આવતા, અને તેમની જ્ઞાનવાર્તા અને સત્સગનો લાભ લેવા આ ઉચ્ચ સંસ્કારી સંયુકત-કાર્યભાગીઓ ચુકતા નહી, તેમ, પ્રસગે પ્રસગે પવિત્રો ભરવામા આવતી ત્યા જ્ઞાન-યજ્ઞનું અનુષ્ઠાન હોશભેર ચાલતુ.

આ પ્રમાણે, શારિરિક તંદુરસ્તી અને માનસિક પ્રસન્નતા પ્રાપ્ત થવા ઉપરાત, આધ્યાત્મિક વિકાસ સાધવાની તક પણ સાપડી જુદા જુદા સ્થળોમા બત્રીસ વર્ષ પર્યંત અતિશ્રમદાયક નોકરી કરેલી તેથી હવે જાણે, પ્રભુએ તેમની ઉત્તરાવસ્થામા તન મન અને આત્માને શાંત મળે તેવી અનુકૂળતા મેળવી આપી

અલબત, આ બને રાજ્યતંત્ર ચાલકો વહીવટ ચલાવવામા જરા પણ ગફલત નહોતા રાખતા, પણ તેમનુ તંત્ર-સંચાલન સંસ્કારી હતુ તેમા આપખુદી, જોરજુલમ કે પક્ષાપક્ષીનો શકય હોય તેટલો અભાવ હતો અમુક માનીતા અને અમુક અણમાનીતા એવી ગણના કમતીમા કમતી હતી બહારથી આવનાર વ્યક્તિઓના મન ઉપર સંસ્કારી વાતાવરણની છાપ પડયા વગર રહેતી નહી.

સાંજના કલબમા રમત ગમત ચાલતી હોય ત્યારે મોટા નાના અમલદારો છૂટથી હળવા મળવાનુ રાખતા આમ છતા, આવી ભલમનસાઈનો ગેરલાભ લઈ, ભાગ્યે જ કોઈ અયોગ્ય છૂટ લઈ શકતુ અને કલબમા છૂટથી હળનારા એ જ ઉચ્ચ હોદ્દેદારો ઓફીસ કામમા અને ન્યાયની અદાલતમા જુદા જ સ્વરૂપમા દેખાતા

આટ આટલી જગ્યાની નોકરીમા અંપનવા અનુભવ લીધા પછી આહીંનુ કામ તેમને ઓછુ કઠિન જણાતુ ( ? ) છતા, ઘર સસારથી માડી મહાન રાજ્યકાર્ય પર્યંત દરેક સામાજિક વર્તુલમા કોઈ કોઈ ગુચવણ ભર્યા પ્રસગો તો આવે જ તે મુજબ, પોરબદરમા પણ કલ્યાણભાઈને કેટલાક કૂટ પ્રશ્નોમા ગુચવાવુ પડેલ પણ પોરબદરના રાજ્યકાર્યોની વિગતમા ઉતરીએ તે પહેલા બીજા રાજ્યો જોડેનો તેમના સબધ કેવો ધાડો ચાલુ રહ્યો, અને નોકરી છોડયા પછી પણ તેવા રાજ્યો તરફથી કેવો ભાવ પ્રદર્શિત કરવામા આવતો તેની ટુંક નોંધ જરા લઈએ

ના. મોરબી નરેશના કહેવાથી તો કલ્યાણભાઇએ પોરબંદરની નોકરી સ્વીકારી હતી; તે નામદારે જ કલ્યાણભાઇની યોગ્યતા વિષે કાઠિઆવાડના એજન્ટ સાહેબને વાકેફ કર્યા હતા. એ રીતે તો મોરબી રાજ્ય તરફથી કલ્યાણભાઇની નોકરી બ્રિટિશ રાજ્યને ઉછીની અપાએલી ગણાય. આમ હોવાથી તે રાજ્ય જોડેનો સંબંધ ઘણો એખલાસ ભર્યો અને મીઠો રહે એ સ્વાભાવિક છે. મોરબી નરેશે કલ્યાણભાઇને પોતાની રેલ્વેનો ' સીલ્વર પાસ ' આપેલો, અને અગત્યની બાબતોમાં એક બીજા અન્યો અન્ય સલાહની આપ લે કરતા.

તે જ મુજબ ઇડર રાજ્ય જોડેનો સબંધ પણ ઘણો હુંફાળો ચાલુ રહ્યો હતો. ઇ. સ. ૧૯૧૦ ના સપ્ટેમ્બર માસમાં, મહારાજ કુમાર શ્રી દોલતસીંહજીએ કલ્યાણભાઇ પાસે જ્યુડીશીઅલ–આસીસ્ટન્ટ, હોમ–સેક્રેટરી, મામલતદાર, ન્યાયાધીશ, અને હજુર સીરસ્તેદાર તરીકે કામ બજાવવા માણસો માગેલાં.

તે મુજબ પહેલા કલ્યાણભાઇએ ચાર માણસ મોકલેલ, પરંતુ હજુર ઓફિસનું કામ સંભાળનાર માણસની નીમણુંક બાકી રહી આ કામ માટે કલ્યાણભાઇએ બે નામ સુચવેલા. એક રા; હરીરામ છ. ઓઝાનું અને બીજું પોતાના ભત્રીજા જયંતિલાલ મા. બક્ષીનું. આને અંગે મહારાજ કુમારશ્રીએ લખેલ એક પત્રમાંથી અવતરણ આપીએ છીએ.

આ પત્ર ઉપરથી એક બાબત સ્પષ્ટ થાય છે કે, બીજી બાબતોમાં ગમે તે પ્રકારે ભરતી ઓટ થાતી હોય, પણ કલ્યાણભાઇ પ્રત્યે સ્નેહ અને માન જીંદગી ભર ચાલુ રહ્યા, અને બીજું એ કે, કલ્યાણભાઇના કુટુંબીઓ માટે જેટલા પ્રમાણમા વિશ્વાસની લાગણી રહેતી તેટલી બીજા કોઇ માટે ભાગ્યે જ રહેતી. પત્રનું અવતરણ આપતા પહેલાં એટલું જણાવવાનુ છે કે, રા. પ્રીતમરામ દ. ઓઝાને ઇડર રાજ્યમાં ન્યાયાધીશ તરીકે કલ્યાણભાઇએ પસંદ કરીને મોકલેલ તેથી " Two Ozas "નો ઉલ્લેખ સમજવામાં આવશે.

*My dear Diwanji,*

"...I may tell you that I would not mind taking two Ozas, uncle and nephew at a time; but your own nephew would be a better selection for the said post......

......I may assure you the selection would be

most satisfactory.

As your nephew, I can place my confidence in him, and can naturally like him the better for it..."

આ પ્રમાણે બીજાં દેશી રાજ્યો જોડે સંબંધ ચાલુ હતો.

હવે આપણે પોરબંદર રાજ્ય વહિવટ અંગેની કલ્યાણભાઈની પ્રવૃત્તિઓ તરફ લક્ષ આપવું જોઈએ. પાછળ નિર્દેશ કર્યો જ છે કે સરળ ગણાતા રાજ્યતંત્રમાં પણ કેટલાક ફુટ પ્રશ્નો હોય જ છે. પોરબંદર આવ્યા ત્યાર પહેલાંથી એક ઘણો નાજુક પ્રસંગ ચાલુ થઈ ગયો હતો. તેનું નિરાકરણ કેમ લાવવું એ ઘણી ચિંતાજનક બાબત થઈ પડી હતી. બહુ જ કુનેહથી, મક્કમતાથી અને ઘણી જ ખાનગી રીતે આ ઘટનાનો નિવેડો લાવવાની જરૂર હતી. આમાં એક વા બીજી રીતે ભાગ જેને લેવો પડેલો તે પૈકી કેટલીક વ્યક્તિઓની હયાતી હજુ ચાલુ હોવાથી સુરુચિ ખાતર અમારી કલમ પર વધારે પડનો અંકુશ રાખવો પડે તેમ છે.

એક બાઈ રાજ્યમાં વિધવા રાણીના હકક ભોગવી રહી હતી. પણ આવા હકના ભોગવટા સાથે સંકળાએલ જવાબદારી અદા કરવાની જરા પણ તે બાઈની મનોવૃત્તિ જણાતી નહોતી. રાજ્યના ગૌરવને ન છાજે તેવી હિલચાલ તેના તરફથી થઈ રહી હતી એવી ફરિયાદો આવવા માંડેલી; કચવાતા મનથી એ બાઈને યાત્રાએ જવા પરવાનગી આપવામાં આવેલ. યાત્રામાં રાજ્યના એક નિવૃત્ત અમલદારને સાથે મોકલેલ. તે ગૃહસ્થ તરફથી આ બાઈ વિષે ઘણી કડવી ફરિયાદો પત્રદ્વારા રજુ થવા લાગી.

રાજ્ય તરફથી થએલી સૂચના, વિનંતિ, ગર્ભિત ધમકી વિગેરે કોઈપણ બાબતથી તેના પર અસર થઈ નહીં. બાઈ માણસ જોડે કામ લેવાનું તેથી મુંઝવણનો પાર ન રહ્યો. આખરે યાત્રાઓમાંથી તો તે બાઈને પોરબંદર પરત અવવાની ફરજ પડી. પણ ચોર કોટવાળને દંડે એવો ઘાટ એણે તો ઉપસ્થિત કર્યો. તે બાઈએ એવો એક કોયડો આગળ ધર્યો કે રાજ્ય ઘણી જ મુંઝવણમાં પડી ગયું.

મતલબ આ કોયડારૂપી રોગે હવે ગંભીર રૂપ પકડયું હતું. શસ્ત્ર ક્રિયા અનિવાર્ય થઈ પડી; વાઢકાપ કરવામાં બહુ જ સંભાળ રાખવાની જરૂર હતી; રોગી ભાગ નિકળી જાય અને નીરોગી ભાગ સહીસલામત રહે તે પ્રમાણે

સ્ક્રિયા થવી જોઈએ સર્જન નિષ્ણાત હોવા જોઈએ

યુરોપિયન અમલદારો, પ્રાંતની મોભાદાર વ્યક્તિઓ એકી ટસે નિહાળી રહ્યા હતા કે આ દિવાની જોડીઆ કારભારીઓ આ બાબત કેવી રીતે પેશ પહોંચાડશે

કલ્યાણભાઈએ તેમની લાક્ષણિક ઢબથી આખા મામલાનો ધરમૂળથી પાકો અભ્યાસ કર્યો માહિતી મેળવી પુરાવા એકત્ર કર્યા. ત્યાર પછી એક કેફીયત તૈયાર કરી રાજકોટમા પ્રાંતના વડા સમક્ષ પડદા પાછળ કેસની છણાવટ થઈ હાકેમ સમજદાર હોવાથી તેણે મુંબઈ સરકારમાંથી સંમતિ મેળવી, યોગ્ય નિર્ણય આપ્યો તેને અનુસરીને તેનુ પદ છીનવી લેવામા આવ્યુ અને તેનો હાસ્યાસ્પદ દાવો નામંજુર કરવામા આવ્યો અને રાજ્ય જોડે તેને હવે કાંઈ લેવાદેવા નથી એમ ઠર્યું. ઈશ્વરકૃપાથી આવા નાજુક પ્રશ્નનો નિકાલ આખરે અનુકૂળ રીતે થયો અને આખા પ્રાંતનો અધ્ધર શ્વાસ હેઠો બેઠો

જાણે આવા કુનેહભર્યા કામની કદર તરીકે હોય તેમ હવેથી જુનીઅરની જગ્યાનો પગાર રૂા ૬૦૦ ને બદલે રૂા. ૮૦૦ રાખવાની મંજુરી મુંબઈ સરકારે આપી એટલે પોરબંદરની નોકરીમા દાખલ થયા પછી એક વર્ષને અંતરે કલ્યાણભાઈને પોતાને બીજો મોટો તેટલો પગાર મળવો શરૂ થયો દરબારશ્રી વાજસુરવાળાએ આ બાબતમા કલ્યાણભાઈ માટે જોરદાર ભલામણ કરી હતી અને પ્રાંતના વડાનો તેમા પૂરેપૂરો ટેકો હતો

ઈ૦ સ૦ ૧૯૧૧ના ડિસેમ્બરની તા ૧૨મીના રોજ દીલ્હીમા શહેનશાહ પંચમ જ્યોર્જના રાજ્યારોહણની શુભક્રિયા થવાની હતી પોરબંદરમા પણ પ્રસંગને શોભે તેવા ઉલ્લાસ અને દમામથી તે દિવસ ઉજવવામા આવેલ

પોરબંદરમા કલ્યાણભાઈના આવ્યા પછી સવા વર્ષને અંતરે ગુજરાતમા સંવત ૧૯૬૮નો ગંભીર દુષ્કાળ પડ્યો મુખ્યત્વે ઘાસની તંગીને લીધે ઢોરોની જીંદગી જોખમમા આવી પડી આવા કામમા તો કલ્યાણભાઈ, સવિશેષ, પોતાનો આત્મા પરોવે એ હકીકતથી, તેમની જુનાગઢ અને કચ્છની તવારીખ ઉપરથી આપણે વાકેફ છીએ

દુષ્કાળ કાર્યને અંગે કલ્યાણભાઈએ ઇંદોરમા તે સમયે અભ્યાસ કરી રહેલ તેના પુત્ર હીમતલાલ ઉપર પત્ર લખેલો આ પત્રના અવતરણો વાંચવાથી પોરબંદરના દુષ્કાળ રાહત કાર્યોનો થોડો ઘણો ખ્યાલ મળશે —

પોરબંદર તા. ૨૪-૧-૧૨

ચિ. ભાઈશ્રી હિંમતલાલ,

ઈંદોર

તમારો તા. ૧૯મીનો પત્ર મળ્યો......

તમારે ત્યાં ગુજરાતી ભાઇઓએ પણ ફંડ સ્થાપ્યું તે ઘણું સારૂં કર્યું. અમે અહીં ત્રણ ફંડ સ્થાપ્યાં છે.

(૧) સહાયકારી ફંડ– તેમાંથી લોકોને, ઘાસ તથા અનાજ સસ્તે ભાવે અપાય છે. જેને ત્યાં ઢોર હોય તે બધાને ઘાસ આપવાનું રાખ્યું છે; અને અનાજ આખા રાજ્યમાં જેટલા ગરીબ છે તેની નોંધ કરીને ટીકીટો આપી છે તેને અપાય છે.

(૨) પશુ-રક્ષક ફંડઃ– આમાથી કેટલ કેમ્પો બાંધીને તેમાં જેઓ માલીકી છોડીને ઢોર સોંપી જાય, તેવાં ઢોરને નિભાવવામાં આવે છે. શિવાય અતિ નબળાં પડેલાં ઢોરને જરૂર પ્રમાણે ઘી પાવાનું અને કપાશીઆ દેવાનું પણ થાય છે.

આ બંને ફંડમાં જેટલી રકમ રૈયતની એકઠી થાય તેટલી સામી રાજ્ય આપે છે.

(૩) અનાથ ફંડઃ– આ ફંડ માત્ર રૈયતનું છે. તેમાંથી, જેઓ ગરીબ છતાં માગવા ન જઇ શકે તેવાને ખાનગી રીતે મદદ પહોંચાડવાનું થાય છે.

મજુરો માટે રીલીફ-વર્કસ તથા હલકા વર્ગના અનાથોનાં પણ આખાં રાજ્યોમાં અમલદારો ફેરવીને લીસ્ટ કરાવ્યાં છે તે બધાને ખોરાક વગેરે રાજ્યથી જુદું અપાય છે.

જુનાગઢની ગીરમાં સીધીઓ સામટી ગાયો–આશરે આઠ હજાર લઇને આવ્યા છે, અને તેઓ ખર્ચ ન પહોંચી શકે તેમ તેમ ગાયોને ઇરાદા પૂર્વક હલાલ કરી નાખે છે. આવા ખબર મળતાં, અમે આંહીથી એક ગૃહસ્થને નજરે જોવા ખાસ મોકલ્યા, તો વાત ખરી માલુમ પડી તેથી તે ગાયો ખરીદી લઇને નિભાવવાનું ફંડ ઝડપથી ઊભું કરેલ છે. માંગરોળ, વેરાવળ, મુંબઇ, પણ ખબર આપ્યા છે ને ગાયો ખરીદવાનું શરૂ થયું છે.

હું ધારૂ છુ કે, તમારે ત્યાના ગુજરાતી બાઈઓને યોગ્ય લાગે તો, આ ફંડમા મદદ કરવી એનાથી વધુ ઉપયોગી કામ બીજુ ભાગ્યે જ મળી આવશે ગાયો ખરીદ થાય તે વગર આખર વેચાશે તેમા ખરચ કરતા વધુ તો ઉપજવાનુ નથી, પણ જે ઉપજે તે પાછુ લેવુ હોય તો તેવી ગોઠવણ થઇ શકશે

લિ. કલ્યાણરાય જોશીના આ

ઉપર મુજબ પત્ર મળતા જ મુંબઇથી અમે યોગ્ય રકમ તાર દ્વારા મની-ઓર્ડરથી મોકલી આપેલી

આ દુષ્કાળ રાહતને અંગે કલ્યાણભાઇએ જે સંગીન વ્યવસ્થા પૂર્વક કાર્ય કરેલ, તે બાબત તેમને પોરબંદર છોડતી વખતે પ્રજા સમસ્ત તરફથી અપાએલા માનપત્રમા પણ નીચે મુજબ ઉલ્લેખ છે

"આપની કુશળતાના નમુનાનો અમને પ્રત્યક્ષ અનુભવ થયો છે કે જ્યારે સંવત ૧૯૬૮ ની સાલમા દુષ્કાળ પડયો તે સમયે આપે મનુષ્ય અને મુંગા પ્રાણિઓને દુષ્કાળના સંકટમાથી મુક્ત કરવાની અતિ ઉમદા યોજનાઓ ઘડીને હજારો પ્રાણિઓના જીવ બચાવ્યા ગરીબ કુટુંબોને સસ્તુ અનાજ અપાવ્યુ, તેમ જ દુર દેશાવરથી ઘાસ મંગાવીને સંખ્યાબંધ ઢોરોને જીવતા રાખ્યા, આપની આવી મહાન કાર્યદક્ષતાનો લાભ આ દેશને આપીને કૃતાર્થ કર્યો છે આ કાર્ય જીંદગી પર્યંત પણ ભુલાય નહિ એવુ આપે કર્યું હતુ "

એડમિનિસ્ટ્રેશનના સરળ ગણાય તેવા રાજ્ય વહીવટમા એક બીજી પણ ઝડપી બાબત હતી, અને તે ગોંડલ-પોરબંદર રેલ્વે સંબંધી

કલ્યાણભાઇનો અંગત અભિપ્રાય એવો હતો કે, સગીર રાણા સાહેબને ગાદી સોંપાય ત્યાર પછી જ આવી બાબતનો નિકાલ કરવો જોઇએ

પોરબંદર રાજ્યની એવી દરખાસ્ત હતી કે, જેતલસર-પોરબંદર રેલ્વે લાઇનનો ટુકડો તે રાજ્યને સોંપવો જોઇએ, તેમ બને તો જ ગોંડલ-પોરબંદરની ભાગીદારી બંધ પડે, પણ માત્ર પોરબંદરની હદમાનો જ કુતિયાણા-પોરબંદરનો ટુકડો મળે તો પછી પોરબંદર રાજ્યને દ્વારકા-પોરબંદર વચ્ચે રેલ્વે લાઇન ઉઘાડવાની પરવાનગી મળવી જોઇએ નહિંતર તે રાજ્યને હસ્તક

એવો નાનો ટુકડો રહે કે જેનો વહીવટ ચલાવવો પોષાય નહી

આ પ્રશ્નનો નિકાલ કલ્યાણભાઇ પોરબદર રાજ્યની નોકરીમા ચાલુ હતા તે દરમિયાન ન થઇ શક્યો

આ પ્રમાણે ગુચવણભર્યા પ્રશ્નોની છણાવટ ચાલતી હોવા છતા તેમ જ કુટુબમા અવસાનના બનાવો ચાલુ રહેવાથી સ્વાભાવિક તેને લીધે ખેદની લાગણી થતી હોવા છતા, પોરબદરમા ફુરસદનો સમય શ્રવણ મનનમા અને સાજના કનગમા રમત ગમતમા વિતાવતા કૌટુબિક બનાવો વિશે તો મોરબી રાજ્યમા કલ્યાણભાઈ નોકરીસર હતા તે સમયથી શરૂ કરી પોરબદર રાજ્યની નોકરીના ગાળા દરમ્યાન બનેલા બનાવો વિશે હવે પછી જુદા વિભાગમા હકીકત રજુ કરીશુ પણ કુટુબમા એક ભારે શોકજનક બનાવ બન્યો અને તેને અગે ખુદ કાઠીઆવાડના એજન્ટ સાહેબ જોડે પત્ર વ્યવહારનો ઔપચારિક વિધિ થયો તેનો ઉલ્લેખ આહી કરવાની આવશ્યકતા છે તે બનાવની વિગતવાર હકીકતો 'કૌટુબિક વિભાગ'મા જ અપાશે

તા. ૨૭–૧–૧૯૧૨ના રોજ, માધુભાઈનુ અવસાન થયુ, આથી કલ્યાણભાઇના મન ઉપર સખ્ત ફટકો પડયો આ માઠા બનાવ વિશે કાઠીઆવાડના એજન્ટ મે હિલ સાહેબે કલ્યાણભાઈ ઉપર એક પત્ર લખી પોતાની શોકની લાગણી વ્યકત કરેલી, આ પત્રની નકલ નીચે આપવામા આવેલ છે –

The Residency
Rajkot

27th, January, 1912

Dear Mr Kalianrai

It is with great regret that I learnt of the death of Mr Madhavrai

I am publishing a notification in the Agency Gazette expressing my sense of the loss sustained by the public in his death, and would request you to convey my sincere condolences to the members

of Mr. Madhavrai's family.

Yours sincerly

C. H. A. Hill.

કલ્યાણભાઇએ આ સંબંધમાં મે. હિલ સાહેબ ઉપર આભાર-દર્શક પત્ર લખ્યો હતો.

આવા ધા સહન કરવા પડતા હતા છતાં કલ્યાણભાઈ પ્રયત્ન કરીને ફરી મનની શાંતિ મેળવી શકતા. તે બાબત કલ્યાણભાઇએ પોતાના પરમમિત્ર રા.રા. મંગળપ્રસાદ દ. બુચ ઉપરના એક પત્રમાં આ પ્રમાણે જણાવેલું:– "પ્રભુના ગુણાનુવાદનું શ્રવણ, અને તત્વજ્ઞાનનો અભ્યાસ, નિત્યમાં ગોઠવાઇ ગયો છે; તેથી હવે સાંસારિક હાલક હવા સ્પર્શ કરે તેટલો જ સમય તેની અસર ભોગવાય છે. તેનું પુછડું લંબાતું નથી. એટલો પ્રસાદ, વડીલોના, અને સાચા સ્નેહીઓના પ્રતાપથી થયો છે."

એકંદર સરળતાથી રાજ્યતંત્ર ચાલી રહ્યું હતું તેવામાં, ઇ૦ સ૦ ૧૯૧૨ની આખરમાં એક અણધાર્યો અનિષ્ટ પ્રસંગ બન્યો. આ પ્રસગ તે ખારવા મુસલમાનો વચ્ચે મહોરમના દિવસે થએલું હુલ્લડ.

આ બાબતનુ વર્ણન રા. રા. મૂળવંતભાઇએ પોતાની ફાઇલમાં આપેલ છે. આહી વિગત આપવામા તે ફાઇલમાં આપેલ હકીકતનો પણ ઉપયોગ કર્યો છે.

તા. ૧૯ ડીસેમ્બર ૧૯૨૨ ની "કતલની રાત" તો સુલેહ શાંતિમાં વીતી ગઈ. પરંતુ તા. ૨૦ મીએ ખારવા લોકોની મઢી અને પારસ પીપળાની જગ્યા આગળ, પ્રતિબંધ હોવા છતાં અમુક તાબુતવાળાઓએ "ચોકારો" લીધો. ખારવા લોકોએ તે બાબત મેજીસ્ટ્રેટ સાહેબનું ધ્યાન ખેંચતાં તેમણે ચોકારો બંધ કરવા હુકમ આપ્યો, છતાં ચોકારો ચાલુ રહ્યો. વાતાવરણમાં ઉગ્રતા તો વ્યાપી ગયેલી. બે-ચાર મિનિટનો જ સવાલ હતો. ચોકારો મેજીસ્ટ્રેટ સાહેબના ફરમાન અનુસાર તુરત જ બધ રહ્યો હોત તો સંભવ છે કે, ત્યાંથી વાત અટકી જાત. પણ હુકમ છતાં ચોકારો ચાલુ રહ્યો તેથી ખારવા લોકો પૈકી કેટલાક ઉશ્કેરાયા અને ચોકારો લેવાતો હતો તે સ્થળે તેમણે પથ્થરો ફેંક્યા. તારની વાડ બહારના મુસલમાનો વાડ કુદી અંદર દોડી આવ્યા, અને

હુલ્લડ શરૂ થયું, મામલો ગંભીર બનતો જોતાં મેજીસ્ટ્રેટે ચેતવણી આપી કે, વિખરાઇ જાઓ. નહિતર ગોળીબારનો હુકમ આપીશ. છેવટે ગોળીબારનો હુકમ છુટયો; જેથી નાશભાગ થઈ. દરમિયાન એક રજપૂત ફોજદારે સમયસૂચકતાથી વધારે ખુવારી થતી અટકાવેલી. એક તરફથી મુસલમાનોનું ટોળું ધસી આવતું હતું. સામેથી ખારવાઓ તેમની સામે દોડી આવતા હતા; આ રજપૂત ફોજદારે પોતાની પોલીસ ટુકડી સહીત બે ટોળાં વચ્ચે ઝંપલાવ્યું. અને બન્ને ટોળાં પાછાં વળી ગયાં; જેથી મામલો જલદી કાબુમાં આવી ગયો.

હુલ્લડ શરૂ થયા પછી પંદર મિનિટની અંદર શાંતિ સ્થપાઇ. પરંતુ લોકોમાં ઉશ્કેરણી અને ગભરાટ મોટા પ્રમાણમાં જણાતાં હતાં. વળી રાજ્યની પોલીસને સતત કામગીરીના કારણે આરામની જરૂર હતી; તેથી તાર મોકલી એજન્સી પોલીસને બોલાવી. પછી તો ક્રમાનુસાર શકદારોને એક પછી એક પકડવામાં આવ્યા. અને હુલ્લડની રીતસરની તપાસણી માટે, એક હિન્દુ, એક મુસલમીન, અને સરપંચ તરીકે એક પારસી, એમ ત્રણ ગૃહસ્થોનું કમીશન નીમવામાં આવ્યું. આ કમીશને તપાસ ચલાવી, અને ગુનેગારોને શિક્ષા ફરમાવી, કેટલાકને પુરાવાને અભાવે છોડી મૂકયા તેમ જ હુલ્લડના કારણો સબંધી અને ભવિષ્યમાં તે અટકાવવા શું પગલાં ભરવાં તે સબંધી અહેવાલ રજુ કર્યો. સંયુકત કારભારીઓએ કમીશનના આ અહેવાલ સાથે પોતાના વિચારો ટાંકી એજન્સીમાં તે રજૂ કર્યો. પરન્તુ આ બધું થતાં મહીનાઓ વીત્યા; દરમિયાન, રાજ્ય તરફથી હુલ્લડ થયા પછી તાત્કાલિકમાં જ તે બાબતનો ટુંક અહેવાલ મોકલેલો, અને કમીશનના કામનો નિકાલ થયા પહેલાં જ એજન્સી અધિકારીઓએ મુંબઈ સરકારમાં સંયુકત કારભારીઓની વિરૂદ્ધ પોતાનો અભિપ્રાય લખી મોકલ્યો. ન્યાય ખાતર એટલું તો કહેવું જ જોઇએ કે, આવો વિરૂદ્ધ અભિપ્રાય મુંબઇ સરકારમાં રજુ કર્યા પછી, તેની નકલ પોરબંદર રાજ્ય તરફ મોકલી, અને સંયુકત કારભારીઓને એ બાબતમાં કાંઇ કહેવાનું હોય તો તે જણાવવા સૂચવ્યું. જો મુંબઇ સરકારમાં લખાણ મોકલ્યા પહેલાં એડમિનિસ્ટ્રેટરો પાસેથી ખુલાસો માંગ્યો હોત તો જ એજન્સીનું આ પગલું વ્યાજબી ગણાત. એડમિનિસ્ટ્રેટરોએ એટલું જ જણાવ્યું કે અમુક બાબતો બની છે એમ માની લઈ કોઇપણ અનુમાન ઉપર આવવા પહેલાં, રીતસરની તપાસ પુરી થવા દેવી જોઇએ; અને ત્યાર પછી જ નિશ્ચિત અભિપ્રાય દર્શાવવો જોઇએ. આ પ્રમાણે બન્યા પછી થોડા મહિના બાદ કમીશને કરેલો રીપોર્ટ વિગેરે મુંબઇ સરકારમાં મોકલાયો. એટલામાં તો ઇ. સ. ૧૯૧૩ના જુલાઇમાં

બાગના મુસલમાન વચ્ચે સહેજ છમકલુ થતા પ્રાંત સાહેબ જેતનસની પોરબંદર ગોશિપનમા આવી પહોચ્યા, તે સાહેબના આ વા પહેલા તો હુલ્લડ શમી ગયુ હતુ પ્રાંત સાહેબે બન્ને પક્ષના પ્રતિનિધિઓને બોલાવ્યા, તેમની જોડે વાતો કરી, અને પોતે જે અભિપ્રાય બાંધેલો તે એજન્ટ સાહેબને લખી જણાવ્યો એજન્ટ સાહેબે સિનિઅર સાહેબને પોતા પાસે બોલાવ્યા પરિણામે સિનિયર સાહેબ રજા ઉપર ઉતરી પોતાના તાલુકાના વહિવટમા ગુથાઇ ગયા

ધ્યાનમા રાખવાનુ છે કે, મૂળ હુલ્લડ ડિસેમ્બર ઈ સ. ૧૯૧૨મા થવા પામ્યુ હતુ ત્યાર પછી ઇ સ. ૧૯૧૩ના ફેબ્રુઆરી તા ૯ ના રોજ, નામદાર ગવર્નર લોર્ડ સિડનહામ સીમેન્ટ ફેકટરીનો પાયો નાખવા પોરબંદરમા આવ્યા તે પ્રસગે તેમણે દેશી સયુકત કારભારનો પ્રયોગ સફળ નિવડ્યો છે એમ જણાવ્યુ, તેમ જ બન્ને સયુકત કારભારીઓની તેમના પ્રગતિકારક રાજ્યવહિવટ માટે ઘણી પ્રશસા કરી આ પ્રસગ ઉપર સર લલ્લુભાઇ શામળદાસ, સર પુરશોતમદાસ ઠાકોરદાસ, વિગેરે પણ પોરબદર આવેલા આજ અરસામા જૂનાગઢ કોલેજ પ્રિન્સિપાલના પત્ની મિસિસ સ્કોટ પોતાના બાળકોને અભ્યાસાથે વિલાયત મૂકવા માટે જવાની તૈયારીમા હતા આ સમયે તેમણે વિદાયગીરીની છેલ્લી સલામરૂપે કલ્યાણભાઇ ઉપર હૃદયના વિશુદ્ધ ભાવથી પત્ર લખ્યો છે, અહીં તેમાથી નીચે મુખ્ય અવતરણો ટાકયા છે

Veraval
11-5-1913

Dear Kalianbhai,

We are within an hour of sailing for England I am going to take the children Home to school, and as I expect another Child in November, I shall not return until it is old enough to live at school also So I shall not see India again for about six years, May I hope that, perhaps before then, you may be our guest in England? Even if we never meet again, in this life, there is such

friendship between us, that changing forms and time itself cannot alter it. If you had a photo of yourself so that there with I might have somthing to show him, what Bakshi Saheb is like, I should be glad to have one.

With sincerest friendship and affection

I am always
your friend
Edith. M. Scott.

મૂળ વાત પર આવતાં જણાવતાં ખેદ થાય છે કે, ના." ગવર્નરે સાહેબે સ્વમુખે, દેશી સંયુક્ત કારભારની આવી ભારે પ્રશંસા ઉચ્ચારેલી છતાં. ઇ. સ. ૧૯૧૩ ના જુલાઇના એક છમકલાં ઉપરથી જાણે તકની ગેહ જોવાતી હોય તેમ, બ્રિટીશ અમલદારોએ 'વાતનું વતેસર' કરી, હિંદી સંયુક્ત કારભાર નિષ્ફળ ઠરાવવા પ્રયાસ કર્યો. કલ્યાણભાઇએ તો તે સમયે જ જણાવેલું હતું કે આવાં હુલડો ઘણાં સ્થળોમાં થયેલા છે, થાય છે અને ભવિષ્યમાં પણ થવાનાં. આટલા ઉપરથી કોઇ જગ્યાએ કાર્યભાર નિષ્ફળ નિવડયો એવો નિર્ણય થયાનું તવારીખમાં નથી.

પોરબંદરમાં અગાઉનાં એક એડમિનિસ્ટ્રેશન સ્થપાયાંને આઠ વર્ષ વીતી ગયા પછી ઇ. સ. ૧૮૯૫માં ખારવા અને મુસલમાનો વચ્ચે ગંભીર હુલડ થવા પામેલ. ઇ સ. ૧૯૧૨માં તો હુલડ ફકત પંદર મિનિટમાં દાબી દેવામાં આવ્યું હતું, જ્યારે ઇ. સ. ૧૮૯૫માં કલાકોના કલાકો સુધી હુલડ ચાલુ રહ્યું હતું અને અનેક ખૂનો થઇ ગયાં હતાં, છતાં તે વખતના એડમિનિસ્ટ્રેટર મે. લેલી સાહેબના કારભારને નિષ્ફળ જાહેર કરવાની કોઇએ વાત સરખી નહીં કરેલ. પરંતુ આ સમયે આ હિંદી સંયુક્ત કારભાર સામે કાઠીઆવાડના અંગ્રેજ અધિકારીઓએ તેવો પ્રયાસ આદર્યો અને તેમાં તેઓ સફળ થયાં.

આગળ કહેવાઇ ગયું તે મુજબ સિનિયર સાહેબ રજા ઉપર ઉતરી ગયા. સિનિયર તરીકે નવી નીમણુંક થાય તે દરમ્યાન પ્રાંત સાહેબ મી. બેલની પાસે તે જગ્યાનો ચાર્જ રહ્યો અને કલ્યાણભાઈ હજુ જુનીઅર તરીકે

થાનુ ન્યા

આ સમયમા મી બેતનો કલ્યાણભાઇ જોડેનો વર્તાન ઘણો જ સભ્યતા ભરેલા હતો તેની સાભાર નોંધ લેતા આનદ થાય છે થોડા સમયમા જ મે હેનકોક સાહેબ સિનીયર તરીકે નીમાયા આ પ્રમાણે રાજકારભારમા ફેરફાર થયો તેના અંગે તે સમયમા સ્વાભાવિક રીતે વતમાન પત્રોમા ચર્ચા ચાલી રહી હતી તે ઉપરથી જોધપુરના ઇડરના 'મહાદરબાર' સર પ્રતાપસી હ મહારાજનુ ધ્યાન તે તરફ દોરવાયુ, તેમના મનમા કલ્યાણભાઇ માટે ચટપટી થઇ. તેથી તેમણે કાઠીઆવાડના વડા અધિકારી એજન્ટ ટુ ધી ગવર્નર ઉપર એક લબાણ પત્ર લખ્યો આ પત્રની નકલ કલ્યાણભાઇ ઉપર પણ તેમણે બીડેલી પત્રમા કલ્યાણભાઇ માટેનો પોતાનો કેવો ઉચ્ચ અભિપ્રાય છે તે જણાવ્યુ એવો અભિપ્રાય બાધવાના કેવા સગીન કારણો છે તેનો પણ સવિસ્તર ઉલ્લેખ કર્યો વળી એ પણ જણાવ્યુ કે, કલ્યાણભાઇને મે ઇડર ગવ્હનના પહેલા વર્ગના સરદાર બનાવ્યા છે તેમજ તેમની અસાધારણ ઉચ્ચ પ્રકારની સેવાની કદરદાની તરીકે મેવડી તાઝીમ અને હાથ પગમા સોનાનો કુરબ ધારણ કરવા દેવાનુ અપૂર્વ માન ઇનાયત કરેલ છે તેથી તેમની યશસ્વી કારકીર્દિમા મને અંગત રસ છે અને તેમને કોઇપણ જાતનો અન્યાય અજાણતા પણ ન થઇ જાય તે જોવા હુ ઇન્તજાર છુ સર પ્રતાપે વિશેષમાં બક્ષીકુટુમ્બ આખાની પ્રશસ્તિ પત્રમા નોંધી છે અને જણાવ્યુ કે હુ બક્ષીકુટુબના કેટલાક જણના અંગત પરિચયમા આવ્યો છુ તેથી મારો અભિપ્રાય સાધાર છે વિગેરે સર પ્રતાપે ખરી ક્ષત્રીવટ બજાવી પોતાના રાજ્યની ખગ જીગરની સેવા કરનાર, અને પોતાના મન ઉપર સત્યપરાયણતા અને પ્રમાણિકતાની ઊડી છાપ પાડનાર માટે તેમણે નિડરતાથી પોતાનો અભિપ્રાય દર્શાવ્યો વીર વીરને પીછાણે તેમ થયુ. સર પ્રતાપનુ શૌર્ય તો અનેક યુદ્ધભૂમિ ઉપર પૂરનાર થયુ હતુ તેમ જ કલ્યાણભાઇએ રાજસ્થાનોમા અહિંસક યુદ્ધ ખેડેલા તેથી સર પ્રતાપ કલ્યાણભાઇને "છાતી બહાદુર" કહેતા

કદાચ સર પ્રતાપના પત્રને પરિણામે દેશી સયુકત કારભાર નિષ્ફળ નીવડયો એવુ કારણ આપી કલ્યાણભાઇને પોરબદરની નોકરીમાથી છુટા કરવાનુ પગનુ ન લેવાયુ હોય એ અસભવિત નથી ખાનગીમા ગમે તે લખાણ થયુ હોય પણ જાહેરમા તો સિનિયર રજા પર ગયા અને પછી તેમણે રાજીનામુ આપ્યુ તેથી તેની જગ્યાએ મે હેનકોક સાહેબને સિનિયરની જગ્યો

ઉપર નિમવામાં આવે છે એમ જણાવવામા આવ્યું. જુનીઅર તરીકે કલ્યાણભાઇ તે સમયે તો ચાલુ રહ્યા. પાછળથી થોડા મહીના બાદ, બધું થાળે પડયા પછી, " હવે પોરબંદરમાં બે એડમિનિસ્ટ્રેટરોની આવશ્યકતા નથી રહી તેથી જુનીઅર એડમિનિસ્ટ્રેટર મી. કલ્યાણરાય બક્ષીને નોટીશ બદલ ત્રણ મહીનાના પગારની રકમ જેટલા રૂ. ૨૪૦૦ આપી છુટા કરવામા આવે છે " એવો મુંબઈ સરકારમાંથી હુકમ આવ્યો.

વળતે જ દિવસ કલ્યાણભાઇએ ચાર્જ સોંપી દીધો, મે. હેનકોક સાહેબે સાચી સભ્યતા દર્શાવીને એવો સરક્યુલર કાઢયો હતો કે ચાર્જ છોડયા પછી પણ જ્યા સુધી મી. કલ્યાણરાય બક્ષી પોરબંદરમાં રહે ત્યાં સુધી તેમના હોદ્દાની રૂએ મળેલ તમામ સાધન પટાવાળા, પહેરા વાહન વિગેરે યથાસ્થિત ચાલુ રાખવા ચાર્જ છોડયા પછી વળતે જ દિવસ પોરબંદરની સમસ્ત પ્રજા તરફથી, પ્રચંડ મેદની સમક્ષ કલ્યાણભાઇને માનપત્ર આપવામાં આવ્યું. આ સમયે કલ્યાણભાઇએ જણાવેલું કે મારા પગમાંથી નોકરી રૂપી બેડી નીકળી જતા આજે હું બધન મુકત છું તેથી મારી જીભ ઉપરની સીલ આજે તોડી નાખી સ્પષ્ટ વાતો કહેવાની સ્થિતિમાં છું; અને પછી તેમણે નિખાલસ ભાવથી અને નિડરતાથી તમામ હકીકત લોકો સમક્ષ મૂકી

કલ્યાણભાઇને છુટા કરવાનો હુકમ મુંબઈ સરકારમાંથી મેળવી બહાર પાડવા સુધીમાં ઘણી ચુપકીથી કામ લેવાયુ હશે એમ જણાય છે. કદાચ સર પ્રતાપના પત્ર ઉપરથી સત્તાવાળાઓના મનમાં એમ આવ્યું કે વિલંબ થશે અગર અગાઉથી વાત બહાર પડશે તો કલ્યાણભાઇના હિતેચ્છુઓ હીલચાલ કરી આ પગલું ભરાતુ અટકાવે. ગમે તે હોય, પણ એ તો ખરૂં કે વિધિની ઘટના અગમ્ય હોય છે. રાજ્યસેવાની કારકીર્દીની પૂર્ણાહુતિ થવાનો યોગ હશે તે પ્રમાણે થઈ જ.

પ્રકરણના આ વિભાગની સમાપ્તી કર્યા પહેલાં પોરબંદરના સ્વદેશી સંયુકત રાજ્ય વહીવટ દરમિયાન આશરે ચાર વર્ષના ગાળામા દરેક દિશામાં શું અને કેવી પ્રગતિ થઇ તેનુ ટુંકુ દિગ્દર્શન અસ્થાને નહિ જ ગણાય.

(૧) સ્વદેશી સંયુકત કાર્યભાર સ્થપાયો ત્યારે તિજોરીમાં શિલકમાં દોઢ લાખ રૂપીઆ હતા, પણ તે સામે રૂપિઆ અગીઆર લાખનું કરજ હતું. સંયુકત કારભાર પૂરો થવા આવ્યો તે અરસામાં જાહેર બાંધ કામ અને એવાં

બીજાં લોકોપયોગી કાર્યોમાં રૂપિઆ ૭ લાખ ખરચ્યા છતાં સિલકમાં રૂપિઆ આઠ લાખની બચત રહી અને કરજ ભરપાઈ થઇ ગયું.

( ૨ ) એડમિનિસ્ટ્રેશનના સમય પહેલાનાં પાંચ વર્ષની સરેરાશ આવક રૂપિઆ આઠ લાખની હતી; સંયુકત કારભારના સમયમાં વધીને રૂપિઆ દશ લાખની આવક થઇ.

( ૩ ) ભાગ બટાઇનુ ધોરણ બંધ કરી વિઘોટી ધોરણ દાખલ કર્યું.

(૪) પોરબંદરના મૂળ વતની 'મેર' લોકોની બારખલીની બાબતનો સમજુતીથી નિકાલ કર્યો.

(૫) ધર્માદા ફંડ માટે નિયમો ઘડયા અને તેનો અમલ સમિતિદ્વારા શરૂ કરાવ્યો.

(૬) પ્રાથમિક શાળાઓની સંખ્યામાં સંગીન વધારો કર્યો; વિદ્યાર્થીઓની સંખ્યા પણ સારા પ્રમાણમાં વધી. શિક્ષકોના પગાર વધાર્યા અને તેમને ગ્રેડ બાંધી આપ્યા. શિક્ષક મંડળો પણ આ કાર્યભાર દરમ્યાન સ્થપાયાં.

(૭) ધાર્મિક અને નૈતિક અભ્યાસનો ધોરણસર અભ્યાસક્રમ તૈયાર કરાવી તેવી કેળવણી આપવાનું શરૂ કરાવ્યું

(૮) સ્કોલરશીપો વધારે સંખ્યામાં સ્થાપી

(૯) પોરબંદરની સુધરાઇનું બંધારણ વિસ્તૃત કર્યું અને લોક નિયુકત સભાસદોની સંખ્યામાં વધારો કર્યો. કેટલાક અણગમતા કરવેરા-જેમકે ઘરવેરો કાઢી નાંખ્યા; તેમ જ શહેરના રસ્તા પહોળા કરાવવાની તેમજ બીજી સુધારણાની શરૂઆત કરાવી.

(૧૦) ચોખ્ખું પાણી વધારે પ્રમાણમાં પુરુ પાડવા યોજના ઘડી અને તેનો અમલ પણ કરાવ્યો

(૧૧) પોલિસ ખાતું ધરમૂળથી સુધાર્યું. તે નોકરીમાં લાયકાતનું ધોરણ ઊંચું લીધું. ગ્રેઇડ પણ સુધર્યો, અને પરેડ અને તાલિમ માટે વ્યવસ્થિત ધોરણ દાખલ કર્યું.

(૧૨) જંગલખાતામાં, તેમ જ વૈદ્યકીય ખાતામાં પ્રગતિ સાધી.

(૧૩) પથ્થરની ખાણો વધારે પ્રમાણમાં ચાલુ થાય તે હેતુથી રાજ્ય તરફથી સર્વ પ્રકારની સવલતો આપવામાં આવી.

(૧૪) અને ખાસ તો એકે ખાણુમાંથી પત્થર કાઢતાં જે ભૂકકો અને કચ્ચરના ઢગ ખડકાતા તેનો ઉપયોગ સીમેન્ટ બનાવવામાં થઇ શકે એવી શોધ નિષ્ણાતો મારફત કરાવી, અને તે મુજબ સીમેન્ટ બનાવવાનું જંગી કારખાનું કાઢવા ત્તાતા કંપનીને રાજ્ય તરફથી પુરતી અનુકૂળતા કરી આપી. આ સિમેન્ટ કારખાનાંનો પાયો નામદાર મુંબઇ ગવર્નરના હાથે નખાયો.

આ તો ભૌતિક પ્રગતિની વાત થઇ. ઉપરાંત આગળ જણાવ્યા મુજબ ના. દરબારશ્રી વાજસુરવાળા અને કલ્યાણભાઇની વિરલ જોડીએ આખું વાતાવરણ સુસરકારી કરી નાંખ્યું હતું. અને આવો કારભાર નિષ્ફળ ગણાયો !

## વિભાગ બીજો, પ્રશ્ન ૧૨

પોરબંદરની નોકરી છોડી કલ્યાણભાઇ રાજકોટ આવી રહ્યા તે બાબતની હકીકત આપ્યા પહેલાં ઇ. સ. ૧૯૦૯ થી ૧૯૧૩ સુધીમાં કલ્યાણભાઇ અને તેમના કુટુંબને સબંધકર્તા, તેમજ અન્ય બાબતો ઉપર ઉડતી નજર નાખી આગળ વધશું. આમાં મુખ્યત્વે કલ્યાણભાઇએ તે વર્ષોમાં લખેલાં પત્રોના અવતરણો આપવાનાં છે. કારણ પત્રો કલ્યાણભાઇના માનસનું સ્વચ્છ પ્રતિબિંબ પાડે છે અને તેથી તે સાધન વિશેષ ઉપયોગી થઈ પડે છે.

નોકરીમાં અગર જાહેર જીવનમાં, આગલી હરોળ સુધી પહોંચતા મનુષ્યો વિષે લોકોના મનમાં અજનબી છાપ હોય છે સામાન્ય જનતા એમ જ ધારતી જણાય છે કે આ મોટા લોકોને શરીરને પોષણ આપવા ખોરાકની જરૂર નહીં હોય, અને તે તાજું રાખવા આરામ કે નિદ્રા વગર જ તેમનું ગાડું ચાલતું હશે; અને તેવા માણસોને સ્ત્રી, છોકરાં, ભાઇ, ભત્રીજા હશે જ નહિ; કદાચ હોય તો પણ તેમના તરફ આવા અસામાન્ય માણસોનું લક્ષ પણ નહીં હોય, તો પછી તેમના પ્રત્યે હૃદયની ઉંડી લાગણી હોવાની તો વાત જ શી ? આવા ચિત્રવિચિત્ર ખ્યાલ લોકો ધરાવે છે. તેથી જ વચ્ચે વચ્ચે પડદા પાછળ ચાલી રહેલ કૌટુંબિક જીવનમાં ડોકિયું કરવાનું અમે યોગ્ય ધાર્યું છે. ખરું પૂછાવો તો જાહેર જીવનના, અને રાજ્ય સેવાના કાર્યરૂપી છુટાછવા મણકાઓને આ કૌટુંબિક ભાવના જ સૂત્રરૂપે એકત્ર રાખે છે; દાખલા તરીકે દેશના એકાદ મહાન નેતાને, જો તેના કુટુંબીઓ તરફની સહાનુભૂતિ અને સહકાર ન હોય તો, તે નેતાને તેના દેશોત્કર્ષના કામમાં કેટલો વિક્ષેપ આવે તેનો ખરો ખ્યાલ લોકોને ભાગ્યે જ હોય છે. વળી કુટુમ્બીઓ તરફ નિર્મળ સ્નેહભાવ ન હોય તેવા માણસો કદાચ થોડા સમય માટે આગેવાન ગણાના પામે અને કિર્તિનો

ચળકાટ પણ અમુક સમય પૂરતો તેની આસપાસ દેખાય; પરંતુ તેવી સ્નેહ હીન વ્યક્તિઓ, લોકોની ખરી ચાહના તો ન જ પ્રાપ્ત કરી શકે. એ તો કૂવામાં હોય તો હવાડામાં આવે ને ? હૃદયમાં સ્નેહનું ઝરણું જ સુકાઇ ગયું હોય તો પછી લોકોનાં હૃદય શી રીતે આકર્ષાય ? કલ્યાણભાઇનાં હૃદયમાં શુદ્ધ સ્નેહજળ કેવું અખૂટ હતું તે, તેમણે મિત્ર તરીકે, ભાઇ તરીકે, તેમ જ વડીલ તરીકે લખેલા પત્રો, ઉપરથી સહેજે જણાઈ આવશે.

આગળ જણાવાઇ ગયું છે તેમ મોરબી રાજ્યની નોકરી દરમ્યાન કલ્યાણભાઇને કામનું ભારણ ઓછું હતું; તેથી તેઓ વાંચન, મનન, ઉપરાંત કુટુંબ સુખ ભોગવવા ભાગ્યશાળી થયા; મોરબીમાં સહવારમાં સંધ્યા પૂજન આટોપી પૂજાના સ્થળે દુધ લઇ, અમારાં માતુશ્રી, તેમ જ બાળબચ્ચાં જોડે વાર્તા વિનોદ કરતા. મોરબીમાં, તેમ જ પોરબંદરમાં ભોજન વેળાએ બહુ જ ખુલ્લા દિલથી ઘરના માણસો, મેમાનો, વિગેરે જોડે વાતચીત કરતા. અલબત્ત આવી સાધારણ વાતચિતના પ્રસંગમાં પણ વચ્ચે વચ્ચે કોઇ કોઇ સામાજીક પ્રશ્નો વિષે આપણા મનમાં ગુંચવણ હોય તેનો ઉકેલ થઇ જાય તેવી સૂચક ટીકાઓ સ્હેજે આવી જતી. આ ઢબ તેમનામાં ઓતપ્રોત હતી. મોરબી તેમ જ પોરબંદરમાં નાના બાળક તરીકે કુલભાઇનો પુત્ર રસીક મુખ્યત્વે હોવાથી, "દાદાબાપુ" ના લાડકોડનો પ્રમાણમાં સહુથી વધારે હિસ્સો ભોગવવા તે પૌત્ર ભાગ્યશાળી થયો.

દાદા બાપુ જોડે દિવાનખાનામાં, ફરવા જવામાં, અને કેટલીક વાર તો ઓફિસમાં 'રસીક' સાથે હોય જ. નાનપણમાં પડેલી "દાદાબાપુ"ના સહવાસની ઉચ્ચ છાપ આજે પણ તે ભાઇમાં જણાઇ આવે છે.

ધંધેરાથી વેકેશનમાં હું મોરબી અને પછી પોરબંદર આવી રહેતો; ત્યારે મારી જોડે અનેક વિષયોની વાતો કરતા અને ચર્ચા ચલાવતા. આવી વાતોમાંથી મને તો અમૂલ્ય લાભ મળ્યો છે. કૌટુંબિક જીવન કાંઇ એકધારું ચાલે એવું ક્વચિત જ બને, કલ્યાણભાઇના કુટુંબમાં પણ વચ્ચે વચ્ચે મંદવાડ અને મૃત્યુના બનાવ બનતા. અને તેથી તેમને દાહ ભોગવવો પડતો.

આ અરસામાં તેમણે લખેલ પત્રોનાં અવતરણ અત્રે આપ્યાં છે, જે ઉપરથી અત્રે દર્શાવેલ બાબતોનું વિશેષ સ્પષ્ટિકરણ થશે.

મોરબી

તા. ૧૧-૬-૧૦

ચિ. ભાઇ મૂળશંકર,

તમારૂ પત્તું ગઈ કાલનું મળ્યું. તમે સ્વર્ગસ્થ શ્રીશ્રીલાલની બે દીકરીઓને સાથે તેડી ગયા છો એ ખુશ ખબર ગજકોટથી ભતુભાઇએ પણ લખ્યાં હતા. ખાસ કરીને હાલની સ્થિતિમાં તમારૂ મન સ્નેહથી તમારા ગત મિત્રનાં બચ્ચાને પાસે રાખવા ખેંચાયું, બચ્ચાએ ખુશીથી તેમ કર્યું, ને તેની પોતાની માથી છુટા પડવાનું પણ સ્વીકાર્યું, અને માએ પણ તેમા ભાવથી સંમતિ આપી. એ પ્રસગ એવો અસાધારણ બન્યો છે કે, તમને સર્વને ધન્યવાદ ઘટે છે. આ જગતમાં શુધ્ધ પ્રેમ કેવાં વિકટ કામને સરળ બનાવે છે તેનો આ પ્રત્યક્ષ અનુભવ છે પરમાત્મા તમને સૌને સુખી રાખે.

લી કલ્યાણરાય જોશીના
આશિર્વાદ

ઇ ૧૯૧૧ ની સાલમાં કુટુંબમા બે મૃત્યુના દુ ખદ પ્રસંગો બનતાં સૌને આઘાત થયેલ. અમારાં બહેન સૌ. મંચ્છાને બે-ત્રણ પ્રસવ-પ્રસંગ ઘણા વિકટ ગયેલ તે પ્રસંગોમાં શસ્ત્ર ક્રિયાથી બાળકનો ઘાત કરી માને છુટી કરવામા આવેલ. છેલ્લા પ્રસગમાં મોટું ઓપરેશન કરી બાળક જીવતું હાથ કર્યું. ઓપરેશન તો સહી સલામત પાર ઉતર્યું, પરન્તુ થોડા રોજમાં મંચ્છબહેનને ન્યુમોનિઆ લાગુ પડતાં તેનુ અવસાન થયુ. અમારા માતુશ્રીને ઘણો જ આ ઘાત થયો. પોતે 'અક્ષયવન' હતાં તેમાં ક્ષતિ થઇ; તેમણે માન્યુ કે ભવિષ્ય માટે આ સારૂં શુકન ન ગણાય.

આ અવસાન પછી, થોડા જ સમયમાં માધુભાઇની મોટી પુત્રી સૌ સવિતા બહેનનાં તેનાં લગ્ન પછી છ મહીનામાંજ દેહાન્ત થયો. પોતાના ભાઇ માધુભાઈની શાણી અને શાન્ત પુત્રીનું અવસાન થયું તેનો ઘા માધુભાઇને, કલ્યાણભાઇને અને સૌ કુટુંબીઓને બહુ વસમો થઇ પડેલ. આ સંબંધનો ઉલ્લેખ તેમના હિંમતલાલ ઉપરનાં પત્રમા છેઃ—

પોરબંદર

તા. ૧૫-૮-૧૯૧૧

ચિ ભાઇ હિંમતલાલ,

તમારૂં તા. ૨૩ મી નું પત્રું મળ્યું. બહેન મરછાના સ્વર્ગવાસ સબંધે તમારૂં લખવું ખરૂં છે. પ્રથમ તો બધી માયા પ્રભુની છે. એની થાપણ એને ગમે ત્યાં સુધી રહેવા દે. આપણે સોંપણ કાયમ હોય ત્યાં સુધીમાં ઉપાય, મદદ કરવામાં ખામી ગણીએ તો તે ખેદનું કારણ છે. બહેન મરછાનું શરીર વ્યાધિગ્રસ્ત હતું, ને તેમા તે બિચારી દુ ખ અનુભવતી હતી પ્રભુને દયા આવી, અને વધુ સારો દેહ આપવા પ્રેરાયા એમ કલ્પના થાય છે. વળી એણે આખર સુધી જીવતું બચ્ચું રાખવા માટે પોતાનો દેહ અર્પણ કરવાનું જે આત્મબળ દાખવ્યુ, તે તો અલૌકિક હતુ પ્રભુ એવા જીવાત્માને શાન્તિ આપે એમ અંતઃકરણથી ઇચ્છવું એ જ આપણો ધર્મ છે.

તમારાં મા પણ કલ્પાંત કરે તેવાં નથી, પણ એના મનની સ્થિતિ અત્યારે દયાપાત્ર બની ગઇ છે. " મારા અકબંધ છાપરાંનો ખુણો તુટયો, તેથી હવે બીજુ કેટલું ઉભું રહેશે, ને શુ થાશે ? " એમ ભડકે છે. ધીરજ પરમાત્મા આપશે,

કલ્યાણરાયના

આ

( ૨ )

પોરબંદર

તા. ૨૧-૯-૧૧

ચિ. ભાઇ હિંમતલાલ,

તમારૂં તા ૧૮ મી નું પત્રું મળ્યુ. હું રાજકોટ માધુભાઇનાં મોં સુધી જઇ આવ્યો. આ ટાણે, કુટુ બનો ગ્રહ યોગ નબળો વિશેષ જણાય છે, તેથી સંચિત કર્મનો મોટો ભાગ તરી નીકળ્યો હશે. હજુ બહેન મરછાના દેહાન્તનો ધકકો પૂરો થયો નથી ત્યા બહેન સવિતા ગઇ. ધૈર્ય એ જ આવે વખતે મિત્ર છે

શુ કલ્યાણરાય જેઠા બક્ષી

ના આ.

કુટુંબમાં આ પ્રમાણે માઠા બનાવ બન્યા તેથી ઘણો ખેદ થાય એ સ્વાભાવિક છે. થોડા જ માસમાં એક વધારે સખ્ત ફટકો હજુ તો પડવાનો હતો. પણ આવા પ્રસંગોમાં કુટુંબનો આદર્શમય સંપ એ સહુથી સૌથી મોટું આશ્વાસન થઇ પડતું. નાના મોટા સહુનું હૃદય આવા સમયમાં જાણે એક જ પ્રકારના ધબકારે ધબકતું; પછી તે ઇંદોરમાં અભ્યાસ અર્થે રહેતા હિંમતલાલનું હોય, લાગણી પ્રધાન અને દુર્બળ શરીરવાળા પરન્તુ મનના જોરથી ભીલની મુશ્કેલીભરી નોકરી કરનાર અમદાવાદમાં વસતા હરીભાઇનું હોય, વઢવાણમાં નોકરી કરતા રા. મૂળવંતભાઇનું હોય કે, રાજકોટમાં જ અગર ગમે તે સ્થળે રહેતા તે પૈકી કોઇનું હોય, એક બીજાને સુખે સુખી અને દુ:ખે દુ:ખી થનારા આવા કુટુંબીઓની હુંફ ઘણી રાહત રૂપ નીવડતી. આ સમયમાં અમારાં માતુશ્રીની નબળી આંખ ઉપરોક્ત ખેદ કારક બનાવોને પરિણામે કરેલા રૂદનથી વધારે નબળી બની. આંખે મોતીયો વળ્યો હતો. જો કે નજર ઘણી નબળી પડી ગઇ હતી. તો પણ ઓપરેશન કરવાથી કદાચ થોડું ઘણું જોઇ શકે એવી આશાથી મોતીયો ઉતારવાનું ચોક્કસ કર્યું. શસ્ત્ર ક્રિયા પોરબંદરમાં અમારા રહેવાના બંગલામાં જ કરવાનું ઠરેલું. ડોકટર મેરકરેનાઝ જેવા દીલસોજ અને નિષ્ણાત ડોકટર હતા, પરન્તુ દૈવની અનુકૂળતા નહોતી કારણ આ અરસામા જ દશ વર્ષથી નબળી તબિયત ધરાવનાર અને તાજેતરના ઘા થી જેમનું શરીર વધારે લથડયું હતું તે માધુભાઇ, ગંભીર મંદવાડથી ઘેરાયા માતુશ્રીના મોતીયાનું ઓપરેશન કરવા કરાવવાનું ડોકટરને અને ફુલભાઇને સોંપી, કલ્યાણભાઇ રાજકોટ પહોંચ્યા. ત્યાં બે અઠવાડિઆની રોકાણ થઇ; તે સમય દરમિયાન બે વખત માધુભાઇની સ્થિતિ ઘણી જ ગંભીર થઈ પડી. ત્રિદોષનાં ચિન્હ પણ જણાયાં પણ જીવનદોરી થોડો વખત લંબાવાનો યોગ હશે, તેમ જ છેલ્લી ઘડીએ કલ્યાણભાઇનો વિયોગ નિર્માણ થયેલ હશે તેથી તેમને વળતર ભાવ જણાયો. અમારા માતુશ્રીના ઓપરેશન વખતે હાજરી આપવી જ એવા માધુભાઇના ખાસ આગ્રહને કારણે કલ્યાણભાઇ પોરબંદર ગયા.

માધુભાઇના અવસાનથી કલ્યાણભાઇને જબર આઘાત થયો માધુભાઇ ભાઇ તો હતા જ, પણ સાથે સાથે પરમ વિશ્વાસ અને સલાહનું સ્થાન હતા. જાહેર તેમ જ ગુંચવણ ભરેલા રાજ્ય પ્રકરણની અને અન્ય વિકટ પ્રસંગોમાં તેમની સલાહ અમૂલ્ય થઇ પડતી. સામાન્યત: કલ્યાણભાઈ પોતાનો નિર્ણય ફેરવતા નહિ. તેમની સાથે કામ કરનારાઓ આ વાત સમજી ગયેલા તેથી

તેમનો નિર્ણય ફેરવવાનો પ્રયાસ ભાગ્યે જ કરતા પરંતુ જે થોડી વ્યક્તિઓ કોઇ કોઇ વાર તેમના નિર્ણય ફેરવવામા ફાવતી, તેમા માધુભાઇ મોખરે હતા એટલુ જ નહિ કોઇ કોઇ પ્રસંગમાં જ્યારે કલ્યાણભાઇની બુધ્ધિ પણ ગુંચવાતી ત્યારે માધુભાઇ તેનો ઉકેલ કરવા શક્તિમાન થતા તેમની બુધ્ધિના ચમકારા આ પ્રમાણે કોઇ વાર કલ્યાણભાઇને પણ આંજી નાખતા

માધુભાઇના જવાથી કલ્યાણભાઇને જે ખોટ પડી તે વિષે પહેલા પણ ઇશારો કરવામા આવ્યો છે હવે માધુભાઇની સારવારમા કલ્યાણભાઇ રાજકોટ હતા ત્યારે ત્યાથી ફુલભાઇને તબીયત સંબધી પત્રો લખેલા તમાથી અહી અવતરણો આપીશુ તે પત્રો ઉપરથી એક તરફથી માધુભાઇના મનની નીર્મળતાની છાપ આપણા ઉપર પડે છે, અને બીજી તરફથી કલ્યાણભાઇની બંધુ પ્રત્યેની ઉત્કટ લાગણી ધૈર્ય સૂક્ષ્મ અવલોકન શક્તિ, અને યોગ્ય અનુમાનો તારવવાનુ અસાધારણ કૌશલ્ય, વગેરે બાબતો પણ તરી આવે છે

(૧)

તા ૧૧-૧-'૧૨

રાજકોટ

ચિ ફૂલભાઇ,

ભાઇ માધવરાયની તબિયત કેટલી ભયમુક્ત ક્યારે થશે તે કહી શકાય તેમ નથી પરમ દિવસ રાત્રે ત્રિદોષનુ સ્વરૂપ થઈ ગયુ હતુ, તેમાંથી દવા લાગુ પડી, અને અત્યારે તો વળતર થયુ છે ને સારી આશાની ઝાંખી થઈ છે. .. ..

દિવસ રાત મોટે ભાગે ત્યા માત્ર હાજર રહી શકાય તો સારુ એમ જીવ ખેંચાય છે, તેથી ટપાલ નિયમસર લખાતી નથી રતીભાઇને ( માધુભાઇના સૌથી નાના પુત્ર ) બોલાવવાના તારના શબ્દોથી અતિ ફીકર થાય તેવુ હતુ, ને તે પછીના ખબર ન અપાયા તેથી ત્યા તમારે સૌને મનનો કલેશ ભોગવવો પડયો તે ખોટુ થયુ, પણ લાચાર. માધુભાઇને ભયંકર સ્થિતિમાથી બચાવી લેનાર માગ પોપટ વૈદ્ય છે, એની પાસેથી દવા લઇને ભટ શ્રી મણિશંકર ભાઇએ મોકલી છે એમ કહી ચલાવ્યુ કાલ સાંજે તાર કરીશ

શુ કલ્યાણરાય જોશીના આ

પોરબંદરમાં ફુલભાઇ મારફત અમારાં માતુશ્રીને તેમ જ માધુભાઇ માટે અનન્ય લાગણી ધરાવનાર દરબારશ્રી વાજસુરવાળાને અને અન્ય સૌને માધુભાઇની તબિયતના સમાચાર મળતા રહેતા. તેથી વચ્ચે પત્ર ન લખાયો તે વિષે કલ્યાણભાઇને પોતાને વિશેષ ચટપટી થયેલી.

( ૨ )

તા. ૧૩–૧–૧૨

" ભાઈ માધવરાયને નાગરવેલના પાનનાં અનુપાનથી દવા ગરમ લાગે છે એમ માન્યતા થઇ; તેથી વૈદ્યની સંમતિથી જુદાંજુદાં અનુપાનો અજમાવ્યાં. તેથી સવારે તબિયત શાન્ત; સોજા કમતી, કફનું જોર ઓછું, તથા નાડીમાં સુધારો, એમ સર્વ પ્રકારે ફાયદો જણાયો.... બાકી એનાં શુદ્ધ પરોપકારી અંતઃકરણની પ્રતીતિ ક્ષણે ક્ષણે થાય છે.......ત્યાં ગુરુજીને દેવા માટે તમે સૂચવ્યા પ્રમાણે કાનપુરી શાલ મંગાવીને લેતો આવીશ. "

( ૩ )

તા. ૧૪–૧–૧૨

ભાઇ માધવરાયને આજ પણ, બપોર પછી, વાયુથી પીડા થવા માંડી. વૈદ્યરાજ મણિશંકરભાઈના ઉપચારથી પીડા ઓછી થઇ. વઢવાણથી ભાઇ મૂળવંત તથા એની મા પણ આવ્યાં તે સારું થયું.

પત્રોદ્વારા કુટુમ્બ કથા આગળ ચલાવીએ:

ચિ. ફુલભાઈ,

અમદાવાદથી હરિભાઇનો કાગળ છે. નબળી તબિયતથી થાકીને આખર એણે પણ નોકરી છોડી છે. પણ મારા વિચાર પ્રમાણે મોડું કર્યું. મારી સૂચના પ્રમાણે વહેલા છૂટા થયા હોત તો આજ તબિયત સુધરી ગઇ હોત. પણ થવા કાળને કોઇ પહોંચતુ નથી. મૂળભાઇનો કાગળ છે. તે પણ નોકરી છોડવા તૈયાર થયો છે. આ બધાથી ગભરાવાનું નથી, ને જેમ મુંઝવણ આવે તેમ ધીરજ અને સંપ વધારવાં એજ પુરુષાર્થ છે.

શુ. કલ્યાણરાય જેઠા બક્ષી
ના આ.

પોરબંદર,

તા. ૨૦-૨-૧૧

ચિ. મૂળભાઇ,

બતુભાઇની તબિયતનું હજી સરાડે ચડયું નથી. જે ઉપરીની તમારી ઉપર પૂરી મહેરબાની છે, તે ઉપરી સ્વભાવ ફેરથી કે સમજ ફેરથી ઠપકો આપે માટે નોકરી છોડી દેવાના વિચાર ઉપર આવી જવું એ તો કાંઇ બરાબર લાગતું નથી. તમે શરીરનો વિચાર રાખ્યા વિના કામ કરતા હતા ને રાતદિવસ ગણતા નહોતા, તે વેળાએ મેં તમને અનેકવાર સૂચના આપેલ કે તેનું પરિણામ સારૂં નથી. "આઘા જઇને પાછા ફરવું તે આનું નામ" !

પણ છેટે બેઠાં હું પુરૂં ન સમજી શકતો હોઉં એવી કાંઇ તમને અસહ્ય અથવા જોખમવાળી સ્થિતિ ભાસતી હોય તો નોકરી છોડી દેતાં અટકશો નહીં.

શુ. કલ્યાણરાય બક્ષી

ના આશિર્વાદ

ગત જન્મમાં અમે કેવાં મહાનપુણ્ય કર્યાં હશે કે, આવા ઉદાર ચિત્ત પિતાશ્રીની છત્ર છાયા નીચે રહેવાનો અમારે યોગ થયો એમ ઉપરનો પત્ર તેમ જ એવા બીજા પત્રો વાંચવાથી સૌ કોઇને વિચાર આવ્યા વગર રહે નહિ. આ પ્રમાણે લાભભાઈ અને હરીભાઇ તે સમયે નોકરી વગરના થયા હતા અને ત્રીજા મૂળભાઇ પણ તે સ્થિતિમાં આવે એવો સંભવ હતો છતાં પોતે ધૈર્ય રાખી બીજાને પણ તેમ કરવા શીખ આપી રહ્યા હતા.

ત્યાર પછી કલ્યાણભાઇ રાજકોટ ગયા, માધુભાઇ ઇ. સ. ૧૯૧૨ના જાન્યુઆરીમાં ગુજરી ગયા વગેરે હકીકત નોંધાઈ ગઈ છે.

ફરી એક પત્ર વાનગીરૂપે રજુ કરીશું:—

પોરબંદર

તા. ૨૬-૪-૧૯૧૨

ચિ. કુલભાઇ,

સૌ. બેન લેરખ નગરથી આંહી આવી ગયેલ છે. બાળાને તંદુરસ્ત તથા હરતી જોઇ આનંદ થયો. મનુ અને બાળાના દાખલાથી એવો દિલાસો મળે છે

કે, આપણાં કુટુમ્બની વ્યાધિગ્રસ્ત સ્થિતિના વારસાથી દીકરીઓનો વંશ તો બચશે. (ઇશ્વરકૃપાથી કલ્યાણભાઇના પુત્રોના વંશજો પણ એકંદરે સારી તંદુરસ્તી ભોગવે છે. હી. ક. બ.)

હેમતુ પણ પરીક્ષા દઈ કાશીયાત્રા કરીને આંહી આવી ગયો છે. છોકરાં બધાં ખુશીમાં છે. પદ્મા તમને સંભારે છે. રૂ. ૧૦). કચરાશેઠને આપવા મેં લખ્યું છે. રા. ભાઇ વસંતરાય વછરાજાનીનું છાનું નામ અમે આજ બાળા પાસેથી જાણી લીધુ છે; તેમને ખુટતી માસિક રકમ દેવાનો ત્યાં બંદોબસ્ત થઇ શકે તો કરશો; નહિ તો મને જણાવશો.

શુ. કલ્યાણરાય જેઠા બક્ષી

ના આશિર્વાદ

ઉપરના પત્રમાં વાત્સલ્ય ભાવ, નર્મ વિનોદ, ઉદારતા આદિ ઉચ્ચ લક્ષણો સહજ જણાઇ આવે છે. પદ્મા તે આગલી સાલમાં ગુજરી ગયેલ અમારાં બેન મંછાની એકની એક પુત્રી. કચરાશેઠ માંગરોળના વતની હતા. શ્રીમતાઇમાંથી તંગ હાલતમાં આવી પડેલા, તેની મગજ ઉપર સહેજ અસર રહેલી. કલ્યાણભાઇ પ્રત્યે આ શેઠને નિર્મળ પ્રેમ અને ભક્તિભાવ હતાં. રા. વસંતરાય વછરાજાની અમારે ત્યાં રહી જુનાગઢ કોલેજમાં બી. એ. સુધી અભ્યાસ કરી મુંબઇમાં એલ. એલ. બી માં અભ્યાસ કરતા હતા. તેમનો અભ્યાસ ખર્ચ કલ્યાણભાઇ આપતા. એલ. એલ. બી.માં પ્રથમ વર્ગમાં પહેલે નંબરે એ ભાઇ પાસ થયા. એમ. એ. માં પણ ઉત્તીર્ણ થયેલા અને 'મેડલ' મેળવેલો. કલ્યાણભાઇનો પણ તેમના પ્રત્યે પુત્રવત પ્રેમ હતો અને ભાઇશ્રી વસંતરાય પણ અમારાં માંહેલા એક કુટુંબીજન હોય તેમ વર્તતા; કલ્યાણભાઇનુ તો કોઇ પણ કામ ઉઘાડે પગે કરતા. સરકારી નોકરીમા માસિક રૂ. ૧૨૦૦ સુધી પહોંચ્યા પછી ગયે વર્ષે જ તેઓ અકાળે ગુજરી ગયા.

એમ જણાય છે કે, ઇ. સ. ૧૯૧૨થી કલ્યાણભાઇનાં અંગત કુટુંબ પુરતીનો અદદશા અનુકૂળ થવા માંડી. ફુલભાઇ મુંબઇમાં ધંધાસર ફરી થયા, લાભભાઈ નોકરીમાં જોડાઈ ગયા, અને હીંમતભાઇ પણ આ વખત બી.એ ની પરિક્ષામાં ઉત્તીર્ણ થયા. પ્રભુએ તેની પ્રતિજ્ઞા પાર ઉતારી.

આ બાબતમાં સ્વાભાવિક રીતે કલ્યાણભાઈ ઘણાં જ ઇંતેજાર હતા. વળી સ્વ. માધુભાઈના પુત્ર ભોગીભાઇ માટે બાટવા મજમુ ન્યાયાધીશની જગ્યા

માટે પ્રયાસ ચાલતો હતો તેથી તેનું શું પરિણામ આવશે તે જાણવા પણ ઉત્સુક હતા નાજકોટથી તારદ્વારા માગણી એ પાસ થવાના અને ભોગી ભાઇને ગાદીવાળી જગ્યા મળવાનું નક્કી થયું તે ખબર એક સાથે મળ્યા હતા હેરત પમાય એવી બીના એ બની કે ઉપરાન્ત ખુશી ખબરનો તાર કલ્યાણભાઇને બપોરના ઓફીસમા મળી ગએલો હતો ન તેમણે ટેલીફોનથી ખબર આપ્યા કે ન કાઇ જોડે તાર બગતે મોકલાવ્યો ? અરે, ઓફીસમાથી મકાન પર આવીને પણ તુરત કોઇને બોલાવીને આ ખુશી ખબર આપ્યા નહિ

વાત એમ છે કે કલ્યાણભાઇ પોતાના કામમા એવા એકાગ્ર થઇ જતા કે આજુબાજુ શું ચાલી રહ્યું છે તેનો તેમને જરા સરખો ખ્યાલ રહેતો નહિ ખરૂ કારણ ન જાણનાર તેમના આના વતનથી કેટલાક ગૃહસ્થો નારાજ થઇ જતા, એવી ગેરસમજથી કે કલ્યાણભાઇએ એ શબ્દ અમારી સાથે બોલવાનો વિવેક પણ ન બતાવ્યો વારૂ કલ્યાણભાઇ મકાન પર આવી ગયા પછી થોડી વારે કોઇ ટપાલ આવી છે કે કેમ તે જાણવા હું તેમની પાસ ગયો બીલ ના પરિણામ બહાર પડવાની કોઇ ચોકકસ તારીખ હરી ન હોતી, તેથી પરિણામ આ શું હશે એવો તો મન સ્વપ્ને પણ ખ્યાલ ન હોતો કલ્યાણભાઇએ મને જોયો કે તુરત તારની વાત યાદ આવી અને હર્ષભેર મને ખબર કહ્યા અને તાર હાથમા મૂકયો. પોતે જ ગણગણ્યા કે, તાર તો બપોરે આવી ગયા હતો પણ કામમા મોકલવાનું રહી જ ગયું '' મકાન પર આવ્યા પછી પણ તુરત તે વાત યાદ ન આવી તે ઉપરથી અનુમાન થાય છે કે કોઇ ઘણી મહત્વની બાબત વિશે તેમના મનમા વિચારો ઘોળાતા હશે આ પ્રમાણે છ પુત્રોમાથી આખરે એક તો ગ્રેજ્યુએટ થયો તેથી કલ્યાણભાઇ અને બીજા સૌ કોઇ આનંદિત થયા માતુશ્રીના હર્ષનુ તો પૂછવું જ શું ?

આ શુભ પરિણામ આવ્યા પછી તેમના તરફથી ગોરબંદરમા જગી પાયા ઉપર પાર્ટી-જ્યાફત આપવામા આવી અને પોતે પણ તેમા હાજરી આપી રા રતીબાઈ મા બક્ષીએ ખતથી અને ઘણા ઉત્સાહપૂર્વક આ પાર્ટી અગેની તમામ વ્યવસ્થા કરેલ.

આ જ અરસામા પોતાના પૂર્વજોના વતન મો. બીમા શ્રી જડેશ્વર મહાદેવની જગ્યામા કલ્યાણભાઇએ પોતાના ખર્ચે એક મોટો કુવો તૈયાર કરાવ્યો જડેશ્વર મહાદેવનો જીર્ણોદ્ધાર કલ્યાણભાઇના માતુશ્રીએ કરાવેલ અને ત્યા નાની ધર્મશાળા પણ બંધાવેલ અને તે સ્થળની પાણીની અડચણ દૂર કરવા રા.

રા. હેમચંદભાઇની દેખરેખ નીચે કુવાની સગવડ તેમણે કરાવી આપી.

મોરબી અને પોરબંદરમાં કલ્યાણભાઇ ગન્ય કાર્ય ચલાવી રહ્યા હતા તે સમયમાં કૌટુંબિક ઘટના ઉપર જણાવ્યા મુજબ ચાલુ રહી હતી. પછી તો અગાઉ હકીકત અપાઇ ગઇ છે તે મુજબ મ્હેરમનાં હુલ્લડ થયાં, મે દરબારશ્રી વાજ.સુરવાળા ગજા ઉપર ઉતર્યાં, અને તેમની જગ્યાએ સિનિયર તરીકે મે. હેનકેક સાહેબ આવ્યા. હેનકોક સાહેબ આવ્યા પછી બે મહિનામાં પોરબંદરમા એક જ એડમિનિસ્ટ્રેટરથી હવે કામ ચાલી સકશે એવું ઠરાવી કલ્યાણભાઇને છુટા કર્યાં, અને કલ્યાણભાઈ સમગ્ત પ્રજાતરફથી ભવ્ય વિદાયમાન મેળવી પોતાના વતન રાજકોટમાં આવી ગયા



# પ્રકરણ ૧૩

## નિવૃત્તિને માર્ગે



(૧)

કલ્યાણભાઇ પોરબંદરથી રાજકોટ આવી ગયા. હવે કરવાનું શું ? વકીલાતનો ધંધો એ તેમનુ કલ્પતરૂ કહેવાય. રાજકોટ આવીને સ્થિર થયા ન થયા, તેટલી વારમાં તો વકીલાતને અંગે લખાણ કરવાનું, અને સલાહ આપવાનું વગેરે કામ ચાલુ થઇ ગયું ખાસ તો " રૂપીશી " બેન્કના સ્થાપક ચુનીલાલ સરૈયાના અવસાન પછી તે બેન્ક ફડચામા લઇ જવાની હતી. સ્વદેશી બેન્ક સ્થાપવાનો આ પહેલો પ્રયાસ નિષ્ફળ ન ગણાય તેમ થવા ના. મોરબી નરેશ તનતોડ મહેનત કરી રહ્યા હતા; તે પ્રવૃત્તિને અંગે નામદાર ઠાકોર સાહેબ કલ્યાણભાઇને મુંબઇ બોલાવતા તેથી ત્યાં જવા આવવાનું ચાલતું હતું. વળી પોરબંદરની નોકરીમાંથી છુટા થવાના હુકમને અન્વયે જે અવિનય કલ્યાણભાઇને જણાયો તે બાબત મુંગા રહી ચલાવી લેવા જેવી તેમને ન લાગી. પરંતુ તે બાબતમાં રીતસર મુંબઈ સરકારમાં કોઇ પણ પ્રકારનો વિરોધ દર્શાવવા લખાણ કર્યા પહેલાં, પોતાને પોરબંદરની જગ્યા ઉપર લાવનાર મે. હિલ સાહેબને પહેલાં જણાવવુ જોઇએ, તેમની સ્થિતિ કફોડી ન થાય તે તો ખાસ જોવાનું; કારણ હાલ તેઓ ગવર્નરની કાઉન્સિલના સભ્ય હતા. તેટલા માટે કલ્યાણભાઇએ તેમના ઉપર પત્ર લખ્યો. જવાબમા મે. હિલ સાહેબે જ્યારે એમ જણાવ્યું કે તમે રીતસર લખાણ ન કરતા, હું તમારા માટે બનતું કરીશ, ત્યારે પોતાને થયેલ ગેર–ઇન્સાફ બાબત વિરોધ–દર્શક લખાણ કરવાનું માંડી વાળ્યું. આ નિર્ણયથી, પોતાને આ અન્યાય ખુંચતો નથી એવી છાપ લોકોના મનમાં પડે તેવો પૂરો સંભવ હતો; છતાં તેમણે જીવનભર પાળેલા નિયમ

સુજ્ઞ આ બાબતમાં મૌન રાખ્યું. પોતે હિલ સાહેબ ઉપર જે ખાનગી પત્ર લખેલ તેમાં તેમણે ન્યાય પુરઃસર ફરિયાદ કરી છે કે પોરબંદરથી તેમને છુટા કરવામાં જરા સારો દેખાવ કરવો જોઇતો હતો વાત ખરી છે, પણ રખેને વાત બહાર પડી જશે એ બીકથી તદ્દન છુપી રીતે પોતાની મુરાદ બર લાવવી હોય તેઓને ગભરાટમાં યોગ્ય માર્ગ શાનો સુઝે ? તેથી જ તે સમયના એક સૌરાષ્ટ્રવાસી મુત્સદી જેઓ તે સમયે ના ગવર્નરની કારોબારી કાઉન્સિલના સભ્ય હતા તેમણે પોતાના કલ્યાણભાઈ ઉપરના પત્રમાં જણાવેલું કે, " કરવા ધારેલું વિવેકથી અને સારી રીતે થઈ શકે તે છતાં, કોઇને ન પૂછતાં, પોતાની મેળે જ છાનું કરવાની ઇચ્છાનાં પરિણામે આ ભૂલો થાય છે; પણ અત્યારે tendency જ એ તરફ છે.

તમારા જેવા શકિતવાળા, દઢ, જાહેર નામવાળા, અને વળી સરકારી અમલદારને આ રીતે મોકળા કરવામાં આવે છે એ નવાઈ જેવું છે."

રીતસર વિરોધ–દર્શક લખાણ તો ન કર્યું પણ એટલું કર્યું કે પોતે ૩૪ વર્ષ પર્યંત જુદા જુદા સ્થળે નાની મોટી નોકરી કરેલી તે દરમ્યાન જે ઉચ્ચ પ્રકારનાં પ્રમાણ પત્રો મળેલાં અને સરકારી લખાણોમાં તેમનાં કાર્યો બાબત ગેગ થયેલા તે તમામની નકલો એક પુસ્તિકા રૂપે છપાવી લાગતા વળગતાઓને, તેમ જ સ્નેહી સંબંધીઓને તે પુસ્તિકાની એકેક નકલ મોકલી આપી.

આ પુસ્તિકાની નકલ મળ્યા પછી અને તે ઉપરથી આવો અન્યાય થયેલો જોઇ ભાવનગરના અગ્રગણ્ય નેતા ગ. ગ. ગુલાબરાય ગોવીંદરાય દેસાઇનો પુણ્ય–પ્રકોપ પ્રકટી નીકળ્યો; તે આંહી આપેલાં તેમના અંગ્રેજી પત્રનાં અવતરણો ઉપરથી દેખાઇ આવે છે.

My dear Kalianbhai,

The more I peruse them, the greater is my surprise at the sudden and entirely unexpected break in the career of a gentleman, for whom every well wisher of his, expected still higher laurels, and richer honours as well as posts.

I really fail to understand the ways of these Anglo-Indian officials..... I do not know what to

say of their justice-loving as also ability-loving tendencies

આ જ બાબતમા જૂનાગઢ કૉલેજના પ્રિન્સિપાલ મેહી મે સ્કોટ સાહેબે એનો પત્ર આવેલો, તેમા તેમને સાચા હૃદયની જગ્યા ઉપર બરાબર અંગુલિ-નિર્દેશ કર્યો છે, પછી તેનું વિવરણ કર્યું છે અને જણાવ્યું છે કે, તમારે માટે હજુ ઉજ્જવળ ભાવિ નિર્માયું છે એવી મને પૂરી શ્રદ્ધા છે, પત્રમાના અંત ભાગ આ પ્રમાણે છે --

Junagadh
15th 1914

My dear Kalianbhai,

It is a splendid testimony of integrity, energy and ability, such as any man might be proud to show, as he was making the end of present activity The sting of the panphlet is as usual, in the tail After reading through such a record, it is Quite a shock to find the very eloquent letter with which the service ends No word of comment, no protest, nothing ! It is as if you said " This is the way in which a life of honourable service has ended Think of it as you may "

Ever the same
James-Scott

ઘણા લોકો વિમાસણમા પડયા કે નાયકાત અને પ્રમાણિકતાનો આવો બદલો શા રીતે હોઇ શકે ? પણ એક અનુભવી અને વ્યવહારદક્ષ ગૃહસ્થે યોગ્ય જ જણાવ્યું કે કલ્યાણભાઈની પ્રમાણિકતા અને સીધે રસ્તે કામ લેવાની રીત તેમજ અસાધારણ બુધ્ધિમત્તા, એ જ તેમને અત્યારે નડયા છે કેમ કે, જે લોકોને એવી રીત ન ફાવતી હોય, અને જે લોકો એમ ધારતા હોય કે આવી વ્યક્તિ હોય ત્યારે આપણે તો હકાઇ જ જઇએ, તે લોકો તેવી નીતિ રીતિ

અને શકિત ધરાવનારને દૂર બેસવવા પ્રયત્ન કરે જ. સૂર્યનો પ્રકાશ દૂર થાય ત્યારે દીવડાનું અજવાળું જણાય ને ! એ તો પ્રમાણિકતાની કદર થાય છે તેમ પ્રમાણિક રહેવામાં તપ પણ કરવું પડે. સત્યને પથે જનારને તેનું યોગ્ય મૂલ ચુકવવું પડે.

સાચનો અંતે જય છે એ ખરી જ વાત છે. પણ કદાચ વિધિની સમયની ગણત્રી અને મનુષ્યની સમયની ગણત્રી વચ્ચે મહાન તફાવત હશે આપણને એમ થાય કે, " અરે વર્ષો વીતી ગયાં, પણ સત્ય હજુ ઉપર તરી આવતું દેખાતું નથી " પણ વિધિના હીસાબે તો હજુ એક પળ જેટલો સમય પણ વીત્યો ન હોય ! આમ હોવાથી કદાચ માણસ ધૈર્ય ગુમાવી બેસતો હશે. વળી ખરા સત્ય પરાયણ મનુષ્યો તો કાંઇ બદલાની પરવા કરતા નથી, કે આશા સેવતા નથી તેમને તો સત્ય ખાતર જ સત્યનું આચરણ કરવું છે, બદલા ખાતર નહીં. " જોઇએ તો આજે જ મૃત્યુ આવો; અને જોઇએ તો સેંકડો વર્ષ પછી આવો, પણ ધીર માણસ કદાપિ ન્યાયના પંથમાંથી વિચલિત થતો નથી. " મહાન તપસ્વી ભર્તૃહરીએ સત્યનિષ્ટ માટે આવો ઉચ્ચ આદર્શ આપણી સમક્ષ ધર્યો છે.

શરૂઆતમાં તેમના મનમા એમ તો હતું કે પોતાને યોગ્ય સ્થળે નોકરી મળી જાય તો પોરબંદરની અવળી અસર આપો આપ ભૂસાઇ જાય. પરન્તુ થોડો સમય ગયા બાદ તેમનું મન નોકરી સ્વીકારવા બાબતમાં વિરકત થઇ ગયું. ફકત મે. હિલ સાહેબે તેમના ઉપર જાહેરમાં મૂકી શકાય તેટલા ખાતર એક " ખુલ્લો પત્ર " મોકલી આપ્યો તેટલાથી સંતોષ પકડયો. આ " ખુલ્લા પત્ર "માં મે હિલ સાહેબે કલ્યાણભાઇ માટેનો પોતાનો ઉચ્ચ અભિપ્રાય જાહેર કર્યો છે, અને તેમની પોરબંદરની તેમ જ અગાઉની ઉજ્જવળ કારકીર્દિનો ઉલ્લેખ કર્યો છે. હિલ સાહેબ લાંબી રજા ઉપર વિલાયત જવાના હતા તેથી કલ્યાણભાઇએ સૂચના કરેલી કે મારે મન એવા પત્રની કિંમત સરકારી ગેઝેટમાં પ્રશસ્તિ છપાય તેના કરતા પણ વિશેષ છે. ઘણાનું એમ માનવું છે કે, ઇડર રાજ્યનું પેન્શન મળ્યા પછી જ તેમને નોકરીમાં જોડાવાનો વિચાર અળસાવ્યો. આવી સમજ થવાનું કારણ એ છે કે, કલ્યાણભાઇએ પોતાનો નોકરીમા જોડાવાનો વિચાર નથી એવો અભિપ્રાય બહાર પાડયો ન હોતો. વખત છે ને એવી પરિસ્થિતિ આવી પડે કે નોકરી સ્વીકારવી પણ પડે, માટે અગાઉથી બણગાં ફુંકવામા સાર નહિ. ખાનગીમાં પોતાનું આ વલણ દર્શાવતા તેની

ખાત્રી આવી આપેલ તેમના એક પત્રના અવતરણ ઉપરથી થશે પેન્શનર
છોડયા પછી એક વર્ષ બાદ પેન્શન મળવા પહેલા આ પત્ર લખાયો છે તે લ
ક્ષમા રાખવાનુ છે

રાજકોટ પરા-સ્ટેશન પાસે
તા ૧૦-૧૧-૧૪
બોમ

ચિ ભાઈ હિમતલાલ,

અમરેલી

તમારો તા ૮ મી નો કાગળ મળ્યો . . ગીતાનુ અંગ્રેજીમા ભાષાન્તર તથા " સન્યાસ " " કુરુક્ષેત્ર " નગરે ગીતાને અગે નિબધો મી ઘુમ્મે અગ્રેજીમા લખેલા છે, તે ચોપડીએ મે ખરીદ કરી છે એ થોડા દિવસ પછી હુ તમને મોકલી આપવાના છુ એના અધ્યયનથી આપણા તત્વ-જ્ઞાનને લગતુ ઘણુ તમે જાણી શકશો હવે તો હુ એવી મનની સ્થિતિમા આવ્યો છુ કે લાચારીના પ્રસગ વિના, પાછો કયાંહ નોકરીમા જોડાવાની કલ્પના પણ નથી યુરોપની લડાઈના સામનાથી આર્થિક સ્થિતિમા શુ ફેરફાર થશે તે અચોકકસ થઇ ગયુ છે, પણ તે પ્રસગ નિર્વિઘ્ને પસાર થાય તો હુ હવે જાતને કે કુટુબને માટે કમાવાના ધધાથી છુટો થઇને કાંઇક વધુ બહોળા વિસ્તારને સાર કુટુબ મનાવીને જીવન ગાળવાની આકાક્ષા રાખુ છુ ભાવિ અનુકૂળ હશે તો તે થઇ શકશે

શુ કલ્યાણરાય જેઠા બક્ષીના
આશીર્વાદ

કલ્યાણભાઇને પેન્શન મળવાનુ સ્વપ્ન પણ ન હોતુ તે પહેલા ઉપરોકત વિચારો નોકરીની ધુસરીમા ન જોડાવા તેમ જ લોકસેવા કરવાની અભિલાષા બાબતના દર્શાવ્યા છે

ઇ સ ૧૯૧૪ ની સાલમા, વકીલાતના કામ ઉપરાંત જામનગરમા પર દેશ ગમનના પ્રશ્ન બાબત નાગરી નાત ભેગી થયેલી, તેમા બોલાવવાથી કલ્યાણભાઇએ હાજરી આપેલી તે વખતે કલ્યાણભાઇ પોતાના ભત્રીજા રામભાઈ પ્ર બક્ષીના લગ્ન પ્રસગ ઉપર જામનગર ગયેલા જ્ઞાતિની સભામા ઉપસ્થી

ભાજનના પ્રશ્નનો નિર્ણય કરવા એક સમિતિ નીમવામાં આવી. કલ્યાણભાઇને પણ તે સમિતિના સભ્ય તરીકે મૂકયામાં આવેલ. વળી, રાજકોટમાં હાખાજી–રાજ મીલ એ નામની કોટન–મીલ નીકળેલી તેમાં વ્યવસ્થાપક સમિતિના સભ્ય ચુંટાયા આ કામમાં એજન્ટો અને ભાગીદારો વચ્ચે અનેક મતભેદના પ્રસંગો ઉપસ્થિત થયેલા; તેવા પ્રસંગોમાં બન્ને પક્ષો વચ્ચે સમાધાની કરાવવાનો યત્નનો પ્રયાસ કરતા.

આ ઉપરાંત એજિસ્ટર પંડિત સાહેબની આગેવાની નીચે જે કાંઈ સાર્વજનિક હિતનું કામ થવાનું હોય તેમાં કલ્યાણભાઈ સામેલ હોય જ.

ઉચ્ચ કોટિનાં જાહેર ભાષણો–વ્યાખ્યાનોમાં અચુક હાજરી આપતા, એટલું જ નહીં તેઓ પોતે પણ પ્રસંગોપાત જાહેર વ્યાખ્યાન આપતા. તે સમયમાં દાખલા તરીકે તેમણે " આધુનિક સમય સ્થિતિમાં આપણું કર્તવ્ય" એ વિષય ઉપર વ્યાખ્યાન આપેલું.

લડાઇ શરૂ થયા પછી નાણાંવિષયક વ્યવસ્થા કરવામાં, તેમ જ અન્ય કૌટુંબિક વ્યવસ્થા કરવામાં, તેઓ આ સમયે કેવી પદ્ધતિથી કામ લેતા એ બાબત ફુલભાઇ ઉપરના તેમના પત્રો ઉપરથી સ્પષ્ટ થાય છે, તેથી તેવા પત્રોના અવતરણો અત્રે આપીશું.

રાજકોટ પરા
તા. ૧–૧૧–૧૪

( ૧ )

ચિ. ફુલભાઇ,

શેઠ શ્રી હાલના ભાવે શેર લેવા ધારે છે તે બરાબર નજર પહોંચાડીને જ હશે. આપણી પાસે તેવો છુટો અવેજ નથી, તેમ એણે થોડું જોખમ ખેડયું ગણાય, તે આપણને કચરી નાંખે તેવડું થઇ પડે Emden એમડને એક ક્રુઝર અને એક ડિસ્ટ્રોયર ટોર્પીડોથી બુડાડી દીધાનું આજના તારમાં છે, તેથી નોટના ભાવમાં સહેજ સુધારો થવાની આશા બંધ પડે છે. તુર્કસ્તાને બ્રિટિશ સરકાર સામે લડાઈ જાહેર કર્યાના સમાચારનો તાર અહીં રીતસર બહાર પડયો છે, હવે ગુંચવણ વધશે.

શુ. કલ્યાણરાય જેઠા બક્ષીના
આશીરવાદ

( ૨ )

રાજકોટ પરા
તા. ૮-૧૧-૧૪

ચિ. ફુલભાઇ,

રા. રા. મગનલાલ સુંદરજી માણાવદરમાં પરમ દી ગુજરી ગયા. મારો બચપણથી નિશાળ છોડતા સુધીનો સોબતી એ એક જ બાકી હતો.

શુ. કલ્યાણરાય જે. બક્ષીના
આશીરવાદ

( ૩ )

રાજકોટ પરા
તા. ૨૦-૧૧-૧૪

ચિ. ફુલભાઇ,

નિર્મળ માટે મથુરાંદાસ માસ્તર તરફથી દવા આવી છે. પીવાની તો કાલથી શરૂ કરી છે, પણ ડ્રેસીંગને ફાડવા બાળવાનું બંધ કરી માત્ર ધોઇને પોતાં મુકવાની બીજી દવા છે, તેથી બધું સાફ થઇ જાશે એમ માસ્તર સાહેબ લખે છે, ડાકટરને તે વાત હસવા જેવી લાગે છે, અને ડ્રેસીંગ બંધ કરવામાં જોખમ માને છે; આમ ગુંચવણમાં અમે પડયા છીએ, પણ પાછું મેં સાંકડું પડયું, કે જખમ સુકાણો એમ ડાકટર કહેશે, તે દી હું એનું ડ્રેસીગ બંધ કરીને હોમીઓપેથીક દવાનાં પોતાં શરૂ કરીશ. પછી પરિણામ જે આવે તે ખરૂં.

શુ. કલ્યાણરાય જેઠા બક્ષીના
આશીરવાદ

ઉપરના પત્રો ઉપરથી કૌટુંબિક બાબતોમાં પણ કલ્યાણભાઇની કેવી સર્વગ્રાહક નજર હતી તે સુવિદિત થયું હશે. લડાઇને અંગે નાણાંની હેરફેરની બાબત હોય, છોકરાઓની કેળવણીની બાબત હોય, મંદવાડને અંગે દવા માવજતની ભાંજગડ હોય, કોઇ પણ વાત હોય, પણ તે કલ્યાણભાઈની નજર બહાર ન હોય. અને સર્વ કોઈ બાબતમાં યોગ્ય સલાહ અને દોરવણી આપતા રહેતા.

ઇ. સ. ૧૯૧૪ની સાલમાં કલ્યાણભાઇના પૌત્ર છગનભાઈ, તેમ જ ભત્રિજા રામભાઇ પ્ર બક્ષીનાં બી. એ. ના પરિણામ બાબત પોતે ડાયરીમાં

નોંધ લીધી છે કે, " બી. એ. ની પરીક્ષામાં ચિ. રામભાઇ તથા છગન બન્ને પાસ થયાનો તાર છે. રામભાઇ સેકન્ડ કલાસમાં આવ્યા છે. "

વર્ષના છેવટનાં ભાગમાં, બે વ્યકિતઓના ખાસ સમાગમમાં કલ્યાણ-ભાઇ વિશેષ પ્રમાણમાં આવ્યા જણાય છે. એક મી-એફ.ટી. બ્રુકસ. આ મરત ગોરા સંન્યાસીની પુસ્તિકાઓ પોતે ખરીદી, વાંચી મને વાંચવા માટે કલ્યાણ ભાઇએ મોકલેલ. તે ભાઇનાં વ્યાખ્યાનો અને ગીતા-વર્ગમાં પણ કલ્યાણભાઇ હાજરી આપતા. તેમની જોડે અવિધિસરની ચરચા તો પુષ્કળ ચાલતી હોય. " બહુ રત્ના વસુંધરા" ની કહેવત ખરી પાડે તે માંહેના શ્રી. બ્રુકસ હતા એમાં તો શંકા જ નથી.

બીજી વ્યકિત તે સ્વામિ શ્રી ત્રિવિક્રમતીર્થજી. ઇ. સ. ૧૯૧૪-૧૫ની ડાય-રીમાં તેમનાં વ્યાખ્યાનમાં વારંવાર જવા બાબતની અને તેમને લગતી બીજી નોંધો મળી આવે છે. તેમની જોડે કલ્યાણભાઇની હયાતી સુધી સંબંધ ચાલુ રહ્યો; વચ્ચે વચ્ચે તે સંબંધમાં વિક્ષેપ આવતો પણ તે તો શિયાળાની ઝાકળ માફક થોડા સમયમાં દૂર થઇ જતો. આ સ્વામીજીને તો આખરે કલ્યાણભાઇએ પોતાના જ્ઞાનદાતા માન્યા. એમને લીધે એક તરફથી કલ્યાણભાઇ આધ્યાત્મિક રહસ્યોમાં ઘણે ઉંડી ડુબકી મારવા શકિતમાન થયા; અને બીજી તરફથી તેમના પક્ષમાં રહીને ગુજરાત કાઠીઆવાડમાંના શંકરાચાર્ય પદ માટેના ઝગડારૂપી વંટોળમાં થોડા ઘણા ઝડપાયા. જો કે કલ્યાણભાઇનો તો દૃઢ અભિપ્રાય હતો કે શંકરાચાર્યે કોઇપણ કોર્ટમાં ફરિયાદી તરીકે ન જવું; કલ્યાણભાઇની હયાતી સુધીતો તેમનો પક્ષ તેવી સ્થિતિમાં મુકાયો નહતો પરંતુ પોતાના જ પક્ષના ગુરુ-શિષ્યના તીવ્ર મતભેદની આંચથી તેમને સંતપ્ત પણ થવું પડેલ.

હવે એક બાબત પરત્વે કલ્યાણભાઇએ પોતાનાં સિધ્ધાંત પાલનમાં ફરી એક વાર કેવી દૃઢતા બતાવી તેનો ઉલ્લેખ કરી આ વર્ષનો હકીકતની સમાપ્તી કરીશું. વલસાણાના ઠાકોરશ્રીના કારભારી ઉપર લખેલા પત્ર ઉપરથી એ બાબત આપણી સમાજમાં આવશે. કહેવાય છે કે આ પત્ર બાબત ના મહરના મહારાજાને જાણ થઇ તેથી તેમના મન ઉપર તેની ઉંડી છાપ પડી અને ઇ. સ ૧૯૧૫ ના માર્ચમાં તેમણે અનુપમ ઉદારતાથી કલ્યાણભાઇએ સારી રકમની છુંવાઇ બાંધી આપી તેમાં આ બાબત પ્રેરણા રૂપે હતી.

વાત એમ બની કે મહીકાંઠામાં એક ઠાકોરનું અવસાન થવાથી, તેની

જામીર મળવા માટે વસાણાના ઠાકોરશ્રીએ પોતાનો હક રજૂ કર્યો અને આ કામમા કાયદાની સલાહ આપવા સબધી પોતાના કારભારી મારફત કલ્યાણ ભાઇ ઉપર એક પત્ર લખાવ્યો તે પત્રના જવાબમા લખાએલા કલ્યાણભાઇના પત્રનુ અવતરણ આહી આપેલ છે –

મે તાલુકે વસાણાનાના ઠાકોર સાહેબની મેનામા – એ બાબત એવી છે કે, કદાચ ઇડર રાજ્ય પણ દાવો ધરાવે ને તેમ હોય તો, આપ, મારો ઇડર રાજ્ય જોડેનો સેવકધર્મ જાણો છો એટલે મારાથી તેના વિરૂધ્ધ પક્ષમા મદદ આપી શકાય નહી ઇડર રાજ્ય તરફ મારો હુ આવો ધર્મ સમજુ છુ એટલે રાજ્યથી મને કામ ચીધે ન ચીધે તે જોડે તાલુક (સબધ) નથી મારો ધર્મ મારે પાળવો જોઇએ અને જો ઇડર રાજ્ય દાવો નથી નાખતુ એવી મારી ખાત્રી થાય તો, મારાથી બનતા સઘળી મદદ આપવાને હુ ખુશી તથા તત્પર છુ

કલ્યાણરાય જેઠા બક્ષીના
માન સહીત પ્રણામ

કલ્યાણભાઇએ જ્યા જ્યા નોકરી કરી ને દરેક રાજ્ય પ્રત્યે આવા પ્રકારનો ધર્મ તેમણે જીદગીભર પાળ્યો હતો જાણે કે આવા ધર્મ પાલનની કદર બુઝવા તેમ જ પોરબદરની નોકરી છોડયા પછી પ્રમાણિકતાની કોઇને કદર નથી એવી છાપ કેટલાકના મન ઉપર પડી હતી તે ભુસી નાખવા કલ્યાણભાઇને મોટી રકમનુ પેન્શન બાધી આપવા ના ઇડર મહારાજાને દૈવી પ્રેરણા થઇ હોય તેવુ બન્યુ આ બાબતની વિગત આવતા વર્ષની હકીકતમા રજુ કરીશુ.

( ૨ )

ઈ સ ૧૯૧૫ ની સાલમા કલ્યાણભાઇની અગત બાબતને લગતા ત્રણ પ્રસગો બનેલા તેમા એક હર્ષદાયક હતો, અને બીજા બે કરૂણાત્મક હતા આ બનાવોના વિગતવાર વિવેચનમા ઉતર્યા પહેલા આ વર્ષની બીજી બાબતો ઉપર ઉડતી નજર ફેરવી જાશુ.

ઇ સ ૧૯૧૫ ની ડાયરીમા થોડા પાના નકામા ગણી ઉથલાવતા આપણું ધ્યાન તા ૧૭-૧-૧૯૧૫ની તારીખના પાના ઉપર ચોટી જાય છે કારણ તેમાગાધીજીના નામનો ઉલ્લેખ છે આ રહ્યા તે શબ્દો ' મે. મોહનદાસ કર-

મચંદ ગાંધી ( સાઉથ આફ્રિકાવાળા ) પધારતાં તેમને માનપત્ર આપવામાં તથા સ્ટેશનેથી મકાને પહોંચાડવાના સરઘસમાં. તા. ૧૮-૧-૧૯૧૫ " મહાત્મા મોહનદાસ ગાંધીને રા. મંગળભાઇ તથા છબીલરામ જોડે રહીને મળ્યો "

ઉપરની ગાંધીજીની હકીકત પછી આઠેક પાનાં જવા દઇએ ત્યાં કુટુંબમાં થયેલાં એક લગ્ન પ્રસંગની નોંધ છે. બધા લગ્ન પ્રસંગો વિશે જણાવવાનું હોય નહીં; પણ ભાઇ શ્રી મૂળવંતભાઇનાં આ બીજી વખતનાં લગ્ન પ્રસંગને કારણ વસાત્ જુદો તારવવો જોઇએ. તેનું એક કારણ તો એ કે, તેમનાં લગ્ન ડૉ. રતીલાલ બક્ષીને ત્યાં થયાં. આ ડૉ. રતીલાલ બક્ષી અમારાં આખાં કુટુંબના મંદવાડ પ્રસંગોમાં ડૉકટર તરીકે અને કુટુંબના જ જાણે એક અંગભૂત હોય તેવી રીતે અસાધારણ જહેમત ઉઠાવતા, ડૉક્ટર તરીકે દવા ઉપચાર તો કરે જ, પણ જરૂર પડે પોતે જાતે જ પાટાપીંડી પણ કરી આપે. અને બીજી રીતે એક નર્સ-ઉપચારક તરીકે શુશ્રુષા કરે. તેમની સેવા એવી હતી કે, તેના માટે અમારી ચામડી ઉતારી જોડા સીવડાવીએ તો પણ વિશેષ ન કહેવાય. બીજી વાત એ કે, ડૉ. રતીલાલે જામનગરની નાગરી ન્યાતના ફરમાન મુજબ પોતે વિલાયતથી આવ્યા પછી પ્રાયશ્ચિત લીધું હતું, છતાં તે ન્યાતના કહેવાતા પટેલીઆઓએ એવો પ્રસ્તાવ કર્યો કે, ' ડૉકટર કન્યાદાન, જનોઈ કે એવી કોઇ શાસ્ત્રોકત ક્રિયા કરી શકે નહીં " આ બાબતમાં કલ્યાણભાઇએ ડૉ. રતીલાલ તરફથી ઝૂંડો ઉઠાવ્યો હતો. હાથીભાઈ શાસ્ત્રી જેવા શાસ્ત્રમાં પારંગત વિદ્વાનોના સાધારણ અભિપ્રાય મેળવ્યા અને જાહેર કરી કે, ડૉ. રતીલાલને, તેણે પ્રાયશ્ચિત લીધું છે તેથી, સર્વ પ્રકારનો ધાર્મિક વિધિ કરવાનો હકક છે. તેથી મૂળવંતભાઇનાં લગ્ન સમયે શું થાશે તે બાબત સૌ સચિંત હતાં. અમારા વૃદ્ધ પુરોહિત અને કુલગોર શુકલ શ્રી રૂગનાથજી ઉપર તેમની નાગર બ્રાહ્મણની ન્યાતના કેટલાક શખ્સો દબાણ લાવ્યા કે તમે કન્યાદાન આપવાનો વિધિ કરશો તો તમારી સામે ન્યાત પગલાં લેશે પણ એ તો કલ્યાણભાઇના ગોર ! ! એક વાર તેની ખાત્રી થઇ ગઇ કે, ડૉ. રતીલાલે પ્રાયશ્ચિત લીધું છે તેથી તે ધર્મ વિધિ કરે એ શાસ્ત્ર માન્ય છે, પછી એ ડોસા કાંઇ ડગે એવા ન હોતા. તેમણે પણ પડકાર કરી હિંમતભેર કન્યાદાન આપવાનો વિધિ કરાવ્યો. આવી ઘટના બનેલી તેથી આ લગ્ન બાબત આટલું વિવેચન કરવામાં આવ્યું છે.

આમ કલ્યાણભાઇનું સંસાર ચક્ર પોરબંદર છોડયા પછી ચાલ્યા કરતું હતું. જાહેર પ્રવૃત્તિમાં યથાશકિત ફાળો આપવો, પંડિત સાહેબની આગેવાની નીચેનું કોઇ પણ સાર્વજનિક કાર્ય કરવું, વકીલાતને અંગે કોર્ટમાં હાજરી

આપવી અગર ઘેર બેઠા લખાણ ઘડવાનું કામ કરવું અને વિશ્વયુદ્ધ ચાલુ હોવાથી તેને અંગે પોતાની નાણાં વિષયક બાબતમાં લક્ષ આપવું વગેરે પ્રવૃત્તિ ચાલી રહી હતી કુસુમબાઇ ઉપરના પત્રમાં કલ્યાણભાઇએ જણાવેલ તે મુજબ કોઇ યોગ્ય જગ્યાએ નોકરી શોધવાનો પુરૂપાર્થ નહોતા કરતા. આમ ઘટમાળ ચાલી રહી હતી તેવામાં. ઇ. સ. ૧૯૧૫ ના માર્ચની શરૂઆતમાં ના. ઇડર મહારાજા શ્રી. દોલતસીંહજીને મળવા હિંમતનગર જવાનું થયું. ના ઇડર મહારાજ શ્રી દોલતસીંહજીનો કલ્યાણભાઇ પ્રત્યેનો સદ્‌ભાવ હજુ જેવો ને તેવો જ હતો. ખાનગી પત્રવ્યવહારમા રાજા અને રાજ સેવકના સંબંધને બદલે મિત્ર–મિત્ર વચ્ચેનો સબંધ દેખાય તેવી લખાવટ મહારાજ થી રખાતી અને કલ્યાણભાઇ માટે સદા સચિંત રહેતા.

જ્યારે કલ્યાણભાઇએ તેમની મુલાકાત માટે અનુકુળ સમય બાબત પુછાવ્યું ત્યારે તેમણે નીચે મુજબ તુર્ત જવાબ મોકલેલો

Pratap Palace,
Himatnagar
(Mahi Kantha)
Mrch 2nd '15

My Dear Diwanji,

Thanks for your lettar of the 26th. Feb. Yes you may come to see whenever you like and let me know by wire the time and date you are to reach here. .........

Yours Sincerly
Dowlatsingh

આ પ્રમાણે જવાબ આવ્યા પછી કલ્યાણભાઈ તા. ૮મી માર્ચે રાજકોટથી રવાના થઈ અમદાવાદ હરીભાઇને ત્યા રાત રોકાઇ બીજે દિવસે તા ૯મીએ સવારના હીમતનગર પહોચ્યા તે તારીખની ડાયરીની નોધ નીચે મુજબ ફક્ત છે. " રાતના ૧૨ થી ૨ વાગ્યા સુધી મહારાજા સાહેબના યાદ ફરમાવવાથી પોતા પાસે. " આવા સમયે રાજા અને અમાત્ય વચ્ચે શું વાતો થઇ તે તો કાંઇ જાણવામાં નથી પણ એટલું જાણવા મળ્યું છે કે કલ્યાણભાઇને કુટુંબ

નિર્વાહ ચલાવવા માટે કોર્ટોમાં હાજરી આપવી પડે છે અને છુટ વકીલાતનુ દોડાદોડીનું કામ કરવું પડે છે એ જાણી મહારાજશ્રીને બહુ લાગી આવ્યું. તા. ૧૦મી માર્ચે કલ્યાણભાઇ ઇડર ગયા અને ત્યાંથી ટ્રેઇનમાં ખેડબ્રહ્માની યાત્રા કરી, તેજ દિવસ હીમતનગર પરત આવી ગયા; અને તા. ૧૨મી માર્ચે મહારાજાશ્રીએ સ્વહસ્તે કલ્યાણભાઇને રાજ્ય તરફથી માસીક રૂ. ૫૦૦)નું પેન્શન એનાયત કર્યા બાબતનો ઠરાવ તેમના હાથમાં મુકયો અને કલ્યાણભાઇએ આ ઠરાવ આપ્યો તેથી ગજરીત મુજબ રૂ ૧૬ની મહારાજાને 'નજર' કરી. તે જ દિવસે તેઓ હીમતનગરથી અમદાવાદ આવ્યા અને તા. ૧૪મી માર્ચના રોજ સવારના રાજકોટ પહોંચી ગયા.

આ બાબતમાં ગ. ભાઈ મુળવતભાઇએ નીચે મુજબ પોતાની લાગણી અને વિચારો તેમની સંગૃહીત ફાઈલમાં જણાવ્યા છે તેનું અક્ષરશઃ અવતરણ આપેલ છે.

" ના ઇડર મહારાજા સાહેબે આ પ્રમાણે સદ્‌ગતની ( કલ્યાણભાઈની ) જે અતિ ઉદાર કદર કરી તેથી તેમને પોરબંદરમા થયેલ અન્યાય તથા નાઉમેદી માટે પ્રભુએ જ ના. મહારાજા સાહેબનાં અંતઃકરણમાં પ્રેરણા કરી તેવી પ્રતીતિ થવા સાથે શુધ્ધ અને પ્રમાણિક સેનાધર્મને વળગી રહેનારને પ્રભુ હમેશા સદાય કરે છે જ તેવી સદ્‌ગતના સહુ સ્નેહી સંબંધીઓને ખાત્રી થતાં આ કદર માટે જેમ કલ્યાણભાઇને સંખ્યાબંધ મુબારક બાદીના તાર અને પત્રો ચોતરફથી મળ્યા તેમ આ પ્રકારની લાગણી ધરાવનાર ના. ઇડર મહારાજા જેવા ઉદાર અને કદરદાન મહારાજાને ખાસ ધન્યવાદ ઘટે તેવા ખુશાલી પ્રદર્શક સંખ્યાબંધ કાગળો આવ્યા. શ્રી ભગવાનનું ગીતાવાક્ય છે કેઃ-

नहि कल्याण कृत कश्चित् दुर्गतिम् तात गच्छति ॥

આ અમોઘ સૂત્રની સાક્ષાત્ સિધ્ધિ સૌ કોઇએ અનુભવી."

અસંખ્ય મુબારકબાદીના પત્રોના જવાબ મોકલવા ખાતર કલ્યાણભાઈએ પ્રત્યુત્તરરૂપે એક પત્રનો મુસદો ઘડી છપાવી તેની નકલ સબંધકર્તાને મોકલવાની ગોઠવણ રાખી હતી. આ પ્રત્યુત્તરનું લખાણ કલ્યાણભાઇની મનોદશા કેવી ઉચ્ચ પ્રકારની હતી તેનું પ્રતિબિંબ પાડે છે. તેથી તેનું અવતરણ આંહી જ આપેલ છે

" સંસ્થાન શ્રી ઇડરના નામદાર મહારાજા સાહેબે મારી ઇડર રાજ્યની

સેવાનો અન્સો કે પ્રકાર માત્ર ધ્યાનમાં લઇને મારી કદર કરવા ઇચ્છયું હોત તો માસિક પાંચસો રૂપીયા જેવી અનુપમ ઉદાર જીવાઇ મને બાંધી આપવાનો સંભવ નહોતો. એટલું જ નહિ પણ જે ઉચ્ચ માનનીય પદવીઓની યોગ્ય મર્યાદા જાળવી રાખવાના ખાસ હેતુથી અત્યારે પોતે આવી મોટી આજીવિકા એનાયત કરવા પ્રેરાયા તે પદવીઓ આપવાનું પણ પુરતું કારણ ન મળત એટલે કેવળ મન્ને મહારાજા સાહેબ બહાદુરની પોતાની મહત્તા અને વિશાળ ઉદારતાથી જ આ ઉત્તરોત્તર અપાયેલ પદવીઓ તેમ જ તેને અંતે અપાયેલી જીંદગી પર્યંતની આ અનુપમ જીવાઇ એ બધી મહેરબાની યોગ્ય ઠરી શકે તેમ છે... . બીજી રીતે વિચાર કરતા હું એમ માનું છું કે સને ૧૮૭૯થી રાજ્ય સેવાનો ધંધો મેં આદર્યો ત્યારથી હમણા સુધીના ૩૫ વર્ષના લાંબા અરસામાં સત્ય અને સ્વચ્છ જીવન ગાળવાના જે કાંઈ શુદ્ધ અંતઃકરણના પ્રયત્ન મારાથી થયા હશે તે બધા એકઠા કરીને સૂક્ષ્મદર્શક યંત્રદ્વારા જોવાની પડે તેનું કદ વધારી દઇને પછી તેના ઇનામ સહિતનો ભેગો ખગ વાળી દેવા જે નિયંતૃત્વ શક્તિમાં મારી શ્રધ્ધા છે તેણે ચાહ્યું તેનું આ પ્રત્યક્ષ પરિણામ છે ...સત્ય અને શુદ્ધ જીવન ગાળવાના શુદ્ધ બુધ્ધિના અલ્પ પ્રયત્નો મોડા વહેલા પણ ઇશ્વરકૃપાના હેતુ અવશ્ય થાય છે એ સિધ્ધાંત ઉપરની આપણી શ્રદ્ધા આથી વધે એ અવાન્તર ફળની હું યાચના કરૂં છું.

લિ. કલ્યાણરાય જેઠા બક્ષી

અભિનંદન દર્શક અસંખ્ય પત્રો આવ્યા તેમાંથી ફક્ત બેમાંથી અવતરણ આહીં આપીયે છીએ.

March 16th 1915

My Dear Kalianrai,

I happened to meet our friend Mr. Pandit last evening and he gave me the good news that H. H. the Maharaja of Idar granted you pension of Rs 500 per month I congratulate you on the appreciation of your work and worth by His Highness ......It was a pity that Porbandar lost your services

at a time when they were most needed, and it was indeed very considerate of H. H. not to allow you to feel the want of service.

With all good wishes,
yours very sincerely
Bezonji Merwanji

સર પુરૂષોત્તમદાસ ઠાકોરદાસના અભિનંદન પત્રમાંથી અવતરણોઃ-

Palej
(B. B & C I. Rty.)
3rd. April 1915

My Dear Baxi Saheb,

I am here for a day and am so pleased to learn from Fulbhai here that H. H. of Idar has so gracefully recognised your merits.......As a friend and admirer of yours, I feel pleased and gratified at the news. Firm and unshaken faith in right and in the righteonsness of your career could not possiblly fail to brinq in its reward to you. The right thing has at last come to the right person.

Yours Sincerely
Nanabhai

પેન્શન મળવા બાબતના ખુશખબર કલ્યાણભાઇનાં પોતાના કુટુંબમાં સૌથી પ્રથમ હરીભાઇને મળ્યા કારણ હુકમ મળ્યો તે જ દિવસ કલ્યાણભાઇ અમદાવાદ ગયેલા. રાજકોટ આવી તેમણે ફુલભાઇને તે બાબત નીચે મુજબ પત્ર લખ્યો. ફુલભાઇ તે સમયે પાલેજમાં રૂના ધંધાની માહિતી મેળવી રહ્યા હતા.

રાજકોટ પરા.
તા. ૧૪-૩-'૧૫
રવિ રાત્રે

ચિ ફુલભાઈ,

પાતેજ,

નામદાર ઠાકર મહારાજા સાહેબે અતિ મોટી ઉદારતાથી મને માસિક રૂપિયા પાંચસોનુ પેન્શન કરી આપ્યાના ખુશખબર તમને હરિભાઈએ લખ્યા હશે હવે હું તા ૧-૪-૧૯૧૫થી જે કોર્ટોમા વકીલાત કરવાની છૂટ રાખી છે તે પણ બધ કરીશ મહારાજા સાહેબની આટલી મોટી મહેરબાનીથી મારા મનમાં સેવા પરાયણતા વધી છે તે કેવા રૂપમા મારા પ્રત્યક્ષ કરવી તે વિષે હુ વિચાર કરૂ છું, ઠાકર મહારાજાની અનુપમ ઉદારતાથી પ્રભુ મોડી વેલી પણ શુધ્ધ અને સત્ય જીવન ગાળવાના પ્રયત્નનો જરૂર લાભ આપે છે એ મારી આસ્થાને મજબુતી મળે છે.

લિ. કલ્યાણરાય જેઠા બક્ષી
ના આશિર્વાદ

પેન્શનની રકમમાથી કલ્યાણભાઈએ સો રૂપિયા દર મહિને જુદા કાઢી તેમાંથી ભાગે પડતી રકમ જુદી જુદી વ્યકિતઓને આપના સકલ્પ કર્યો હતો, આમા પોતાના નિકટના સગા ઉપરાંત કુટુબના વૈદ્ય, એક જૂનો વફાદાર ઘરનો ચાકર વિગેરેનો સમાવેશ હતો પેન્શનનો હુકમ મળ્યાને બે ત્રણ મહિના વીતી ગયા પણ ઠાકરથી તે નિમિત્તની કાંઇ રકમ આવી નહિ. બે. પંડિત સાહેબ જેવાના મનમાં પણ આશંકા ઉભી થઈ કે ઓર્ડર માત્ર કાગળ ઉપર જ રહેશે કે શું ? અનિયત્રિત પણે રાજ્યની ઉપજ ખર્ચાતી હોય તેમ જ બીજી રીતે રાજ્ય પ્રપચ ખેલાઇ રહ્યો હોય એવા કેટલાક દેશી રાજ્યો વિષે જે જાણતા હશે તેમને આવી આશકા આવે તેમા જરાપણ નવાઇ જેવુ નથી પણ કલ્યાણભાઇની શ્રધ્ધા આ બાબતમા અડગ હતી અને તે ફળી ઈ સ ૧૯૧૫ ના માર્ચની તા ૧૨મીથી પેન્શન મળવું શરૂ થયુ. તે ઇ. સ. ૧૯૨૨ના ઓગસ્ટ આખર સુધી ચૂકતે મળ્યું ન મળવાના વચ્ચે લાબા ગાળા આવતા તો તે બધુ ચડત સામટુ મળી જતુ.

આ પ્રમાણે પેન્શન મળ્યા બાબતના ખબર જેમ જેમ ફેલાતા ગયા તેમ

તેમ અભિનંદન પત્રો આવતા રહ્યા; દરમ્યાન કલ્યાણભાઇ તો રાજકોટ આવી કાર્ય નિમગ્ન બની ગયા. તા ૨૦-૨-૧૫ ના રોજ "ઓનરેબલ જી. કે. ગોખલેનાં કવખતે અને દુર્ઘટ સયોગોમાં થયેલા દેહાન્ત માટે તથા તે માઠા બનાવથી સમગ્ર દેશને આવી પડેલ અસાધ્ય ખોટ માટે" રાજકોટમાં એક શોક સભા મળી હતી. તે સભાની જાહેરાત નીચે સહી કરનારાઓમાં કલ્યાણ ભાઇ પણ એક હતા. મુખ્ય ઠરાવ એ. મે સીતારામ પંડિતે રજુ કર્યો તેને અનુમોદન આપતા કલ્યાણભાઇના વકતવ્યનો મુખ્ય મુદ્દો એવો હતો કે, "ભારતવર્ષની પ્રજાના એકયમા જ આપણું ભાવિ ઉધ્ધારની જડ છે. ભેદ -પોષક સયોગો અનેક છે ઐકય પોષક જુજ છે. છતાં પડેલા ધસારા છે ને બીજા વૃધ્ધિ પામે છે. તેથી ઐકયના ભકતો અહી તહીં ઉત્પન્ન થવા લાગ્યા છે. ગોખલેજી તેવા ઐકય પોષક ભકતોના મોખરે હતા" વિગેરે.

મુખ્યત્વે હવે કલ્યાણભાઇ જ્ઞાતિહિત સાધક અને સામાજીક ઉત્કર્ષ થાય તેવી પ્રવૃત્તિમાં વિશેષ ભાગ લેતા થયા. કૌટુંબિક બાબતોમાં લક્ષ ન આપતા તેનુ નહી જ પણ પોતાનું કાર્યક્ષેત્ર બને તેટલુ વિશાળ કરવાનો પ્રયત્ન ચાલુ હતો. વળીનાતનો ધંધો પણ સલાહ આપવાનાં, પચ તરીકે કામ કરવાના અને અપીલો વગેરે લખાણ ઘડવાના કામ રૂપે માફકસર ચાલુ હતો. ન્યાયની અદાલતોમા જવાનુ તો પેન્શન બાબત હુકમ મળતાની સાથે જ બધ કર્યું.

થોડા સમય પછી એક બ્રહ્મચારી નામે સચ્ચિદાનંદજી રાજકોટ આવ્યા આ ભાઇ વૃંદાવનમાં (મથુરાં પાસે) એક દરિદ્રાલય ચલાવતા હતા અને તે ચલાવવાના ખર્ચ માટે પૈસા એકઠા કરવા પ્રવાસે નીકળતા. પ્રવાસોમાં પોતાનાં ભજનો સંભળાવી જે કાઇ મળે તેમાથી ઉપરોકત સંસ્થાનો નિભાવ કરતા કલ્યાણભાઇએ તેમના ભજનો સાભળવા મળેલા એક જાહેર સભામા હાજરી આપેલી એટલુ જ નહિ પણ પોતે જુનાગઢ ગયા ત્યારે તે બ્રહ્મચારીને તે સ્થળમા જુદીજુદી જગ્યાએ પોતાની સાથે ગૃહસ્થોને ત્યા ભજન સંભળાવવા લઇ ગયેલા.

આ પ્રમાણે તેમણે બ્રહ્મચારી સચ્ચિદાનંદજીનો હાથ પકડયો. આગળ ઉપર તો આ બ્રહ્મચારીજી કલ્યાણભાઇને પોતાના મુરબ્બી અને માર્ગદર્શક લેખવા માડયા મુબઇમાં કલ્યાણભાઇની હાજરી હોય ત્યારે પોતે ફુલભાઇના ઓટકમાં આવી ભજનો સભળાવે. કલ્યાણભાઇને "જબ પ્રાણ તનસે નીકસે"

એ ભજન બહુ જ ગમી ગએલું. ભજનો પૂરાં થાય અને મંડળી વીખરાવાનો વખત થાય ત્યારે છેલ્લું ભજન એ ગવાય જ. કલ્યાણભાઇ જ ટહુકો કરતા કે હવે આપણુ National Anthem "રાજ્ય ગીત," એટલે સચ્ચિદાનંદજી "જય પ્રાન તનસે" લલકારે. કલ્યાણભાઇ આ બ્રહ્મચારીનાં પરોપકારી કાર્યની કદર કરતા અને " વાડીયા ટ્રસ્ટ ફંડ "માંથી તેમ જ અન્ય પ્રકારે તેને મદદ અપાવતા.

સપ્ટેમ્બરમાં મુંબઈ વડનગરા નાગર મંડળના વાર્ષિક સંમેલનના પ્રમુખ તરીકે કલ્યાણભાઇની વરણી થઇ તેથી ત્યાં જવા પ્રસંગ આવ્યો. આ મંડળ દર વર્ષે કોઇ નામાંકિત અનુભવી વિદ્વાન નાગર ગૃહસ્થને પ્રમુખ તરીકે બોલાવી સમેલન ઉજવે છે. કલ્યાણભાઇની પ્રમુખ તરીકે વરણી થઇ ત્યારે મંડળના ચાલુ વર્ષના પ્રમુખ રા. રા. હીમતલાલ ગણેશજી અંજારીઆ હતા. હાલ ઇ. સ. ૧૯૪૪માં બે વર્ષથી કલ્યાણભાઇના પૌત્ર છગનલાલ લાભશંકર બક્ષી મંડળના પ્રમુખ તરીકે ઉત્સાહભેર કામ કરી રહ્યા છે.

કલ્યાણભાઈ સમેલનના પ્રમુખ તરીકે આવ્યા તેની હકીકત માટે આપણે તેની ડાયરીની નોંધની જ મદદ લઈશું. ઈ. સ. ૧૯૧૫માં કલ્યાણભાઇ ડાયરીની નોંધ પેન્સિલથી અને ઘણી જ ટુંકી લખતા.

તા. ૧૨-૯-૧૯૧૫ "રાજકોટથી મુંબઇ. મંડળના પ્રમુખ રા.રા. હીમતલાલ ગણેશજી વગેરે સ્ટેશને આવેલા. પન્નાલાલ ટેરેસીઝમાં તુરત જ ન્હાનો સત્કાર કર્યો. શેઠ સાહેબના ચિ. વલ્લભદાસ ચત્રભુજ બે મોટર લઈ તેડવા આવેલા. સાંજે નાગર મંડળના ઉત્સવમાં. સારી સંખ્યામાં નાગરો હાજર હતા. મે. લલુભાઇ શામળદાસ મહેતા પણ પધાર્યા હતા."

બસ આટલી જ નોંધ સંમેલનને અંગે છે. કલ્યાણભાઇનું પ્રમુખ તરીકેનું મનનીય ભાષણ તેમ જ સંમેલનના અન્ય કાર્યક્રમની નોંધ માટે શ્રી મંડળની ફાઇલ જીજ્ઞાસુઓ માટે મોજુદ છે. કલ્યાણભાઇએ આ પ્રસંગે અને પહેલાં આપેલ રકમ મળીને કુલ રૂ. ૨૫૧) મંડળને ભેટ આપ્યા. પોતે આજીવન સભ્ય કે પેટ્રન તરીકે નામ રાખવા ઇચ્છતા ન હોતા તેથી પેટ્રન થવા માટે નિર્ણીત થયેલ રકમ એકંદર આપી પણ એકી સાથે નહિં જેથી નામ ન છપાય!

આ પમાણે આ વસ્સની અનેક વિધ પ્રવૃત્તિઓ અસ્ખલિત ચાલુ હતી. તેવામાં વર્ષની આખરમાં બે દુઃખદ બનાવોથી તે પ્રવૃત્તિ-પ્રવાહમાં વિઘ્ન આવ્યું. પહેલાં તેમના અંગત સ્નેહિ અને મિત્ર મંગળભાઇનાં અવસાનનો બનાવ બન્યો. અને ત્યાર પછી થોડા સમયમાં તેમનાં ધર્મપત્નિ-અમારા માતુશ્રી એ બે મહિનાનો મંદવાડ સહન કરી દેહ ત્યાગ કર્યો. આ બંન્ને ખેદકારક પ્રસંગો વિષે ટુંક હકીકત અત્રે આપીશું.

આ બન્ને શોકકારક બનાવોની આગાહી તો થવા માંડી હતી. એકની મુંબઈ વડનગરા નાગર સંમેલનમા હાજરી આપવા ગયા તે પહેલાં અને બીજા બનાવની મુંબઇથી આવ્યાને વળતે જ દિવસથી. ડાયરીની નોંધ જ તે વાત જાહેર કરે છે!

તા ૩૧-૮-૧૯૧૫ " મંગળભાઇ પાસે;શરીર લથડતું જતુ જણાય છે. જુનાગઢ જાય તો સારૂ." કલ્યાણભાઈ મુંબઇથી તા. ૨૦-૯-૧૯૧૫ના રોજ આવ્યા; વળતેજ દિવસ રોજનિશીમાં આ પ્રમાણે જણાવ્યું છે:-

"ઘરમાં બ્રોન્કો ન્યુમોનીઆ છે એમ ડોકટરોએ ચોક્કસ કર્યું છે. હીસકો તથા શ્વાસની વ્યથા વધુ છે." માતુશ્રીની તબિયત સબંધી ચોંકાવનારી આ પહેલી નોંધ. ફરી આપણે કલ્યાણભાઇના પરમ સ્નેહી મંગળભાઇનાં જીવનના છેલ્લા દિવસો વિષેનાં અવતરણો તરફ દ્રષ્ટિપાત કરીશું.

"મંગળભાઇને નબળાઇ વધતી જણાય છે." "મંગળભાઇને નબળાઈ વધી છે. શ્વાસની ચલગત દેખાય છે" અને છેવટે ' મગળભાઇને આજ નબળાઈ વધુ થઇ ગઈ છે શરીર ટાઢું લાગે છે. પહેલી રાતે શરીર છુટી ગયુ." તા. ૨-૧૦-'૧૫ ના રોજ કલ્યાણભાઇ એ પોતાના મિત્રનાં શરીરને અગ્નિ-સસ્કાંર કરવાની વિધિમાં ભાગ લીધો. આમ કલ્યાણભાઇના જૂના સ્નેહી પરમ વિશ્વાસનું સ્થાન, સુખ દુ:ખના સાથી, શરાફી ધંધો કરવા છતાં ન્યાતના તેમ જ રાજકારણના વ્યવહારમાં ઘણી યોગ્ય સલાહ આપી શકે તેવા મિત્રનું અવસાન થયું.

મંગળભાઇનું અવસાન થયુ તે દરમ્યાન અમારા માતુશ્રીનો મંદવાડ પણ દૈવયોગે વધતો હતો અને વધારે ગંભીર સ્વરૂપ પકડતો હતો.

રોજ નિશીની જુદીજુદી નોંધ ઉપરથી નીચે પ્રમાણે હકીકત જાણવા મળે

છે - 'વૈદ્ય પોપટભાઇએ હીચકા માટે ડન્ડેનો અવલેહ અને શ્વાસ માટે અગ્નિસ ચિપ્યા ડન્ડેના અવલેહથી હીચકો ઓછો થયો તાવ વધ્યો" માતુશ્રી હવે ડાકટરની દવાથી કટાળ્યા તેથી પોપટભાઇ વૈદની રીતસર સારવાર તા. ૨૯-૯ ૧૯૧૫થી શરૂ કરી તા ૧૧-૧૦-૧૯૧૫ના રોજ માતુશ્રીને આખીરાત ઉધરસ અને શ્વાસની તકલીફ વર્તીમા હતા તા ૧૦-૧૦-'૧૫ ના રોજ હુ અમરનીથી દીવાળીની વેકેશન પડવાની હતી તેના અગાઉથી ત્રણ અઠવાડીઆની રજા જોડી, માતુશ્રીની સારવારમા યથા શકિત ભાગ લેવા ગજકોટ પહોચ્યો, તેજ તારીખની રાત્રીએ માતુશ્રીને ઉધરસનો ઉપદ્રવ જોઇથી ત્યો કલ્યાણભાઇને મનમા દુ ખ એ હતુ કે માતુશ્રીને કષ્ટ ઘણુ ભોગવવુ પડે છે ' પણ રોગનો પ્રકાર જ એવો હતો ને !

આ મંદવાડ લગભગ બે મહિના ચાલ્યો પણ જે પ્રકારે માતુશ્રીની સારવાર આ બન્ને સમય ચાલુ રહી હતી તે જોઇ પ્રતર સૌ છક થઇ જતા ભમાગ રેણાક ઘરના પાછળના ભાગના ઉપરના મજલામા સારવાર કરનાર માતુશ્રીના પુત્રો-ભત્રીજાઓની છાવણી નખાણી હતી અને મૂળ મકાનમા વહુઅો-પુત્રીઓ વગેરે સ્ત્રી વર્ગનો મુકામ હતો. ગત આખી વારા ફરતા એક જણ, અને મદવાડનું સ્વરૂપ ગભીર થતા પછી બે સાથે બબ્બે જણ માતુશ્રીની પથારી પાસે બેસી સારવાર કરતા આરવારમા ખાસ તો દરદીને ઉધરસ આવે કે તુરત મલમલના ટુકડાથી હોઠ ઉપરથી થુક લુછી નાખી તે ટુકડો લોશનના પાણીમા નાખી દેવાનો તે મુખ્ય કામ હતુ', કારણ માતુશ્રી ઘણા જ સુગાળવા હતા હોઠ ઉપર જરા પણ થુક ચોટયુ હોય તો ઘડી ભર પણ તેમને ચેન ન પડે !

બહારગામ નોકરી કરનારાઓ પણ શકય તેટલો સમય રાજકોટ આવી માતુશ્રી "બાઇ"ની ચાકરી કરવાનો લ્હાવો લેવાનુ ચુકયા નહી ખુદ કલ્યાણભાઇએ પણ ચાકરી કરવામા મણા ન રાખી તેમનો કાઇ રીતસર વારો ન હોતો તો તેઓ વળી દરેકના વારામા થોડો ઘણો સાથ આપતા પોતાને હાથે ચા, દવા વગેરે માતુશ્રીને પાય અને બનતી સુશ્રુષા કરે. દશ્ય દિવ્ય હતુ બાદ શાહી ચાકરી થઇ રહી હતી શ્રીમતો. અમીર-ઉમરાવો અને રાજવીઓ વધારે ધન ખરચી ભલે દશ ગણા માણસો સેવામા હાજર રાખે અને ડાકટરોનુ સૈન્ય ખડુ કરે, પરતુ દરેકે દરેક જણ જીગરની ખરી લાગણીથી ખડે પગે સેવા કરવા તતપર રહે તેનુ કોઇકના જ ભાગ્યમા હોય ચાકરીનો મુખ્ય ભાર

કલ્યાણભાઈના સૌથી મોટા પૌત્ર છગનભાઈએ વહન કરેલો. એમની ચાકરી કરવાની ઢબછબ માતુશ્રીને બહુ અનુકુળ પડતી હતી, તેથી સવારથી રાતના નવ વાગતા સુધી એકલા એ ભાઇ જ દરદીની પથારી પાસે બેસી રહેતા એમ કહીએ તો ચાલે કયી દવા કયારે આપવાની છે, અમુક વસ્તુ કયા સ્થળે છે, વગેરે તમામ માહિતી છગનભાઇને જ હોય. સૌએ મળી રાતના તો તેમને ફરજીઆત ચાકરીમાંથી દૂર રાખ્યા હતા. બદલામાં અમને સૌને આખો દિવસ જરા પણ કાળજી કરવી પડતી નહિ, કે તકલીફ ભોગવવી પડતી નહિ. જો કોઇ એમ કહે કે છગનભાઈને અત્યારે માતુશ્રી બાઇની કરેલ ચાકરીનાં સુફળ ભોગવવાનો ઈશ્વરે સમય આપ્યો છે તો તે કથનને હું હાર્દિક ટેકો આપું.

કલ્યાણભાઇએ જોઈ લીધું કે સૌ કોઇ માતુશ્રીની ચાકરી કરવા તત્પર છે, એટલે તે બાબતમાં નિશ્ચિંત બનેલા. તેમણે જ ઈડરવાળા ભાઇશ્રી હરીલાલ ઉપરના પત્રમાં તે બાબત આ પ્રમાણે જણાવી છે.

" મારાં સ્ત્રીને આજ અઢાર દિવસથી તાવ વગરનું શરીર એક ક્ષણ પણ રહ્યું નથી, તો પણ ડૉકટરો હજુ હિંમતમાં છે. ઔષધ ઉપચાર ચાલે છે. દીકરા, દીકરી, અને વહુઓ સારી સેવા કરે છે."

પંદરેક દિવસ બાદ તેમના જ ઉપરના એક બીજા પત્રમાં જણાવ્યું છે કે, " મારાં સ્ત્રીને લાગુ પડેલું દરદ કષ્ટ સાધ્ય છે, ચિ. ફુલભાઇ વગેરે અપૂર્વ શ્રમ ઉઠાવીને સેવા કરે છે: એ બાબતમાં સત્યયુગનો પ્રત્યક્ષ અનુભવ થાય છે......"

દીવાળીના તહેવારોમાં માતુશ્રી બાનની તબિયત વધારે ચિંતા કરાવે તેવી રહી. બેસતું વર્ષ જોવા પામશે કે કેમ એ શંકા સૌના મનમાં ઉપસ્થિત થઇ, પણ નવા વર્ષનો દિવસ તો ક્ષેમ કુશળ વીતી ગયો.

પરંપરાગત માન્યતા મુજબ માતુશ્રીના મનમાં એવી ધારણા ખરી કે, કાર્તિક સુદી ૧૧ સુધી પ્રાણ ટકી રહે તો ઠીક, કારણ દેવનાં દ્વાર ત્યારે જ ઉઘડે, જેથી સ્વર્ગમાં તુરત દાખલ થઇ જવાય. મેં બાઇને ( માતુશ્રી )ને કહ્યું " બાઇ! તમે નકામી ચિંતા કરો છો; દેવોના દર્શન કરવા તમે ઉત્સુક છો તે ઠીક છે; પણ દેવો તમારાં દર્શન કરવા વધારે ઉત્સુક છે તેથી અગીઆરસની તિથી આવ્યા પહેલાં પણ દેવો સ્વર્ગનાં દ્વાર ઉઘાડી તમારી રાહ જોતા જોતા

ઊભા હશે." માતુશ્રીના જીવનના છેલ્લા કલાકો હૃદયમાં અંકિત છે. તે દિવસે સાંજથી તેમની હંમેશની શ્વાસની મુશ્કેલીની તકલીફ અને ઉધરસ અદૃશ્ય થયા. સારી ગલત દેખાણી. વૈદ્ય ગતના આઠ વાગતાં એવું જણાવીને ગયા કે, "આજે નાડીની હાલત બહુ સારી છે. આજ તો બધાં નિશ્ચિંત પણે સુઈ રહો." પણ જ્યારે રાતના ૧૧ક વાગતાં હું વાગે ભરવા નીચે ગયો ત્યારે માતુશ્રીનો અવાજ તદ્દન બેસી ગયેલો જણાયો. કલ્યાણભાઈ પાસે હતા તેમણે મને કહ્યું "તારી માને ચા પીવી છે. કોઈને ઉઠાડીશું કે તું બનાવી શકીશ?"

મેં ચા બનાવી. કલ્યાણભાઈએ ચા પાઈ. ચા પીધા પછી માતુશ્રીનો અવાજ જરા ઉઘડ્યો. બરાબર સાડા અગીઆરે માતુશ્રીએ કહ્યું, "મને નીચે ભોંય પર લઈ લ્યો." પણ અમે શાના માનીએ? કલ્યાણભાઈએ કહ્યું, એવાં કોઈ ચિન્હ તમને જણાતા નથી. થોડી વાર પછી ફરી માતુશ્રીએ કહ્યું "છેલ-ભાઈને જલ્દી બોલાવો; જુઓ મારી નાડીઓ તુટે છે." માતુશ્રીને છેલભાઈમાં ઘણી શ્રદ્ધા હતી, પણ કલ્યાણભાઈએ તો કહ્યું "અરે ભગવાન, એમ મોત આવતું હોય તો શું જોઈએ." મનમાં મને ચટપટી થઈ. કલ્યાણભાઈ તો કહે કે તમારો વારો પુરો થયો છે તો તમે જાઓ અને છેલભાઈને તેમ જ ભોગી-ભાઈને આંહી મોકલો. મે પગ થોભ કર્યો કલ્યાણભાઈને એકલા મુકી જતાં મેં આંચકો ખાધો, પણ ભાવિએ અમને ભુલાવ્યા.

ઉપર જઈ મે છેલભાઈને મોકલ્યા...વળતે દિવસ સવારના મને જણાવવામાં આવ્યું કે છેલભાઈ પહોંચ્યા તે પહેલાં તો માતુશ્રીએ કલ્યાણભાઈના ખભા ઉપર માથું ઢાળી દીધું. કલ્યાણભાઈએ અને છેલભાઈએ મળી જેવું માતુશ્રીના શરીરને ભોંય પર લીધુ કે તેમને ત્રીજુ ડચકું આવ્યુ અને ને સાથે જ તેમના પ્રાણે પરલોક તરફ પ્રયાણ કર્યું. કલ્યાણભાઈને ભારે પશ્ચાતાપ થયો; મને તેમણે જણાવ્યું કે, "અમે તેમને ભોંય પર લીધાં ત્યારે શુધ્ધિ રહી હોય તો ઘણું સારૂ. તો પણ દરદીના કહ્યાં છતાં આપણે માન્યું નહી અને તે સમયે જ ભોંય પર ન લીધા તે બાબતનો મને હવે ઘણો પશ્ચાતાપ થાય છે." પણ હવે માતુશ્રી સંબંધે થોડા લાગણી દર્શક અવતરણો આપી આ ભવ્ય શોકમય પ્રસગ સમેટી લેશું.

મૂળવંતભાઈએ માતુશ્રીના અવસાનની નોંધ લેતાં નીચે મુજબ મનનીય ઉદ્‌ગારો કાઢ્યા છે. "સદગત્ કલ્યાણભાઈના ધર્મપત્ની સૌ. ઉજ્જવળલક્ષ્મી

ખરેખર ભોળાં, શાંત અને પ્રભુનાં જ માણસ હતાં. પોતાને ૭ પુત્રો અને ચાર પુત્રીઓ થઇ અને સૌ ઈ.સ.૧૯૧૧ સુધી ક્ષેમકુશળ રહેલ તેથી પોતે અક્ષયવન (અખોવન) ગણાઇ બહુ ભાગ્યશાળી ગણાતાં. પોતાનાં બાળકો, ભત્રીજા, ભાણેજડાં તેમ જ જ્ઞાતિ જન અને કોઈ પણ પગમાં જન" બાઇ " (બાઇ તરીકે જ સૌ તેમને બોલાવતા.) પાસે જઇ કદી નિરાશ થઇ પાછાં ન હોતાં જતાં; પણ મીઠી હેત ભરી વાણી, સાથે નાસ્તો ચા વગેરેની તૃપ્તિનો લાભ મેળવતાં; તેમ જ કોઇ પણ યાચક, ભિક્ષુક કે આશ્રિત જાણ્યું અજાણ્યું તેમના પાસેથી આર્થિક લાભ મેળવ્યા વગર જતું જ નહીં. ટુંકામાં આખા કુટુંબમાં બાઇ સૌને શાંતિ અને તૃપ્તિનું સ્થાન હતાં. સદગત્ કલ્યાણભાઇ પોતે તો નાની ઉમરથી નોકરી અને વકીલાતને કારણે મોટે ભાગે બહારગામ રહેતા હોવાથી રાજકોટનું ઘર તો સૌ. ઉજ્જવળલક્ષ્મીથી ઉજ્જવળ રહેતું.

.. જે ભાગ્યશાળી જીવ હોય છે તેનું અવસાન પણ પ્રભુ બહુ યોગ્ય અવસરે કરે છે. કારણ કે પોતાના પતિની હયાતીમાં, એક પુત્રી શિવાય પોતાના તમામ સંતાન અને પૌત્રો દોહિત્રો વિગેરેને ક્ષેમકુશળ જોઈ પ્રયાણ કરવું એ વિરલા જ અનુભવે છે. "બાઇ" પ્રભુ ચરણ થતાં સદગતનાં મનમાં ભવિષ્યની દશા સબંધે તર્ક વિતર્ક થાય એ સ્વાભાવિક જ છે. સદગત્ કલ્યાણભાઇનું ઉગ્ર ભાગ્યબળ હવે ઝાંખુ થવા પામ્યું તેવું સૌ કોઇને જણાવા લાગ્યું."

કલ્યાણભાઇની રોજનીશીની નોંધમાં, કોઇ સ્નેહીજન ઉપરના પત્રોમાં તેમ જ પોતાના વસીયતનામામાં માતુશ્રીને હૃદયની અંજલિ અર્પી છે તેમાથી ક્રમાનુસાર જુજ અવતરણો લઇશું.

"રાતના બાર ઉપર દોઢ વાગ્યાને વખતે મારાં ધર્મપત્નીનું શરીર છુટી ગયું. પ્રાણભાઇ (અમારા મામા)ની પાછળ વર્ષીના બ્રાહ્મણો જમી શકયા. ચિ. લાલભાઇનાં વહુ પિયર ગયાં. ચિ. સૌ રવી આવી પહોંચી. પંચક બેઠાં નથી."

" અગ્નિસંસ્કાર. ગાંઠે, સાંજે કંઈ નહોતું. (૧) અભણ છતાં બુધ્ધિમાં કોઇ દૈવી પ્રકાશ. (૨) સ્વર્ગસ્થ ચિ. સૌ મંછા માટે ઉંડી લાગણી અંતરમાં છૂપી રાખેલી – અમારા આનંદ માટેની કાળજી અને (૩) પ્રજા, ભત્રિજાઓ સહિતની ભક્તિપુરઃસર સેવા, આ બધાં મનન કરવા યોગ્ય છે."

પત્રોમાથી થોડા અવતરણો વાંચીએ:—

રાજકોટ પરા.
તા. ૧૫-૧૧-'૧૫
સોમવાર

સ્નેહી, રા. ભાઈ હરીલાલ,

મારી અભણ છતાં વિશુદ્ધ પ્રેમમયી અને સહનશીલ સ્ત્રી, છેલ્લી ક્ષણ સુધી આપણી કલ્પનામાં ન આવે તેવું સાવધપણું દાખવીને દેહ છોડી પ્રયાણ કરી ગઈ છે. મોત માટે દિલગીર થવું કે અમારૂં વધુ પડતું શેષ આયુષ્ય છે તે માટે દીલગીર થવું તેનો ભવિષ્યમાં નિર્ણય થાશે.

કલ્યાણરાય જેઠા બક્ષી
ના પ્રણામ,

ખરે ! ભાવિએ જ કલ્યાણભાઈનાં હૃદયમાંથી આવા શબ્દો કઢાવ્યા હશે. માતુશ્રીનાં અવસાન બાદ દોઢ વર્ષમાં એક પછી એક જે મરણ પ્રસંગો આવી પડયા તેની જાણે ભીષણ આગાહી થઈ ન હોય !

ભાઈશ્રી હરીલાલ ઉપરનો બીજો પત્ર પણ તે જ વિષયને અંગે આ પ્રમાણે છેઃ—

રાજકોટ પરા.
તા. ૧૯-૧૧-૧૯૧૫
શુક્ર, રાત્રિ

પ્રિય ભાઈ હરીલાલ,

ગઈ કાલનો પત્ર મળ્યો. મારાં પત્નીના પ્રયાણને આઠ દિવસ થઈ ગયા. લૌકિક પણ એ જ કહેવત છે કે, "દુઃખનું ઓસડ દાડા." શ્રવણ, મનન અને સત્સંગનું બળ, સારા માઠા પ્રસંગે, વૃત્તિ અકંપિત રહે તેવું હજુ મને પ્રાપ્ત થયું નથી. અસર થાય છે અને બોધવચનોની સ્મૃતિ તથા વિચારથી વળી ઘડ વળે છે. અત્યારે ત્રણ હકીકતથી મારૂં મન શાન્તિ મેળવી શકે છે.

સ્વર્ગસ્થ નિરક્ષર છતાં છેલી ક્ષણ સુધી તેણે બુધ્ધિ-પ્રકાશ દાખવ્યો તે. આ વિસ્તારથી તો રૂબરૂમાં જ કહી શકાય તેવું છે જે પ્રસંગે થશે. બીજું મારી એક પુત્રી મત થએલી છે, તેના માટે ઉંડી અને અતિ હૃદય-ભેદક લાગણી.

ચાર વર્ષ સુધી, હવે મને સમજાય છે તેમ, કેવળ મારા આનંદમાં વિક્ષેપ ન પડવા દેવાના આગ્રહથી કોઇ અકથ્ય પ્રકારે દાબી રાખેલી તે આ છેલ્લા મંદવાડમાં પણ માત્ર નિદ્રાની પરાધીન ક્ષણોમાં જ નીકળતા ઉચ્ચારણોથી મેં જ્વલંત જોઇ. શ્યો પ્રેમ અને શી સહન શક્તિ ? ત્રીજું આ જમાનામાં આશા રાખી શકાય નહીં તેવા પ્રકારે મારા પુત્ર, પુત્રીઓ, અને ભત્રીજાઓ સદિતે એની સેવા જરા પણ કાયરી આણ્યા વિના કરી છે. "સ્નેહ તેટલું દુઃખ" એ સત્ય છે. તમે પણ એ સત્યના ભોગ અમારા તરફ પ્રેમ વધારવાથી થયા. આંહી આવી જવાની ખેંચ મન ઉપર જરા પણ રાખશો નહીં. એ માત્ર લૌકિક વ્યવહાર છે, એથી કાંઇ વિશેષ ફળ નથી. મારા પુત્ર બહાર ગામ છે તેને પણ મેં સામેથી ના લખી છે.

લિ. કલ્યાણરાય બક્ષી
ના જય શ્રી કૃષ્ણ

તેમના પુત્ર ઉપરના પત્રમાં આજ બનાવને અંગે કલ્યાણભાઇના ઉદ્‌ગારો આંહી રજુ કરેલ છે.

રાજકોટ ૫ગા.

ચિ. ભાઇ હિંમતલાલ,

......તમારાં માના વૈકુંઠવાસથી તમને નહી ધારેલી ઉંડી અસર થઇ તે મને સમજાય છે. મેં જીંદગીભરના સહવાસમાં પણ એ જીવનો પુરી પરીક્ષા નહોતી કરી એવું મને ભાન થયું. મારૂં શરીર સારૂં છે. વૃધ્ધાવસ્થાને માત્ર મનના જોરથી દૂર રાખવાનો મારો નિશ્ચય હતો તે જતો રહ્યો. મૃત્યુ કોઇથી આઘું ઠેલાતું નથી. પણ હવે કદાચ જ્યારે પણ સમય આવશે ત્યારે ચાકરી કરાવવી પડશે. હું આ સ્થિતિથી બચીશ એવો મારો નિશ્ચય હતો.

શુ. કલ્યાણરાય જેઠા બક્ષી
ના આશિર્વાદ

કલ્યાણભાઇએ પોતાનું વસીયતનામુ ઇ. સ. ૧૯૨૦માં કર્યું હતું. તેમાં કેટલુંક પ્રાસ્તાવિક રૂપે આધ્યાત્મિક તેમ જ વ્યવહારિક વિવેચન કર્યું છે. તે વિવેચનમાંથી માતુશ્રીને સબંધકર્તા એકાદ બે વાકયો આંહી ટાંકયાં છે.

" ......ઘણી નાની ઉંમરમાં નિરક્ષર જોડે મારો વિવાહ થયો, છતાં

અભ્યાસ અને સત્સમાગમથી હું માંડ સમજી શક્યો છું તેટલી સમજણ મા ને સ્ત્રીમાં સ્વભાવસિધ્ધ અમે અનુભવી."

ઇ સ. ૧૯૧૩ની આખરમાં કલ્યાણભાઇ રાજ્યસેવામાંથી નિવૃત્ત થયા, અને ઈ. સ. ૧૯૧૫ની આખરમાં તેઓ ઘરભંગ થતાં વાનપ્રસ્થાશ્રમી થયા. કદાચ શબ્દાર્થમાં નહિ હોય તો પણ ભાવાર્થમાં તેમણે આ તૃતીય આશ્રમને છાજે તેવી રહેણી કરણી રાખવાનું શરૂ કર્યું. એટલું જ નહીં સન્યસ્તાશ્રમને સીમાડે આવી લાગ્યા.

પોતાની સેવાનું ક્ષેત્ર વિસ્તાર્યું; એટલે કે વિશેષ બહોળા સમુદાયને પોતાનાં કુટુંબરૂપે ગણી જીવન ગાળવા લાગ્યા. એમ ઉત્તરોત્તર વિસ્તાર વધારતાં સંન્યસ્તની દીક્ષા લઈ, "આત્મવત સર્વભૂતેષુ" ની ભાવનાનો સાક્ષાત્કાર કરવા તમન્ના હતી. પણ ઈશ્વરે જુદું જ ધાર્યું હતું. દોઢવર્ષના ગાળામાં કુટુંબમાં બે અવસાનના અણધાર્યા વિષમ બનાવો એવા થવા પામ્યા કે કલ્યાણભાઇ દીક્ષા લેતા અટક્યા. એમણે એમ વિચાર્યું કે આવા સંજોગોમાં દીક્ષા લેવી એતો પોતાની ફરજ ચુકી "ભાગી છુટવા" જેવું ગણાય. આમ રીતસર સન્યસ્તની દીક્ષા તો ન લીધી; છતાં એવો વેશપલટો ન કર્યો તેથી શું? મનુષ્ય જાતીની ભેદભાવ વગર સેવા કરવી અને હૃદયનાં સાચા ભાવથી મનુષ્ય માત્રને સમાન ગણવો એ જ ખરૂં સન્યસ્ત છે ને?

આ વર્ષના બાકીના સમયમાં મે. પંડિત સાહેબની સહાયમાં રહીને વિધવિધ જાહેર પ્રવૃત્તિઓ કરી હતી, તેમ જ તેમના ભત્રીજા છેલભાઇને સાથે રાખીને વકીલાત અંગેનું લેખીત કાર્ય કર્યું હતું. ઉપરાંત સ્વજ્ઞાતિનું હિત સધાય તેવી પ્રવૃત્તિઓમાં પણ સામેલ હતા. અસ્તુ.

આ વર્ષના અંતની સાથે સાથે આ જીવન ચરિત્રના પૂર્વ વિભાગની સમાપ્તિ થાય છે.

卐



પુજ્ય વડીલશ્રી કલ્યાણરાય જેઠાભાઇ બક્ષી
આશરે ૫૫ વર્ષની વયે

# "ઉત્તર-વિભાગ"

## પ્રકરણ ૧

### નિવૃત્તિમય જીવનમાં સભર પ્રવૃત્તિ



ઇડર રાજ્યે માસિક રૂ. ૫૦૦ નું પેન્શન બાંધી આપવાથી, નોકરી પૂરતા તો કલ્યાણભાઈ પાકે પાયે નિવૃત્ત થયા. તેનો અર્થ એ નથી કે તેમણે હવે આરામમાં જીવન વિતાડવાનું શરૂ કર્યું; આ તો કાર્યનો પ્રકાર અને કાર્યની દિશા બદલાયાં. પહેલાં નોકરી અંગેનું કાર્ય મોખરે રહેતું અને બીજાં કૌટું-બિક, સામાજીક વગેરે કાર્યો આનુસંગીક ગણાતાં. એથી ઉલટું હવેથી વધારે વિસ્તૃત વિભાગની જન-સેવા એ મુખ્ય પ્રવૃત્તિ થઈ, અને અન્ય કાર્યો ગૌણ બન્યાં.

અલબત્ત રાજકીય, સામાજિક કે એવા પ્રકારની સાર્વજનિકપ્રવૃત્તિ ચલાવવાનું મથક તો સેવાપરાયણ ઉચ્ચાશયી પંડિત સાહેબનું નિવાસસ્થાન જ ગણાય. દરેક પ્રશ્નની છણાવટ ત્યાં થાય. કાર્યવાહક સમિતિનું અગર બીજી અન્ય સમિતિનું મિલન પણ ત્યાં જ થાય. કામ હોય ત્યારે તો કલ્યાણભાઇ પંડિત સાહેબ પાસે જરૂરિઆત મુજબ જતા, પણ તે ઉપરાંત દર સોમવારે સવારના નવથી અગીઆર તેઓ પોતાનાં પરાનાં નિવાસ-સ્થાનથી નીકળી રાજકોટ સદરના દૂરના ભાગમાં આવેલ પંડિત સાહેબને બંગલે જવાનું રાખતા; ત્યાં આ ઉભય મહાશયો વચ્ચે અનેક પ્રકારની આધ્યાત્મિક, વ્યાવહારિક બાબતોની ચર્ચા અને વિચારોની આપ-લે થાય.

સાંજના ફરવા જાય ત્યારે એકાંતરા પોતાના વડીલ બંધુ પાસે જઇ આવવાનું ચુકતા નહીં. ઘર આગળ તેમના જીવનભરના સાથી રા. છબીલ રામભાઇ

( અમે એમને બેચર કાકાના નામથી સંબોધતા ) અઠવાડિઆમાં ત્રણ-ચાર વાર તો આવે જ, અને જો ધાર્મિક કે તત્વજ્ઞાનને લગતું વાચન ચાલતું હોય તો હરદંમેશ આવે.

અમુક વિશિષ્ટ જાહેર પ્રવૃત્તિમાં પંડિત સાહેબ વગેરે સાથે સામેલ હોય ત્યારે સ્વાભાવિક રીતે તેમાં ઘણો સમય આપવો પડતો; પણ તેવી હિલચાલ ન હોય ત્યારે પણ બે અનાથાશ્રમોના કાર્યવાહક સમિતિના સભ્ય તરીકે, અને મેટલ વર્કસ અને લાખાજીરાજ મીલ્સના વ્યવસ્થાપક સમિતિના સભ્ય તરીકે કામ-કાજનો વ્યવસાય ચાલુ જ રહેતો, કારણ એ તો કલ્યાણભાઇની પ્રકૃતિ જ એવી હતી કે, માત્ર શોભાના કે નામના ડાયરેકટર કે કાર્યવાહક સમિતિના સભ્ય થવાનું તેમને મુદ્દલ પસંદ ન પડે. એથી ઉલટું બીજા સભ્યો વતી પણ પોતે કામ કરવામા લેશ પણ આનાકાની ન કરે.

આ સાલમાં દુષ્કાળ હતો, તેથી તે સંબંધમાં ઘાસ એકત્ર કરવાની વગેરે પ્રવૃત્તિ વધારે પ્રમાણમાં રહી. રાજકોટમાં રહી આ પ્રમાણે જહેમત ભરી પ્રવૃત્તિ કરતા થાક ચડે ત્યારે, અગર એક જ સ્થળમાં ચાલુ રહેવાથી જરા કંટાળો આવે ત્યારે, કાં તો હડાળા દરબાર શ્રી વાજસુરવાળાના આશ્રમમાં જવાનું રાખતા, અગર જુનાગઢમાં સ્નેહી ગીરધરભાઇને ત્યાં એકાદ અઠવાડિયું રહી આવતા. જુનાગઢમાં વળી વિશેષ આકર્ષણ કોલેજના પ્રિન્સિપાલ મી. સ્કોટ અને પ્રોફેસર જોશી સાહેબ વગેરેને મળવાનો લાભ મળે એ હતું.

આ વર્ષમાં “ આપણા સંસારની ગુંચવણો ” આ વિષય ઉપર વ્યાખ્યાન આપેલ આવી રીતે તેઓએ ઠીક સંખ્યામાં ભાષણો, વ્યાખ્યાનો આપેલાં, પણ તેને અંગે તેમની એક ખામીયત ધ્યાનમાં રાખવાની છે. પોતાનું ભાષણ આપવાની પૂર્વ તૈયારી તરીકે કલ્યાણભાઇ ભાષણના વિષયના મુદ્દાઓ ઘણે ભાગે કાગળ ઉપર ટાંકતા નહી, બીજું એ કે ભાષણ અપાઇ રહ્યા પછી તે ભાષણની મુખ્ય હકીકત ફાઇલમાં રાખવા ખાતર અગર વર્તમાનપત્ર કે માસી-કમાં છપાવવા ખાતર લખી આપવા કોઇ તેમની પાસે માગણી કરે તો તેમાં માગણી કરનારને નિરાશ થવું પડતું કલ્યાણભાઇ એમ જ જવાબ આપતા કે, એ મને મુદ્દલ ફાવતું નથી. તેમના કેટલાક લેખો પુસ્તિકા રૂપે બહાર પડયા છે તેનો યશ તો સ્વામી શ્રી ત્રિવિક્રમતીર્થને આપવો ઘટે. તેમના આગ્રહથી તેમણે કેટલાક વિષયો લખી માસિકમાં છપાવવા આપ્યા અને પાછળથી તે

પુસ્તિકા રૂપે તે બહાર પડ્યા. એટલું ખરૂં કે કલ્યાણભાઇ ભાષણ આપતા હોય ત્યારે તેની નોંધ કોઇ સમજુ માણસ કરે અને પછી તે નોંધ કલ્યાણભાઇ પાસે રજુ કરે તો તેઓ તેમાં યોગ્ય સુધારો વધારો કરી આપે. એમની આ લાક્ષણિકતા અમે જાણતા હોવાથી પાટણ (ઉત્તર ગુજરાત)માં કલ્યાણભાઇએ ભાષણો આપ્યાં તેની નોંધ લેવાની વ્યવસ્થા રખાવેલી જેને પરિણામે "વેદાન્તનું વ્યવહારૂ સ્વરૂપ" જેવો ઉંચી પંક્તિનો લેખ આપણને મળી શક્યો. તા. ૨૦-૧-'૧૬ એટલે પોષ સુદી ૧૫ ના રોજ તેમણે ૫૮ વર્ષ પૂરાં કરી ૫૯ માં વર્ષમાં પ્રવેશ કર્યો તેમણે તે દિવસે નાગર ત્રિમાસિકમાં છપાવી બહાર પાડવા "જ્ઞાતિહિતૈષીયોને વિનંતિ" એ શીર્ષકથી એક લેખ ઘડયો. તેમાં મુખ્ય મુદ્દો આ પ્રમાણે હતો. "બીજા નાગરો તથા બ્રાહ્મણો કરતાં વડનગરા નાગરો ધર્માચરણમાં કઇ કઇ બાબતોમાં ચડીયાતા છે ને તે બાબતો ધર્માચરણમાં ગણાય કે નહિ તેના આધાર જાહેર કરવા."

કલ્યાણભાઇએ લખેલા પત્રો તેમ જ ડાયરીની નોંધ વાંચતાં તેમની પ્રવૃત્તિઓનો આપણને ચોકખો ખ્યાલ આવશે.

(૧)

ગ. ગ. ચિ. ફુલભાઇ,

રા. રા. ને મળો તો "વિદ્યોત્તેજક ભંડોળ, મુબઇ" સબંધી ત્યાં કમિટિ વગેરે નીમી હોય તો કૃપા કરીને મને માહિતી આપો. કોઇ પણ સ્થળે ત્યાંના અને મારા પ્રયાસમાં અથડામણ ન થાય એ મારે સંભાળવું જોઇએ.

રા. ભાઈ રવિશંકર ગણેશજી અંજારીયાએ ઉલટથી આ કામ આદર્યું છે. તેમણે પોતાના સહાધ્યાયીઓને એક છાપેલ પત્રથી ફંડ પ્રત્યેના ધર્મની સ્મૃતિ આપી છે. તથા કલાસમાં રહીને ભણેલાને એક એક મહિનાનો પગાર ભરવા અસરકારક રીતે બોધ્યા છે. પરમાત્મા સારૂં જ કરશે.

શુ. કલ્યાણરાય જોહા બક્ષી.<br>ના આશીરવાદ

આજ અરસામાં ઇડર સ્થાનના ઠા. કેસરીસિંહજીના સમયના રાજ્યબારોટ દોલતગરજી કાઠીઆવાડના જુદાં જુદાં રાજ્યોમાં ફરવા નીકળેલા, કે જેથી "પંચકી લકડી એકકા બોજ" એ કહેવત મુજબ તેમને કાંઈ અર્થ

પ્રાપ્તિ થાય. કલ્યાણભાઇએ તો તેમની વિદ્વતા પીછાની હતી. તેથી જુદે જુદે સ્થળે ભલામણ પત્રો લખી લખાવી મોકલેલા. આ પર્યટન દરમ્યાન કલ્યાણભાઈએ બારોટશ્રી ઉપર લખેલા પત્રોમાંથી થોડાં અવતરણ આપશું, જેથી આવા કવિઓને તેમનો રાજ્યાશ્રય બંધ થવાથી કેવી વિટંબણા પડે છે તેનો કંઇક ખ્યાલ આવશે, તેમજ થોડી વિદ્વત્તાભરી ચર્ચાનો આસ્વાદ પણ મળશે.

રાજકોટ પરા.
તા. ૧૦-૨-'૧૬

રાજકવિ-કવિરાજ રાવ દોલતરાયજી મુ. શ્રી ધ્રાંગધરા. કુશળતા જાણી સંતોષ લીધો. બકરીએ દોવા નીકળ્યા જેવો બધો ઘાટ દૃષ્ટિગોચર થાય છે. કામધેનુનો ( કૈ. મહારાજા કેશરીસીંહજીનો ) વિયોગ કરાવનાર ગ્રહદશામાં બીજી શી આશા રહે ? ગ્રહયોગ અને જમાનો બન્ને ભેગાં વિકૃત થયાં સમજાય છે. "પુરુષાર્થ કે ભાગ્ય ?" એ પ્રશ્ન જરા ઉંડાણમાં તપાસો તો ઉડી શકે તેવો નથી, ભાગ્ય પોતે ગત સમયના પુરૂષાર્થથી જ બાંધેલું હોય છે; એટલે હકીકતમાં તે માત્ર પુરૂષાર્થનું જ ત્વરિત નહિ પણ વિલંબિત ફળ છે. આ સમાધાનથી સર્વ કોઇને સંતોષ થવો જોે કે કઠણ છે, ને વિદ્વાનો પણ એ બે વચ્ચે જાણે વસ્તુત: ભેદ હોય એમ વર્ણન કરવા અને તે બેને પ્રતિપક્ષી કલ્પીને વિવાદ જગાવવા પ્રેરાય છે, તો પણ મને તો એ બે વચ્ચે કારણ કાર્યનો સંબંધ સમજાય છે. ભૂતકાળનો પુરૂષાર્થ તે વર્તમાનનુ ભાગ્ય અને વળી વર્તમાનનો પુરૂષાર્થ તે ભવિષ્યનું ભાગ્ય.

વિ. કલ્યાણરાય જોેષી બક્ષી
ના જયશ્રીકૃષ્ણ.

કવિરાજ બારોટશ્રી દોલતરાયજી કાઠીઆવાડની સફર પુરી કરી સ્વવતન પહોંચ્યા. ત્યાંથી કલ્યાણભાઇ ઉપર તેમણે આભાર દર્શક પત્ર લખેલો તેના જવાબમાં કલ્યાણભાઇએ કવિશ્રી ઉપર લખેલા પત્રમાંથી થોડું અવતરણ રૂપે આપી હાલતો એ કવિરાજની રજા લઇશું.

રાજકોટ-પરા.
ફાલ્ગુન વદિ ૧૨
તા. ૧૬-૩-'૧૬.

કવિશ્રી બારોટજી દોલતરાયજીની સેવામાં,

તા. ૬ઠીનો પત્ર મળ્યો......મહારાજા કેસરીસીંહજીનો સહવાસ તો એક અતિ આનંદનું પણ અલ્પ સ્વપ્ન નીવડયું; ઇશ્વરેચ્છા તેવી જ હતી.

રવિ અને કમળની ઉપમા આપણા વચ્ચે તો ઘટતી નથી; પણ જ્યાં ઘટતી હોય ત્યાં પણ તેમાં રવિની ખુશામત જણાય છે. બન્ને પોતપોતાની પુરી શકિત વાપરે ત્યા સુધી અને કોઇની વિશેષતાં ભાષતી નથી. યુધિષ્ઠિર મહારાજાના રાજસૂય-યજ્ઞ કરતાં એક ગરીબ બ્રાહ્મણનો અતિથિ સત્કાર વિશેષ ગણાયો છે. દશાડાની કદર એ દૃષ્ટિએ જોતાં શ્રેષ્ઠ ગણાય. (કારણ દશાડા નાનો તાલુકો છે, અને તાલુકદાર મુસ્લીમ છે. હી. ક.)

સ્નેહભાવનું ઝરણ સુકાવા દેશો નહી.

વિ. કલ્યાણરાય જોઠા બક્ષીના
જય શ્રીકૃષ્ણ

આ માસની આખરે ઇડર રાજ્યમાં જવાનું થયું. તા. ૩૧-૩-૧૯૧૬ના રોજ સવારના રાજકોટ દિવાનને ત્યાં સસતું ઘાસ મળવા બાબતની ચર્ચા કરવા જઇ આવ્યા, અને સાંજના હીંમતનગર જવા સારૂ રવાના થયા. વળતે દિવસ તા ૧-૪-૧૯૧૬ના રોજ હરિભાઇને ત્યાં અમદાવાદ દાખલ થઇ ગયા.

વળતે દિવસ હીમતનગર જતાં માલુમ પડયું કે મહારાજાશ્રી તો હજુ મુંબઇથી આવ્યા નહોતા. તેથી કલ્યાણભાઇએ મહારાજાના પ્રાઇવેટ સેક્રેટરીને "પોળો અને વેરાવળ"નાં લખાણો બાબત વિચાર કરવા સારૂ મીટીંગ બોલાવવા વિનંતી કરી કલ્યાણભાઇને સુખ્મતવે આજકામ માટે બોલાવેલા અને તેમના સ્વભાવ મુજબ તેમને હાથ જોડી બેસી રહેવું તો ફાવે જ નહી

તા. ૧૭મી એપ્રિલના રોજ હીમતનગરથી અમદાવાદ રસ્તે પાલણપુર ત્યાંના નવાબ સાહેબે બોલાવેલા તેથી ગયા. વળી મૂળભાઈ પણ પાલણપુર હતા પાલણપુર આવતાં જ આપણને અમારી સૌથી નાની બેન નિર્મળના ગંભીર મંદવાડના પડઘા સંભળાય છે.

પાટણમાં નિર્મળ બેનને તાવ ઉધરસ લાગું પડેલાં, ક્ષય હોવાનો ડૉકટરોને પાકો વહેમ હતો. પાલણપુરથી કલ્યાણભાઇ વડનગરા નાગરોનાં મૂળ ધામ શ્રી વડનગરની યાત્રા કરી આવ્યા, વડનગરથી અમદાવાદ જતાં મેસાણા સ્ટેશને નિર્મળબેન મળવા આવેલાં કલ્યાણભાઇની નોંધ છે કે " ક્ષય લાગુ પડયો છે

તે ચોક્કસ છે, એની સારવારમાં બાહ્ય માણસની જરૂર છે." કલ્યાણભાઈ હીમતનગર (ઇડરસ્ટેટ)માં હતા ત્યારે જ રા. રા. જયસુખરાય પુ. જોશીપુરાને નિર્મળનાં મંદવાડ બાબત ઇંગ્રેજીમાં પત્ર આવેલો. તેનો જવાબ ઇંગ્રેજીમાં લખેલો. આ પત્ર મનનીય હોવાથી તેનાં અવતરણો અહીં જ આપીશું.

Palace Himatnager,
Mahikantha
6th. April 1916

My dear Jayshukhrai,

I don't believe in our doctors ot the present day when such peculiarly tempered patients are concerned. The workings of a mind are a formidable factor even in ailments of the flesh and yet are taken no notice of by the medical service...." As one thinks so he or she becomes in course of time." Moreover one's thoughts hopeful or other wise invariably produce a corresponding effect upon another in whom the thinker is interested.

Mv own opinion is that the patient may be sent back to Rajkot and treated by the . Vaidya.

We will do all that lies in us for her benefit.

We must make the *most* of *what we have* rather than grieve of what we have not.

There is onlyone consideration which you alone can satisfy; and it is that sending the patient to Rajkot, ought to be so arranged as not to let her feel that you are shaking yourse'lt free from the

responsibility in a spirit of despair or an-
and
noyance......

Try to be smiling under unfavor able circumstances. Probably the effort will change them for the better and even if it does not, there will be so much less distress altogether.

Yours affectionatly
Kalyanrai Jetha Bakshi

હૃદયમાં આ મંદવાડની ઘેરી છાયા ધારણ કરી કલ્યાણભાઇ રાજકોટ આવ્યા. જાણે માથા ઉપર મોતનાં નગારાં વાગી રહ્યાં હતાં ! ! અને છતાં તેમની અંતરની લાગણી ભાગ્યે જ કોઇ જાણી શકે તેવી રીતે રોજ બરોજનો વ્યવહાર કલ્યાણભાઇ ચલાવી રહ્યા હતા. અને તે પણ અનેક દિશામાં.

ક્ષયના દરદીનો જરા પણ ભરૂંસો નહિ એ વાત તેઓ તો જાણતા જ હોય. તા. ૧૭ મી એ વિસનગરથી નિર્મળની તબિયત વિશેષ નબળી થયાના સમાચાર મળ્યા બીજી તરફથી પોતાના ભાઇ જાદુભાઇને ત્યાં તા. ૧૯–૫'૨૬ ની તારીખનાં લગ્ન હતાં. અમદાવાદમાં અમારા મામાની પુત્રીનાં લગ્ન હતાં. તેથી કલ્યાણભાઇએ પોતાનાં સંતાનો પૈકી ફુલભાઇ મુંબઇ હતા તેમને અમદાવાદ જવા સૂચવ્યું. રાજકોટથી ફુલભાઇનાં વહુ વગેરેને અમદાવાદ મોકલ્યાં. બીજી તરફથી વિસનગર એવી સુચના લખી કે, " નિર્મળની તબિયતના સમાચાર હવે મને જ તાર કે કાગળથી પ્રસંગ પ્રમાણે આપવા, અન્યને નહિ. " વિસનગરથી એવો પત્ર આવ્યો કે નિર્મળ બેનને લઇ અમે તા. ૧૯ મી એ રવાના થઇ તા. ૨૦ મી એ સવારે રાજકોટ પહોંચશું; એટલે કે, લગ્નની તિથિના વળતા દિવસે. પણ સુચના મુજબ વિસનગરથી રવાના થયા બાબતમાં તાર ન મળ્યો, તેથી કલ્યાણભાઇને ચટપટી થઇ. ઘરમાં સૌને સુચના હતી જ કે ટપાલના પત્રો કે તાર કોઇએ બારોબાર ફોડવાં નહીં. કલ્યાણભાઇને જ આપવાં. ખરી બિના તો એમ જ બનેલી કે, વિસનગરથી તા. ૧૯ મી એ રાજકોટ આવવા તૈયારી કરી નીકળવા વખતે નિર્મળ બેનનું એકાએક અવસાન થયું. રાજકોટમાં લગ્ન તિથિ હોવાથી આ અવસાનના સમાચારનો તાર ત્યાં,ન કર્યો. પણ જૂનાગઢ નિર્મળ બેનના સસરા ઉપર આ દુ:ખદ સમાચાર

તારથી જણાવ્યા, અને ત્યાંથી અમારા પરમ સ્નેહી દિનકરપ્રસાદજીએ ભોળા ભાવથી દિલાસા-સૂચક તાર કલ્યાણભાઈ ઉપર કર્યો. જદુભાઇને ત્યાં લગ્નના મંગળ ફેરા ફરાઇ ગયા ત્યાં તો તે સ્થળે કલ્યાણભાઇના હાથમાં તાર મુકાયો. કલ્યાણભાઈ સરકી ગયા. રીતસર વિસનગરથી સીધા ખબર ન આવે ત્યાં સુધી આ શોક-સમાચાર બહાર પાડવાનું તેમને મુનાસબ ન લાગ્યું. પરિણામે કોઇની પાસે હૃદયની વરાળ કાઢી શક્યા નહિ અને આખી રાત પોતે મનમાં ને મનમાં આ અતિ દુઃખદ બનાવની માહિતી દબાવી બેસી રહ્યા. વળતે દિવસ સવારે તા ૨૦ મી એ છગનભાઇનો તાર આવ્યો, ત્યારે વાત જાહેરમાં મુકાણી.

પોતાનું સૌથી નાનું ફરજંદ તેની માના અવસાન પછી છ મહીનાની અંદર ઉગતી અવસ્થામાં વિલય પામે તેની હૃદયમાં જે લાગણી થાય તે અમારી અણઘડ કલમ દ્વારા શી રીતે દર્શાવી શકાય ? તેથી શ્રી કાલેલકરે આ બાબતમાં મનનીય અભિપ્રાય દર્શાવેલ છે, તેનું અવતરણ " જીવન-ભારતી " એ નામનાં તેમનાં પુસ્તકમાંથી અત્રે આપવા રજા લઇએ છીએ.

" પિતાનો શોક મારે મન માતાના શોક કરતાં પણ વધારે ઊંડો હોય છે. પ્રત્યક્ષ શરીર સાથે સંબંધ બાંધીને અવતરેલાં એવાં બાળકોને જન્મ આપી માતા બાળકો સાથે જે શારીરિક ઐક્ય અનુભવે છે તે કારણે માતાને જાણે હૃદયનું માંસ કોઇ સાણસામાં પકડી ખેંચતું હોય એવું શારીરિક દુઃખ થતું હશે. પિતાનું દુઃખ એથી ઉલટું હોય છે. આખો જન્મારો એણે જે પુરુષ-સહજ તટસ્થતા અને ગંભીરતા કેળવી હોય છે તેની પાળ એવે પ્રસંગે તુટી જાય છે, અને દુઃખાવેગ અસહ્ય થઇ જાય છે. દુઃખ વ્યક્ત કરવાની પણ એક આવડત હોય છે. માતા તો વિવેક છોડી મુક્ત કંઠે રોઇ હૈયું હળવું કરી શકે છે. પિતાથી એ કેમ કરાય ?"

કલ્યાણભાઇએ રાત ગમે તેવી વિતાવી હશે પણ વળતે દિવસથી જ આ સંજોગોમાં શી રીતે પોતાના ભાઇને ત્યાં નો વિવાહ પ્રસંગ પાર પાડવો તેની ગોઠવણ કરવાના કાર્યમાં પડી ગયા.

કલ્યાણભાઈની વૃત્તિ અમારાં માતુશ્રીના અવસાન પછી પોતાના પુત્રોને અમુક મુડી સોંપી દેવાની થઇ હતી. અત્યાર સુધી તેનો અંમલ કર્યો ન હતો. નિર્મળ બેનના અવસાન પછી તેમને ચટપટી થઇ કે આમ વેળા વિતાડવામાં

સાર નહિ; તેથી જેવા કુલભાઇ તા. ૨૫ મી મે ના રોજ આવ્યા કે તે બાબતની વ્યવસ્થા કરવાનું શરૂ કરી દીધું.

આ બાબત વિષે ડાયરીમાં નોંધ છે કે.–તા. ૨૭–૫–૧૯૧૬ " હરીભાઇ તથા મૂળભાઇ આવ્યા. બધા ભાઇઓને પાસે રાખીને ગુરુવારે કરેલી ટેવણી બતાવી અને તે સહુએ ખુશીથી સ્વીકારી.

છોકરાઓની માનું સોનું હતું તે પણ છ ભાઇઓ વચ્ચે આપી દીધું. થોડું બહેનોને આપવાનું રાખ્યું છે તે લેરખ આવ્યેથી આપી દેવાશે. "

આ અરસામાં મોરબીના મહામહોપાધ્યાય શ્રી શંકરલાલ શાસ્ત્રી બીમાર પડતાં ડાયરીમાં નીચે મુજબ નોંધ છે.

" મોરબીમાં શાસ્ત્રીજી બહુ બિમાર છે, એવા સમાચાર મળતાં, જવાનું નક્કી કર્યું. મોરબી મે. બાણુજીભાઇને તાર કર્યો. સવારની વહેલી ટ્રેનમાં મોરબી પહોંચ્યા. સ્ટેશને ગાડી હતી, ને નવા ઉતારામાં બધી ગોઠવણ હતી. શાસ્ત્રીજીને સારણનું ઓપરેશન કર્યું છે, ને નવા ઉતારામાં જ છે. એ વખત એમને મળ્યો. એ જ શાન્તિ અને સુહૃદયતા; તિતિક્ષાનો પ્રત્યક્ષ નમૂનો. " કલ્યાણભાઇ આ પ્રમાણે શાસ્ત્રીનાં દર્શને જઇ આવ્યા પછી દશમે દિવસે તેમનું અવસાન થયું.

નિર્મળ બહેનના અવસાનનો દિલમાં ઘા રૂઝાયો ન હોતો છતાં તે બનાવમાંથી કેવી ઉચ્ચ કક્ષાનો બોધ પોતે તારવ્યો હતો તે તેમણે ઇડરના રાજકવિ બારોટ દોલતરાયજી ઉપર આ અરસામાં લખેલા પત્ર ઉપરથી જાણવા મળે છે.

પરા સ્ટેશન પાસે

રાજકોટ

તા. ૧૪–૭–૧૬

પરમ હિતૈષિ કવિરાજ દોલતરાયજી,

આપનો તા. ૧૨ મીનો યોગ્ય બોધ તથા દૃષ્ટાંતો સહીતનો મારા મનની વર્તમાન સ્થિતિમાં મને જેથી આશ્વાસન મળે તેવો પત્ર પહોંચ્યો... મારી સૌથી

નાની દીકરી નિર્મળ એને એની માને ભાગ્યશાળી અને મને દુર્ભાગી લોક સમાજમા ઠગાવ્યો; પરન્તુ કવિરાજ ' આપે ટાંકેલા શ્લોક અક્ષરશ: સત્ય છે. બે દીકરીઓ ગઇ, પણ બન્નેએ આ જમાનામાં સતીત્વ દાખવ્યું. એકે પોતાના પતિને પુત્ર આપવાના આગ્રહમા પોતાના પ્રાણનું બલિદાન બુદ્ધિપૂર્વક દીધુ હતુ. આ બીજીએ હજી નાની ઉમર અને સાસરામા કોઇ બાધરૂ નહિ છતા અસાધ્ય ક્ષયનો વ્યાધિ લાગુ પડયાનુ જાણ્યુ ત્યારે હું જાતે ગયો તો પણ ધણીથી દુર રહીને દેહ છોડવા પ્રસગ ન આવે એટલાજ માટે આંહી આવવા ના પાડી હું એના મરણથી ઉજળો થયો અને હજુ પ્રભુની મારી ઉપર અનુકપા છે એવી પ્રતીતિ થઇ. માગ પૂર્વ કર્મો કોણ જાણે કેવા હશે. કોઇ અવળી સ્થિતિમા મુકાઇ જાત તો એ દુઃખ કેવડું થઇ પડત ? બાકી તો જેના સંયોગમા સુખ માન્યુ હતુ તેના વિયોગમા દુ ખ લાગે એ સ્વાભાવિક છે. ..

વિ. કલ્યાણરાય જોષી બક્ષી<br>
ના જયશ્રીકૃષ્ણ

ખરે જ ' મહા કરુણ ઘટનાને લીધે ઉચ્ચાશયી વ્યક્તિઓને થતા હૃદયમથનમાથી જગતને મહા બોધદાયક સૂત્રો, કાવ્યો વગેરે સાંપડેલ છે

આ જ સમયમા વકીલાતને અગે એક ધ્યાન ખેંચાય તેવો કેસ આવ્યો તે કેસમા પણ દૃષ્ટિ ' સમાજ હિત ' તરફ રાખી હતી તેથી તેની નોંધ જુદી લીધી છે. એક રાજ્યના ચારણોની જમીન તે રાજ્યના Settlement ખાતાએ લઈ લેવાનો ઠરાવ કર્યો. ચારણો ધા નાખતા ગજકોરમા તેમના સ્થાનિક વકીલને લઇને આવ્યા કલ્યાણભાઇ પાસે તેમની કેફીયત રજુ થઇ કલ્યાણભાઇ કેસની નાજુક સ્થિતિ સમજી ગયા. અને તેમને બેરીસ્ટર મસુરીકર પાસે લઇ ગયા વાતચીત કર્યા પછી અને ચારણો તરફથી વિશેષ હકીકત જાણ્યા પછી આગળ શુ પગલા લેવા તે નક્કી કરવાનું રાખ્યું. ડાયરીમા સૂચક નોંધ છે કે, " કેસ નિરાશાનો છે તે કહી દીધુ પરંતુ એમનો મોટો ભાગ અરજીઓમા ન રોકાય તો વખતે સુતેદભગ કરવાને રસ્તે ચડી જાય તેવુ હોઇને, અરજી અપીલમા મન પરોવવુ પસદ કર્યું. અંદર અદરનો વારસો બધ પાડીને ખાલસા કરી લેવાનું રાજ્યે ઠરાવ્યુ છે એ તો દેખીતો જુલમ છે " પણ ત્યારે શુ આ ચારણો અવળે રસ્તે ચડે એ બીકથી તેમનો મુકદમો રઝળાવી માગવો ? બીલકુલ નહી. બેરીસ્ટર મસુરીકર અને કલ્યાણભાઇ જેવા તેમની પડખે હતા, એક તરફથી એજન્સીમા મોકલવા આ બાબતની અરજી

ઘડાતી હતી, બીજી તરફથી આ કિસ્સાને સંબધકર્તા રાજ્ય જોડે સમાધાનનો રસ્તો ગ્રહણ કરવા પ્રયાસ ચાલતો હતો; પણ ડાયરીમાંની આ કેસ બાબતની નોંધો દ્વારા એ વાતનુ અંતિમ પરિણામ જાણવું ઠીક પડશેઃ- " . ના ચારણો આવતાં મી. મસુરીકર પાસે પહોંચાડ્યા. રાજ્ય તરફથી તેમને દબાવવા તજવીજ થઈ હતી. સરકાર ન સાંભળે તો પરિણામે ( ૧ ) કાંટીયા (લડાયક વર્ગ) નાઉમેદ થતાં જે સંયોગોમાં ગજસ્થાનિક સભા સ્થાપવી પડેલ તેવા સંજોગો ઊભા થશે, અથવા ( ૨ ) દેશને ઉપયોગી એ વર્ગ નષ્ટ થશે; રાજાઓ દીર્ઘ દૃષ્ટિથી ન્યાય આપે એવી આશા નથી." અરજી તો મસુરીકર સાહેબે, કલ્યાણભાઈએ અને ફૂલભાઈએ મળી તૈયાર કરી હવે ? તે પછી મહીનો વીતી ગયો. પડદા પાછળ જે ઘટના બની હોય તે ખરી; પણ આખરે સમાધાન થયું. " સાંજે મસુરીકરને મળ્યો.........ના ચારણોનું......મહારાજાએ સમાધાન કર્યાનું જાણ્યું તેથી સંતોષ થયો."

આ પ્રમાણે સ્થાનિક પ્રવૃત્તિઓ ચાલી રહી હતી. દરમિયાન ઓનરેબલ મે. પુરુષોત્તમદાસ ઠાકોરદાસ ( હવે સર પુરુષોત્તમદાસ ) કાઠિઆવાડમાં આવે છે, એ ખબર થયા ગજકોટ તો અવસ્ય આવવાના તેથી તેમને રાજકોટની જાહેર પ્રજા તરફથી માનપત્ર આપવાનુ મેં પંડિત સાહેબને ત્યાં ભેગા થઇ ઠરાવ્યું. આ માનપત્રનો મુસદ્દો કલ્યાણભાઈએ અને વકીલ પુરુષોત્તમભાઇ એ કરવો એમ પણ નિર્ણય થયો. સર પુરુષોત્તમદાસ ઉર્ફે નાનભાઇ શેઠે અમારે ત્યાં મુકામ રાખવાનું વચન આપ્યુ હતું, પણ પાછળથી તેમના કાકાજી ડેપ્યુટી પો. એજન્ટ મોતીલાલજીનો આગ્રહ બહુ થયો તેથી સર પુરુષોત્તમદાસે કલ્યાણભાઇને આપેલાં વચન રૂપી બધનમાંથી મુક્ત કરવા વિનતી કરી, અને કલ્યાણભાઈએ છેવટ સંમતિ આપી.

" તા. ૨૦-૯-૧૬ ના રોજ સાંજે ચાર વાગતાં નાનાભાઇ શેઠ આવ્યા ત્યારે સ્ટેશને, ત્યાંથી એમની જોડે જોડે મે. પંડિત સાહેબને ત્યાં ગયો. માનપત્રની નકલો આપી જતાં તેની નકલો ( પ્રોગ્રામ તથા કવિતાઓ સહિત ) સભામાં ગૃહસ્થોને આપવા સારૂ ગોઠવી. તા. ૨૧-૯-'૧૬ " સવારે 'કોનોટ' હોલમાં, મહારાજા ઠાકોર સાહેબને હાથે માનપત્ર આપવાની ક્રિયા બહુ સંતોષકારક રીતે થઈ."

તા. ૨૩-૯-'૧૬ " આજ મારે ત્યાં મે. નાનાભાઇ શેઠ સવારે આવીને

અહા પી ગયા. કાળિદાસ વિશ્વનાથ શકલ ગોગખીવાળા અહીં છે, તેથી મેં તેના પાસે વેદોચ્ચાર કરાવ્યો." તા. ૨૫-૯-'૧૬ "મે. નાનાભાઇ શેઠને વળાવવા સ્ટેશને."

આવી પ્રવૃત્તિઓ ચાલી રહી હતી તે દરમિયાન અમારાં માતુશ્રીનું વાર્ષિક શ્રાધ્ધ સારવાની ક્રિયા થઇ ગઇ હતી. કલ્યાણભાઇનાં મનમાં એવો સંકલ્પ હતો કે તેમની પાછળ ભાગવત્ કથાની સપ્તાહ બેસાડવી. ખાસ તો એ કારણ કે, અમારાં માતુશ્રીને ભાગવત્ કથા શ્રવણમાં બહુ શ્રધ્ધા હતી. માતુશ્રીનાં વાર્ષિક શ્રાધ્ધ પહેલાં નિર્મળ બેનનું અવસાન થઇ ગયું તેથી પુરી હોંશ તો ન જ રહે, પણ ધાર્મિક કાર્ય ગણાય તેથી તે યથાવિધિ કરાવવાનો કલ્યાણભાઇએ વિચાર કર્યો. પરંતુ રાજકોટમાં તે પ્રમાણે સપ્તાહ બેસાડવામાં વિઘ્ન આવ્યું; કારણ મોરબીમાં કલ્યાણભાઇના પિત્રાઇ ભાઇના પુત્રનું અવસાન થયું. એ તો અમરેલીનુ સ્થાન નિર્મિત થયુ હશે અને કલ્યાણભાઇનાં અમરેલીવાળા પુત્ર અને પુત્રવધૂને આ સેવાનો લાભ મળવાનો હશે, તેથી કલ્યાણભાઇનાં મનમાં વિચાર સ્ફુર્યો કે, હેમંતુભાઇને અનુકૂળતા હોય તો સપ્તાહનું કાર્ય અમરેલીમા કરવુ. આને અંગે કલ્યાણભાઇએ મારા ઉપર સવિસ્તર પત્ર લખ્યો.

પત્ર આવતાં જુનાગઢવાળા શ્રી મજમુદારના ઉતારા તરીકે ઓળખાય છે તે મકાન બાબત તજવીજ કરતાં મળશે એવી ખાત્રી મળી

સારાંશ એ કે માતુશ્રી પાછળ અમરેલીમાં સપ્તાહ બેસાડવી એવો નિર્ણય થયો.

અમરેલીમાં ઉજવાયેલ સપ્તાહ સંબંધી કલ્યાણભાઇની ડાયરીની ટુંક નોંધ આપીશું.

તા. ૧૦-૧૦-'૧૬ "સપ્તાહ અમરેલીમાં કરાવવાનું ઠરાવ્યાના ખબર મે. ગીરધરભાઈ મારફત ગુરુજીને આપ્યા."

તા. ૨૦-૧૦-'૧૬ "સપ્તાહ પ્રારંભ. સાંજે કલાભુવન જોઇ આવ્યા."
તા. ૨૧-૧૦-૧૬ થી ૨૫-૧૦-'૧૬ "સપ્તાહ ચાલુ."

તા. ૨૬-૧૦-'૧૬ આશો વદિ ૩૦ "સપ્તાહ સમાપ્તિ. અમલદારો, વકીલો, શેઠીઆઓ, જ્ઞાતિ ભાઇઓ સર્વેએ સારી શોભા આપીને ઉથ્થાપ

દેખાવા દીધી નથી.

આવી ડાયરીની નોંધ છે. અહીં અમારે ફક્ત એટલું જ ઉમેરવાનુ કે અમારાં માતુશ્રીની ઇચ્છાને અનુકુળ આ કાર્ય અમરેલીમાં અમારા દ્વારા થયું, તેથી અમે કૃત કૃત્ય થયાં. દિપોત્સવીને દિવસ સપ્તાહની પૂર્ણાહુતી થઈ, અને વિક્રમ સંવત ૧૯૭૩ ની શુભ સવારે અમારાં નવાં વર્ષનાં પ્રણામ સ્વીકારી અંતરની આશીષ આપી, કલ્યાણભાઇ તે જ સાંજના વિદાય થઈ હડાળા દરબારશ્રી વાજસુરવાળાના આશ્રમમાં ગયા.

જેમ બારોટજી રાજકવિ દોલતરાયજી સાથે અમુક વિષયની ચર્ચા અંગે પત્રવ્યવહાર ચાલતો તેમ જુદી જુદી પ્રવૃત્તિને અંગે ઇતર મનુષ્યો જોડે પત્ર વ્યવહાર ચાલુ હતો. તેમનાં ધર્મનાં બેન મીસીસ એડીથ રેકોર્ડ જોડે કોઇને કોઈ બાબતની ચર્ચાને લગતો પત્ર વ્યવહાર હોય જ. આંહી તે પત્રો પૈકી એકાદ બેમાંથી થોડાં અવતરણો આપી અમારાં કથનને પુષ્ટિ આપીશું.

આ અરસામાં લખાયેલ પત્રોમાંથી નીચેનો પત્ર તો એ બેને પોતાના બાળક પાસે લખાવ્યો છે કેવો નિર્દોષ ભાવ અને વિનોદ તેમાં તરવરે છે ?

54 Chandoo Road
Willesdon
London N. W.

Dear Baxi Saheb,

Thank you very much for the nuts and the necklace. I am going to Boarding School in September.

We went to shop and bought a ball this morning and then went to the park and played cricket. ( I didnot finish writing this yesterday. So I am doing it this morning before I go out; ) Shila Ransome came to see us yesterday afternoon and played hide and seek in the park with me. I think

this is all I have to tell you now

With best love from
Merdith

અમારા માતુશ્રીના ૭ માસિક શ્રાધ્ધના અવસરે આ બહેન એડીથરેડે જે પત્ર લખ્યો છે તેમા તેમની વિચાર સરણી કેટલી ઉચ્ચ ભુમિકા ઉપર છે તે જણાશે

College Eungalow
Junagadh

Dear Kalianbhai,

I must thank you on Marry's behalf for the rupees for the necklet

I trust your lonliness grows more supportable

In the work you are engaged upon it is more than likley that you will be giving your dear wife also a chance of mental and spiritual growh that was not so easy in a physical environment and now the inter play of mind and spirit will be easiar I dare say you will often find in your thinking that where you are inclined to press forword in your desire for progress, you will find yourself he'd back by her point of view as to whether it is ever wise to clear away an existing structure before you have a plan of the new properly worked out It is more than likely that fifty years of life together has caused such an inter vibration that you will have her mind as well as your own to draw

upon for the welfare of your country.

Your affectionate sister
E. M. Scott

મૂળ વાત પર આવતાં, હડાળા આશ્રમમાં સત્સંગનો અનેરો લહાવો લઇ કલ્યાણભાઇ તા. ૧-૧૧-'૧૬ ના રોજ રાજકોટ આવ્યા.

આ વર્ષ આખર સુધીની નોંધવા લાયક બાબતો વિષે ડાયરીમાંની નોંધ અગર તેને આધારે મળતી હકીકત હવે ટુંકમાં આપીશું.

" સ્વામીજી જોડે ફરવા ગયા, ત્યાં મોક્ષના સ્વરૂપ વિશે ચરચા થઇ તેમ જ પ્રારબ્ધ ને પુરુષાર્થની ઓળખની કાઇ ચાવી છે કે કેમ તે સંબંધે ચરચા થઇ."

રાજકોટમા હંમેશ કલ્યાણભાઇ પોતાના વડીલ ભાઇ પાસે તેમ જ સ્વામીજી જો બહારગામ ન ગયા હોય તો તેમની પાસે અચુક જતા. ઉપર મોક્ષ, પ્રારબ્ધ, પુરૂષાર્થ વગેરેની ચરચાનો ઉલ્લેખ છે તે ઉપરથી કલ્યાણભાઇનાં મનનો ઝોક કઇ દિશામાં હતો તે સુચિત થાય છે. જાણે નજીકનાં ભવિષ્યમાં આવી પડનારૂ દૈવી આપત્તિ સામે ટકી શકાય તેવી પૂર્વ તૈયારી કરવાની આંતર પ્રેરણા થઈ હોય ને !

આ જ સમય દરમિયાન અમારાં માતુશ્રીનાં અવસાન પછી પોતાની રહેણાક ક્યાં અને કેવી રીતે રાખવી, અમારી બહેનો-ભાણેજો અંગેનાં વ્યવહારિક ખર્ચ વગેરે બાબતમાં વર્તમાનમાં તેમ જ ભવિષ્યમાં શું પ્રબધ કરવો એ સંબંધી કલ્યાણભાઇના મનમાં જે વિચારો ઘોળાયા કરતા હતા તેનું પ્રતિબિંબ તેમના હરિભાઇ ઉપર લખેલા પત્રમાં સુરેખ ઉઠ્યું છે. તે ઉપરાંત પુત્રો સંબંધી, પોતાની અંતરની લાગણી સંબંધી વિશ્રંભ વાતો લખી છે, તેથી તે પત્રમાંનો ઘણો ખરો ભાગ આંહી અવતરણ રૂપે આપીશું.

પરા સ્ટેશન પાસે
રાજકોટ
તા ૨૬-૧૧-'૧૬

ચિ. ભાઇ હરિલાલ,

અમદાવાદ

તમારો ગઇ કાલનો કાગળ મળ્યો. લખાણથી ચરચા કરીને કોઇ વાત

નિર્ણય ઉપર લાવવાની તમારામાં (પુરી) આવડત નથી અને ઉગરૂ વાતમાં તમને શાંતિથી સમજાવવાની હું મા ધીરજ નથી, આ બને બાબત ખરી ' પણ મને એથી અસંતોષ થતો નથી તમારા બધા ભાઈઓના મને ચોકખા જે ને સ્વાર્થ પરાયણ નહી પણ સ્નેહની લાગણીવાળા છો, અને આ ગુણો ચાલતા જમાનામાં એટના જુજ છે કે એ કારણથી મને પોતાને મારા અંતરમાં ભાગ્યશાળી ગણું છું

ઇડરનું પેન્શન હાલ નથી મળતું તે કદાચ બંધ જ થાય, તો પણ તેથી મારા ખર્ચ બાબતમાં મારે મુંઝાવાપણું છે જ નહી તે બાબતમાં દુનભાઇની સમજફેર થાય છે પછી વ્યાજમાંથી નહી ચાલે ને મુડીમાંથી વાપરવું પડશે એટલું ખરૂં પણ જરૂર પડતાં હવે મારી પાસે છે તે બધી મુડી વપરાઈ જાય તો પણ તેમાં તમે કોઈ આડા આવવાના નથી તમારી સૌની પાસેથી ખર્ચનો ફાળો લઉં અને મુડી અકબંધ રાખું એનો અર્થ એ નો એ છતાં એ ધોરણ મને આકરૂં લાગે મારી નોકરી વખતે મેં રાજીખુશીથી, નજર પહોંચાડીને જે તમને આપી દીધું, તેમાંથી પાછું લેવું પડે તેવી મારી વિપરીત દશા દૈવે કરી નથી છતાં એવો દેખાવ શા સારૂ કરવો? લડાઇ બંધ પડીને શાંતિ થયેથી હજી મારો વિચાર, મારી શેષ જીંદગીના અંદાજ ઉપરથી, છેવટ સુધી સારી રીતે ચાલી શકે તેટલી જરૂરની રકમ રાખીને બાકી કાંઇ વધારો હોય તો તે પણ તમને ભાઇઓને આપી દેવાનો છે

એનો મારે તમે ભાઇઓ ચોકકસ કરી લેશો, અને મારે ચિંતા ન રાખવી એમ તમે લખો છો, પણ તમારી બે ભાણેજો, તથા બે બહેનો સંબંધી ખર્ચ કાં તો બધું ગમે તેના મારફત થાય તો પણ સહુને અથવા તો નરેખ તથા પદ્માનુ મોટા ત્રણ ભાઇ, અને રવી તથા વનલીલાનુ નાના ત્રણ ભાઇ ઉપાડે એમ મે સૂચવ્યું છે, તેનો અમલ થાય તેવી ગોઠવણ તમે પરસ્પર સમજીને નહી કરી હોય ઉપરમાં મારી લાગણી તથા વિચાર બને તેટલી સ્પષ્ટતાથી મે જણાવેલ છે છતાં કોઈ બાબત ખુલાસાની જરૂર જણાય તો પૂછશો, તો હું ખુશીથી ખુલાસાવાર લખીશ બાકી કુશળ

તમારા સૌના કુશળ સમાચાર લખતા રહેશો

શુ. કલ્યાણભાઇ જેઠા બક્ષી

ના આશિર્વાદ

તા. ક:—

તમારી મીલમાં મજુરોના હુલ્લડથી ઊભી થયેલી વિટંબણાનું પરિણામ આવે તે વેળાસર લખી મોકલશો. મજુરો કે કોઇની અંગત કડવાશ વહોરી લેવા જેવી ભૂલ તો તમારા લાંબા અનુભવ પછી ને હાલની અવસ્થાએ તમે નહીં કરો એવો ભરોંસો છે.

ક. જ. બ.

પગ સ્ટેશન પાસે
ગજકોટ
તા. ૩૦–૧૧–૧૯૧૬

ચિ ભાઇ હરીલાલ,

અમદાવાદ

તમારો ગઇ કાલનો પત્ર મળ્યો. મીલના મજુરો કામ ઉપર ચડયા છે ને તુરત વેળા તો સમાધાન થયું તે જાણી નિરાંત થઇ તમે બાઇઓમાં અંદર અંદર સ્પષ્ટ સમજણ થઇ ગઇ હોય, તો જેને અનુકુળતા હોય અગર જેની જોડે બહેનો ભાણેજોનાં મન બેસે તે તેડાવી શકે ને છુટથી તેને ત્યાં જવાય. વળી ધોગ્ણસર જે બાર મહીને કપડાં કે પ્રસંગો જાળવવા તે તમારે બાઇઓએ કાળજી ગખીને હમણાંથી ઉપાડી લેવું એવી મારી ચાહેના છે. . ...મારી ઉંમર હવે વળતાં પાણીની ગણાય, તો પાછળ કેવી રીતે એક બીજા ગ્હેશો તે કાંઇક દેખી અનુભવી શકાય તો સારૂં એ મુખ્ય હેતુ આવી બાબતોમાં હું રાખું છું.

એકલા તમે જ્યાં હો ત્યાં રહેવામાં મને અગવડ ઓછી થાય...મતલબ કે મારે સીધી રીતે બૈરાંઓને સારૂં વા ખોટું કહેવું સાંભળવું પડે તે મારાથી બને નહી. તમારી માને મેં રાજી ગખીને કે દબાવી મુઝવીને કામ લીધું, ને એણે આંખો ગમા પછી પણ મારા સુખ માટે જે લાગણી રાખી ને અમારા બે શિવાય ત્રીજું કોઈ સમજી શકે તેમ નથી.

અમને દેખાડો કરવાની ટેવ ન હોતી, પણ હું મારા મનથી ઘરનો સુખી હતો તેવા થોડા જ હશે

શ્રી. કલ્યાણરાય જેઠા બક્ષી
ના આશિરવાદ

અમે સૌ ભાઇઓના પ્રતિનિધિરૂપ હરીભાઇ સમક્ષ કલ્યાણભાઇએ આ પ્રમાણે અંતરના ઉદ્દગારો દર્શાવેલા; પણ ભવિષ્યનું નિર્માણ જુદું જ હતું !

આ અરસામાં " કચ્છ કાઠિઆવાડ વડનગરા નાગર હિતાર્થ મંડળ "નું વાર્ષિક સંમેલન ત્રણ રોજ માટે ભાવનગરમાં ભરવાનું ઠર્યું. આ બાબત સંબંધે ડાયરીમાં આ પ્રમાણે નોંધ છે.

" ભાવનગરથી મે. ભૂપતરાય વિઠ્ઠલદાસનો કાગળ છે. ત્યાં જાઉં ત્યારે તેમને ત્યાં ઉતરવા લખે છે. જવાનો મારો ચોક્કસ વિચાર નથી. ઉપકાર માન્યો. "

" ભાવનગરમાં પ્રમુખસ્થાન મે. રા. મગનલાલ બાપુભાઇએ લેવાની મારી દરખાસ્ત મંજુર થઇ તેથી મેં ત્યાં હાજરી આપવાની હા લખી. બે માગણી કરી છે ( ૧ ) ઉતારો સર્વ ભાઇઓનો સાથે, ( ૨ ) મિષ્ટાન્નમાં વા પાર્ટીમાં ખર્ચ કરવો નહીં. જુનાગઢ મે. ગીરધરભાઇને લખ્યુ કે ત્યાંથી કોઈ સામેલ ન થાઓ તો મારે પણ મંડળમાંથી રાજીનામું આપીને અલગ થઇ જવું પડશે. " ઉપરની બે માગણીઓ સ્વીકારવામાં આવી.

તા. ૨૪ મી ના રોજ કલ્યાણભાઇ ભાવનગર પહોંચ્યા તે બાબતમાં ડાયરીમાં જણાવ્યું છે કે, " મે. ભૂપતરાય વિઠ્ઠલદાસજીને ત્યાં ઉતર્યો નગર, ભુજ વગેરેના ભાઇઓ આવ્યા છે, એમને મળ્યો. ગુલાબરાય દેશાઇ વગેરે સ્ટેશને આવ્યા હતા. વિવેક સદ્દભાવ ઉભરાય છે. રાતે ગીરધરભાઈ વગેરે જુનાગઢથી આવ્યા. ( રા. રા. મણિલાલ નાણાવટી અને રાણા સાહેબ સહિત. )" તારીખ ૨૫-૧૨-'૧૬ " સંમેલનની બેઠક સવારે ૯ થી ૧૧. સ્વાગત સમિતિના પ્રમુખ, મે. ભૂપતરાયભાઇનું ભાષણ. વાર્ષિક અહેવાલ અને પ્રમુખ મે. મગનલાલભાઈની આજ્ઞાથી મારૂં કથન. "

આખા વર્ષ દરમિયાન વિવિધ વાચન અને ખાસ કરીને સ્વામીશ્રી ત્રિવિક્રમ તીર્થની સહાયતાથી હિંદુ શાસ્ત્રનું અને આધ્યાત્મિક વિષયનું વાચન અભ્યાસ ચાલુ રહેલ. પંડિત સાહેબે વાંચવા આપેલ, Religious Evolution of to day આ વર્ષમાં વંચાએલ. સ્વામીજી જોડે મનુસ્મૃતિ અને પારાશર ગૃહ્યસૂત્રનો અભ્યાસ શરૂ કર્યો. Hindu Eugenics ( સુપ્રજનનશાસ્ત્ર )માંથી સ્વામીજીની સૂચના મુજબ ઉતારા કર્યા. ઉપરોકત અભ્યાસ અને વાચન કલ્યાણભાઇનાં માનસિક વલણની દિશા સૂચવે છે.

કલ્યાણભાઇની ડાયરીમાંની નોંધ આ સાલમાં વચગાળેથી કાંઈક વિસ્તૃત થવા માંડી છે, તેથી નોંધનો ઉપયોગ ઉત્તરોત્તર વધુ પ્રમાણમાં લેવાનું બનશે. કારણ જ્યારે કલ્યાણભાઇના જ શબ્દો દ્વારા આપણને જાણવા યોગ્ય હકીકત મળવા લાગી ત્યારે તે મૂળ રૂપમાં જ આપવાની લાલચ થઇ આવે છે. તેમના જ શબ્દો ટાંકવાનું સાધન મૌજુદ હોય તો પછી અમારી અણઘડ કલમનો ઉપયોગ બને તેટલો ઓછો કરવો એમાં જ શાણપણ છે. વળી પત્રો અને વાસરી (ડાયરી)નાં લખાણ બાબતનો શ્રી કાલેલકરનો અભિપ્રાય અમે ગ્રહણ કરેલ માર્ગને સમર્થન આપે છે. તે અભિપ્રાયનું અવતરણ આંહી આપેલ છે, તેથી વાચક અમારી જોડે સંમત થાશે એવી આશા છે. " એટલું ખરૂં કે કાગળો અને વાસરી એ જ સામાન્ય જનતાનું સાહિત્ય છે. મારે મન એ જ ઉચ્ચ કોટીનું સાહિત્ય છે. બીજાને કહેવા જેવું હોય તે જ આપણે કાગળમાં લખીએ, અને પોતાના જીવનમાંથી જે નોંધવા જેવું એટલે ખાસીયત ધરાવતું હોય તે જ વાસરીને પાને ચડવાનું. આવી ઉત્કૃષ્ટ ચાળણીમાંથી ચળાએલું લખાણ સાહિત્યનો દરજ્જો ભોગવે એમાં આશ્ચર્ય શું ?......

બંનેમાં વાસ્તવિકતાનો મોટામાં મોટો આધાર હોય છે ......સંભાષણ અને મનન એ જેમ ઉત્કટ વ્યાપાર છે તેમ જ કાગળ અને વાસરી એ બંનેનુ લેખણ ઉત્કટ વ્યાપાર છે. "

ઇ. સ. ૧૯૧૭ ના વર્ષમાં કલ્યાણભાઇનાં જીવનના કરૂણમાં કરૂણ બનાવો બને છે. કસોટી પાકી થાય છે. કલ્યાણભાઈનાં સંસ્કારી હૃદયમાં તેનાં સંવેદનો કેવાં ઉઠે છે અને કસોટીમાંથી છેવટ કેવા પાર ઉતરે છે તે બાબત હવે પછીના બે પ્રકરણોમાંથી જાણવા મળશે.

卐

# "ઉત્તર–વિભાગ"

## પ્રકરણ ૨

### " હરિભાઇ–સ્મરણ–સંહિતા "



ભાવનગરથી આવીને કલ્યાણભાઇ રાજકોટમાં ઠરી ઠામ થયા ન થયા, ત્યાં તો એક મહિનાની અંદર હરીભાઇના જમાઇ રા. વાસુદેવને અણુઉતાર તાવ આવે છે એવા ખબર મળ્યા. આ વર્ષ દૈવી આપત્તિથી ભરપૂર નીવડ્યું. કલ્યાણભાઈ જેવાની સ્થિતિ આવા પ્રસંગોમાં ઘણી કસોટી રૂપ થાય છે. અંતરના તાર કોમળ હોવાથી તીવ્ર લાગણી થાય, અને છતાં, કર્તવ્ય છોડી, શોક–ગ્રસ્ત બની મૂઢ દશામાં પડી રહેવા જેવી મનોદશામાં કદાપિ આવી પડે નહીં. કુટુંબના વડીલ તરીકે અતિ તીવ્ર શોકમય ભાવ દબાવી બહારથી મક્કમપણું દાખવવાની ફરજ સમજે એ તો ખરું જ; તે સાથે ગમે તેવા દારૂણ શોકમાં તેમની બુદ્ધિ કુંઠિત થતી નહી. ઉલટું કર્તવ્યપરાયણતા જાણે તીક્ષ્ણ બનતી; તેથી જ તાજા શોકમાં ડુબેલા કુટુંબનાં બીજાં માણસો પાસેથી જ્યારે કલ્યાણભાઇ કર્તવ્યવશાત્ કામ લેતા ત્યારે કોઇ કોઇ વાર જે તે વ્યક્તિને તે ભારે પડી જાતું. સામાન્ય ભૂમિકાથી ઉચ્ચતર કોટીનાં મનુષ્યના હૃદય એક તરફથી કોમળ જણાય છે તો બીજી તરફથી વજ્ર જેવાં કઠણ દેખાય છે એમ જે કહેવાય છે તેમાં વિરોધ નથી પણ વિરોધાભાસ છે, તે આવાં પ્રત્યક્ષ પ્રમાણુથી આપણને સ્પષ્ટ સમજાય છે. આ દારૂણ અને કરૂણ પ્રસંગની વાત પર આવતાં પહેલાં તે અગાઉની તેમની બીજી પ્રવૃત્તિ વિષેની હકીકત પ્રત્યે લક્ષ આપશું. નવા વર્ષમાં અને ચાલુ સાલમાં છેલભાઇની શક્તિને અનુરૂપ સારી નોકરી અપાવવાના પોતાના પ્રયાસ બાબત અવાર નવાર નોંધ લેવાએલી છે. તે જ

મુજબ આ અરસામાં ડાયરીમાં જણાવ્યું છે કે, “ વાડાસીનોરમાં કારભારીની જગ્યા ખાલી છે, તે સારૂ ચિ. રા. છેલભાઇની ભલામણ કરવા, બાટવે શેરખુલંદખાનજીને અને પાલણપુર દેહલ્વી સાહેબને કહેવરાવ્યું , તેમ જ નગર મે. કુમારશ્રી દેવીસિંહજીને લખ્યું.” વકીલાતને અંગે, નાના મોટા મુકદ્દમાનાં લખાણ કરવાનું, અગર સલાહ આપવાનું અવાર નવાર ચાલ્યા કરતું. ઘણે ભાગે છેલભાઇ મુસદ્દા લખતા અને પોતે માત્ર જોઈ જતા. ખાસ કરીને કુશળગઢ રાજ્ય તરફથી તેમને વિશેષ કામ મળ્યા કરતું. આ રાજ્યનાં એક કામને અંગે કલ્યાણભાઇની નિર્લોભ વૃત્તિની પ્રતીતિ થાય છે તેમ જ છેલભાઇની શક્તિ માટે નો તેમનો ઉચ્ચ અભિપ્રાય જણાય તેવી નોંધ છે તે અત્રે આપી છે.

કુશળગઢ તરફથી એક કામમાં કલ્યાણભાઇને પંચ તરીકે બોલાવેલ તેના જવાબમાં તેમણે જણાવ્યું છે. “ હું ત્રણ કારણથી આમા પડવા ખુશી નથી. ( ૧ ) મારો અભિપ્રાય વકીલ દરજ્જે લેવાણો છે, તેથી સામો પક્ષ વહેમાય. ( ૨ ) મારા વકીલ તરીકે આપેલા અભિપ્રાયથી આપને ખોટી લાલચ રહે, ( ૩ ) મારો ખર્ચ; ફી આકરાં છે; ને હું અમલદારો પાસે જતો નથી; માટે આ કામ ગ. છેલશંકર વિ. લક્ષ્મીશંકરથી લેવાનું ઠીક પડશે ફી અરધી, કામ મારા જેવું જ અને બીજી અડચણ એકે નહિ.”

આ સમયે આદરેલી શારદા પીઠ બાબતની પ્રવૃત્તિને અંગે કલ્યાણભાઇને માટે આ જીવનરૂપી રંગભૂમિ ઉપર મહત્વનો ભાગ ભજવવાનુ નિર્માણ જ હતું. “ શંકરાચાર્ય-સંશોધિની સમિતિ ” એ દ્વારકાની પીઠના શ્રી શંકરાચાર્ય માધવાચાર્યતીર્થ બ્રહ્મીભૂત થયા પછી તે પીઠ ઉપર લાયક શંકરાચાર્ય સ્થાપવા જાહેર ખબરથી નામ માગેલાં. જેઓ સ્વામી શ્રી ત્રિવિક્રમતીર્થને તે ગાદી ઉપર લાવવાના મતના હતા તેમાં કલ્યાણભાઇ પણ સંમત હતા. જો દ્વારકાંની પીઠ પર શાસ્ત્ર પારંગત અને તેની સાથે આધુનિક જમાનાની તાસીર ઓળખનાર શંકરાચાર્ય આવે તો તેઓ શ્રી, અવનતિમાં આવી પડેલ હિન્દુ સમાજનો પુનરૂધ્ધાર કરવામાં સારી પ્રગતિ સાધી શકે એમ કલ્યાણભાઇનુ માનવું હતું. ગુજરાત કાઠીઆવાડના જનસમુદાયમાં હજુ શ્રી શારદા-પીઠ દ્વારકાંના શંકરાચાર્ય પ્રત્યે શ્રધ્ધાની લાગણી હતી; તેથી તેઓ શ્રી શાસ્ત્રના આધારો ટાંકી હિન્દુ-સમાજમાં જમાનાને યોગ્ય ફેરફારો કરવાનું સૂચવે તો તે ગ્રાહ્ય થવાનો સંભવ હતો. ઘણા પરિચય પછી કલ્યાણભાઇને ખાત્રી થઇ હતી કે એ દૃષ્ટિએ. સ્વામીશ્રી ત્રિવિક્રમતીર્થજી એ પદને લાયક છે. ઉપરાંત આદિ

શંકરાચાર્ય-રચિત નિયમાવલી, જે "મહામ્નાય" નામથી ઓળખાય છે, તે મુજબ પણ, દ્વારકાંની ગાદી ઉપર તીર્થ વા આશ્રમ યેગપટવાળા દંડી સંન્યાસી આવી શકે. બ્રહ્મીભૂત શંકરાચાર્ય શ્રી માધ્વાચાર્યતીર્થે સ્વામી શ્રી ત્રિવિક્રમતીર્થને તે પદ માટે લાયક ગણેલ.

સ્વામી શ્રી ત્રિવિક્રમતીર્થની અગાધ વિદ્વતા વિષે બે મત હતા જ નહીં. વડોદરા સેન્ટ્રલ લાયબ્રેરી તરફથી પ્રાચ્ય વિદ્યાના પુનરૂધ્ધારને લગતું કામ તેમને સોંપાતું. ડાયરીમાં નોંધ છે કે -", મૈત્રાયણી સંહિતા શિવાય બીજું એક પણ પુસ્તક, ક્યુરેટર વડોદરા તરફથી સ્વામીજીને edit કરવા સોંપાણું." "શંકરાચાર્ય સંશોધિની સમિતિ" એ યોગ્ય નામો માટે માગણી કરેલ તેથી તેને અંગે જે પ્રવૃત્તિમાં કલ્યાણભાઇએ ભાગ લીધેલ તે વિષેની ડાયરીની નોંધ દ્વારા આ પ્રમાણે જાણવા મળે છે. "અાંહી (રાજકોટમાં) એક સનાતની હિંદુઓની જાહેર સભા ભરીને દ્વારકા શંકરાચાર્યની જગ્યા માટે સ્વામીજીની (ત્રિવિક્રમ સ્વામીની) ભલામણ કરવા વિચાર થાય છે. મહારાજા ઠાકોર સાહેબ પ્રમુખ-પદ લેવાની કૃપા કરશે. સભા બોલાવવાનાં વિજ્ઞપ્તિ-પત્રનો મુસદ્દો કર્યો. કોટક સાહેબને મળ્યો. મુસદ્દો એમણે પસંદ કર્યો. સ્વામીજીને મુસદ્દો વંચાવ્યો. શુકલ સાહેબની સહી મેળવી." "હડાળા દરબારશ્રીને (દરબાર શ્રી વાજસુરવાળા) સ્વામીજીની ભલામણ મોકલવા બગસરા, વડીયા, લાઠી વગેરે બને તે સ્થળોએથી તજવીજ કરવા લખ્યું છે. વિજ્ઞપ્તિમાં દીનકરભાઇની સહી કરાવીને ગુમાનસીંહજી તથા પ્રભુલાલ માસ્તરની સહીઓ કરાવવાની વરધી આપી. જાહેર ખબર છપાવા આપી." તા. ૨૧-૧-૧૭. "સ્વામી શ્રી ત્રિવિક્રમ તીર્થની ભલામણનો ઠરાવ જાહેર સભામાં સર્વાનુમતે પસાર થયો. મારી દરખાસ્ત અને નાનાલાલ કવિનો ટેકો. પ્રેસિડન્ટ નામદાર ઠાકોર સાહેબ હતા. એમણે બહુ સારા શબ્દોમાં સ્વામીજીની પ્રશંસા કરી." ત્યાર બાદ સ્વામી શ્રી ત્રિવિક્રમ તીર્થ કાઠીઆવાડમાં જુદાં જુદાં સ્થળોમાં જાતે ગયેલા તે બાબતની નોંધ છે. અને છેવટ તા. ૨૭-૧-'૧૭ ની નોંધમાં જણાવ્યું છે કે:—"સ્વામીજી નગરથી પીઠડીયા, વીરપુર ને ગોંડળ થઇને આજ રાતે આવ્યા. હવે દ્વારકાંની ગાદી સારૂ ક્યાંઇ આંટા ખાવાનું રહેતું નથી."

રાજકોટમાં એ પ્રમાણે પ્રવૃત્તિ ચાલી રહેલ, તેવામાં હરીભાઇના જમાઇ રા. વાસુદેવના મંદવાડના સમાચાર આવ્યા. મંદવાડના પહેલા સમાચાર બાબતની તા. ૩૦-૧-૧૭ ની નોંધ છે "ચિ. હરીલાલના જમાઈ રા. વાસુદેવને

તાવ અણુ ઉતાર રહે છે. નંબળાઇ છે ને એને ત્યાં કોઇ મરદ માણસ નથી તેથી હરીભાઇને શરીર નિર્બળ છતાં સુહૃદ અને સ્વાર્પણની પ્રકૃતિને લીધે ઘોડા વધુ પડે છે."

કલ્યાણભાઇએ હરીભાઇને લખી પૂછાવ્યું કેઃ– " મારી હાજરી કાંઇ ખપ લાગે તેમ હોય તો લખશો એટલે ત્યાં આવીશ." .

તા. ૧૩–૨–'૧૭ ના રોજની ડાયરીમાં કલ્યાણભાઇએ આ પ્રમાણે જણાવ્યું છે. " અમદાવાદથી તાર. ' જો સગવડથી અવાય તો આવશો.' ટપાલમાં કાગળ કે વાસુદેવને હાર્ટનું ' કોમ્પલીકેશન ' થઇ આવ્યું છે.

તા. ૧૪–૨–'૧૭ " એક બ્રાહ્મણ નોકર મળી ગયો. રાજકોટથી અમદાવાદ મેલ ટ્રેનમાં. સ્ટેશને મગનલાલ શુચ આવેલ હતા. વાસુદેવની તબિયત જેમની તેમ ચાલે છે "તા. ૧૫ " હરીભાઇની સાથે જઇને વાસુદેવને જોઇ આવ્યો. સવારે ૯ થી ૧૨ સાંજના ૪ થી ૬ " ચાલુ મંદવાડ હતો ડાક્ટરો આશાવંત હતા, તેથી ઇડર મહારાજાનું અગત્યનું કામ હોવાથી કલ્યાણભાઇને વળતે દિવસે મુંબઇ જવાનુ થયું.

મુંબઇમાં તેમને તા. ૨૧–૨–'૧૭ ના રોજ હરીભાઇનો તાર મળ્યો કે, ચિ. રા. વાસુદેવ આજરાત્રે ગુજરી ગયો." થયું ! ક્રૂર વિધિએ ઘા ઉગામેલ તે આખરે વાગ્યો. તે જ રાતના મુંબઇથી નીકળી તા. ૨૩–૨–'૧૭ના રોજ કલ્યાણભાઇ અમદાવાદ ગયા.

આ સંબંધમાં પોતાના જ્યેષ્ઠ પુત્ર લાભભાઇ ઉપર પત્ર લખેલો. તે જોતાં ઉપર જણાવેલ અંતરના બંને પ્રવાહો સમજાશે.

અમદાવાદ
તા. ૨૩–૨–'૧૭

ચિ. ભાઇ લાભશંકર,

હજુ મારે આંહી જ રોકાવું પડશે. ત્યાં કે આંહી જ્યાં હોઉં ત્યાં મારે સરખું જ છે. ''વી આફત વધુમાં વધુ પડી શકે તેવી આકરી પડી. બીજાં દુઃખજ તે દિવસે સોળાં થાય ને આ સમય જતાં વધુ ખુંચે તેવું છે, પણ દુઃખ મુશીબત જેમ વધુ સખ્ત હોય તેમ તેમાં ટકવા વધુ મનોબળ પ્રગટાવવું એ કર્તવ્ય છે. પોતાનાં પૂર્વ કર્મનાં પરિણામ, બને તેટલા ફરિયાદ કર્યા વગર

સહન કરવા જોઇએ હું માનું છુ કે પ્રભુ એમા રાજી રહે ત્યા તમારી સ્થિતિ કદાચ શાન્તા અને રતિને હીરગીરીયા થઇને ઘણી કફોડી થઇ હશે તેનો વિચાર આવે છે ત્યારે મુઝ જવાય છે પણ એ બધા મોટી આફતના ફટાકા૫ ટોઇ ધીરજથી સગાવવા જોઇએ

ધુ કલ્યાણરાય જોશ મક્ષીના
આશિર્વાદ

કલ્યાણભાઈ ચાર દિવસ અમદાવાદ રોકાઇ, તા ૨૬-૨-'૧૭ ના રોજ રાજકોટ ગયા તે સમયની ડાયરીની નોંધો આ પ્રમાણે છે "મે રાયજી સાહેબ મારે ઘેર આવીને વાટ જોતા બેઠા હતા ખરખરો ને દિલાસો " "મુ ભાઇની તબિયત જોઇ સ્વામીજી સહિત મે પંડિત સાહેબ પાસે જઇ આવ્યો ચિ હરિના જમાઈના દેહાન્ત થયાના માઠા સમાચાર મારા મ્હોથી પડેના જ મળ્યા વળી મારો વિચાર વધુ રહેણાક અમદાવાદ રાખવાનો થાય છે એમ કહેવાણુ પણ અઠીક થયુ પ્રેમી હૃદયમા અસર થઇ પાછળની ચીઠી મળી હુ પાછો રૂબરૂ જઈ આવ્યો એમને મૂર્તિમાન સુહૃદયતા કહીએ તો ખોટુ નથી"

અપશુકનીઆળ નીવડવાની હતી તે મુસાફરી તા ૧૮-૩-'૧૭ ના રોજ શરૂ કરી પ્રથમ કલ્યાણભાઈ અમદાવાદ ગયા, અને હરીભાઇ સાથે રહ્યા ત્યાથી હીમતનગર ગયા મહારાજા સાહેબ પાસે જમવાના વખત શિવાય છેક સાતના સાડાદસ સુધી બેસીને પોલીટિકલ એજન્ટને લખવાનો જવાબ જગન્નાથજીએ લખેલો તે જોઇ ગયા આ પ્રમાણે કલ્યાણભાઇ ઇડર રાજ્યમા પ્રવૃત્તિમા હતા તે દરમ્યાન અમદાવાદમા અતિ કરુણ ઘટના બનવાની હતી તેના મંડાણ થઇ ચૂકયા હતા જે દિવસે એટલે તા ૨૨-૩-'૧૭ ના રોજ કલ્યાણભાઇ અમદાવાદથી હિમતનગર ગયા તે જ તારીખના હરીભાઇના હસ્તાક્ષરના બે પોસ્ટકાર્ડો જળવાઇ રહ્યા છે એક તેમણે રાજકોટ મુ લાભભાઈ ઉપર લખેલ કે મીલના મકાનમા પ્લેગના ઉંદર પડવાથી પોતા શિવાય ઘરના સૌ રાજકોટ આવશે. બીજુ મારા ઉપર અમરેલી મુકામે કારણ અમરેલીમા હરીભાઇના બે પુત્રો તેજભાઇ અને ડોલર તે સમયે અભ્યાસ કરતા હતા. વસ્તુત કલ્યાણભાઇને ચિંતા થાય એમ ધારી પોતાના મકાનની આસપાસ પ્લેગના કેસ થતા તે હકીકતથી હરીભાઇએ તેમને વાકેફ કરેલ નહી આ "ચિંતા થાશે" એવા આશયથી ઘણીવાર આપણે આપણા અનુભવી વડીલ વર્ગને મહત્વની બાબતો પરત્વેની માહિતીથી વંચિત

રાખીએ છીએ, અને કમનશીબે કોઈવાર આમ થવાથી એ અનુભવી સલાહનો લાભ ગુમાવવાને કારણે ઘણાં કડવાં પરિણામ આવે છે. જે વડીલવર્ગને ચિંતા મુકત રાખવા આપણી ખાયેશ હોય છે, તેમને પછી તો ચિંતાની ભડભડતી આગમાં જ સીઝાવું પડે છે. કલ્યાણભાઇ હિંમતનગર તરફ વિદાય થયા પછી પ્લેગના ઉંદરે હરીભાઈના રહેવાના મકાનમાં દેખાવ દીધો. આથી હરીભાઇ ચમકયા. તાર કરી કલ્યાણભાઇનો અભિપ્રાય જાણ્યો. અને બધાંને રાજકોટ મોકલવાનો નિર્ણય થયો.

હરીભાઇની પુત્રી પ્રતાપને વૈધવ્ય દશા પ્રાપ્ત થયાને હજુ માત્ર એક જ મહિનાનો સમય થયેલ તેથી રિવાજ મુજબ તેનાથી બહારગામ નીકળાય નહીં. પણ સંયોગ વશાત્ તેમ કરવું પડ્યું; તેનાં સાસુજીએ પરવાનગી આપી.

પોતાનાં કુટુંબને અપરિહાર્ય કારણને લીધે રાજકોટ મોકલ્યું તો ખરૂં પણ બીજાને બનતાં સુધી પોતા ખાતર તકલીફ ન આપવી એવી પ્રકૃતિ હોવાથી અને ખાસ કરીને હંમેશની નાજુક તબીયત ધરાવનાર પોતાના વડીલ બંધુ ઉપર આ જવાબદારી આવી પડી તેથી તે સંબંધમાં હરીભાઇને કેવી તીવ્ર લાગણી થયેલી તેનો ખરો ચિતાર તેમના મુ. લાભભાઇ ઉપરના તા. ૨૬-૩-'૧૭ ના પત્રથી મળે છે.

તા. ૨૬-૩-૧૭

મુ. વડીલ ભાઈ શ્રી,

વિ. કે આ વખતના ઉનાળામાં જરૂર પડે તો નોકરી છોડી દઇને પણ થોડો વખત આરામ લેવાનું નક્કી કરેલ; પણ નવી આફત માથે પડતાં, તે વિચાર એક વર્ષને માટે,—આંહી રહેવું એ ફરજ છે એમ સમજી બંધ રાખેલ, જેથી સગાં સંબંધીઓને એ બોજનો ભાગ બને તેટલો ઓછો આવે તે આગ્રહ હતો, પણ ઇશ્વરને, મારી એટલી ધારણા પણ બર લાવવાનું ગમ્યું નહીં; ને અત્યારે તો બધાંનો બોજ તથા ફીકર આપના માથે નાખવા જરૂર પડી. બોજ એટલો બધો છે કે દેખીતી રીતે આપને ઘણી મુશ્કેલી પડશે. વધારે તો લખી શકતો નથી, પણ એ બોજ આપને અસહ્ય લાગે તો, લખાવશો એટલે જલદી સગવડે છુટો થઇ ત્યાં આવવાનું રાખીશ. મારી તબીયત ઠીક છે.

હરીભાઈના

[illegible]

ઉપરના પત્રમાં થોડા જ શબ્દોમાં હરીભાઇએ પોતાનું જીગર ખુલ્લું કરી બતાવ્યું છે એ તો સૌ કોઈ જોઇ શકશે. ભાવિની કોને ખબર પડે છે? "બોજો હળવો" કરવા ખાતર હરીભાઇ બને તેટલા વહેલા રાજકોટ પહોંચવા ધારતા હતા, પણ એમને કે કોઇને કયાં ખબર હતી કે ઉપરનો પત્ર લખાયા પછી માત્ર પાંચ દિવસમાં જ આ બોજ તો કાયમને માટે બીજા ઉપર પડવાનો હતો.

વળતે જ દિવસ હરીભાઇ સખ્ત તાવમાં સપડાયા આ પ્રમાણે તાવ આવ્યાના સમાચાર કલ્યાણભાઇને હીંમતનગર મુકામે તા. ૨૮ મીએ મળ્યા તે બાબતનો ડાયરીમાં તા, ૨૮ ના રોજનો ઉલ્લેખ છે કે, "અમદાવાદથી હરીભાઇના નામનું પતું આવ્યું કે, હરીભાઇને શરદીથી સખ્ત તાવ ચડયો છે ને ઉતર્યાના તારથી ખબર દેશું. તેવો તાર ન આવતાં આંહીથી તાર કર્યો ને પરોડે ચાલવાનું નકકી કર્યું. પણ તાવ હળવો પડયો છે ને ફીકરનુ કારણ નથી એવો તાર આવ્યો."

તારીખ ૩૦–૩–'૧૭:–અમદાવાદથી તાર કે, "વહેલી સગવડે આવો."

સાંજની ટ્રેનમાં હીંમતનગરથી અમદાવાદ. હરીભાઇને નબળાઈ વધુ છે. ગળામાં સોજો હશે. બળખામાં લોહીનાં ગચકાં આવે છે. વચ્ચે વચ્ચે હેડકી ઉપડે છે તે બહુ હેરાન કરે છે.

ખરેખર મગનલાલ બુચની હાજરી એ મોટામાં મોટી અનુકુળતા હતી. એમ તો હરીભાઇના બીજા સ્નેહી પાટણ ગુજગતના નાગર ગૃહસ્થ ગ છન્દુભાઈ પણ ખબર પડતાં હરીભાઇની ચાકરી કરવા હાજર થઇ ગયેલા. અમદાવાદ આવી કલ્યાણભાઇએ રાજકોટ નીચે મુજબ પોસ્ટ કાર્ડ લખેલ.

પુરુષોત્તમ મીલ
અમદાવાદ
તા. ૩૦–૩–'૧૭

ચિ. ભાઇ લાભશંકર,

હું આજ અત્યારે આંહી આવ્યો છું. હરીભાઇને તાવ શરદીનો કે ગમે તે કારણથી આવ્યો; પણ આવ્યો ત્યારથી ઉતર્યો નથી, હું ધારતો હતો તેમ નબળું શરીર અને તેમાં ધકકો લાગવાથી નબળાઇ વધુ દેખાય છે. આ ફેરે નવું

ચિન્હ એ છે કે, કોઈ કોઇ ટાણે હેડકી ઉપડે છે ને શરીરને વધુ હચમચાવે છે. પોતે હુશિયારીમાં છે. ચિંતા ન થવા દેવા સારૂ કાંઇક પાકેર ખબર અપાતા હતા. હું આવ્યો તે પ્રભુએ મને સારી મતિ આપી એમ મને દેખાય છે. મુંબઈ જવાનું કદાચ મારાથી નહીં બને.

શુ. કલ્યાણરાય જોષી બક્ષી

ના આશિરવાદ

તા. ૩૧-૩-૧૭ નો કાળ દિવસ ઊગ્યો. મૂળભાઇ પાલણપુરથી આવી પહોંચ્યા હતા. હરીભાઈ તદ્દન શુધ્ધિમાં હતા. નબળાઇ તો ઘણી જ હતી, પણ એક દમ કેસ ઘેગાઇ જશે એવું કોઇએ ધારેલું નહી. તેમાં વળી હરીભાઇના સ્વભાવ પ્રમાણે અવસાનના એક કલાક અગાઉ પોતે કલ્યાણભાઇની ઝીણી મોટી જરૂરીઆત માટે કાળજી કરતા હતા, અને સુચના આપતા હતા; તેથી કોણ કલ્પી શકે કે અંત આટલો નજીક છે મૂળભાઇએ પાછળથી ગજર-કોટ આવી માહિતી આપેલ તે મુજબ હરીભાઈ પાસે નોકર માણસને બેસાડી, સૌ બપોરના જમવા બેઠા. કલ્યાણભાઇ જમી ઉઠી અમે ટુવાલ નાખી જ્યાં હરીભાઇના રૂમમાં નજર નાખે ત્યાં તો ચમકી ગયા, અને કહ્યું "અરે! આટલી વારમાં આ શું? મગનલાલ! ટેલીફોન કરી ડોકટરને બોલાવો." પણ પથારી પાસે જતાં જ ખરી સ્થિતિનો કલ્યાણભાઇને ખ્યાલ આવ્યો ને તુરત મગનલાલને કહેવરાવ્યું કે, "ડોકટરને ન બોલાવતા; હવે કાંઈ તેનો અર્થ નથી."

અસામાન્ય ધૈર્ય ધારણ કરી તેમણે હરીભાઇને કહ્યું: "કુટુંબની કાંઇ ચિંતા ન કરતા. પ્રભુ સ્મરણમાં મન પરોવો." અને બે મીનિટ હરીભાઇની આંખો ટગર ટગર કલ્યાણભાઇ સામે મંડાણી; અને છેલ્લું ડચકું આવતાં તેમનું પ્રાણ પંખેરૂ તેમના અતિ નબળા શરીરમાંથી ઉડી ગયું.

કલ્યાણભાઇની ડાયરીમાં નીચે મુજબ આ બાબત લખાયેલી છે.

તા. ૩૧-૩-'૧૭

"પાલણપુરથી મૂળભાઈ આવ્યો, હરીભાઇને બની શકે તો રાજકોટ લઇ જવા માટે ડૉ. રતિલાલને બને તો અહીં આવવા તાર કર્યો. સ્થળાંતર તો અતિ આવશ્યક જણાય છે" આટલું લખાણ શાહીથી લખાયેલું છે. પ્લેગને

કારણે પણ કલ્યાણભાઇએ સ્થળાંતર આવશ્યક ગણ્યું હશે. ડાયરીમાં તે જ તારીખનાં પાનાં ઉપર પેન્સિલથી નીચે મુજબ શબ્દો લખાયા છે. "એકદમ શ્વાસ થઇને બપોરના આશરે સાડાબારે તો હરીભાઇએ દેહ છોડી દીધો. પોતા માટે કોઇને કાંઇ બેસવું ન પડે ને પોતે પાકી છુટ્ટી જાય્યા કરવી એવો સ્વભાવ હતો, તાર રાજકોટ મુંબઇ પાલણપુર," આજ તારીખનો કલ્યાણભાઇનો રાજકોટ મુ લાભભાઇ ઉપર લખેલો નીચે મુજબ પત્ર છે.

પુરશોતમ મીલ,

અમદાવાદ

તા. ૩૧-૩-'૧૭

ચિ. લાભશંકર

ડૉ. રતનલાલ ઉપર તાર કરીને મે આપણો હરી કૈલાસવાસી થયાના દુઃખદ સમાચાર તમને સૌને આપ્યા છે મરવાની એક કલાક પહેલાં સુધી મને અગવડ ન પડે ને ચિંતા ન થાય તેની કાળજી સામેથી ભોગવી એવો કેવળ મન, કર્મ વચનથી મારી પ્રતિ કૃતિરૂપ દીકરો ગયો; મારાં પૂર્વના પાપ અતિ શય દુષ્ટ હોવા જોઇએ મુંબઇ હું ખબર આપું છું. મૂળભાઇ અહિં પહોચ્યો છે. બાકી સગાઓને ખબર ત્યાંથી આપજો. હું માં એ કામ માટેની શક્તિ પૂરી નથી. દૈવની વ્યવસ્થા કર્મ સંસ્કાર અનુસાર થાય છે, એટલે તેને શરણે થવું. તેજભાઇની બેન વિધવા, ત્યાં મા પણ વિધવા, પ્રભુ એમને સહન શક્તિ આપે

શુ. કલ્યાણરાય જેઠા બક્ષીના
આશિર્વાદ

લગભગ કલ્પાંતમય લાગણી આ પત્રમાં દેખાય છે, અને છતાં મન કાબુમાં છે. કર્મના ફળ ભોગવ્યે જ છુટકો એ વાત પણ આવી પળોમાં વિસર્યા નથી.

જેમ જેઠા બક્ષીનાં કુટુંબ માટે પ્રેમાકાકાના અકાળ અવસાનનો બનાવ મહાશોકનો પ્રસંગ હતો, તેમ અમારાં કુટુંબ માટે આ ભારેમાં ભારે શોકકારક બનાવ બન્યો તેમાં વળી ફક્ત સવા મહિના જેટલા ટુંક સમયમાં બે આકરા મૃત્યુ ! બનાવ પછીના થોડા રોજ પર્યંતની ડાયરીની નોંધમાં કરૂણતા

ટપકે છે:—

તા. ૨-૪-'૧૭ " અમદાવાદથી રાજકોટ. મુંબઇથી ફુલભાઇ આવ્યા; પણ ટ્રેનમાં બેઠા છે. વાંકાનેરથી સૌ. રવી બહેન સામેલ થઇ." તા. ૩ ૭૭ મે. એજનજી શેઠ તથા પંડિત સાહેબની લાગણી મને રોવરાવે છે." પણ છતાં કર્તવ્ય કાંઇ છોડે તેમ હતું ? " ચિ રા. છેતભાઇ અને ફુલભાઇ મળીને હરીભાઇ તથા વાસુદેવની સ્થિતિથી વાકેફ થાશે; તથા શું શું કરવાપણું છે તેની નોટ કરી મને બતાવશે. ગુચવણવાળી હાલત છે. રહેવાનું બાર મહિના ભેગું (ભતુભાઇ તથા નિરાધાર બનેલાં ટોળાં સમેત) ચલાવવું સૌને સ્વીકાર્ય છે" તા. ૪ " ખરખરાના તાર તથા કાગળો સંખ્યાબંધ આવે છે. જવાબ શું લખવા ? છેતભાઇ તથા ફુલભાઇ બંને ગત પુરુષોના કાગળીયા વગેરે તપાસે છે. ફુલભાઇના હૃદય ઉપર હજી ભાર ઘણો છે. હું જાતે તેને દિલાસો દેવા જતાં બગાડી બેસું એવો ભય લાગે છે."

તાજા દિવસોમાં થયેલાં આવા પ્રકારનાં લખાણથી આપણને એમ બીક લાગે છે કે, રખે કલ્યાણભાઇ હતાશ થઇ જાય અને કર્તવ્યમૂઢ બનીને પ્રવૃત્તિ માત્ર છોડી બેસી રહેવાનું કરે ! કાંઈ વાત છે ? પ્રભુએ એમને દૃઢ મન અને નિર્મળ બુધ્ધિ અર્પેલાં તે આખરે ગમે તેવા દારુણ શોક ઉપર કાબુ મેળવ્યા વગર ન રહે. હૃદયમાં શોકાગ્નિ ભલે 'બારેસો' રહે; પણ પોતે હતબુધ્ધિ તો ન જ થાય. અઠવાડીઆની અંદર જ એવાં ચિન્હ જણાયાં. તા ૬ અને ૭ અમદાવાદથી ભાઇ માર્કંડ આવ્યા. અમરેલીથી હેમતુભાઇ, તેજભાઇ અને "ડોક્ટર આવ્યા. જયસુખરાય જોશીપરા પાટણથી આવ્યા. બાટવેથી ભોગીભાઇ આવ્યા. રાત્રે સર્વ પુરુષ વર્ગ સમક્ષ આવી આફતોમાનું કર્તવ્ય યથાશકિત મારી ભાષામાં કહી સંભળાવ્યું."

ઉપરની નોંધ ઉપરથી સ્પષ્ટ જણાશે કે કલ્યાણભાઇ તુરત જ મનની લગામ હાથમાં લઇ શક્યા હતા. પુનરૂક્તિનો દોષ વહોરી લઇને પણ કહ્યા વિના ચાલતું નથી કે, " હરીભાઇનાં અવસાનથી અમને એના સગા ભાઇઓને જેટલી લાગણી થઇ તેટલી જ અમારા સર્વ પિત્રાઇ ભાઇઓને થઈ. કુટુંબનો આ સંપ એ અમારી અમૂલ્ય મુડી છે, અને આવી આફતો સહન કરવામાં આ સંપનું અસ્તિત્વ બહુ મદદરૂપ થઇ પડે છે.

દુ:ખ સમયે સ્નેહી જનોનો સમભાવ જે અંતરમાં તો અદૃશ્યપણે અસ્તિ-

ત્યમાં દોષ જ તે ગોખરે આવે છે. અને આપણી શોકના લાગણીને દ્રઢ બનાવે છે

ઘવાયેલાં દિલથી પરંતુ મક્કમતાથી, કલ્યાણભાઇ પોતાની હર હમેશની પ્રવૃત્તિઓ ચાલુ કરી દે છે. અત્યાર તો કુંવરને અંગે સંસારની ઘટમાળમાં સવિશેષ પુરાવું પડ્યું અદરખાનેથી સંન્યસ્તની દીક્ષા લેવાનો વિચાર હતો, પણ બે નિરાધાર કુટુંબ પ્રત્યેની પોતાની કર્તવ્ય ભાવના તરફ લક્ષ ગણી તે વિચારનો અમલ કરવાનું મોકુફ રાખ્યું. એ તો "ભાગી છુટવું" ગણાય એમ કલ્યાણભાઇએ માન્યું.

બહાદુર સૈનિકની માફક કલ્યાણભાઇ ઘવાયા છતાં રણક્ષેત્ર છોડી નાસી ન ગયા. તેમણે પારોઠના પગલાં ન ભર્યાં, પણ સામી છાતીએ ઝુઝ્યા. પોતાને શાસ્ત્રીય અને આધ્યાત્મિક જ્ઞાનનું પાન કરાવનાર સ્વામિશ્રી ત્રિવિક્રમતીર્થનો પત્ર પણ આવા પ્રકારનો હોઇ તેમાંથી અવતરણો અહીં લેવામાં આવ્યા છે.

કોડીનાર,

તા. ૧૩-૪-૧૭

પ્રિયભાઇ,

મઠના કાર્યને અંગે નાના નાના ગામડાઓમાં ફરતે ફરતે અહીં આવ્યો ત્યારે આપનો પત્ર વાંચ્યો, વાંચીને શું લખવું તે સુઝતું નથી. ખરેખર, જે મહાનપુરુષો હોય છે, તેમને જ મહાન્ વિપત્તિઓના અનુભવ થાય છે એવો વિશ્વ નિયમ છે... કર્મફળને અંગે દેખાતી અનુચિત, પણ અત્યંત તીવ્રતમ પરીક્ષા આ વખતે વિશ્વ વ્યવસ્થાપક આપના અંતરની કરે છે, પરિણામ તે આપને કપી-કલ્પ સ્થિતિમાં જ મુકશે. પ્રત્યેક વ્યક્તિ સ્વકર્મ સમૂહનું જ ફળ ભોગવે છે, અન્ય દેવતાઓ તો, ફકત કર્મ ફળ પાકવાને વખતે નિમિત્ત માત્રજ થાય છે એમ મારૂં માનવું છે.

ભવદીય પાસ્ય સ્વામી,

ત્રિવિક્રમ-તિર્થ

આ શોક કારક પ્રસંગે પોતાના સૌથી નાના પુત્ર લાલભાઇ ઉપર પત્ર લખી બોધ આપ્યો છે તેમાંથી અહીં અવતરણો આપેલ છે

ચિ. લાલભાઇ,

મુંબઇ

હરીભાઇની કાયા નબળી હતી. એણે મનના જોર વડે જ કેટલાંક વર્ષથી શરીર ચલાવ્યું; પણ બેન પ્રતાપનાં વૈધવ્યનો આઘાત મન ઉપર લાગ્યો, એટલે મન પણ નબળું થઈ ગયું. એમ મન તથા શરીર બન્ને નબળાં પડયાં, એટલે પછી જીવાત્મા વધુ લાંબો વખત ટકે નહીં. જે બનાવનો આપણે શોક કરીએ છીએ તે આ પ્રમાણે બન્યો છે. આપણને ગમે તેટલું લાગે, પણ તેવી લાગણીથી આપણે તેના જીવનનું કાંઇ ભલું કરી શકીએ નહીં, એની ખાસ સંભાળ તજી જે હતાં તેને ઉપયોગી થઇએ નહી અને આપણું પોતાનું અને વળી આપણી ખાસ સંભાળમાં જે છે તેનું ઉલટું બગડે. એટલે આવી દૈવી આફત આવે ત્યારે પાછળ રહે તેનું ખરું કર્તવ્ય એ છે કે પોતાથી બને તેટલી, મરનારની મદદની જેને ખામી પડી છે તેમની તે ખામી પુરવા તત્પર થાવું. પોતાનાં ચાલતાં કર્તવ્ય ઉપગત, એ વધુ કરવાનું માથે આવ્યું માટે તેટલું વધું કરી શકીએ તેવી સશકત સ્થિતિમાં, આપણાં શરીર તથા મનને રાખવા પ્રયત્ન કરવો. જગતમાં જુદા જુદા સંબંધમાં અને જુદી જુદી સ્થિતિમાં આપણને પરમાત્મા મુકે છે, અને તેમાં આપણને અનુભવ આપીને આપણી ઉન્નતિ કરવાનો હેતુ હોય છે. તેથી પણ, પરમાત્મા જ્યારે આપણા સંબંધમાં અને સ્થિતિમાં, ફેરફાર કરે, ત્યારે તે બદલાયેલી સ્થિતિ પ્રમાણે ગોઠવાઇ જવું ને તેને લગતાં કામ બરાબર માથે લેવાં એ ખરો ધર્મ છે.

શુ. કલ્યાણરાય જોશી બક્ષી
ના. આશિર્વાદ

આ અરસામાં હરીભાઇના અવસાનના ફણગા રૂપ એક બાબત વિષે કલ્યાણભાઇએ પાલણપુર મૂળભાઇને જાણવા યોગ્ય હકીકત પત્ર દ્વારા લખી હતી. પત્રમાંથી અવતરણ આંહી તેથી લેવામાં આવેલ છે.

રાજકોટ
તા. ૨૭-૪-'૧૭

ચિ રા. મૂળભાઇ,

એક ઘણી જાણવા જેવી વાત છે. મારી વિગતવાર જન્મોત્રી સંવત

૧૯૪૫ ઈ. ૧૮૮૯ મા ( અઠ્ઠાવીશ વર્ષ પહેલા ) કરાવેન, તે વખતની જોષીની નોધ મુ ભાતના અખરની છે. તેમા પહેલી ૭૪ નોધ નીચે પ્રમાણે છે —

"પ્રજા-સુખ – પાચ પુત્ર, બે પુત્રી, એકંદર દશ ફરજદ છે" કદાચ મે દેહલવી સાહેબને પણ આ હકીકત મનન કરવા જેવી જણાશે મતનમ જૂના શાસ્ત્રો નિરર્થક નથી, પણ તેમા પાછળથી લોકોએ ધાનમેન કરેલ છે ને ઊંડો અભ્યાસ તથા ઝીણી તપાસ કરનારા ઓછા છે તેથી તેનો યથાર્થ ઉપયોગ થઇ શકતો નથી.... . .

શુ કલ્યાણભાઇ જેઠા બક્ષી
ના આશિરવાદ

ખરે જ અઠ્ઠાવીશ વર્ષ પહેલાનુ આ જ્યોતિષ આબાદ ખરુ પડયુ. કલ્યાણભાઈની હયાતી પર્યન્ત અમે પાચ ભાઇઓ અને બે બહેનો હયાત હતા, બે બહેનો સૌ. મછા અને સૌ નિર્મળ, તેમ જ એક ભાઈ, મુ. હરીભાઇ એ ત્રણના કલ્યાણભાઈના જીવન-કાળમા જ અવસાન થઇ ગયેલ

પણ હવે આપણે સૌ. લેરખ બહેનના ગભીર મદવાડની બાબત પર આવીએ તા ૪-૫-'૧૭ ના રોજ લેરખ બહેનને પુત્ર અવતર્યાના ખુશી સમાચાર મળ્યા તા. ૬-૫-'૧૭ ના રોજ ' અમરેલીથી હેમતુભાઈ તથા છોકરા આવ્યા " તે જ તારાખે જામનગરથી લેરખ બહેનને તાવ આવ્યો છે એવા પત્ર દ્વારા ખબર મળ્યા વળતે દિવસ એટલે તા, ૭-૫-'૧૭ ના રોજ હજુ તો " ચિ રા વસતભાઇ એમ બી. બી એસ મા પાસ થયાના ખુશી ખબરનો તાર આવ્યો છે " એવી હર્ષદાયક નોધ તવાણી, તેવામા જામનગરથી એવા ખબર આવ્યા કે – ' લેરખને તાવ વધુ આકરો આવ્યો છે " તે જ રોજ સાજના અમારા હમેશાના સુખ દુખના સાથી ડૉ રતીલાલ અને હુ જામનગર ગયા જામનગરમા અમારા પિત્રાઈ ભાઈ રતીભાઇ મા બક્ષી રહેતા હતા આ સ્થળ અમારા માટે એક મોટુ આશ્વાસન સ્થાન અને આશ્રય-સ્થાન થઇ પડેલ તેમને ત્યાની ત્રણ અઠવાડીઆની રહેણાક દરમિયાન આખો દિવસ લેરખ બહેનની માદગીના બિછાના પાસે ગાળી, થાકયા હાર્યા વાળુ ટાણે રતીભાઈને ત્યા પાછા આવીએ કે રતીભાઇની નિર્દોષ રમુજ અને અતરના હેત ભાવને લીધે થાક માત્ર ઉતારી જાતો.

તા ૭-૫-'૧૭ ના રોજ અમે જામનગર ગયા પછી બે દિવસમા જ

સૌ. લેરખ બહેનનો તાવ કાબુમાં આવ્યો. ડૉકટર રતીલાલ બક્ષી રાજકોટ ગયા: ત્યાં જઈને તેમણે કલ્યાણભાઈને સૂચના આપી હશે કે કદાચ ડુશ વાપરવા નર્સની જરૂર પડે: આ ઉપરથી કલ્યાણભાઈએ ડૉકટર રતીલાલ જોડે જામનગર મારા પર પત્ર મોકલાવેલ તેમાંથી અહીં તારણ આપેલ છે.

રાજકોટ, પરા

તા ૮-૫-'૧૭

ચિ. ભાઈ હિંમતલાલ,

છાતીમાં દડબ દેખાણી છે એટલે એ કારણથી તાવ ચડયો હોય અથવા તો ગર્ભાશયમાં મેલ કાંઈ રહ્યો હોય તો તેથી પણ હોય. આ બીજો વહેમ દૂર કરવા સારૂ ત્યાં લેડી ડૉકટર કે નર્સ નથી એમ ડૉ. રતીલાલે કહ્યું માટે તમારા વહુને કાલ સવારની ટ્રેનમાં મોકલવાનું નક્કી કર્યું છે. વસંતભાઈ પણ કાલ ત્યાં આવશે, ને તે આવેથી ડૉકટરી સારવાર તેને સોંપાવશો.

શુ. કલ્યાણરાય જેઠા બક્ષી
ના આશિરવાદ

લેરખ બહેનને તેનાં ભાભીની સારવારનો લાભ મળ્યા પછી ત્રણ દિવસ તાવ ઘણો ઓછો રહ્યો. અમને થયું કે હવે લેરખ બહેનને થોડા દિવસમાં તદ્દન આરામ થઈ જશે, ત્યાં તો વળી એક અણધારી વાત બની. ડાયરીની નોંધ મુજબ:—" લેરખની નબળી તબીયતમાં કંઈક લાગતુ વેણ કોઈથી બોલાયું ને તેથી તે ઉશ્કેરાઈ ગઈ. નીંદર ન આવી. એનમાં હેમતુ તથા રવી આવ્યાં. લેરખને નીંદર નથી ને મગજ ખસ્યા જેવું જણાય છે. ઉશ્કેરાઈને બોલે છે, ગયેલાને જાણે પાસે હોય તેમ સંબોધે છે. સાંજની ટ્રેનમાં પોપટભાઈ વૈદ્યને લઈને છેલભાઈ તથા હેમતુ નગર ગયા. " " છેલભાઈ તથા વૈદરાજ નગરથી આવ્યા, નબળાઈ છે, તેથી અહીં તેડી લાવવામાં દાકતર જોખમ ગણે છે. ભય મુકત નથી; પણ સારૂં થઈ જવાની આશા મળે છે. " "નગરથી હેમતુભાઈનો કાગળ. લેરખની તબીયતમાં કાંઈક સુધારો છે. બૈરાંઓનો ભગવો ઓછો થાય ને દવા તથા ખોરાક વખતસર અપાય એટલી વ્યવસ્થા માંડ માંડ થઈ છે. "

રાજકોટ, પ૬
તા. ૧૭-૫-'૧૭

ચિ ભાઇ હિંમતનાથ,

તમારો કાગળ આજ બપોરના મળ્યો, તેની એકંદર હકીકત સારી આશા આપનારી છે.

શ્રી કલ્યાણરાય જેઠા બક્ષી
ના આશિર્વાદ

એ જ પત્રમા સામેલ બીજો પત્ર રા વસતભાઈ ઉપર આ પ્રમાણે છે
ચિ. ગ વસતભાઇ,

હેમતુભાઈના વહુ લેખની પાસે એમીને વખતે ગીત ગાય છે, તે શાત ચિત્તથી સાભળીને તેમા ઝોકુ આવે એ દરદીને સતોષ થયાનો પુરાવો છે. સમજુ સ્નેહીઓએ કેમ વર્તવુ તેનો આ દાખલો બીજાને બોધકારક થાય તો કેટલો લાભ થાય ? પણ એ દિવસ હજી છેટા છે

શ્રી. કલ્યાણરાય જેઠા બક્ષી
ના આ.

ધીમે ક્રમે ચોક્કસ પણે લેખ બહેનની તબીયતમા સુધારો થવા લાગ્યો. તા ૨૬ મી મે ના રોજ ડો કલ્યાણીવાળાએ નિ સકોચ પરવાનગી આપી તેથી અમે લેખ બહેનને રતીભાઇ મા બક્ષીના મકાને લઇ આવ્યા. ત્યા લઇ આવ્યા પછી લેખ બહેનની તબીયતમા ઝડપ ભેર સુધારો થયો. પણ એક હજુ એક મોટી કસોટી બાકી હતી હરીભાઇના અવસાન પછી તેમના વડુની સમક્ષ આ સ્થિતિમા લઇ જતા લેખ બહેનના મન ઉપર પ્રત્યાઘાત કેવો થશે તે જોવાનુ રહ્યુ તા ૩૦ મી મે ના રોજ અમે લેખ બહેનને લઇ રાજકોટ આવ્યા તે દિવસની ડાયરીમા ઉલ્લેખ છે કે, " સાજે લેખને લઇને હેમતુ ભાઇ વગેરે આવ્યા. નબળાઈ છે ને કદાચ મગજની નબળાઇની અસર જણાતી રહે એવુ લાગે છે છોકરી નરમ અને માયાળુ તો છે જ મને પાસે બોલાવીને હેમતુભાઇ તથા એમના વહુએ પોતાની બહુ ચાકરી કરી છે, એમ અતરથી ઉપકાર માન્યો " અમે તો આ નોંધ થોડા વર્ષ વીત્યા બાદ વાચી વાચીને લેખ બહેને આવી મગજની સ્થિતિમા પણ ઉપરોક્ત ઉદ્દગાર કાઢયા તે જાણી અમને તો જાણે ચાકરીનો પૂર્ણ બદલો મળી ચૂકયો એમ થયુ.

રાજકોટમાં સેરૂપ બહેનની મનની સ્થિતિ વગેરેને અંગે ડાયરીમાં સૂચક નોંધ નીચે પ્રમાણે છે.

"ધેનછાના કોઇ પણ ચાળામાંથી હેમતુભાઇ તેને રોકી શકે છે, તે છતાં હેમતુભાઇ ઉપર એનો પૂર્ણ ભાવ છે."

એમ કરતાં કરતાં સેરૂપ બહેનની તબીયત પ્રમાણમાં સારી રીતે સુધરી અને વધારાની રજા મળેલ તે પૂરી થયે અમે અમરેલી ગયાં.

આ વર્ષ દરમિયાન હમેશનાં કામો અને હરીભાઈ વાસુદેવની મિલકતની વ્યવસ્થા બાબતનું કાર્ય વગેરે તો ચાલુ હતાં જ, પણ જેમાં સવિશેષ ધ્યાન પરોવવું પડયું હતું અને વધારે સમય ગાળવો પડયો હતો તેવી બે પ્રવૃત્તિઓનો નિર્દેશ કરવો જોઇએ. એક વર્ષના મધ્ય ભાગમાં શરૂ થઈ, અને બીજી વર્ષના છેલ્લા મહિનામાં. પહેલી સ્વામીશ્રી ત્રિવિક્રમતીર્થને સંબંધ કર્તી શંકરાચાર્ય પદ બાબતની અને બીજી "નરેન્દ્ર મંડળ" સ્થાપવા બાબતની ચર્ચા કરવા મુંબઇ મુકામે મસલત કરવા એકત્ર થએલા રાજાઓ અને પ્રધાનોની બેઠકોને લગતી. અગાઉ જણાવ્યા મુજબ દ્વારકાની શારદાપીઠની ખાલી પડેલી ગાદી માટે સ્વામીશ્રી ત્રિવિક્રમતીર્થની તરફેણમાં ઘણાં સ્થળોએથી સનાતની આગેવાન લોકોએ પ્રયાસ કરેલ. પરંતુ એપ્રિલ ૧૯૧૭માં વડોદરા રાજ્ય તરફથી સ્વામીશ્રી શાંત્યાનંદજીને તે પદ ઉપર સ્થાપિત કરવામાં આવ્યા. સનાતની સમાજમાં આ બાબતને અંગે ઘણો ઉહાપોહ થયો; વળી શ્રી જગન્નાથપુરી પીઠના શંકરાચાર્ય શ્રી મધુસૂદનજીની એવી માન્યતા થઇ કે વડોદરા રાજ્યનું આ પગલું આદિ શંકરાચાર્ય વિરચિત "મઠામ્નાય" નામની નિયમાવલિથી વિરુદ્ધ દિશાનું છે; તેથી તેઓશ્રીએ એવો નિર્ણય બહાર પાડયો કે જુનાગઢ રાજ્યની હદમાં આવેલ પ્રભાસ પાટણના શારદા પીઠનો પુનરુદ્ધાર કરી, ત્યાં "પીઠ" સ્થાપી, તે ગાદી ઉપર સ્વામીશ્રી ત્રિવિક્રમતીર્થને અભિષિક્ત કરવા. કલ્યાણભાઇએ સ્વામીશ્રી ત્રિવિક્રમતીર્થને પોતાના જ્ઞાન-દાતા માનેલા તેથી તેમને બનતી સહાયતા કરવી એ પોતાનું કર્તવ્ય છે એમ સમજતા હતા.

આ પ્રમાણે સ્વામીશ્રી ત્રિવિક્રમતીર્થને અભિષિક્ત કરવામાં કલ્યાણભાઇએ શું ભાગ લીધો તેની માહિતી આપણે તેમની નોંધ પોથી દ્વારા પ્રાપ્ત કરીશું. તા. ૧૨-૬-'૧૭ અને તા. ૧૩-૬-'૧૭ એ બે દિવસોમાં નોંધેલી હકીકત આ પ્રમાણે છે—

" સ્વામીશ્રી ત્રિવિક્રમતીર્થનો તાર કે આઠ જણુ સાઠ ભોજનનો પ્રબંધ કરો અને કાલ સવારે સ્ટેશને મળો. સ્ટેશને ગયો સ્વામીજી પોતે, એમને પ્રભાસ પાટણમાં " ગજ્ઞોપચારથી " અભિષેક કરીને શંકરાચાર્ય પદે સ્થાપના સાઠ, શ્રી ગોવર્ધન પીઠાધિશ શંકરાચાર્યજીની આજ્ઞાથી તેમના પટ્ટ શિષ્ય વગેરે સાથે છે. ભિક્ષા કરાવી. બીજા સૌ બપોરની ટ્રેનમાં જુના ગઢ પધાર્યા. સ્વામીજી સાંજની ટ્રેનમાં સિધાવ્યા. અશાડ સુદ બીજનું મુહુર્ત છે આમંત્રણ પત્રિકા લખાવીને છપાવી દીધી. "

સ્વામીજીને પાટણ શારદાપીઠ સોંપવા બાબતમાં અડવાડીઆ પઠીની માંપી જણાવે છે કે, " સવારે નીકળીને પ્રભાસ પાટણ આવ્યા. દીનકરભાઇ ભેગા છે: અને બીજા દશ-બાર બ્રાહ્મણો છે. અહીં આવ્યા પછી જાણ્યુ કે આંહીના પોલીસ-ઇન્સ્પેક્ટર કંઇ વહેમાયા છે, ને ક્રિયા ન થવા દેવા મથે છે. જમાદાર ફોજદાર આવતા તેમને સમજ પાડી કે, મઠની અંદર સ્વામી ધર્મ કાર્ય કરે છે તેમા કોઇને કાંઇ વાંધો લેવા કે ગેરકાયદે કરવા કારણ નથી. છતાં મના કરવી જ હોય તો સ્વામીજીને કરો. હું તો સાજે આવ્યો છુ, અને મને તમે રીતસર ના પાડો તો હું ત્યા ન જાઉ; પણ એ બધુ વિના કારણ છે.' પોલીસે ગાદીની ક્રિયા નહી કરવા લેખીત નોટીસ આપી. પણ તે તો થઇ ચાલે થઇ ગયેલ સભા ભરવાની ના પાડી. પણ તે ગેરકાયદે હુકમ માનવા કારણ ન હોતું. વેરા વળ દીનકરને મોકલીને કીભાઇ વકીલ મારફત માજીસ્ટ્રેટ પાસે અરજ કરાવી, ને મેજીસ્ટ્રેટે પોલીસની દખલ બંધ કરાવી પ્રવચન, ભાષણો, ભેટ. માનપત્રો, બધું સારા ઉત્સાહથી થયું. સવારી સાંજે નીકળવાનં ચોક્કસ કરીને અમે રાતે જુનાગઢ આવ્યા. " કલ્યાણભાઇની હાજરી આ ટાંકણે ન હોત તો આ સમારંભનો શું ફેંસલો થાત તે વિચારવા જેવી વાત છે ! આ સમારંભમાં કલ્યાણભાઇએ પણ નાનુ મનનીય પ્રવચન કર્યું હતું, તેમાંથી છપાએલ અહેવાલ ઉપરથી સાર ભાગ અહીં રજુ કરેલ છે......" ..ત્યાર પછી રાજકોટવાળા બક્ષી કલ્યાણરાય જેઠાભાઇને સ્વામીશ્રી બ્રહ્મણ્યદેવ તીર્થે બે વચન કહેવાની આજ્ઞા કરવાથી તેમણે એકઠા થયેલા બંધુવર્ગને ઉદ્દેશીને કહ્યુ કેઃ-'

" આચાર્ય શ્રી તથા સ્વામીજીનાં પ્રવચનોથી આપણે જાણ્યુ છે કે, આપણું મનુષ્યત્વ ધર્મ જાણવા અને પાળવામા રહ્યું છે...યથાર્થ જ્ઞાનની પ્રાપ્તિ માટે વિદ્વતા, અનુભવ, વિશુધ્ધિ, કુશાગ્ર બુધ્ધિ અને રાગ-દ્વેષ રહિત લોકસંગ્રહ માટે જ પ્રવૃત્તિઓ હોવાની જરૂર છે......શ્રી ગોવર્ધન પીઠાધિશ્વર

મહારાજ સાક્ષી આપે છે કે આપણને સર્વથા લાયક આચાર્ય મળ્યા છે ...... ભવિષ્યમાં આપણું કર્તવ્ય એવા આચાર્યશ્રીની પ્રતિષ્ઠા જાળવીને, એમનાથી ધર્મ બોધનો લાભ લઇ, આપણા અધિકાર અને શક્તિ પ્રમાણે આત્મોન્નતિ કરવાનું છે. આજથી આ ક્ષેત્ર અને આ સ્થાનનુ ગૌરવ પુન: સતેજ થાય છે." પોલીસની દખલગીરી બંધ કરાવી, સ્વારી કાઢવાનું પાકે પાયે ઠરાવી કલ્યાણભાઈ તા. ૨૧-૬-'૧૭ ના રોજ રાતના જુનાગઢ આવ્યા.

આ વર્ષની બીજી મુખ્ય પ્રવૃત્તિ એટલે કે મુંબઇમાં મળનારી રાજા-મહારાજાઓની "પ્રિલિમિનરી-કોન્ફરન્સ" અંગેની કામગીરીની બાબત, હાથ પર લઇએ તે પહેલાં વચગાળાની જાણવા યોગ્ય હકીકત વગેરે માટે નિત્ય-નોંધ તેમ જ પત્રોનો મુખ્યત્વે આશ્રય લઇશુ

"હરીભાઇની મિલ્કતનો વહીવટ કરવાનુ કુ રભાઇના નામનું સર્ટિફિકેટ એજન્ટ-ગવર્નર સાહેબનું આવી ગયું."

રાયજી સાહેબના કમિશનના કામ બાબત તેમ જ શંકરાચાર્ય સ્વામીજીનો મુકામ પણ જુનાગઢમાં હોવાથી કલ્યાણભાઈ તા. ૧૮-૧૦-'૧૭ થી તારીખ ૨૩-૧૦-'૧૭ સુધી ત્યાં ગયેલા, દરમિયાન તેમનાં ભાભી છેલભાઇનાં માતુશ્રીના અવસાનના દુઃખદ સમાચાર તેમને ત્યાં મળ્યા. આથી તા. ૨૪ મી એ રાજકોટ પરત આવ્યા. તે જ દિવસની નોંધ છે કે -"રા. ના. ભાઇને કાગળ લખ્યો ને તેમાં રાયજીના કેસમાં હાલ સ્ટેટ તરફથી જે કેસ બદલ્યો છે તેને અંગે નીકળવા જરૂરના મુદ્દા ૬ મને સુઝ્યા તે લખી મોકલ્યા રાયજીની આખી કારકીર્દી તપાસાતી હોય તેવું રૂપ થાય છે."

સ્વામીજીનો તાર આવતાં ફરી જુનાગઢ ગયા; આંહી સ્વામીજીનાં વ્યાખ્યાનોમાં હાજરી આપતા તેમ જ રાયજી-કમિશન ચાલતું હતું તેને અંગે કલ્યાણભાઇની સલાહ પુછવામાં આવતી ત્યારે પોતાનો અભિપ્રાય આપતા. કલ્યાણભાઇનો અભિપ્રાય ડાયરીમા આમ નોંધાયો છે કે —"રા. ર. અમૃતલાલ બક્ષી તથા રા. રા. સુર્તાનરાય છાયાને પૂછ્યું કે મુખ્ય આરોપ નાસાબીત થાય અને આખી કારકીર્દીની તપાસમાં અપ્રમાણિકતા માલુમ પડે તો શું થાશે ? જે આરોપ બાબત સુનો છે તે વિના બીજું ધ્યાનમાં ન આવે એમ તેઓ બનેનો મત છે, હું એવું નથી ધારતો." આગળ ઉપર કલ્યાણભાઈનું અનુમાન સાચું નીવડયું. કલ્યાણભાઇ તો ફરી રાજકોટ આવી ગયા.

આ બાબત ડાયરીની નોંધ છે કે –" રાયજી જુનાગઢથી પાછા આવ્યા છે ત્રીજે મુદ્દો જુનાગઢની માગણીથી કઢાડયો છે... મેં અનુમાનથી કહ્યું હતું કે રાયજીની આખી કારકીર્દિની તપાસ કરવા અંદરખાનેથી સૂચના હતી તે હવે બહાર આવ્યું ''/' સાંજે મેં ગુલાબરાયભાઈ તથા રામજી લૌડે મેં પંડિત સાહેબને મળ્યો એમ । પણ માગ જેથી જ અસર થઈ છે તપાસ ગેરવ્યાજબી બાબતોમાં થતા હતી એ ભૂલ હવે તરી નીકળે છે " આ બધી દોડાદોડીમાં કલ્યાણભાઈને ફરી અર્શ ઉપડયા તાકીદ પડવા માંડયું તેમ જ દુખાવો પણ જણાયો એ રીતે વિક્રમ સંવતનું ૧૯૭૨ મું વર્ષ પૂરું થયું દિવાળીના રોજ કલ્યાણભાઈએ હૃદયના ઊંડાણમાંથી પત્ર લખેલો તેનું અવતરણ આપી વિક્રમ સંવતના નવા વર્ષમાં પ્રવેશ કરશું



## દીપોત્સવી

રાજકોટ, પરા

૪ સં ૧૯૭૭

ચિ ભાઈ કુંદનભાઈ,

તમારો નવા વર્ષના પ્રસંગને ઉદ્દેશીને લખેલો કાગળ મળ્યો ગયા વર્ષની આફતોથી જે સ્વાભાવિક કલેશ થાય તેની સામે સંસારમાં સંતોષ આપનાર ખાસ સંયોગ ન હોય તો, મારું શરીર ટકે નહી અથવા છેવટ કુટુંબ મંડળમાં ગુંથાએલું તો ન જ રહે પણ જે ગુણોથી હું મનુષ્યત્વ સમજુ છું, અને જે બહુ થોડામાં હોય છે તે પ્રભુ કૃપાથી તમો સર્વમાં છે એ તથા આ જમાનામાં જે સ્નેહ તથા લાગણી ભાગ્યે જ અનુભવમાં આવે છે તે પણ તમો સર્વમાં છે આથી મને અંતરમાં જે સંતોષ કાયમ માટે રહે છે તે જ મારા આયુષ્યનો પાયો છે આવા સંતોષવાળું અંતઃકરણ શબ્દો વાપર્યા વિના જ સતત આશીષ આપ્યા કરે તે તમને મળે છે અને મળ્યા કરશે શરીર સાચવવું એ આપણા મહર્ષિઓએ પહેલો ધર્મ ગણ્યો છે, એ ધર્મ પાળશો એવી મારી માગણી છે બીજી કોઈ વાતની મારે ખામી કે ચિંતા નથી ગ. નસતરાય (વડોદરાની) નો કાગળ મળ્યો છે એનો સદ્ભાવ પણ અપૂર્વ છે સાગ આ કહેશો

શુ કલ્યાણરાય જોશી

ના આશીર્વાદ

જાહેરે તેમ જ કૌટુંબિક બીજી પ્રકીર્ણ બાબતો વિષે મુખ્ય મુખ્ય નોંધ ક્રમેવાર જોઈ લઈએ.:—

બપોરે ભાઈ છબીલરામ આવતાં એની-બીસાન્ટની Introduction to yoga એ ચોપડીમાંથી વાંચ્યું. હેમતુભાઈ પણ સાંભળવામાં હતા " " બપોરે વાંચવાનું ગઈ કાલ પ્રમાણે, બાટવેથી ભોગીભાઈનો કાગળ છે. સ્વામીજીની ઈચ્છા છે કે, મારે બાટવા જવું ને પોતે તડાળ જાય ત્યારે ટ્રેનમાં ભેગા થઈ જવુ પન્મ ડી બાટવે જવાનું નક્કી કરીને ભોગીભાઈને તે પ્રમાણે લખી મોકલ્યું. "

શ્રી શંકરાચાર્યની (પ્રભાસ-પાટણ) આર્થિક વ્યવસ્થાને અંગે એક સૂચક ટીકા છે, તે બાબતની નોંધનું અવતરણ આંહી જ જોઈ લઈએ. "શંકરાચાર્યજી તરફથી રૂ. પાંચસો આવ્યા. તેઓ લખે છે કે પ્રભાસમાં શારદા-મઠના શંકરાચાર્યને શોધતા (૧) બ્રહ્મચારીઓ (૨) સંન્યાસીઓ, અને (૩) પરમહંસો આવવા શરૂ થયા છે એમના ખરચ માટે રકમ મોકલશો." જવાબમાં જણાવ્યું કે, બ્રહ્મચારી વિદ્યાર્થી હોય તે અને સંન્યાસી ગામડામાં ફરીને લોકોને કેવળ ભિક્ષાના બદલામાં શિક્ષણ આપે, તે બે વર્ગ વિના અન્યને ખવરાવવામાં ખર્ચ થાય તેટલો ગૃહસ્થો પાસેથી આપે મેળવેલા નાણાંનો મને તો દુર્વ્યય ભાસે છે. ભૂલ હોય તો સુધારાને પાત્ર છઉં. વળી પોતાની ગેરહાજરીમાં પાછળ અતિથિ તે ગૃહસ્થને માટે યોગ્ય, પણ સંન્યાસીને માટે નહીં." આવી કડવી લાગે તેવી સલાહ જરૂર પડતાં કલ્યાણભાઈ રાજ્યકારભારમાં, કૌટુંબિક પ્રવૃત્તિમાં કે જાહેર હિલચાલમાં આપતાં સમય આવે પાછી પાની ન કરતા.

ઉપર જણાવ્યા મુજબ તા. ૧૩-૧૨-'૧૭ ના રોજ કલ્યાણભાઈ રાજકોટથી બાટવા ગયા ભોગીભાઈ વગેરે સ્ટેશને આવેલા. ભોગીભાઈ બાટવામા મજમુ-ન્યાયાધીશ એટલે તે સ્થળના સર્વોપરી અમલદાર ગણાય. છતાં તેમની સાદાઈ કેવી હતી તે સંબંધી કલ્યાણભાઈની નિત્યનોંધપોથીનો ઉલ્લેખ જાણવા યોગ્ય છે; "ભોગીભાઈના વ્યવહારમાં, ક્યાંય અમલદારીની ગંધ નથી દેખાતી. મારી પથારી પોતે કરી આપેલ. મારું ધોતીયું, પંચીયું જાતે ધોયાં. આ તો મને બહુ વધુ પડતું લાગે છે."

અને હવે ચાલુ વર્ષની અંતિમ પ્રવૃત્તિની બાબત ઉપર આવતાં ફરી નિત્ય નોંધ-પોથીનો આશ્રય લઈશું.

તા ૨૧-૧૨-'૧૭-" પાલણપુરથી દિલ્લી સાહેબનો તાર છે કે રાજા ઓની મિટિંગમા તા ૨૪ મી એ મુબઇ મને લઇ જવા નવાબઝાદા સાહેબે મોરબીના મહારાજાને તાર કર્યો છે. ગમે તેમ પણ મારે હાજર થાવુ એમ નવાબજાદા સાહેબની એચ્છ છે તારથી તથા કાગળથી જવાબ આપ્યો, આ અશકિત જાહેર કરી કુટુબનુ કામ છે ને તે ન હોત તો પણ મહારાજા ઇડરના હુકમ વિના હું આવી શકુ નહિ " "દિલ્લીનો તાર-' અમે ઈડર મહારાજાને પણ તાર કર્યો છે કે, તમને બોલાવે ' પડિત સાહેબને મળ્યો કવિને મળ્યો" અનત્તર પડિત સાહેબ તેમ જ કવિ શ્રી નાનાલાલનો અભિપ્રાય જાણવા તેમને મળ્યા હોય એવો પૂરો સભવ છે તા ૨૨-૧૨-'૧૭ " ઇડર મહારાજા સાહેબના બે તાર આવ્યા, તેથી આવતી કાલ ચાલવાનુ નક્કી કર્યું.

પુનાવાળા અભ્યકરની Native States and post war reforms નામની ચોપડી પડિત સાહેબે આપી " આ પ્રમાણે ફરી કલ્યાણ ભાઇ રાજ્ય-પ્રકરણી દિશામા ખેંચાયા

તા ૨૪ મી એ સવારે મુબઇ પહોચ્યા

બીજા દિવસની એટલે તા ૨૫-૧૨-'૧૭ ની યાદી છે કે, ' કારભારીઓની મિટિંગમા બપોરના એક થી પાચ સુધી ઘણાની સમજમા સવાલોના સ્વરૂપ પૂરા ઉતર્યા જણાતા નથી

રાજસભા સ્થાપવી ઠરી, પણ તેમા પ્રેસીડેન્ટ વોઇસરોયને રાખવા ને કમિટિમા પોલિટિકલ-સેક્રેટરીને રાખવા એવા નિર્ણય ઉપર આવ્યા

નાનાભાઇ શેઠને મળ્યો " નાનાભાઈ શેઠ એ જ સર પુરુષોત્તમદાસ ઠાકોરદાસ મુબઇ જાય ત્યારે કલ્યાણભાઇ તેમને અવશ્ય મળતા વળી અત્યારની કામગીરી એવા પ્રકારની હતી કે, તે સબધમા વિચારની આપ-લે કરવાનુ સ્થાન કલ્યાણભાઈ માટે આ એક જ હતુ

તા ૨૬-૧૨-'૧૭ની યાદી આ પ્રમાણે છે ' સવારે પાલણપુર, લીમડી, કાગધા, વગેરેની ખાનગી મિટિંગમા તેમના આગ્રહથી હાજરી આપી બપોરના એક થી સાત વાગતા સુધી કારભારીની મિટિંગ કામ પુરૂ "

તા ૨૯ મી એ રાજા સાહેબોની ધોરણસરની બેઠક પુરી થઇ

ઇ સ ૧૯૧૭ ની શરૂઆતની બે દૈવી આફતો પછી, વૃત્તિ ન હોવા છતા કલ્યાણભાઇને આ પ્રમાણે રાજ્ય પ્રકરણમા ઝબકોળાવુ પડયુ તે અમારા મનથી

યોગ્ય જ થયું. નિર્મળ સાત્વિક પ્રવૃત્તિ રૂપી ખોરાક ઉપર ગજ્યની સેવા રૂપી શરીર ધારણ કરનારથી ટકી શકાય નહી. થોડું ઘણું રાજસી મિશ્રણ આવશ્યક છે અને ગમે તેટલા લાંબા સમય પછી પણ વીર નર બખ્તર સજી રણક્ષેત્રમા જાય કે તુરત જ તેનુ રણકૌશલ્ય મૂળ સ્વરૂપમા ઝળકી ઊઠે છે તેમ કલ્યાણભાઇ પણ ઉત્સાહ ભંગ થયેલા છતા રાજ્યપ્રકરણી ક્ષેત્રમા પ્રવેશતા જ ઢાંક્યા ન ગયા. તેમના વિષે એક જાણવા જેવી સ્ફુટ સ્પષ્ટતા થઇ કલ્યાણભાઇની વિચાર સરણી એવી હતી કે, રાજાઓએ સીધી રીતે પોલિટિકલ ખાતાના સંપર્કમા આવવુ, અને ખાસ કરીને જે તે પ્રશ્નોને અંગે અગાઉથી બંધાઇ જવુ એ તેમના હિતમા સલાહકારક નથી, એવી દિવાન પ્રધાન એમા શાણપણ છે ચર્ચાને અંગે કલ્યાણભાઇએ આવો ... ત્યારે એક મોટા સંસ્થાનના ગજવીએ હસતા હસતા

Those days are gone when ... the rulers in the back– ... સચોટ રદીયો આપ્યો કે – ' yes ... are gone when we ... rulers in the back– ... on our chests and ... s/ your High ... 's are certainly gone, Such rulers ... erhaps such ministers are now ra ... ely ... કે તો પરિષદ સંકળ સ્તબ્ધ થઇ ગયું'. બેઠકની બહાર કાઠિઆવાડના એક રાજવીએ કલ્યાણભાઇને અભિનંદન આપ્યુ કે, " Kalianrai, Well hit. "

ફરી પાછા રોજનિશીની યાદી તરફ વળતા નોંધ છે કે –

" મહારાજા સાહેબનો તાર આવ્યો મંગળવારે આવતા નહી. મારે વીનીગડન–સ્પોર્ટ્સમા જવુ છે તા ૯ બુધવારે બપોરે અંધેરી ૧૨–૫૮ મીનીટે પહોચે છે. તે ટ્રેનમા તમે લખેન અને સજ્જનોને લઇને આવજો સ્ટેશને મોટર હાજર રહેશે "

કલ્યાણભાઇ તા. ૮–૧–'૧૮ મંગળવારના રોજ ઇડર મહારાજા સાહે-

અને વૃંદાવનવાળા સચ્ચિદાનંદ સાથે જવાના હતા. ઈડર મહારાજા સાહેબ કલ્યાણભાઈની સગવડતા જાળવવા અનહદ કાળજી રાખતા હતા, તેથી વિગત વાર તાર કરી તેમને જરા પણ તકલીફ ન પડે તેવી ગોઠવણ કરી. આ મુલાકાત બાબત ડાયરીમા જણાવેલ છે કે – " સચ્ચિદાનંદજીને સાથે લઈને વેલાવે નામદાર ઈડર મહારાજા પાસે જઈ આવ્યો. મહારાજા સાહેબે સ્વામીને વૃંદાવન આશ્રમના ફાળામા રૂ ૧૦૦ એક સો રોકડા આપ્યા તથા દર વર્ષે રૂ ૨૦૦) સુધીની દવાઓ આપવાનું વચન આપ્યુ, તથા મહારાજ કુમાર પાછા બોલાવે ત્યારે આવવાની વરધી આપી. "

અને આ પ્રકરણના અંતની નજીક આવી પહોંચ્યા છીએ, કલ્યાણભાઈ તો ઈ સ ૧૯૧૮ ના ફેબ્રુઆરીની આખર સુધી મુંબઈમા રહ્યા, અને કાઠિઆવાડની જાહેર પ્રવૃત્તિના આત્મા રૂપ, પરંતુ ખાસ કરીને કલ્યાણભાઈના વડીલ તુલ્ય પંડિત સાહેબના અવસાનનો દુ ખદ બનાવ બનવા ન પામ્યો હોત તો મુંબઈમા હજુ વધારે રોકાત થાત. આ વર્ષમા કલ્યાણભાઈએ વાચન, મનન પણ ઠીક પ્રમાણમા કર્યું કહેવાય એમ અહીં અમે તારવેલી નામાવલી ઉપરથી આપણને જણાય છે –

( ૧ ) મહાભારતની સમાલોચના ( ૨ ) પરલોક-પ્રકાશ ( ૩ ) સ્વધર્મ સર્વસ્વ ( ૪ ) The fraud of Theosophy exposed ( ૫ ) General view of Positivism ( ૬ ) In woods of God-Realization ( ૭ ) ઈશ-ઉપનિષદ્ અને માંડૂક્ય ઉપનિષદનુ શ્રવણ ( ૮ ) યાજ્ઞવલ્ક્ય આખ્યાયિકા ( ૯ ) The Life Triumphant, (૧૦) સાંખ્ય કારિકા ( ૧૧ ) પાતંજલ-યોગસૂત્રો વગેરે

આ પ્રકરણને અમે હરીભાઈના સ્મારક રૂપ ગણ્યુ છે. વર્ષની શરૂઆતથી અંત સુધી હરીભાઈની છાયા પથરાઈ રહી છે, એ તો સહજ સમજાય તેવુ છે.

卐

સ્વની કડી તો તૂટી ! ક્યારે રાજકોટ જવું એ બાબત સંકલ્પ વિકલ્પ મનમા થતો હતો, તેવામાં તો તા. ૧૯–૨–૧૮ ની નિત્ય નોંધમાં જણાવ્યા મુજબ: " રાજકોટથી ઝૈલભાઇનો કાગળ આવ્યો કે, હું હવે ત્યાં બને તેટલો વહેલો જાઉં એમ મે. પંડિત સાહેબનુ કુટુંબ ઇચ્છે છે. શુક્રવારે ચાલવું નક્કી કરી ને તે પ્રમાણે જવાબ લખ્યો "

તા. ૨૨–૨–૧૮ ના રોજ મુબઇથી નીકળી તા. ૨૩–૨–૨૮ ના રોજ કલ્યાણભાઇ રાજકોટ પહોચ્યા, અને તરત જ વડીલ ભાઈ પાસે થઇને મે સ્વ. પંડિત સાહેબને ત્યા જઇ આવ્યા વળતા દિવસથી પંડિત સાહેબ માટેના સ્મારક વગેરે કામગીરીમા પરોવાયા તા ૨૪–૨–૧૮ ની નોંધમા જણાવ્યું છે કે " મે. કોટક સાહેબને ત્યા, મે. પંડિત સાહેબ માટે શોક પ્રદર્શિત કરવા તથા સ્મારક શુ કરવું તે વિચારવા મિટિંગ થઇ તેમાં હાજરી ઓઇલ-પેન્ટીગ લાયબ્રેરીમા મૂકવાના વિચાર થયેલો તે મને ઠીક ન લાગ્યો અને તે મેં જણાવ્યુ તથા ભાઇઓએ કબૂલ રાખ્યું. કાલે જાહેર સભા થવાની છે તે સારુ મે. કોટક સાહેબની મદદથી રેઝોલ્યુશન ઘડયા અને તે મિટિંગમાં પસાર થયા. ' તા ૨૫–૨–૧૮ ની યાદીમા આ પ્રમાણે છે –" મે પંડિત સાહેબને ત્યા કાલે રાતે ગયેલ અને આજ સવારે પણ જઇ આવ્યો. કોનોટ–હોલમા જાહેર સભા થઇ ને બધું કામ બરાબર પસાર થયુ. સાંજે પાછો મે. પંડિત સાહેબને ત્યા જઇ આવ્યો " આ કોનોટ હોલની જાહેર સભામા હાજર રહેવાનું સદ્દભાગ્ય મને પ્રાપ્ત થયેલ ર. ભાઇશ્રી મૂળચંદભાઇ, બેરીસ્ટર ચુડગર અને હું સાથે બેઠા હતા. કલ્યાણભાઇએ દર્દભરી પણ ઉચ્ચ ગામી અંજલિ અર્પણ કરી તેમનો ગૌરવ ભર્યો વાક્ પ્રવાહ અમે ત્રણ જણ આશ્ચર્યમુગ્ધ થઇ ઝીલી રહ્યા હતા

મુંબઇથી આવીને પંડિત સાહેબ માટે માત્ર ઓઇલ–પેન્ટીગ છબી મૂકી સ્મારક કાર્ય પતાવવાનો વિચાર જાણ્યો ત્યારે કલ્યાણભાઇ સંક્ષુબ્ધ થઇ ગયા હતા તેમણે કહ્યુ:–" કેવો સંકુચિત આ વિચાર છે ? " પંડિત જેવા માટે માત્ર ઓઇલ પેન્ટીગ ? તેમની યોગ્યતાને અનુરૂપ સ્મારક આપણે ન કરી શકીએ તો શરમથી ડૂબી મરવું પડે !"

પછી તો કલ્યાણભાઇએ આ સ્મારકનુ કાર્ય જીગર પૂર્વક શરૂ કરી દીધું. આખા વર્ષની પ્રવૃત્તિઓમાં કેન્દ્ર રૂપ આ કામ થઇ પડયું. આ સ્મારક–કાર્યને

અંગે જુદા જુદા ગૃહસ્થોને જે પત્રો લખેલા તેની નામાવલિ જ નોંધીએ તોએ હેરત પમાય તેમ છે. ઉપરાંત ડેપ્યુટેશનના સભ્ય તરીકે અગર જાતે એકલા રાજા મહારાજાઓ પાસે સ્મારક–ભંડોળમાં ફાળો આપવા બાબત વિનંતિ કરવા જવાનું. દર અઠવાડિએ, વર્તમાનપત્રોમાં ભંડોળ ખાતાનો હિસાબ બહાર પાડવો, વગેરે પ્રવૃત્તિ ચાલુ રહેતી આવી જહેમતને પરિણામે કાઠિઆ-વાડ દુષ્કાળ રાહેત પંડિત સ્મારક ભંડોળ સ્થાપી પંડિત સાહેબને બહુ જ પ્રિય એવું સ્મારક ઊભું કર્યું. અને ત્યાર પછી તેમનો Portrait તૈયાર કરાવ્યો. છેક ઇ. સ. ૧૯૨૦ સુધી આ કાર્ય ચાલુ રહેલ.

ચાલુ વર્ષમાં પત્ર લેખન પ્રવૃત્તિ પણ અસ્ખલિત રહેલી જણાય છે.

ઇડર રાજ્યના ખજાનચી રા. હરીલાલને કલ્યાણભાઇ પુત્રવત્ ગણતા. તેમના ઉપર પ્રસંગોચિત પત્રો કલ્યાણભાઇએ આ અરસામાં લખેલા તેમાંથી અવતરણો હવે નોંધીએઃ—

એચ./૧૭–પનાલાલ ટેરેમીઝ
ગ્રાન્ટ રોડ
મુંબઈ
તા ૧૬–૨–૧૮

સ્નેહી રા. ભાઇ હરીલાલજી,

......કર્મ ત્રણ પ્રકારનાં ગણાય તેમાં વાચિક પણ આવે છે; એટલે જીભ ચાલી હોય તે પણ સારૂં માઠું ફળ આપે તેમાં સૃષ્ટિ નિયમથી વિપરીત કશું થતું નથી, એ બધા અનુભવો આ જીંદગીની નિશાળે શીખવાના છે. રાજ-કોટમાં મારા વડીલ વર્ય સીતારામ નારાયણ પંડિતનો દેહાન્ત થયાના સમા-ચાર આવ્યા છે, તેથી હું લાંબો કાગળ લખવા તુરત વેળા લાયક નથી તે ક્ષમા કરશો બાકી કુશળ. ત્યાં સર્વ આરોગ્ય અને કુશળ રહો એ પ્રથમ દરજ્જે પ્રભુ કૃપા સમજવી.

કલ્યાણભાઈ જેઠા બક્ષીના
જય શ્રી કૃષ્ણ

રાજકોટ,

પરા

તા. ૧૨-૩-૧૮

સ્નેહી ગ. ભાઇ હરીલાલજી,

......રાજા મહારાજાઓના સંકલ્પો ઘણા ઊંડા અને ગૂઢ હોય છે, તે જાણી શકાતા નથી. એટલું તો અનુભવ સિધ્ધ છે કે, તેઓ બધા જે વેળા કામનો મદાર અમુક શખ્સ ઉપર સમજતા હોય તે વેળા તે શખ્સના સંકેતો પ્રમાણે વર્તે છે. આમ હોઇને પ્રમાણિક પણું જાળવતાં છતાં, તેવા શખ્સો પ્રતિકૂલ થાય તેવી વાણી ન બોલાય તથા તેવા જોડેનાં વર્તાવમાં અતડાપણું ન આવે એ સંભાળવું જરૂરનું થાય છે. ઇશ્વર, જડ પદાર્થોની વ્યવસ્થા કેવળ સ્વેચ્છા પ્રમાણે કરે છે, પરંતુ ચેતન વ્યક્તિઓ પાસેથી એવી ઉમેદ રાખતા જણાય છે કે, તેને આપેલાં સર્વ હથીઆરો ( જ્ઞાનેન્દ્રિઓ, કર્મેન્દ્રિઓ, અંત-કરણ ચતુષ્ટય ) નો યથાર્થ વપરાશ કરીને પોતાનો રસ્તો કહાડે. ધર્મ તથા નીતિના શાસ્ત્રો તેના બોધ માટે છે. બાકી કુશળ. સર્વત્ર સુખ શાંતિ રહો.

કલ્યાણરાય જોશી બક્ષીના

જય શ્રી કૃષ્ણ

આવા પ્રકારની પત્રલેખન-પ્રવૃત્તિ તેમ જ આખા વર્ષની પ્રવૃત્તિઓનાં કેન્દ્રરૂપ પંડિત-સ્મારક ભંડોળ એકત્ર કરવાની કામગીરી એક તરફથી ચાલુ હતી, ત્યારે બીજી તરફથી પલટાતા યુગને અનુરૂપ નવીન પ્રવૃત્તિનાં મંડાણ રાજકોટમાં થયાં હતાં; તેમાં પણ કલ્યાણભાઈ સામેલ હતા. આ પ્રવૃત્તિ વિષેના નિત્ય-નોંધમાંના ઉલ્લેખો વાંચતા આપણને તેનો યથોચિત ખ્યાલ આવશે. શરૂઆત તા. ૧-૪-૧૮ ના રોજ જણાય છે. હરીશંકર પંડયાને ત્યાં "નેશનલ એજ્યુકેશન સંબંધી ખાનગી બેઠકમાં" ચાર દિવસના અંતરે ફરી ઉલ્લેખ છે કે.-" હરીશંકર પંડયાને ત્યાં સ્વદેશી શિક્ષણ સંબંધે અત્રે કરવાના પ્રયાસનો વિચાર કરવા અને યોજના ઘડવા ભાઇઓ એકઠા થયા ત્યાં હાજરી આપી." એ તો સમજી જ લેવાનું કે કલ્યાણભાઇ હાજરી આપે તેમાં માત્ર નિષ્ક્રિય રહેવા માટે હોવાનો સંભવ જ ન હોઈ શકે. બનતાં સુધી પોતાના વિચારો સ્વતંત્ર રીતે ઘડાએલા હોવાના તેમ જ ચાનતી ઘરેડમાં તે વિચારો પુરાએલા હોય નહી, તેથી તેમના એવા મૌલિક વિચારોનો લાભ લેવા ખાતર તો તેમની

હાજરીની આકાંક્ષા રખાતી. અને આવી અવિધિસરની બેઠકોમાં કલ્યાણ-ભાઇ પોતાના વિચારો વિવેકથી છતાં નિખાલસપણે અવશ્ય જણાવતા.

આપણે હવે સ્વદેશી શિક્ષણની પ્રવૃત્તિમાંથી જે અણધાર્યો ફણગો ફુટયો તે વાત પર આવીએ. કલ્યાણભાઇને રાજીનામું આપવાનો પ્રસંગ ઉપસ્થિત થયો ન હોત તો કદાચ નિત્ય નોંધ ઉપરથી તો આપણે જાણવા પણ ન પામત કે સ્વદેશી શિક્ષણ-મંડળના કલ્યાણભાઇ ઉપ-પ્રમુખ ચુંટાયા હતા.

હવે રાજીનામાના પ્રસંગ બાબત નિત્ય નોંધ તપાસીએ. " સ્વદેશી કેળવણીની મદદમાં આજ હરિક્રિયા હતી તે સારુ ગયો. ડેલા બહાર રસ્તાના ચોકમાં ભાઇ વિગેરે મળતાં મેં તેમને કેટલાક Slogans મોટા સાદે બોલાવવાનો આગ્રહ ઠીક નથી એવો મત દર્શાવીને કારણ કહેવા માંડયાં, પણ સાંભળવાની પણ ધીરજ ખોઇને ઉંચા સાદથી તે કદી નહી છોડવાનો આગ્રહ સંભળાવ્યો. આથી હું શુકલ આવતાં સુધી મેળાવડામા બજ્યો નહીં. " વળતા દિવસની નોંધમાં જણાવ્યું છે કે " સ્વદેશી શિક્ષણને અંગે આજ સરઘસ હતું તેમાં ભાગ લેવાનુ ઠીક ન લાગ્યું તેથી ગયો નહીં " પણ બીજે દિવસે મંડળના પ્રમુખ શુકલ સાહેબે ખાત્રી આપી કે, પોતે કલ્યાણભાઇની સૂચના અમલમાં મુકાવશે.

કલ્યાણભાઇનાં વ્યક્તિત્વની આ પ્રમાણે અસર પડતી. પણ રાજીનામું છેવટ આપવાનો નિર્ણય શા ઉપરથી કરવો પડયો તે બાબતની હકીકત આપવી બાકી છે.

જાહેર સભા વિષે નોંધ છે કે, " સ્વદેશી શિક્ષણને લગતી જાહેર સભામાં લોકોની હાજરી મનમાનતી નહોતી, અને ગઇ કાલે ગોઠવેલા પ્રોગ્રામની બધી કલમોમાં ફેરફાર થઇ ગયેલો જણાયો. પણ સારા કામની ગતિમાં અવરોધ ન કરવાનું મેં ઇષ્ટ માન્યું. ઘેર આવીને રાજીનામું લખી મોકલ્યું. પણ તે-બાઇની ચિઠ્ઠી જોડે પાછું આવ્યું. "

તા ૯મીએ Slogan સંબંધમાં જે ભાઇએ " ઉંચે સાદે " તે બંધ નહીં કરી શકાય એવો આગ્રહભર્યો મતભેદ જાહેર કરેલો તેમણે તે જ દિવસ સાંજરે એક ચીઠ્ઠી કલ્યાણભાઇ ઉપર મોકલેલી. તે ચીઠ્ઠી તેમજ તેનો કલ્યાણ-ભાઇએ પાઠવેલો જવાબ એ બંનેની નકલ અહીં આપેલ છે. તેમજ રાજી-

નામું પાછું મોકલ્યું તેની સાથે જે ચીઠ્ઠી આવેલ તેની નકલ પણ આંહી આપવામાં આવેલ છે.

(૧)

રાજકોટ

મુરબ્બી કલ્યાણભાઇ,

આજ સાંજનો આપણા બે વચ્ચેનો પ્રસંગ જાહેર કામગીરીને સંબંધ ધરાવનારો છે, અને આપણા અંગત સંબંધને તેથી અસર નહિ થાય એમ આશા રાખુ છું. આપણા બન્ને વચ્ચે ગમે તેવો મતભેદ હોય છતાં આપના માટેના મારા પૂજ્ય ભાવમાં ફેર પડેલ નથી.

વિ.........ના

પ્રણામ.

ઉપરની ચીઠ્ઠી તા. ૮–૪–'૧૮ ના રોજ સ્વદેશી શિક્ષણની મદદમાં હરિકથા રાખેલ તે દિવસે Slogan સંબંધમાં મતભેદ ઉપસ્થિત થયેલો તે પ્રસંગને લગતી છે. તે ચીઠ્ઠીનો જવાબ કલ્યાણભાઇએ તુરત જ આપેલો તેનું અવતરણ પણ આંહી જ સામેલ છ. અસલ ચીઠી નીચે કલ્યાણભાઇએ નોંધ ટપકાવી છે કે, " આ ચીઠી મને તો આજ સવારે મળી, પણ લખાવટ જોતાં ગઇ રાતે જ લખી હશે એમ સમજાય છે...

તા. ૯–૪–'૧૮

મંગળ

" જવાબ લખ્યો કે, "

સ્નેહી ભાઇ શ્રી,

ચીઠી આજ સવારે મળી. પણ ગઇ રાતે જ લખાએલી હશે. તમારા સ્વભાવથી હું એવો અજાણ્યો નથી કે ગઇ કાલ સાંજના જેવા તેના ઉછાળાથી હું તમારૂં અંતઃકરણ બદલાયાની કલ્પના કરૂં. મને સાંજે તે જ વેળા અમુક ગૃહસ્થોની તેવી કલ્પના કાને પડતાં આપણો ખાનગી પ્રેમ આવા અમુક જાહેર પુરુષાર્થના બાહ્યોપચાર પરત્વેના મતભેદથી નબળો પડે તેવો નથી એ મારો વિશ્વાસ જણાવવાનો પ્રસંગ મળ્યો હતો.

આફ્રી પક્ષકાર અને વકીલની પ્રથામાંથી આવે પ્રસંગે પણ તટસ્થ સાક્ષી વા ન્યાયાધીશની પ્રથા ગ્રહણ ન કરી શકે એ શોચનીય તો છે જ.

તા. ૯–૪–'૧૮

વિ. કલ્યાણરાય જેઠા બક્ષી

ના જયશ્રી કૃષ્ણ

ઉપર નિર્દેશ કરેલો Sloganનો પ્રસંગ બન્યા પછી એક અઠવાડીયા બાદ જાહેર સભાના કાર્યક્રમમાં પાછળથી ઘણો ફેરફાર થએલો જોઇ સારા કામમાં આડા ન આવવું એમ ધારી કલ્યાણભાઇએ મૌન ધાર્યું અને તે જ દિવસ સમિતિના સભ્ય તેમ જ ઉપ પ્રમુખ દરજ્જાનું રાજીનામું મોકલી આપ્યું, પરંતુ મંત્રિએ એક ચીઠી સાથે રાજીનામું પરત મોકલ્યું. તે ચીઠી આ પ્રમાણે હતી.

રાજકોટ

તા. ૧૫–૪–'૧૮

મુરબ્બી કલ્યાણભાઇ,

ઘણા વિનય સાથે આપનું રાજીનામું ફરી વિચાર સારૂ પાછું મોકલું છું. આજની સભામાં કેટલીક દરખાસ્તો બહુ નિયમિત હતી નહીં તે બાબતનો આપનો વાંધો ખરો હતો. અને તે કારણથી કેટલીક આપની સૂચનાથી પડી મૂકી હતી, અને બીજી બાબત પણ આપે વાંધો લીધો હત તો હું ટેકો આપત. હજી અમને જાહેર કામ કરતાં આવડતું નથી. તેથી આવી ભૂલો થાય છે. પણ તે વખત જતાં સુધરશે એમ મને ભરોંસો છે.

...આજે મારે આપની જાહેરમા માફી માગવા વિચાર હતો; (Slogan ના પ્રસંગને અંગે) પણ તે જૂની વાતને લોકો આગળ તાજી કરવા જેવું થશે એવી બીકથી મેં તેમ કર્યું નથી.

આ બાબત વિચાર કરી રાજીનામુ પાછું રાખવું કે ફરીથી મોકલવું તે નકકી કરવા કૃપા કરશો.

લી. સ્નેહાધીન

.........ના પ્રણામ.

બનતાં સુધી સમાધાન વૃત્તિ રાખીને મતભેદ હોવાં છતાં કલ્યાણભાઈ ચલાવી લેતા. પણ જ્યારે તેમને એમ જણાય કે હવે તો મર્યાદા ઉલ્લંઘાય છે ત્યારે તેમનો આગ્રહી સ્વભાવ તરી આવતો. મંત્રીએ રાજીનામું પાછું મોકલ્યું કે તરત જ તેમણે તે ટપાલ દ્વારા સમિતિના પ્રમુખ શુક્લ બેરિસ્ટર તરફ રવાના કરી દીધું. રાજીનામામાં બતાવેલી ઉચ્ચ ભાવના જોતાં તેની નકલ આંહી રજૂ કરી છે.

મહેરબાન દલપતરામ ભગવાનજી શુક્લ
પ્રમુખ, શ્રી રાજકોટ સ્વદેશીય-શિક્ષણ કમીટી,
રાજકોટ

આપ સહુએ મને કમિટિનો મેમ્બર અને તે વળી ઉપપ્રમુખના માનવાળા હુદ્દા સાથે નીમીને જે મોટું માન આપ્યું છે, તથા જાહેર સભામાં મંજુર કરીને એ માનમાં અનહદ ઉમેરો કર્યો છે, તે માટે આપ સર્વનો જેટલો આભાર માનું તેટલો ઓછો છે.

આપે ઉપાડેલાં સ્વદેશીય-શિક્ષણનાં કાર્યની આવશ્યકતા અને ઉપયોગી પણું હું અંતઃકરણથી સ્વીકારૂં છું અને તેથી તેમાં આપનો સંપૂર્ણ વિજય ઇચ્છું છું; તથા એ વિજય આપવા પ્રભુ પાસે યાચુ છું. અને આપને ખાત્રી આપું છું કે તે જોવા જેટલું મારું આયુષ્ય હશે તો મારા કરતાં વધું આનંદ કોઇને નહીં થાય.

આમ છતાં અત્યારથી જ કામ કરવાની પદ્ધતિમાં મને વધુ પડતો વેગ ભાસે છે ને તેથી હું કંપુ છું. આ બાબત ઘણો વિચાર કરતાં મને એક જ સંભવિત કારણ મળે છે કે કદાચ સંસાર દુઃખોના આઘાતથી માઈ મન વધુ પડતું નિર્બળ તથા નિરુત્સાહી બની ગયું હશે, એટલે જરૂરનો અને વાસ્તવિક વેગ પણ મને આકરો ભાસતો હશે. આમ હોય તો પણ, મનની એ સ્થિતિમાં મારે આ કમિટિ ઉપર કાયમ રહેવું તે આપ પણ સલાહકારક નહીં ગણો ને મારૂં આ રાજીનામું મંજુર રાખશો.

તા. ૧૫ એપ્રિલ ઇ. સ. ૧૯૧૮
સંવત ૧૯૭૪ના ચૈત્ર સુદી ૫
સોમવાર રાત્રે

લિ. સેવક કલ્યાણરાય જોશી બક્ષી
ના પ્રણામ

આ પ્રમાણે મોકલેલ રાજીનામું શુક્લ સાહેબને મળતાં વેંત જ તેઓશ્રીએ

કલ્યાણભાઈનું મન મનાવવા પ્રયત્ન આદર્યો. તેઓ કલ્યાણભાઇના સહકારની અગત્ય પિછાનતા હતા.

જાહેર પ્રવૃત્તિ અને એવી અન્ય બાબતોમાં કાર્યપધ્ધતિ યોગ્ય દિશામાં વળે અને ઉચ્ચતર કોટિની રહે એવી અસર આ પ્રમાણે કલ્યાણભાઇ જેવા પાડી શકે તેનું મૂલ્યાંકન શી રીતે થઈ શકે? ઘણી ખરી આવી બાબતો પ્રકાશમાં જ ન આવે. પરંતુ એવી અસરથી સામાજીક-જીવન ઊર્ધ્વગામી રહેવા પામે છે.

મે માસની આખરમાં કલ્યાણભાઇને વડનગરા નાગર-બ્રાહ્મણ સમાજના વાર્ષિક સંમેલનના પ્રમુખ દરજ્જે નડીઆદ જવાનું થયું. આ કેમ ઉપસ્થિત થયું તે જોઇએ. તા. ૧૦-૫-૧૮ ના રોજ રોજનિશીમાં જણાવ્યું છે કે, "મહાબળેશ્વરથી પંડયા ચંદ્રશંકર નર્મદાશંકરનો કાગળ છે. નડીઆદમાં વડનગરા નાગર-બ્રાહ્મણોની સમાજનો વાર્ષિકોત્સવ તા. ૩૦ મી એ છે, તેનું પ્રમુખપદ સ્વીકારવા મને આમંત્રણ કરે છે નડીઆદ અનેક સમર્થ વિદ્વાનોની જન્મ ભૂમિ છે, ને ત્યાંનો જે વર્ગ સર્વથા વિશેષ સંસ્કારી છે તેની સમાજ છે; તેનો પ્રમુખ હું એ ઘટના કાંઈ સમજાતી નથી." આવી બાબતોમાં કલ્યાણભાઇ સાચા દિલથી વિનમ્ર હતા. એમ કહીએ તો ખોટું નહીં કે, કલ્યાણભાઈ પોતાની શક્તિઓ માટે વધારો પડતો ઓછો આંક મુકતા.

કલ્યાણભાઇ આ સંમેલનનું પ્રમુખ-પદ સ્વીકારવાની બાબતમાં તુરત નિર્ણય પર ન આવી શકયા તેથી પોતે ગ. રા. કવિ શ્રી નાનાલાલને મળ્યા. "ભાઇ નાનાલાલ કવિને મળ્યો. તેમની સલાહથી ચંદ્રશંકર પંડયાનું આમંત્રણ સ્વીકાર્યું. તા. ૨૮ મી એ અંહીથી સીધા નડીઆદ જવાનું થાશે."

"તા. ૨૯ના રોજ રાજકોટથી નડીઆદ જવા સારૂ રવાના થયા. નડીઆદ આવી સંભાવિત ગૃહસ્થોને મળી આવ્યા. પ્રત્યેક ઘેર વિવેક, ચા, દૂધ વગેરેની સરભરા. રાતે સમાજના સંમેલનમાં. હીંમતનગરથી તાર છે કે, જગન્નાથજી તા. ૧ લી એ મુંબઇ આવે છે." આથી વિશેષ સંમેલન બાબત વિવેચન નથી નોંધાયું. પોતાની બાબતમાં આ અતિશય સંકોચ રાખવાનાં આવાં વલણને લીધે આવી ઘણી અગત્યની બાબતો વણનોંધી રહી ગઈ છે. તા. ૩૧ મીએ તો કલ્યાણભાઇ પરત રાજકોટ આવી ગયા. આવ્યા તેના વળતા દિવસે ડાયરીમાં જણાવ્યું છે કે, "નડીઆદ નાગર-બ્રાહ્મણ સમાજના ઉપપ્રમુખને શ્રી કેળ-

વણીમાં બની શકે તો બાળકોના વ્યાધિ તથા ખાસ સ્ત્રીઓના વ્યાધિને લગતું દેશી વૈદક શીખવાય તો તે ઉપકારક થશે એમ વિચાર આવતાં લખ્યું." '

આમ પ્રવૃત્તિઓમાં કલ્યાણભાઇ તન્મય હતા; પરંતુ પછી તો આ વર્ષમાં પ્રથમ કાઠિઆવાડમાં પ્લેગનો ઉપદ્રવ અને પછી હિંદ ભરમાં ઇન્ફ્લુએન્ઝાની સર્વભક્ષક મહામારી એ બે આવરણોથી બધી પ્રવૃત્તિઓ છીન્ન ભીન્ન થઈ ગઇ. છતાં આ બે કાળચક્ર દરમિયાન અને તે ઉતર્યા પછી અતિ મોંઘવારીના નિવારણ કાર્યમાં કલ્યાણભાઇ યથા શકિત પ્રવૃત્ત રહેલ.

આ બાબતોને લગતી તેમ જ બીજી વિશિષ્ટ પ્રકારની નોંધ તેમની નોધ પોથી ઉપરથી યથાક્રમ રજુ કરીશું.

" 'વર્ણ વિભાગ ' સંબધનો લેખ પૂરો કર્યો. આ લેખ હેમતુભાઇને વંચાવ્યો. રા. રવિશંકર ગણેશજી અંજારીઆએ નાગરોની આચરણ-ધર્મ સંબંધી માન્યતા અને વર્તનમાં વિરોધ આવે છે, તેના બાર દાખલાઓ " શંકાઓ " તરીકે લખીને પ્રસિધ્ધ કર્યા છે તેનો ઉત્તર લખ્યો. એવો વિરોધ થવામાં મને જે સામાન્ય કારણ ભાસે છે તે તેમાં જણાવ્યાં. "

" રા. રવિશંકરની " શંકાઓ " નાગર-ત્રિમાસીકમાં નહીં છાપવાનો ઠરાવ ફરી વિચારમાં લેવાય તો હું માગણી કરૂં એ રા. વ્યવસ્થાપકને પૂછયું. "

" ગઇ રાતે ગાયને, ઘરના નોકરના દોઢડહાપણથી કષ્ટ વધુ ભોગવવું પડયું મનનું મેં પણ ભોગવ્યું. આખર ગાય આજ સાંજે મરી ગઇ. આ દયા ડાકણ ! મરી ગઇ તે ગાયના વાછરડાને બીજી ગાય ધવરાવવા દે છે, ગાયને એ વાછરડાં ધાવે માટે દોવી બધ કરી. "

આ પ્રમાણે ઘર આગળ જ શાંત ચિત્તથી પ્રવૃત્તિઓ ચલાવી રહ્યા હતા, તેટલામાં રાજકોટમાં પ્લેગનાં પગરણ થઇ ચૂકયાં હતાં અમારા પાછલા ભાગમાં ગૌશાળામાં ઉંદર પડયાનું જાહેર થયું. સ્થળાંતર કરવાની આવસ્યકતા ઊભી થઇ. નોંધપોથી જણાવે છે કે-" અમરેલીથી હેમતુભાઇનો તાર છે કે, બંને બહેનો ભલે આવે. સોઇ થઇ શકશે. પુ. બાપુમામાને મંદવાડ વધુ છે એવા સમાચાર મળતાં એમને ખાતે લહેણી રકમ ઘણા વરસથી ખેંચાય છે તે માંડી વાળવાનો સંકલ્પ થયો, તેથી ફારકતી લખી મોકલી. " " જેતપરથી

ટપાળમાં કાગળ છે……મારી ફારકતી બાપુને વાંચી સંભળાવી અને પોતે સમજ્યા તથા ઘણો સંતોષ બતાવ્યો. આજે પરોડે તો બાપુમામા ગુજરી ગયા એવો પછી તાર આવ્યો; એટલે દેવે મને ફારકની મોકલવાનું વખતસર સુઝાડયું."

પ્લેગ સબબ અમરેલી સ્થળાંતર કરવાનું હરતાં કલ્યાણભાઇએ રાજકોટનું કામ આટોપવા માંડયું.

ત્યાર પછી પોતે બહેન રવિ સાથે અમરેલી તા. ૧૫-૭-૧૮ ના રોજ મારે ત્યાં આવ્યા.

અમરેલી પહોંચ્યા તેના વળતા દિવસની હકીકત કલ્યાણભાઇના શબ્દોમાં છે કે-" આંહીની ( અમરેલી ) લાયબ્રેરીમાં જઇ આવ્યા. હિન્દ રાજ્ય બંધારણમાં સુધારા બાબતના ચેમ્સફર્ડ-મોન્ટેગુના રિપોર્ટની નકલ વાંચવા લઇ આવ્યા રાજકોટથી અતુભાઇનો તાર. ગઇ રાતમાં મે હરભમજી સાહેબ ગુજરી ગયા. ખરખરાનો તાર અનોપમા-વતિબાને કર્યો. મોન્ટેગુ-રિપોર્ટ વાંચવો શરૂ કર્યો. સાંજે કલબમાં જજ્જ, દાકતર. મેજીસ્ટ્રેટ, વકીલો વગેરેનું મળનું થયું."

લેખન કાર્ય બાબત પોતાના જમાઇ રા રા. જયસુખરાયજી જોડે કલ્યાણભાઇ અવાર નવાર પત્રવ્યવહાર ચલાવતા. તેવો એક પત્ર આ અરસામાં આ પ્રમાણે છે.

મજમુદારનો ઉતારો
અમરેલી
તા. ૨૩-૭-૧૮

ચિ. રા જયસુખરાય,

મેં આપણા 'વર્ણ-વિભાગ' પરત્વે બતાવેલા વિચારો તમને વિચારણીય લાગ્યા તે જાણવાથી મારા એવા તર્ક પ્રસિધ્ધિમાં મુકવાની વૃત્તિ જાગ્રત થાય છે. સ્વામીજીએ હીંમત આપી તે પહેલાં મેં નોટસ પણ રાખી નથી મારા એવા સંકલ્પ વિકલ્પ બહાર મુકવા જેવા હશે એવો ખ્યાલ મને ન હોતો. મેં 'આશ્રમ-વ્યવસ્થા' સંબંધે એવા જ મારા ઉદ્દગારોની નોટ કરવા માંડી છે,

ને તે પણ બહાર પડશે. 'આશ્રમાન્તર' માં ઘણે અર્થ સમાયેલો છે એમ અનુભવમાં આવે છે; પણ દેશકાળે છેલ્લા આશ્રમનું પણ યથાર્થ સ્વરૂપ રહેવા દીધું નથી વેશપલટા જેવો જ હવે તો સાર રહ્યો છે.

શુ. કલ્યાણરાય જોશી બક્ષી
ના આશિર્વાદ

કલ્યાણભાઈની પાવનકારી રહેણાક અમરેલીમાં ફકત બે અઠવાડીઆ ચાલુ રહી. તેમના કહેવા મુજબ આ સ્થળમા તેમની ચિત્તવૃત્તિને શાંતિ જણાઇ, પરંતુ એમના ભાગ્યમાં શાંતિથી ઠરીઠામ બેસવાનુ બહુ ઓછા પ્રમાણમાં હતું; મુબઇથી ખબર આવ્યા કે, કુવભાઇનો પગ ટ્રામમાંથી ઉતરતાં અકસ્માતથી મરડાયો. આ સમાચાર પછી તેમનુ મન ઉચક થયુ. અમરેલીના નિવાસ દરમિયાન થએલી નિત્ય નોંધમા થોડીએક ઉપયોગી નોંધ આ પ્રમાણે છે:-"સર દીનશા એદલજીએ મોન્ટફર્ડ રિપોર્ટ સબંધે કાગળો સહિત સવિસ્તર મેમોરેન્ડમ પ્રસિદ્ધ કર્યુ છે તે ઘણુ આદરણીય છે. હવે મારો ટાચણ કરવાનો વિચાર બધ પડયો છે, ગીતા ભાષ્યમાથી વાચન. મોહનલાલ કરમચદ ગાંધીનાં ભાષણો તથા લખાણોમાથી વાચન. કપોળ બોર્ડીંગ જોઇ આવ્યા. વ્યવસ્થા ખરેખર બીજાઓને દાખલો લેવા જેવી છે."

આ પ્રમાણે અમારે ત્યા પનોતાં પગલાં કરી બે અઠવાડીઆં પછી કલ્યાણભાઇ જુનાગઢ સિધાવ્યા. જુનાગઢથી રાજકોટ આવી મોરબીના મહારાજાએ ખાસ રાજપ્રકરણી બાબતોને અગે મસલત માટે બોલાવેલ તેથી ત્યાં જઇ આવ્યા; અને પછી વઢવાણ એક દિવસ રોકાઈ ઓગસ્ટ-આખરમાં મુબઇ ગયા. સપ્ટેંબર -ઓકટોબર એ બે મહીના હીંદનુ હીર ચુસી લેનાર ઇન્ફ્લુએન્ઝાનો તાવ ચોમેર ફેલાઇ ગયો. તાર-ટપાલનો વ્યવહાર પણ અનિયમિત થઇ ગયો. ખુદ ડાકટરો, કમ્પાઉન્ડરો, નર્સો અને નોકર વર્ગ ઇન્ફ્લુએન્ઝામા સપડાવાથી દવા મળવાની વિટબણા થઇ પડી. શરૂઆતમાં તો તાવના હુમલામાં સપડાય તે મનુષ્ય ભાગ્યે જ બચવા પામતો. ફકત બે મહીનામા સાઠ લાખ માણસનુ ભક્ષણ કરી જનાર આ દુષ્ટ રોગે કેવો કેર વર્તાવ્યો હશે, તેની કલ્પના કરી લેવી

પણ આ મહા સંકટમાથી હિંદભરમાં નવા પ્રાણ જાણે આપોઆપ પ્રગટયા હોય તેમ સેવાભાવી સ્વયંસેવકોનાં મંડળો રચાયાં. કવિ શ્રી નાનાલાલે

વઢવાણમાં સુન્દર વ્યવસ્થિત કાર્ય કર્યું. તે જ પ્રમાણે અમે જ્યાં હતાં તે અમરેલી મુકામે સ્નેહી શ્રી હરીલાલ વકીલની પ્રેરણા નીચે સેવા-સમાજે અદ્ભુત કામ કરી બતાવ્યું. અમારે ત્યાં વિદ્યાર્થીઓએ અમારે માટે પ્રાણ પાથર્યા. ઘરમાં અમે સૌ તાવમાં સપડાએલાં ત્યારે વિદ્યાર્થી-સ્વયંસેવકો દવા સારવાર માટે ખડે પગે હાજર રહેતા. અને એક વિદ્યાર્થી તાવમાં સપડાય કે તુરત તેની જગ્યા બીજો વિદ્યાર્થી પુરવાનો જ એમ પરંપરા ચાલે.

તેમાં પણ કંઇ કંઇ કરૂણ કિસ્સાઓ બની ગયા. ભીષણ યાતનાના તે દિવસો હતા, પણ સાથે સાથે દિવ્ય પ્રેમનાં વિરલ ગણાય તેવાં દર્શન મળવાથી પરમ તૃપ્તિ પણ થઇ.

આટલું જાણે પૂરતું ન હોય તેમ મોંઘવારીએ પણ માઝા મુકવા માંડી. કલ્યાણભાઇના મુંબઇના નિવાસ દરમ્યાન આવો સમય ચાની ગયો હતો. આના પડઘા તેમના પત્રો તેમ જ સ્મરણ-પોથીમાં હોવાનાજ. એવી બાબતોને સંબંધ કર્તા તેમ જ બીજા ધ્યાન ખેંચાય તેવા પત્રો તેમ જ રોજનીશીની નોંધો હવે આહી રજુ કરીશું.

આ અરસામાં શાસ્ત્રીય આધ્યાત્મિક વાચન ઉપરાંત ' Morleys Recollections ' એ પુસ્તકનું વાચન ચાલુ હતું.

કુલભાઇને સહકુટુંબ હવાફેર માટે યરવડા મોકલ્યા, અને કલ્યાણભાઇ રસોયાની તજવીજ થઇ જવાથી મુંબઇમાં એકલા રહ્યા. પણ રસોયાની લાપરવાથી અગવડ ઘણી વેઠવી પડી. કોઇ વાર ઘાટી પણ ન આવે એવું બનતુ. જો કે હાજર હોય ત્યારે તો તે ઘાટી ખાસ સંભાળ રાખતો; પણ રા વસંતગય વછરાજાનીએ રંગ રાખ્યો, તેમણે કુલભાઇનું સ્થાન બરાબર સાચવ્યું. જરૂર પડતાં રસોઇનુ અને ઘાટીનું કામ પણ કરતાં તેમણે આચકો ન ખાધો. આજે તે ભાઇ હયાત નથી. આધેડ વયમાં તેમનું એકાએક અવસાન થયું. શુધ્ધ અને નમ્રભાવથી પુત્રવત્ કલ્યાણભાઇની સેવા બજાવી તે ખાતર આ અંજલિ અર્પણ કરૂ છું. કલ્યાણભાઈએ નોંધેલી હકીકત આગળ ચલાવીએ.

" રાજકોટથી મસુરેકરનો કાગળ છે. દુષ્કાળ-નિવારણ અર્થે ઉપાયો લેવાની જરૂર બતાવે છે. મે. શુકલ સાહેબને મળ્યો. મસુરીકરનો કાગળ વંચાવ્યો. પંડિત સ્મારકની રકમ દુષ્કાળ નિવારણમાં આપી દેવા એમનો અને

મારો મત થયો ને મસુરીકરને લખી મોકલ્યું. ગોરલીની બુક વંચાઇ રહી તે પાછી રા. વસંતરામને આપી દીધી. મનુ-સ્મૃતિમાંથી વાચન.

વૈદિક સમયનો ભગત ખંડનો ઇતિહાસ હિંદીમાં-હરિદ્વાર-ગુરકુળવાળા પ્રોફેસર રામદેવજી રચિત-બેરીસ્ટર અવાસીયા પાસેથી વાંચવા આરૂ આવેલ છે તે શરૂ કર્યો. ' આશ્રમ ' સંબંધે લેખ આગળ ચલાવ્યો." "રાત્રે મે. નાનાભાઇ શેઠને મળ્યો. ભાઇ મસુરીકરના કાગળ સંબંધી વાત કરી. લોકોની મુસ્કેલીનો પોકાર હિન્દુસ્તાનની સરકારના કાન ઉપર અથડાય તેવી રીતે પહોંચે તો જ કંઇક થાય તેવું છે. ભરમથી ચલાવવામાં દુઃખ વધે છે. લોકોને ખોરાક હીસાબથી ' રેશનીંગ ' ( Rationing ) અપાય તો સારૂ થાય પણ સરકારને તે દેખાવ પોસાતો નહીં હોય ને વ્યવહારમાં મુકવું પણ કઠણ કામ છે ભાઇ મસુરેકરને મે. નાનાભાઇ શેઠ સાથે થયેલી વાતનો સાર લખ્યો છે." "દુષ્કાળ હવે પડયો ગણીને અનાજના ભાવ હદમા ગખવા તથા દેશાવરથી મળી શકે તે લાવી શકાય તેના ઇલાજ લેવાનુ કાઉન્સીલમાં મે. નાનાભાઇ શેઠે રેઝોલ્યુશન રજુ કરીને ઠરાવ્યુ."

તે સમયમાં મોંઘવારી બાબતની ચિંતા કલ્યાણભાઇના હૃદય પર અગ્રસ્થાને હશે એમ જણાય છે. ફરી એ જ બાબત વિષે સ્મરણપોથીમાં લખાએલું છે કે.–" મે. નાનાભાઇ શેઠે મુબઇ કાઉન્સીલમાં દુકાળ સંબંધી રેઝોલ્યુશન પાસ કરાવ્યો અને હવે સીમલે જાય છે, ત્યાં પણ બનતું કરશે તે સમાચાર ભાઇ મસુરેકરને લખ્યા."

પછી રાજકોટ આવી મી. મસુરેકરને મળ્યા તે અને બીજી એવી બાબતો વિષે યાદીમાં જણાવેલ છે કેઃ-"મી. મસુરેકરને મળ્યો. આંહી પ્રાંત સાહેબના પ્રમુખપણા નીચે મનુષ્ય તેમ જ ઢોરનાં સંકટ-નિવારણ સારુ કમિટિ નીમાઇ છે તેને લગતી કાર્યવાહીથી વાકેફ થયો હડાળામાં ગુરુજી ગગારામ શાસ્ત્રી ગુજરી ગયાના સમાચાર મળ્યા. બ્રાહ્મણ વિદ્વાન, અદ્વૈત સિદ્ધાંતમાં દઢ, અલંકાર ગળી ગયેલા હતો."

"હાઇસ્કુલમાં જે ધરમાદા દવાખાનું કહાડયું છે તે જોઇ આવ્યો." "ભોઇવાડા તથા ગવલીવાડમાં તાવના ઘણા કેસો છે. ઘણે ભાગે ભુખમરો કારણ છે. મી. મસુકરે જાતે ઘેર ઘેર ફરીને દૂધ ડોઈ વગેરે આપવા માંડયું છે. પચાસ રૂપીઆનો પગાર આપવાનું કબુલ કર્યા છતાં કોઇ હોસ્પિટલ એસી-

સ્ટેટની મદદ મળતી નથી ! મોટા અમલદારોના કઠણ કાળજાનો 'ણ અનુભવ થાય છે.''

થોડા સમય બાદ કલ્યાણભાઈ ફરી મુંબઈ ગયા. મુખ્યત્વે આણંદશંકરભાઈનું "આપણો ધર્મ" એ પુસ્તકનું વાંચન ચાલતું હતું. ડાયરીની થોડી નોંધો તેમ જ બાકી રહેલ થોડા પત્રોનાં અવતરણો આપી ઇ. સ. ૧૯૧૮ ની સાલની સમાપ્તિ કરીશું

"રાજકોટથી ભાઈ ફરશુરામ મસુરેકરનો કાગળ છે ઢોરને બચાવવાનું દુર્ઘટ દેખાય છે. લોર્ડ વિલિંગ્ડનને રાજાઓ અન્ધો લાખ ખરચીને ખાણું આપે છે. જેની ગરીબ રૈયત ભુખે મરતી હોય તેનું ખાણું ખવાય નહી એમ કહે તો કેવી સારી અસર થાય ! તેમ નહી તો ફાળો ખાણાને બદલે દુષ્કાળ નિવારણ ફંડમાં અપાવી દે તો કેવો બોધ મળે ? પણ આ મારા તર્ક અસ્થાને છે. મે. નાનાભાઈ શેઠ ઉપર ચીઠી લખીને ઉભગે કાઢયો "

"ગત્રે મે નાનાભાઈ શેઠને મળ્યો દુષ્કાળ નિવારણના ઇલાજો સબધી ઘણી વિગતથી વાત થઈ. સાર એ નીકળ્યો કે માણસો માટે સસ્તા ભાવે અનાજ દેવાની દુકાનો બરાબર છે. પણ ઘાસ ચારો તો એકંદરે મુલકમાં ઓછો છે તેથી શરૂમાં બધાંને ખવરાવવું ને પછી બધાં ભુખ્યાં મરે તે ઠીક નહીં. પડખે લીલો ચારો ઉગાડે અથવા બીજા પાસે વવરાવીને મેળવે તેને ઘાસ આપવું અને બી તથા પાણીના ખરચમાં મદદ પણ આપવી આખા કાઠીઆવાડ માટે એક ભરોંસા પાત્ર કમિટી થાય તો મુંબઈ મદદ આપશે જ. મે. નાનાભાઈ શેઠ જોડે થયેલી વાત અને બીજી હકીકતો ભાઇ મસુરેકરને લખીને કમિટી સ્થાપી શકે તો તેવો જવાબ તારથી આપવા સૂચવ્યું."

એક–બે મનનીય પત્રોનો અવતરણો આપી આ પ્રકરણની સમાપ્તિ કરીશું.

પાણીની બારી પાસે,<br>
વઢવાણ-સીટી.<br>
તા. ૬–૧૧–'૧૮

સ્નેહી ગ. ભાઇ હરીલાલ,

......આપણા મહારાજશ્રીને પ્રભુએ એવું વિશાળ હૃદય આપ્યું છે કે

તેના પ્રમાણમા ઇડરનુ રાજ્ય ઘણુ નાનું છે. રાજાઓનો ધર્મ સાધુવૃત્તિ વાળાઓ તરફ ઉદાર દિલ રાખવાનો છે, અને કંટકરૂપ લફંગાઓ હોય તેમના તરફ રાતી આંખ રાખવાનો છે, એ તરફ ખ્યાલ નથી, તેથી લુચ્ચાઓ તેમની ભલપનો ગેર ઉપયોગ કરીને સજ્જનોને પીડી શકે છે, એટલુ ખોટું છે. પ્રભુના અવતારમા પણ "પરિત્રાણાય સાધૂનામ" અને "વિનાશાય ચ દુષ્કૃતામ" એ બન્ને હેતુ સમાન પદ ભોગવે છે.

હું અઠવાડીઉ આહી રોકાવાનો છુ સ્થૂળ શરીરના સગરે મારો પુત્ર હતો, પણ જીવાત્મા તરીકે મારો વડીલ હશે તે હરીનો એક દીકરો આહી બિમાર છે, તેથી તેની પાસે બેસીને થોડા દિવસ કહાડના મનોવૃત્તિ ખેંચાતા આહી આવ્યો છુ. બાકી કુશળ શ્રી કૃપાથી તમો સર્વ સુખરૂપ હશો.

લિ. કલ્યાણરાય જોશી બક્ષીના
જયશ્રી કૃષ્ણ.

કલ્યાણભાઇએ મે દેહલવી સાહેબ દ્વારા એક આશ્વાસન પત્ર લખેલ તેના જવાબમા તેઓ સાહેબનો કલ્યાણભાઈ માટે પૂજ્ય ભાવ દર્શક પત્ર ઇંગ્રેજીમા આ પ્રમાણે આવેલો –

Palanpur
1st. November
1918

My Dear Kalianbhai Saheb,

You are a real and a noble friend and if you permit me a living Rishi. All that I can write in reply to your philosophic letter which H H read is that " May all your good wishes and prayers which aim at the ideal, as they should, prove true and successful " I must not talk of this cruel, murderous Alamgiri Influenza Every one seems to be in the same unhappy boat

May God have mercy. I am glad to say Mulsha-

nker has completly got over it.

With best regards and reiterated thanks for your kind sentiments towards me.

Yours very sincerely
A. M. Dehlvi

મહામારી અને દુષ્કાળથી પીડિત અવસ્થામાં ઈ. સ. ૧૯૧૮ નુ વર્ષ પુરું તો થયું. દુષ્કાળ અને મોંઘવારીની ઘેરી છાયા ઇ. સ. ૧૯૧૯ વર્ષમાં પણ પથરાએલી રહી. એ બાબત હવે પછીની હકીકત ઉપરથી જાણવા મળશે.

# પ્રકરણ ૩ (ચાલુ)

## ( ૨ ) અયાચકો માટે ગુપ્ત દાનની વ્યવસ્થા

ઇ. સ. ૧૯૧૮ ની આખરમાં તેમ જ ઇ. સ. ૧૯૧૯ ની શરૂઆતમાં કલ્યાણભાઈનો નિવાસ મુંબઈમાં ચાલુ રહ્યો હતો. અર્શનો વ્યાધિ ઉછળી નીકળ્યો હતો, પણ સાવ આખર કાબુમાં આવી ગએલ. વાચનમાં લોર્ડ મોર્લીનાં ભાષણો અને આણંદશંકરભાઇ કૃત "આપણો ધર્મ" એ બે પુસ્તકો વર્ષ આખર ચાલુ હતાં. ઇ. સ. ૧૯૧૯ નું વર્ષ શરૂ થતાં જ પોતાને એમ જણાયું કે તબીયત સુધારા ઉપર છે. તા. ૧–૧–૧૯૧૯ ની નિત્ય નોંધમાં જણાવ્યું છે કે:–" આજ સવારથી મને મારી પ્રકૃતિ કાંઇ સારી લાગે છે. ચિ. ગ. મૂળવંતે માત્ર એક સો રૂપીઆ ખાતે માગ્યા છે. તે પોતાનું ખરચ બહુ સારી રીતે સંભાળથી ચલાવે છે. બહેન–ભાણેજોની અતિ દુર્બળ હાલતમાં તેમનો કેટલોક બોજ ઉપાડે છે છતાં; એટલે એ રકમ એમ જ મારા તરફથી મોકલી દેવા પુલભાઇને કહ્યું. " મુંબઇ હતા તે દરમિયાન મોંઘવારીની બાબત ઉપરાંત હડતાળ, રાજકીય આંદોલનો વગેરે બાબતો વિશેષ લક્ષ જાય એ દેખીતું છે.

ગોદી ઉપરના સરકારી મજુરોએ હડતાળ નાખી તોફાન કર્યું. તેને અંગે અમલદારશાહી કાર્યનીતિ વિષે સખ્ત પરંતુ સૂચક ટીકા છે કે:–" ગઈ કાલે

સરકારી ડોકયાર્ડના કામદારોએ હડતાળ નાખી તથા કોટમાં કેટલીક દુકાનો લૂંટી. ખોરાક અને જરૂરી ચીજોના ભાવ જેટલે દરજ્જે સરકારના જાપતા તથા નુરે વધારવાથી ચઢી ગયા છે તેટલે દરજ્જે પણ ઘટાડવાનું થાતું નથી, ને "રોજી વધારો" "મજુરી વધારો" વગેરે આડી અવળી વાતો થાય છે. તોફાન કરે તેને એ સગવડ! મુંગે મોઢે સહન કરનારાઓનું શું? આથી લોકોને શું પાઠ શીખવાય છે?" વાચનનું વ્યસન તો દર હંમેશ હતુ, અને તેમાં વળી આ અરસામાં તેમને રૂચે તેવું એક મરાઠી–પુસ્તક રા. ચન્દ્રશંકર ન. પંડયા પાસેથી મળી આવ્યું આ પુસ્તકનું વાચન એક મહીના સુધી ચાલુ રહ્યું. "શ્રુતિ બોધાચ્યા સંક્રાન્તિ ચા તિલ ગુળ" એ નામનાં આ પુસ્તકનો પહેલો લેખ વાંચતાં જ તેમને જણાયું કે.–" લેખ વિદ્વાન અને વિચારશીલ પુરુષનો લખેલ જણાય છે, અને ધ્યાન દેવું પડે તેવો છે."

ગ. રા. જયસુખરાય જોશીપરા ઉપર પુનર્લગ્ન–બાબત લખાએલા બે વિગતવાર પત્રોનાં થોડાં જ અવતરણો આંહી તો લીધાં છે.

(૧)

ચિ. રા જયસુખરાય,

વડોદરા

"બેશક. બાળલગ્ન અટકાવવાથી, બાળ વિધવાની ઉત્પત્તિ રોકી શકાશે, અને તેથી લગ્નની વય વધારવાથી સુધારો શરૂ થવો જોઇએ; પરંતુ આ સંસારમાં બધું નિયમન સાપેક્ષ હોય છે. સત્ય, ત્રેતા અને દ્વાપર સુધી "નિયોગ" રૂપી પુનર્લગ્ન શાસ્ત્ર–સમ્મત હતું એ તો નિર્વિવાદ છે. "કલિવર્જ્ય" પ્રકરણમા તેનો નિષેધ થયો. કારણ એ સ્વીકારાએલું જોવામાં આવે છે કે, 'પુત્રોત્પત્તિ જ હેતુ અને તેને અંગે જ સ્ત્રી–પુરુષનો સંબંધ' આ ભાવનાનું બળ કળિયુગના મનુષ્યમાં નથી હોતું તેથી "નિયોગની"ની મર્યાદા, પૂર્વજોને પીંડ દેનાર એક સત્પુત્ર ઉત્પન્ન કરવાની, જળવાશે નહીં. હવે આ બાબતમાં મારા બે પ્રશ્ન છે.

જે કલિયુગમાં મનની એવી નિર્બળતા અનિવાર્ય ગણીને ચાલ્યા, તેમાં વિધવાઓ બ્રહ્મચર્ય પાળી શકશે એ માન્યતા શી રીતે બંધ બેસતી થાય? અને બીજો પ્રશ્ન વર્તમાન કેવળ રુઢિ–ભકતને કે, વિધવાના વ્યભિચાર. ગર્ભપાત, ને બાળહત્યાની અપેક્ષાએ પુનર્લગ્ન શી રીતે ભુંડું છે?

માત્ર આ બે મુદ્દા પરત્વે જ તમારા ઉદ્‌ગારો સંબંધે મારે ખુલાસા કરવાની જરૂર દેખાઈ હતી તે મેં કર્યો......

મારું વાચન, શ્રવણ અને મનન કાંઈ ઉપયોગી થાય એવું જેઓ માનતા હોય તેમણે મને ધૂણાવ્યા કરવો ને પછી આવેશમાં જે કાંઈ નીકળે તેમાંથી ખપનું લાગે તે તમારા જેવાએ સંગ્રહમાં મૂકવું. દેશી ગજ્ય સેવામાં મારાં અવલોકન તથા અનુભવથી જે કાંઈ સિધ્ધાંતો હાથ આવ્યા હોય તે અવકાશ લઈને કાગળે ચડાવવાની તમારી દરખાસ્ત સારી છે ખરી; તે હું ધ્યાનમાં રાખીશ.

કલ્યાણરાય જોશી
ના આ.

અને ખરેખર રા રા. જયસુખરાયજીએ આ "ધુણાવવાનું" કામ યથાર્થ બજાવ્યું. પરિણામે આપણને કલ્યાણભાઈના કેટલાક પત્ર રૂપી ગત કણિકાઓ હાથ આવી. રા. જયસુખરાયજીના આપણે તે ખાતર ખરેખર ૠણી છીએ. તેમના ઉપર પુનર્લગ્નનાં પ્રશ્ન પરત્વે બીજો પત્ર લખાએલો તેમાંથી થોડાંક અવતરણો આ પ્રમાણે છે.

ચિ. રા. જયસુખરાય,

વિ પુરુષોત્તમરાય
વડોદરા

" પુનર્લગ્નનો પ્રશ્ન ઘણો વિચારણીય અને અટપટો છે. આ સામુદાયિક હિતનો વિષય છે અને તાત્વિક તથા વ્યવહારિક દષ્ટિથી મનન થવાની જરૂર છે તમારા મુદ્દા તથા દલીલોમાં વિદ્વતા તથા તર્કના પ્રતાપ છે, છતા તેથી મારા સંશયો શાન્ત થતા નથી. મને એ વિચાર તથા તર્કની શૈલિમાં જ ભ્રાંતિ રહે છે. ધર્મ જે ઇશ્વરથી વા મનુષ્યથી પ્રબંધ રૂપે રચાયો છે, તે માણસના ભલા સારુ છે. માણસો એ ધર્મ સારુ નથી. આ એક મહાન સત્યનો તેમાં અનાદર થતો જણાય છે. બીજું, પદાર્થના નૈસર્ગિક ધર્મો એટલે લક્ષણ ધ્યાન બહાર રહીને વિચાર થનો જણાય છે......

......લગ્ન સંબંધ કામવાસનાની તૃપ્તિ માટે નથી, પણ પ્રજોત્પત્તિ માટે છે એ પણ રચાએલા ધર્મનો નિયમ. પરન્તુ નૈસર્ગિક ધર્મ તેથી કાંઈ દબા

શકે નહિ,...

જેમ ઇતર પ્રાણી તથા જંગલી મનુષ્યોથી શાણા મનુષ્યોએ પોતાની સામાજીક સુવ્યવસ્થા સારૂ લગ્નથી સ્ત્રી-પુરુષનાં જોડલાં બાંધીને એ કામના ગુપ્ત કરવાનો ધર્મ-પ્રબંધ કર્યો તેમ શાણામાંથી પણ આર્યોએ એ કામવાસનાને નિયત કરવાથી અધિક શુભ થાય છે તે શોધીને, લગ્નમાં પ્રધાન હેતુ પ્રજોત્પત્તિ, ધર્મ પ્રબંધથી આપણી ભાવનામાં રોપ્યો. આ ઘણી સારી વ્યવસ્થા છે. પરન્તુ તેટલા સારૂ નૈસર્ગિક કામ-વાસનાનાં અસ્તિત્વનો આપણાથી હકીકતમાં અસ્વીકાર થઇ શકે નહીં.

લગ્ન પ્રજોત્પત્તિ માટે છે એટલો આપણા વિચારોની ઉન્નત્તિ સારૂ બોધ થયો. એટલે વસ્તુતઃ નૈસર્ગિક કામ પ્રત્યેક નિરામય શરીરમાં યોગ્ય સમયે અવશ્ય ઉદ્‌ભવે છે ને ઉદ્‌ભવવો જોઇએ તે જાણે કાંઇ છે જ નહિ એવું ગૃહિત લઇને તે ઉપર તર્ક બાંધીએ તેનું પરિણામ વિધવાઓના વ્યભિચાર, ગર્ભપાત અને બાળ હત્યા વિના બીજું આવવાની આશા રખાય ? આ કામને દબાવીને ઊર્ધ્વ-રેતસ થઇ શકયા તેવા પુરુષો વા સ્ત્રીઓની સંખ્યા આપણી સમાજના ઉત્કટ ઉન્નત્તિ-સમયમાં પણ કેટલા ટકા ?

આપણી સાંસારિક અવદશા અનેક પાસથી થઈ છે, અને જુદાં જુદાં વ્યાધિગ્રસ્ત અવયવો ભણી ધ્યાન પરાણે ખેંચાયા કરે છે અને તેથી આ એક વ્યાધિ માટે જરૂરનું મનન એકાગ્રતાથી થઇ શકતું નથી. આથી જુદા જુદાથી ચર્ચા કરતાં જરૂરની સામગ્રી એકઠી થઇ જાય એ આશાથી કામ લઉં છઉં.

\+ \+ \+

આદર્શનો ખરો ઉપયોગ આપણી ગતિની દિશા ન ચુકાય તે છે, પણ કોઇ કાળે એ આદર્શ વ્યવહારમાં મુકાઇ ગયેલ છે એવું માની લેવાથી બધો હિસાબ ખોટો ગણાશે. સમાજ-વ્યવસ્થા સારી-માઠી સાપેક્ષ સમજવાની છે. સારી હતી ત્યારે કાંઇ જ ખામી ન હોતી, ને માઠી થઇ ત્યારે નષ્ટ થઇ ચૂકી એ બંને અતિશય સત્યશોધકે સાવધ રહેવા જેવાં છે.

આ મારા મનની વર્તમાન કક્ષા છે. પ્રકૃતિનું સ્વરૂપ જ “ બહુ રૂપા પ્રસવ ધર્મા ” શાસ્ત્રોએ સમજાવ્યું છે, એટલે તેમાં ફેરફાર તથા વધઘટ થવાનો

હંમેશાં અવકાશ છે જ.

શુ. કલ્યાણરાય જોશી બક્ષી
ના આ.

મુંબઇ રહ્યા રહ્યા આ પ્રમાણે ગંભીર ચર્ચા ચલાવી રહ્યા હતા તેમ જ પોતાના વિચારો રોજનિશીમાં પણ ટપકાવતા હતા. તે પૈકી થોડાંક અવતરણો આંહી રજુ કરીશું.

" મુંબઇ વડનગરા નાગર વિદ્યોત્તેજક ભંડોળ સારૂ ભીખ માગવાનું છોડી દીધેલું કામ માથે લેવું પડશે એમ અંતરમાંથી ઘોષ થતાં જ્ઞાતિ જોગ એક વિનંતિ-પત્ર લખીને ત્રિમાસિકમાં પ્રગટ થવા મોકલ્યો, વિદ્યોત્તેજક ભંડોળ નો ફાળો દેસાઇજીએ રૂ. પાંચસો ભરીને ચાલતો કરી દીધો. "

તા. ૨૪-૨-૧૯૧૯ ની તારીખની હકીકત આ પ્રમાણે છે. " નાગર કલબમાં ફંડની ભીખ સારૂ જાહેર જ્ઞાતિ-સંમેલન " મંડળ " રવિવારે કરશે." નિર્ધારેલ રવિવારનો દિવસ આવ્યો અને સંમેલન ભરાયું. થોડા પણ સચોટ શબ્દોમાં કલ્યાણભાઇએ તે સંબંધી હકીકત ટપકાવી છે કે:-" બપોર પછી, ગાંધર્વ-મહા વિદ્યાલયમાં નાગરોનું સંમેલન થયું. વિદ્યાર્થીઓની સહાયતાનું જુનું ફંડ વધારવાની જરૂર છે અને જ્ઞાતિનું કર્તવ્ય છે એ સંબંધે મેં વિજ્ઞપ્તિ કરી.

દેસાઇજી ગીરજાપ્રસાદ પ્રમુખ હતા. પૂર્ણ શ્રદ્ધાની ઊર્મિથી જ જે ભરે તે ભરજો એમ સ્પષ્ટ કહીને ફાળો ચાલતો કર્યો. મુહૂર્ત થઇ ચૂક્યું. "

મુંબઇથી રાજકોટ આવતાં વેંત જ દુષ્કાળ રાહેત કાર્યમાં નિમગ્ન થઇ ગયા. " ભાઇ કવિને ત્યાં લેડી જગમોહનદાસ,મીસીસ માલવિયા, મી. ઠક્કર, મી. ચીતળીયા, મી. મસુરીકર, કવિ પોતે, દિનકરભાઇ અને હું, એટલા સાથે મળીને સર્વન્ટ ઓફ ઇન્ડિઆ સોસાયટી તરફથી સંકટ નિવારણાર્થે કાઠિઆવાડના જુદા જુદા ભાગમાં કોની સાથે રહીને મહિલાઓએ ફરવું તે ગોઠવ્યું. બપોર પછી અમારી કમિટિનું બંધારણ ચોક્કસ કર્યું. મને સહુએ પ્રમુખ ઠરાવ્યો. ગોહલવાડ તથા હાલારમાં મુંબઇવાળાં રાહત આપવાનું શરૂ કરવાનાં છે, તેથી અમે ઝાલાવાડ અને મચ્છુ કાંઠાના ભાગથી શરૂ કરશું. આ કામમાં પૂરી મદદ આપવાનું મુંબઇ સેન્ટ્રલ કમિટિ તરફથી મે. પુરુષોત્તમદાસ

શેઠ લખે છે, તે કાગળ બાદ્ય કવિ વગેરેને મતા મો" વગતે રોજ આ કમિટિનું કામ શરૂ કરી દીધુ.

આ પ્રમાણે તડામાર પ્રવૃત્તિ ચાલી રહી હતી, તેવામા રોલેટએક્ટ સામેના સત્યાગ્રહની ઝૂબેશને અંગે મહાત્મા ગાધીને પંજાબ જતા સરકારે રોકયા અને તેમને કોઇ અજાણ્યા સ્થળે લઇ જવામા આવ્યા છે, એવા સમાચાર બહાર પડતા અમદાવાદ, વીરમગામ, મુંબઇ વિગેરે સ્થળોમા તોફાન ઉપર ચડયા આ સબધમા કલ્યાણભાઇના ઉદ્દગારો તેમ જ રાજકોટમા તેને અંગેની તેમની પ્રવૃત્તિ બાબતની નોંધ વાચવા યોગ્ય છે તા ૧૨-૪-'૧૯ના રોજથી આ બાબતની શરૂઆત થાય છે "સવારે કેટલ કેમ્પ જતા મે શુકલ સાહેબ મળ્યા ત્યા જ હતો તેવામા મે ગ્રેહામ સાહેબ જોવા આ યા પછી ઘેર જતો હતો તેવામા, મ હરિશંકર પંડયા વગેરે શુકન સાહેબ પાસે આવ્યા એમણે મને પણ સાથે લીધો મી ગાધીને પંજાબ તથા દિલ્હી જતા રોકી અટકાયતમા લીધાના સમાચાર વર્તમાન પત્રમા આવ્યા છે લોકોએ હડતાલ નાખી છે બજારમા જવાનુ કહ્યુ ના પાડી સાજે જાહેર સભા બોલાવવા દરખાસ્ત થઇ તે જો મહાત્મા ગાધીની જાત માટે દિલસોજી બતાવવાની હોય તો હા પાડી તેવી મિટીંગ થઇ, તેથી તેમા હાજરી આપી અને ઠરાવ રજુ કર્યો. ઘણી શાતિમા કામ પસાર થયુ

ના ઠાકોર સાહેબે મીટીંગ પહેલા મને બોલાવીને કહ્યુ કે આપ મના કરતા હો તો ન કરીએ પણ પોતે માત્ર સ્થળ બદલવા ઇચ્છતા હતા અને તે પણ મોડુ થવાનું જાણ્યુ તેથી માડી વાળ્યુ સર ન્યાયાધીશ હાજર થયા હતા"

દેશી રાજ્યમા રાજાઓની સ્થિતિ કફોડી ન થાય તેટલા ખાતર ઉપર કલ્યાણભાઇએ સૂચવેલી તેવી જ કાર્યનિતિ ગાધીજીએ તેમ જ હિંદી મહાસભાએ અંગિકાર કરેલ તે ખાસ લક્ષમા રાખવાનુ છે પણ આ બાબત માત્ર સભા ભરવાથી અટકી નહી તેમાથી જે ફણગો ફુટયો તે બાબતની હકીકત કલ્યાણભાઇના શબ્દોમા કહીશુ – "મે પ્રાન્ત સાહેબે શુકન તથા મને મળવા તેડાવીને ગઇ કાલની મીટીંગ સબધી વાત શાન્તિથી કરી ગાધીને પકડવામા સરકારે ડહાપણ કર્યું છે એમ તો તે પણ માનતા નથી આહી જે સંજોગોમા જાહેર સભા બોલાવેલી તે શુકને સ્પષ્ટતાથી કહી બતાવ્યુ તે સભા બોલાવવાથી લોકોની લાગણીને વાળો કે જે, વખતે અવળે માર્ગે દોરત વસ્તુત રાજ્યની સેવા થઇ છે અને અમલદારો તરફથી લોકોના દિલ ઉશ્કેરાય

તેવાં દસ્યો નહીં થાય તો આંહી કંઈ જ સુલેહ-ભંગનો સંભવ નથી દેખાતો તે પણ જણાવ્યું. પ્રાન્તને બંગલે સાંભળ્યું કે વીરમગામમાં પણ તોફાન થયું ને ત્યાંનું રેલ્વે સ્ટેશન બાળી નખાયું."

વળતે દિવસ તે જ બાબતની હકીકત આગળ વધે છે. "રા. છબીલારામ પાંસદાથી શુક્રવારતા ચાલેલ તે ગઇ કાલ રાતે આંહી આવ્યા. એમનાથી અમદાવાદ તથા વીરમગામની જાહેર અશાંતિને લગતી હકીકત જાણી. અણુ-સમજુ પણ સુલેહ તરફના વલણવાળી પ્રજા, અમુક અમલદારો દાબ તથા જોરશોરનો દમામ બતાવવાના અવળે રસ્તે ચડવાથી, કેવી ઉખડી જાય છે તે આ પ્રસંગોથી પ્રત્યક્ષ થાય છે."

અયાચકને ગુપ્ત દાન આપવા બાબતની તેમ જ મહાત્મા ગાંધીજી પક-ડાયા પછી રાજકીય પ્રવૃત્તિ એપ્રીલ મહીનામાં ચાલી રહી હતી; પરંતુ મે માસની શરૂઆતમાં કલ્યાણભાઇને અમત્યના કામ માટે હીમતનગર (ઇડર રાજ્ય) જવાનું થયું. ઈડર મહારાજા જોડે મસલત કરવાની હતી, તેમ જ સુવેરના જાગીરદાર અને તે સ્થળના બ્રાહ્મણો વચ્ચે તકરાર હતી તેનુ પંચ તરીકે સમાધાન કરવાનું હતું.

આ કામમાં કલ્યાણભાઈની ઉચ્ચ કોટીની નૈતિક ભાવતાની ઝાંખી થાય છે.

આ પ્રવૃત્તિ વિષેની નોંધ આ પ્રમાણે છે:–

"આઠથી બાર વાગતાં સુધીમાં બંને પક્ષનું કહેવું સાંભળ્યું અને દસ્તા-વેજી પુરાવા બતાવ્યા તે જોયા. મુખ જુબાનીના પુરાવા ઉપર હું આધાર નહી રાખી શકું તે જણાવી દીધું. તથા જે જે બાબતમાં સામા પક્ષનું કથન કે વર્તન ખોટું લાગે તે તે બાબતમાં બદઇરાદાની કલ્પના ન કરતાં, બીજા કયા પ્રકારે તે બનવા સંભવ છે, અજ્ઞાનથી, કોઇની બદસલાહથી, અવળે રસ્તે ચડી જવાથી, ઓછી સમજ કે માહીતિથી વગેરે–તે વિચારી જોવા સૂચવ્યું. બધી તકરારોનો નિકાલ સમજુતીથી કરાવવા મારી ધારણા છે અને બનતાં સુધી પંચનો અખત્યાર ચલાવવો નથી તે પણ કારણ સહિત સમજાવ્યુ, કયે ધોરણે થાય તે સૂચવ્યું."

"આજ સવારમાં પાછા પક્ષકારોને એકઠા કર્યા. સુવેર મહારાજાએ સહી–

મહોર લીધાના દાખલા રજુ કર્યા તે બ્રાહ્મણોને બતાવ્યા. નહી લેવાના દાખલા બ્રાહ્મણો લાવ્યા તે સુવેર–કામદારને બતાવ્યા. વાતચીત કરતા બંને પક્ષની સંમત્તિથી અને સંતોષ સાથે બધી બાબતોના નિકાલ થયા. તે સુવેર મહારાજાએ ઠરાવના રૂપમાં બ્રાહ્મણોને આપ્યા. બ્રાહ્મણોએ સંતોષની અરજી આપી રાતે રોશની થયા પછી સુવેર-મહારાજાએ કચેરી ભરી. બ્રાહ્મણો તરફથી રામશંકરે તથા મહારાજા તરફથી કામદારે ભાષણો કર્યાં તેમાં ઉપકાર માન્યો ને પૂર્ણ સંતોષ બતાવ્યો. ઉત્તરમાં બે અક્ષર સૂઝયા તે કહી બતાવ્યા એમ બધુ રાજીખુશીથી ઉકેલ્યુ."

આપણને આંહી હિંદની ઉન્નતિના સમયમાં રાજ્યગુરૂ અને વાનપ્રસ્થ થયેલ નિઃસ્વાર્થી મનુષ્યો એ બન્નેની સ્થપાએલ પંચામત સમક્ષ થતા નીકાલની ઝાંખી થાય છે. આ ઉન્નત કાર્ય આટોપી તા ૨૦–૫–૧૯૧૯ ના રોજ તેઓ રાજકોટ પહોંચ્યા.

"માંગરોળથી રા. રવિશંકર અંજારીયાનો કાગળ. જુનાગઢની નાતે બે પુનર્લગ્ન થયાં તે ઉપરથી ઠરાવ કર્યો છે; એ ઠરાવ સબંધે પોતે અમુક શંકાઓ તથા સૂચના છપાવી છે તે મોકલી આંહી ગૃહસ્થોમાં આપવા લખેલું. મોકલી."

"માંગરોળ રા. રવિશંકર અંજારીઆને લખ્યું કે તેઓ કહે છે તેવી છૂટક છૂટક વ્યક્તિની ચળવળથી કાંઈ ઇષ્ટ ફળ નહીં થાય. એક "જ્ઞાતિ સંસ્કૃતિ મંડળ" સ્થાપવુ જોઇએ, અને તેનું કર્તવ્ય જે કેવળ રૂઢિ જન્ય આચારો તેમજ વ્યવહારોનાં બંધન નડતાં હોય તે તોડી પાડવાનું રાખવુ જોઇએ."

"માંગરોળથી રા. રવિશંકર અંજારીઆનો કાગળ છે. તે "જ્ઞાતિ સંસ્કૃતિ મંડળ" સ્થાપવાનો મારો વિચાર પસંદ કરે છે, પણ જુદે જુદે સ્થળે મેમ્બરો મેળવવાનુ મારે કરવું એમ સૂચવે છે. જે બને તેમ નથી."

કલ્યાણભાઇની આ સમયની પ્રવૃત્તિઓ, વાંચન અને લેખન-કાર્ય, તેમ જ લેખોની આપ લે વિગેરે બાબતોની માહિતી મેળવવા રોજનિશીના ઉલ્લેખો ઉતારવાનું ચાલુ રાખવું પડશે.

"જુનાગઢ વડનગરા નાગરનું The Literary Labour of Love

નું ચોપાનીયું આવ્યું તે જોયું. તેમાં પ્રોફેસર જોષીનો લેખ ગીતાના બોધ સંબંધે છે તે ઘણો મનનશીલ છે. પ્રોફેસર જોશીને એમના ગીતા ઉપરના લેખ વિશે કાગળ લખ્યો." "જુનાગઢથી જોશી સાહેબનો કાગળ, મારા જવાબમાં ઘણો સ્નેહપૂર્ણ છે."

આ "સ્નેહપૂર્ણ" પત્રનું અવતરણ અહીં જ આપેલ છેઃ–

College,<br>
Junagadh<br>
24th June<br>
1919

Dear Mr. Bakshi,

Thank you very heartily for the kind and generous appreciation which has spontaneously emanated from you. I value it all the more as it comes from a man whom to know is a privilege and who is one of those few worthies on this side of India who have got an erect head and a noble heart. I therefore consider myself amply rewarded for my study of the Gita which I have been pursuing with a zeal all my own for the last so many years, when I get such appreciation from such a man.

Do see me Kalianrai Bhai, whenever you happen to come to Junagadh

With love and kind regards<br>
Yours very sincerely<br>
M. M. Joshi

આવો ઉછળતો ભાવ જેના હૃદયમાં છલોછલ ભરેલો એવા જોશી સાહેબને કલ્યાણભાઇ જ્યારે પણ જુનાગઢ જતા ત્યારે અવશ્ય મળતા. રોજનિશીના ઉતારા કરી હાથ ધરશું.

"હરબર્ટ સ્પેન્સરના Manners and Fashion નિબંધમાંથી એક ફકરો અંજારીયા રવિશંકરજીને માંગરોળ બીડયો."

કલ્યાણભાઇ અને સુ. રવિશંકરભાઇ વચ્ચે વિચારોની, લેખોની, સામાજીક પ્રશ્નોની ચર્ચારૂપે આપ લે થયા જ કરતી. બન્ને સામાન્ય સપાટીથી ઉચ્ચ માનસિક ભૂમિકા ઉપર હોવાથી, વાતચીતમાં પણ ઘણે ભાગે તાત્વિક, સામાજીક, અને એવા ઉચ્ચ કોટીના વિષયો જ છણાતા.

આજ સમયમાં મણીભાઇ નભુભાઇનું સિદ્ધાંત-સાર ફરી વાર વાંચવાનું શરૂ કરેલ. તેમ જ ઉપનિષત્સારમાંથી વાંચન ચાલતું હતું. જુલાઇ આખર સુધી આ પ્રમાણે શાન્તિમાં કામ ચાલ્યું; એટલામાં તે પોતાના સૌથી નાના ભાઇ જાદુભાઇ ફરી તાવથી પટકાયા; આ વખતનો મંદવાડ અંતિમ નિવડયો. લગભગ એક મહિનાની મુદતનાં રોજનિશીનાં પાનાં જાદુભાઇના મંદવાડની હકીકતથી ભરપૂર છે. આપણે એ વિગત જતી કરવી પડશે. માધુભાઇનાં મંદવાડ સમયે કલ્યાણભાઇએ લખેલા પત્રો ઉપરથી તેમનાં જીગરનાં ઉંડાણમાં થતી મનોવેદનાનો ખ્યાલ આવશે.

"જાદુભાઇનો ધંધો બંધ પડયો છે અને મંદવાડ લંબાયો તેમાં ચાલતા ઘરખર્ચનો પણ મન ઉપર બોજ રહેતો હોય. હું બનતું કરવા તૈયાર છું. મરજી જાણી લેવા છેલભાઇને કહ્યું."

"જાદુભાઇએ છેલભાઇને જવાબ આપ્યો કે, હમણાં હજી ખરચીની અડચણ નથી. તેવું હશે તો કહીશ." એ તો અડગ ટેકીલા જેઠા બક્ષીના વારસ! છેલી પાઇ ખરચાઇ જાય ત્યાં સુધી હા ભણે તે બીજા! એમની અચલ ટેક સમક્ષ મસ્તક આપોઆપ નમે છે.

કલ્યાણભાઇ ચેતી ગયા હતા; અને ગમે તેટલી લાગણી થાય છતાં તેનાં પરિણામે મૂઢ દશામાં કદાપિ ન આવનાર એવા કલ્યાણભાઇએ કર્તવ્ય આગળ ધર્યું.

"જાદુભાઇની થોડી પ્રોમીસરી નોટો છે. તે કદાચ પોતાનું શરીર શાંત થઇ જાય તો સરટીફીકેટ વિગેરેની ભાંજગડમાંથી બચવા સારૂ કોઇના નામે ચડાવવાનો વિચાર થયો હું મૂળવંતનું નામ વધુ અનુકૂળ માનું છું."

મંદવાડ બાબતની છેલી નોંધ તા. ૧૩-૮-'૧૯ નાં પાનાં ઉપર છે કેઃ-

" જાદુભાઇને શ્વાસ ઉપડયો લાગે છે. છેલભાઇની સેવા અથાગ છે, અને દરદીનું શ્રધ્ધાયુકત મનોબળ પણ અસાધારણ છે. આશરે નવ વાગતાં એક જુલાબ જાદુભાઇને થયો. તે પછી પોતે નબળાઇ વધી માટે નીચે લઇ જવાનું કહેતાં છેલભાઇ લઇ ગયા; અને સાડા નવે તો દેહ છોડયો. ખબર મળતાં રાને ત્યાં જઇ રહ્યો. " ઉઠમણાં સુધીમાં કલ્યાણભાઇ સવાર સાંજ જાદુભાઇને ત્યાં જતા. સિધ્ધાંતસાર ત્યાં જઇ વાંચતા. વિદ્યોત્તેજક ભંડોળને લગતી પ્રવૃત્તિ પણ ચાલુ રાખી હતી. આ અવસાનથી શારિરીક વ્યાધિ વર્તાણી તે સંબંધી નોંધ છે કે. " અર્શમાંથી લોહી પડયું, દાઢનો દુઃખાવો ચાલુ. " કલ્યાણભાઇનું હૃદય તીવ્ર લાગણીવાળું હતુ. સુજ્ઞ હોવાથી મનને વાળી શકતા; છતાં શરીરમાં આવા બનાવોથી કાંઇને કાંઇ ઉપદ્રવ જણાતો. જાદુભાઇનાં અવસાનના બનાવને અંગે રા. જયસુખરાય જોશાપરા અને કલ્યાણભાઇ વચ્ચે ' કર્મ અને કર્તવ્ય ' એ વિષે તેમજ અન્ય આધ્યાત્મિક તેમ જ વ્યવહારિક તત્ત્વો સંબંધી પત્ર વ્યવહાર ચાલેલા. આ મન્થનમાંથી આપણને કલ્યાણભાઇના વિચારો રૂપી નવનીત મળ્યું છે. કલ્યાણભાઇના પત્રોમાંનાં થોડાએક અવતરણો આંહી લેવામાં આવ્યાં છે.

" પ્રભુ અને ગુરૂની કૃપાથી કોઇ પણ 'બની ગયેલો' બનાવ મને વૃત્તિમાં કલેશ કરાવતો નથી. તેમ છતાં શરીરમાં કંઇને કંઇ અસર થયેલ પ્રત્યક્ષ થાય છે. ......તમે પ્રસારો કરો છો તેવો ગએલાંની સ્મૃતિમાં આનંદ અનુભવી શકું તેટલી મારી કલ્પના શકિત વિકસિત થઈ નથી: તેમ એ સ્મૃતિ મને શોકમાં કે ઉદ્વેગમાં દાબી દે એવો હું પામર પણ નથી...... " **અનુભવ અફળ ન જાય તેટલા પૂરતું ભૂતકાળનું, તથા સંભાવિત અનિવાર્ય બનાવોનો ધકકો ઓછો કરવા, અને નિવાર્ય બનાવોને રોકવા પુરતું ભવિષ્યનું પણ ચિન્તવન હું કર્તવ્યમાં લેખું છુ. ભૂત તથા ભાવિષ્યનું ચિન્તવન મુદ્દલ નહી કરવાનો બોધ શબ્દશઃ હું સ્વીકારી શકતો નથી.**

અર્શમાંથી લોહી પડવાનું ત્રણ દિવસથી પાછું શરૂ થયું. ઉપાય થાય છે. ...અને " હિંદુઓના સર્વ-સમ્મત તત્ત્વ નિર્ણયોથી ઉપ-લક્ષિત આચારો " ટપકાવવાનું ચાલે છે....આમ એકી વખતે સ્થૂળ તથા સુક્ષ્મ શરીરની પરસ્પર વિરોધી હાલત ચાલે છે. બન્નેને લગતા વિશ્વ-નિયમો કંઇ જુદા જુદા હશે તેથી [illegible] માંથી નીચેનાં મત્રો મેં તારવ્યા છે

પગ્ગાગથી જે શબ્દ પ્રયોગો જુદા જુદા પ્રસંગે સાપેક્ષ રચાએલા હશે તે આદી એકત્ર થવાથી, તેનાથી થતા બોધમાં કંઈક વિસંગતિ મને ભાસે છે. સંબંધોનો સંન્યાસ ન કરવામાં આવે ત્યાં સુધી આ વિશ્વના એક પાત્ર તરીકે પોતાનો ભાગ યથાર્થ ભજવવો-કર્મયોગ સાધવો એજ મને ધર્મ્ય સમજાય છે. બીજું, તમે જનાગ્નો સંબંધ પકડીને બધો વિચાર કરો છો મારૂ લક્ષ્ય એ નથી. એ વ્યક્તિ જવાથી અમાગં કર્તવ્ય-ક્ષેત્રમાં કેવો અને કેટલો ફેરફાર થયો, એ વધ્યુ કે ઘટયું, એ મારૂં લક્ષ્ય છે. અને તે ફેરફારો ન કરવા તેને હું પામગ્તા ગણુ છું. તેનો સ્વીકાર કરતાં પોતાના તેને પહોંચી વળવા મારેનાં શરીરબળ તથા મનોબળનુ માપ લેવું એ કર્મયોગમાં આવશ્યક થાય છે.... .. જ્ઞાન. ભકિત,કર્મકાડ, બધાંના પૂજકોએ તેના વર્ણનમાં અતિશયતા કરેલી છે; તેથી બચીને સત્યને પહોચવામા સાવધાનીથી ચાલવાની જરૂર હુ માનું છું.

છુટા પાણી નીચે જવાથી ભાર ન લાગે; પણ પાત્ર ભરેલુ ઉપાડતાં લાગે; તે જ પ્રમાણે સર્વાત્મભાવમા બોજ નથી અને મર્યાદિત કુટુંબ વગેરેના આત્મ ભાવમા છે " જવાબમા ના. જયસુખરામજીએ પત્ર-વ્યવહાર આગળ ચલાવ્યો.. તેથી વળી એકાદ બે ઉચ્ચ કોટીના પત્રો આપણને મળે છે, જેને માટે આપણે જયસુખરાયજીના રૂણી છીએ. થોડાં છુટાં છવાયાં અવતરણો આ પત્રોમાંથી આપીશુ.

" સમર્થ પડિતો અને આજના સંન્યાસીઓ સહિતમાં જેવી સમજણ બહુધા જોવામાં આવે છે, તેવી જ તમારામાં પેઠી હોય તો તે માટે અમાગ હિન્દુ સમાજની કેટલાક સૈકાથી માર્ગ ચુકેલી વિચાર-શ્રેણી જવાબદાર છે. સત્વ ગુણ અને તમોગુણનાં પરિણામ બાહ્ય દૃષ્ટિએ સરખાં લાગવાથી તેમાં જ ભ્રમ થતો હશે એમ હું ધારતો હતો, પરંતુ સત્વ અને રજસનાં કાર્યોમાં તેવો ગોટાળો થતો દેખાય છે.

તમાગ કાગળથી કર્તવ્ય અને કર્મ એકાર્થક તમે ગણ્યાં હોય એવું ભાસે છે. કર્મ રહિત એટલે નિશ્ચેષ્ટ અસ્તિત્વ ન સંભવે; પરન્તુ કર્તવ્ય કાંઇ અસ્તિત્વમા આવશ્યક નથી. યોગની બે વ્યાખ્યા ગીતામાં છે ( ૧ ) સમત્વ, અને ( ૨ ) કર્મમાં કૌશલ્ય. આ બેમાંથી કર્તવ્ય-પગાયણ ન રહે તે કર્મનું કૌશલ્ય ન સાધી શકે. સ્વપ્નમાં રહેવું અને સ્વપ્ન જુદું જાણવું એ વદતો વ્યાઘાત છે. સ્વપ્ન વેળા સ્વપ્ન સાચું જ છે. જગતના વિશિષ્ટ સંબંધોમાં રહીને તેને

જુદા માનવાના બોધે જ અમારો સંસાર મૃતપ્રાય કરી નાખ્યો છે. એનું જ નામ " બે બગાડયાં. " એવી રીતે વર્તવાનું કરનારા જગદીશ્વરના ગુનેગાર થાય છે....

' નિષ્કામ 'નો સ્વાર્થપરાયણતાથી રહિત એટલો જ અર્થ કરવો ઉચિત છે.....આજના જમાનામાં ઘણે ભાગે કર્તવ્યમાં પ્રમાદ, ઉપરચોટીઆપણું, તીવ્ર લાગણીનો અભાવ વગેરે ખામીઓ આવે છે તેના મૂળમાં બધું આળ-પંપાળ ગણવા છતાં તેમાં પડયા રહેવાય એ ઉંડી માન્યતા હશે એવો વહેમ જાય છે.....

" રૈયતને દુઃખે દુઃખાય નહિ તેણે રાજા રહેવું ન ઘટે, અને કુટુંબીઓ વગેરે સંબંધીઓના દુઃખે દુઃખાય નહિ તેણે તે સંબંધ રાખવો ન ઘટે; આવી કંઇક મારી સમજણ છે. "

ચર્ચા આગળ ચાલે છેઃ—

" કર્તવ્ય ચુકે તે વિશ્વનિયંતાનો ગુનેગાર છે...જગતનો ચાહે તેવડો મોટો અંશ ' હું ' અથવા ' મારામાં ' આવી જાય તો પણ એમાં નહીં આવેલો કંઇ પણ અવશેષ રહે ત્યાં સુધી વ્યવહાર છે, તે વ્યવહાર સત્ય છે, અને તેને અંગે કર્તવ્ય પણ છે જ....આ કર્તવ્યો પોતાની સર્વ શકિતઓનો પૂર્ણપણે ઉપયોગ કરી સિધ્ધ કરવાં જોઇએ....ન્યાયાધીશની જગો પરથી ખસવું નહીં અને ન્યાય કરવા તતપર રહેવું નહીં એ જ્ઞાન નથી, સત્વગુણ નથી, માત્ર વંચના છે."

આ પ્રમાણે સ્પષ્ટતાથી, દઢતાથી, છતાં નમ્રભાવે કલ્યાણભાઇએ સ્વતંત્ર પણે પોતાનું મંતવ્ય જણાવેલ છે.

આ અરસામાં વાચન તેમ જ સત્સમાગમ બાબત રોજનિશીમાં આ પ્રમાણે જણાવવામાં આવ્યું છેઃ—" ત્રિમાસિકમાંથી થોડુંક વાચન તેમાં શરૂમાં જ સ્વામી શ્રી વિવેકાનંદના લેખનો અનુવાદ તંત્રીએ કરેલો છે કેઃ—' હિન્દુઓ કેવળ શાસ્ત્રમાં વિધિ-નિષેધ તથા રૂઢિઓનાં બંધનમાં ઉછરવાથી મૃતપ્રાય યંત્રો જેવા બની ગયા છે. ઇચ્છા શકિતનાં એવાં રૂન્ધનમાં આત્મવિકાસ નથી ' વગેરે બોધ છે. વકીલ પુરુષોત્તમભાઇ ભેગો જૈન ઉપાશ્રયમાં એમના એક સાધુનું

વ્યાખ્યાન સાંભળવા ગયો. મુનિ મહારાજ સારા વિદ્વાન અને વિચારશીલ દેખાયા...' સર્વદર્શન સંગ્રહ ' વાંચી જવાની પોતે મને ભલામણ કરી"

આ અરસામાં પોતાના કુટુંબની વ્યવહારિક બાબતોનો જાણે નિકાલ કરી લેતા હોય એમ રોજનીશીમાંની નોંધ ઉપરથી સમજાય છે. મુડી અને લહેણી રકમની વહેંચણી કરી નાખી. ઉપરાંત ઝીણી મોટી બાબતોને લગતી વ્યવસ્થા પણ કરી લેવા માંડી. " વડોદરે ચિ. ગ. જયસુખરાય જોશીપુરાને મારા કાગળો તથા ડાયરીઓ એની પાસે જે હોય તે મોકલી દેવા લખ્યું." તે જ મુજબ જાહેર સંસ્થાને લગતા વાઉચરો પણ પોતાનાં નામ ઉપર હતાં ને બીજા ગૃહસ્થોનાં નામ ઉપર ચડાવી દીધાં. અંદર ખાનેથી આશ્રમાન્તરનો વિચાર હોય કે પછી શારીરિક નમળાઇ જણાયાથી ચેતી જઇને આવાં પગલાં લેવા માંડયાં હોય તે તો પ્રભુ જાણે.

ત્યાર પછી હીમતનગર ગયા; પરંતુ ત્યાં તેઓ તેમ જ લાલભાઇ તાવથી પટકાયા તેથી રાજકોટ પરત આવી ગયા.

સંવત ૧૯૭૫ નુ વર્ષ પૂરૂં થતાં સુધી આ પ્રમાણે કલ્યાણભાઇ તથા લાલભાઇ હજુ પથારીવશ હતા; પરતુ સ્વગૃહે દાખલ થઇ ગયા હતા અને સ્વજનો સારવારમા લાગી ગયા હતા.

નવેમ્બર આખરમાં જરૂરી કામ માટે કલ્યાણભાઇને હીમતનગર જવાનું થયું. એક રીતે આમ રહેજે સ્થળાંતર કરવાનો યોગ આવ્યો તે સારૂં જ થયું. એક તો બીજી પ્રવૃત્તિમાં મન પરોવાવાથી તબીયતમાં સારો ફેર પડયો અને પછી તો બારોબાર મુંબઇ જ ગયા; તેથી રાજકોટની આકરી ટાઢમાંથી બચવા પામ્યા.

કલ્યાણભાઇએ નવેમ્બર આખો લાલભાઇની અસ્વસ્થ પ્રવૃત્તિના કારણથી રાજકોટમાં જ સચિંત અવસ્થામાં ગાળ્યો. પરંતુ ત્યાં રહ્યા રહ્યા કાંઇને કાંઈ પ્રવૃત્તિ તો ચાલુ રહેતી જ. તે બાબતની માહીતિ માટે રોજનિશીના ઇન્તેખાબો આંહી રજુ કરીશું.

તા. ૧૭ થી તા. ૧૮ નવેમ્બરના દિવસોમાં નાગરી નાતનો એક સામાજીક પ્રશ્ન છણાયો છે કે-" જુનાગઢની નાતે રા. છ—નો બચાવ સાંભળ્યા

વગર નાત બહાર મૂકેલ છે તે બાબતમાં આંહીની નાત જોગું લખાણ રા અનંતરાય આપી ગયા. દેશાવરમાં કલેશની શરૂઆત આંહીથી મારે હાથે નહીં કરાવતાં ત્યાં ઠરાવ ફરી વિચારમાં લેવા ગીરધરભાઈને લખ્યું. ભવિષ્યમાં આપણાં બચ્ચાંઓ વિરૂધ્ધ કોઈ આ દાખલો લઈને એક તરફી ઠરાવ કરે એવો માર્ગ રાખવો તે ડહાપણ નથી. જુનાગઢથી મે ગીરધરભાઈનો જવાબ છે. ' ગ. ની બાબતમાં જુનાગઢના જ અધિકારનું એ કામ છે. દેશાવરે તેમાં વચ્ચે પડી વાત વધુ મમતે ચડાવવી એ સારૂં નથી. મારે પણ જુનાગઢ જોડેના સ્નેહ સંબંધમાં વિક્ષેપ ઊભો કરવો ઘટતો નથી. ' વગેરે લખે છે. બચાવ સાંભળ્યા વગર કોઈને કુટી મારો તે ધોરણ કબુલ થઇ શકે તેવું નથી એ એક જ મુદ્દો છે તે ચાહીને ગળી જતા જણાય છે, તેથી ફરીથી લખ્યું. "

આવા હતા અમારા કલ્યાણભાઇ ! ગીરધરભાઇ તો તેમના સ્નેહી વર્ષ કહેવાય. તેમની જોડેનો ત્રીસ વર્ષ પર્યંતનો ઘટ્ટ સંબંધ હતો. દર બે-ત્રણ મહીને જુનાગઢમાં તેમને ત્યાં એકાદ અઠવાડીયું ગાળવાનો ક્રમ હતો. આમ છતાં તેમના જેવાની શેહમાં પણ તણાયા વગર જેમની પડખે આવા સંજોગોમાં ભાગ્યે જ કોઇ ઊભા રહે તેમની બાંહ્ય ઝાલી.

પોતાના સ્નેહી અને વેવાઈ રા. રા. દુલેરાય પોટાના યુવાન પુત્ર રા. ડોસરરાય ગુજરી જતાં બળતાં હૃદયથી રોજનિશીમાં જણાવ્યું છે કે—" રા. રા. દુલેરાય પોટા અવસ્થાને લીધે નોકરી છોડીને પોરબંદર પોતાના દીકરા ડોસરરાય ભેગા જઈને રહ્યા. ત્યાં અચાનક થોડા દિવસના તાવમાં ડોસરરાય ગઈ તા. ૨૩ મીએ ગુજરી ગયા. ઘરડા લાચાર દુલેરાયભાઈને માથે વિધવા તથા છોકરાંનો ભાર નાખ્યો. કવિઓ કહે છે કે સુખ-દુ:ખ કેના હાથમાં છે !! અમે અતિશયોક્તિમાંથી યથાર્થ ઉક્તિમાં આવ્યું જાણ !"

હીમતનગર પહોંચતાં જ આ વખત કાંઇ નવીન જ રંગ નીરખવામાં આવ્યો. ઈ. સ. ૧૯૦૫માં કલ્યાણભાઇએ ઇડર રાજ્યની નોકરી છોડેલી. આજે હવે પંદર વર્ષના ગાળા પછી તે રાજ્યની ધુરા ફરી વહન કરવા તેમને આગ્રહ પૂર્વક કહેવામા આવ્યું.

રોજનીશીમા આ બાબત જણાવ્યું છે કે " ઠાકોર સેતાનસીંહજી તથા હરીનાનજી વળગ્યા છે કે મહારાજા સાહેબે પંજાબીઓને બધાને કહાડયા છે રાજ્ય વહીવટ બધો ગુંચવાઇ ગયો છે. આ ટાણે મદદની જરૂર છે અને તે માગે તો ભલે થોડા સમય માટે પણ મારે કામ માથે લેવું.

પાયામાથી આખી ઇમારત ખોટી ચણાઇ છે અને પ્રકૃતિના બંધારણમાં જ્યા ઊલટાસુલટુ છે ત્યા થોડા દિવસ પણ શી રીતે જોખમ માથે લેવાય? માત્ર મહેરબાનીને કમહેરબાનીના જ ભાગ પડે છે. લાયકાતની પણ પરવા નથી રૈયત લુંટાય કચરાય છે ને બે દાદી છે." કેવા ઉકળાટ ભર્યા આ શબ્દો છે?

કલ્યાણભાઇએ સૂચનાઓ કયા સ્વરૂપમાં આપી તે સંબંધમાં રોજનિશીમાં લખી જણાવ્યું છે કે " રાજ્યને શરીરની ઉપમા તથા રૈયત, અમલદારો, સરદારોને તેના અવયવો કહી સેતાનસીંગને સમજ પાડી." વળી " રાજ્યનાં બધા અંગોને સબળ તથા નિરોગી રાખી તેનાથી કામ લેવાવું જોઇએ, તે તથા નરેન્દ્ર મંડળ અને બ્રિટિશ-ઇન્ડીઆના રાજ્યકારોભારમાં થવાના સુધારા વગેરે બાબત મહારાજા સાહેબ જોડે ચર્ચા થઈ. "

આ પ્રમાણે કર્તવ્ય બજાવી રહ્યા હતા તેવામાં એક અણધારી ઘટના બનવા પામી આ પ્રસંગમા કલ્યાણભાઇની નિર્લોભ વૃત્તિ અને મહારાજાશ્રીનો તેમના પ્રત્યેનો ભાવ તેમ જ ઉદાર સ્વભાવ દેખાઇ આવે છે.

તા. ૨૬-૧૧-૧૯ ના રોજ સ્મરણપોથીમાં આ પ્રમાણે નોંધ છે. " રાતે યાદ ફરમાવીને મહારાજા સાહેબે મને છ હજારની જાગીર દેવાનો પોતાનો ઇરાદો જાહેર કર્યો. ખુબ નિશામાં હતા. એમ જાગીર માગથી લેવાય? રસાયત કેટલો ભાર ખમશે? દલગરજને (દિલાવરપણું) મોટો છે રાજ્ય નાનું છે." એ જ સંબંધમાં રોજનિશીમાં લખાણ આગળ ચાલે છે કે, " સવારમાં હું નહાઇને કપડા પહેરતો હતો તેટલામાં ભમરજી (રાજપૌત્ર) એ પધારી ખુદ દરબારનો મને પહેલાં વર્ગના સરદાર થયા બાબત મુબારકીનો લેખ આપ્યો મેં

નજર કરી અને પછી મારા મનની ગુંચવણની વાત ભમરજી સાથે આવેલ અમલદાર જોડે કરી. બીજાને આપે ત્યારે મારે બોલવું મુનાસબ નહોતું, હવે અરજ કરવાની વેળા છે."

હજુરી લાલજીએ આવી જાગીરનો હુકમ લખી દેવા કહ્યું. મારા માટેનો હુકમ મારાથી ન લખાય તથા મને ખાનગી અરજ કરવા તક મળે ત્યાં સુધી હમણાં મુલ્તવી રાખવા જાહેર કરાવ્યું. તે પ્રમાણે થશે એમ પાકો જવાબ દઇ ગયો. છતાં સાંજે ખબર મળ્યા કે હુકમ લખાઇ ગયો છે તેવી તે હમણાં રોકવા મહારાજ કુમારને રૂબરૂ થઇ અરજ કરી અને તેમને કારણ પણ કહ્યાં. પોતે મારી વાત મંજુર રાખી."

તા ૨૮-૧૧-'૧૯ ના દિવસનાં રોજનિશીનાં લખાણમાં તે જ બાબત છે કેઃ-" સાંજના પાંચ વાગે મહારાજાશ્રીને અરજી કરી. નીશામાં આપેલો હુકમ પોતે રદ કરવા મંજુર કર્યું. ફરી વિચારીને તાજો હુકમ કરશે. પોતે રોકડ કરતાં જમીનમાં વધુ ઇજ્જત ગણે છે, માટે રોકડ અળસાવીને મારા માટે જાગીર કરવા આગ્રહ છે. હું રોકડ વધુ પસંદ કરું છું તે મેં કારણ સહિત જણાવ્યું. છેવટ પોતે ફરમાવ્યું કે, હુકમમાં જે આકારમાં લેવું હોય તે મારી પસંદગી ઉપર રાખીશ. મારા પેન્શનની જ રકમ જેટલું મળવાનું છે તેથી વધુ પડતી દેનગી કહેવાનું રહેતું નથી. સ્વામીજી સહિત મહારાજા પાસે ૬ થી ૮ ઘણી ધર્મ-નિતીની ચર્ચા થઇ. અર્શમાંથી લોહી પડયું."

એ તો સ્પષ્ટ સમજાય છે કે મહારાજાશ્રીનો આ નવાજેશ કરવાનો દઢ નિશ્ચય થયો હતો. એ કાંઇ ક્ષણિક ભાવનો ઉભરો નહોતો. પાંચસો રૂપિયા માસિક પેન્શન તરીકે અપાતા હતા અને રોકડ જાગીર પણ તેટલી જ રકમની આપવા ધાર્યું હતું તેથી તાત્કાલિક ખર્ચમાં વધારો થયો ન કહેવાય એ પણ તેમનું કહેવું વાજબી હતું. પણ રાજ્ય ઉપર કલ્યાણભાઇની હયાતી પર્યંતની જવાબદારી હતી તે કાયમની લદાઇ જાય તેનું શું ? કલ્યાણભાઇની હયાતી પછી વંશપરંપરા રોકડ જાગીર અપાવાનો હુકમ કાગળ ઉપર જ રહ્યો એટલે એ બાબત વિશેષ વિવેચન કરવા જરૂર નથી.

હીંમતનગરથી કલ્યાણભાઇ મુંબઇ આવ્યા. મુંબઇમાં શિયાળામાં ટાઢ ઓછી પડતી હોય તેથી ડિસેમ્બરથી ફેબ્રુઆરી સુધીનો સમય ત્યાં દુલભાઇના

જોખમમા નાખવા કલ્યાણભાઈનો વિચાર હતો વળી મુબઈમા બીજા પણ અનુકૂળ તત્ત્વો હતા આથી નરથી પુરુષોત્તમદાસ શેઠે નાનાભાઈ માટે જેવાને અવાર નવાર મળવાનુ બનતુ, દેસાઈ શ્રી ગોવિન્દપ્રસાદ તો કલ્યાણભાઈ જોડે હર હમેશ ગીતા વાચન તેમ જ બીજા એવા આધ્યાત્મિક પુસ્તકોનુ વાચન કરતા વડનગરા નાગર મડળને અગે પણ કઈક કઈક પ્રવૃત્તિ રહેતી વસતગરાય વજરાજની હરકોઈ બાબતમા ઉપયોગી નીવડે ગમભાઈ છગનભાઈ પણ ત્યા ખરા જ વળી વગવડા પોતાના વડીલભાઈ હોવાથી ત્યા જવાનુ વધારે અનુકૂળ પડે. ઉપરાત હીમતલાલ ગ અજારીઆ રાયજી સાહેબ વિગેરેની સોબતનો લાભ સમયે સમયે મળે અર્શનુ ઓપરેશન કરાવવુ કે નહિ તે બાબતનો પણ નિર્ણય કરવાનો હતો મુબઈની મુલાકાત દરમ્યાન રોજનિશી એવી તો ઉપયોગી અને આકર્ષક માહિતીથી ભરપૂર છે કે જેમ છે તેમ બધી જ આહી ઉદ્ધૃત કરવાનુ પ્રલોભન મુશ્કેલીથી રોકવુ પડે છે છૂટા છવાયા અવતરણો આપી ચલાવી લેશુ

કલ્યાણભાઈ કુટુબના જણની ઉચ્ચ લાયકાત જોઈ રાચે એ સ્વાભાવિક છે છોટુભાઈ વિષે પણ ઉદ્દગારો છે કે "જસદણથી છોટુભાઈનો કાગળ છે બજેટ જોડે લખી આપેલ કાગળ પ્રાત સાહેબે પસદ કર્યો, અને કાંઈપણ ફેર ફાર વિના બજેટ મજુર થયુ તેથી દરબારશ્રી શેર બહુ રાજી થયા ન્યાય ખાતાની સ્કીમ તૈયાર કરેલી તે જ્યુડીશ્યલ આસીસ્ટટ સાહેબે બધી પસદ કરી, ને જસદણનારાણી સાહેબ પણ છોટુભાઈને બીજે ક્યાંઈ ન જવા દેવા આગ્રહ બતાવે છે "

શેઠ શ્રી સરપુરુષોત્તમદાસ સાથેના થોડા પ્રસગોની નોધ નીચે મુજબ છે –

"મે નાનાભાઈ શેઠને એમની ઓફીસમા મળ્યો 'ઇન્ડીઅન રિફોર્મ્સ બીલ' હાલની મોઘવારી, યુરોપની લડાઈમાથી સભવિત પરિણામો વિગેરે વિષયોની ચર્ચા થઈ યુરોપીઅનો હીદીઓની બરોબરી સાખી શકતા નથી એ વિચાર ઉપર શેઠશ્રી હવે આવ્યા જણાય છે "

પડિત સીતારામ બેરીસ્ટરના અવસાન પછી આવા પ્રશ્નોની ચર્ચા કરનાર સુપાત્ર વ્યક્તિ મળી આવતા કલ્યાણભાઈ કેવા સતુષ્ટ થયા હશે ?

મે પુરુષોત્તમદાસ શેઠ મુબઈના શેરીફ નિમાયા તેને અગે મુબારકીનો પત્ર લખેલ તે બાબતને અગે રોજનિશીમા જણાવ્યુ છે કે, 'મે. નાનાભાઈ

શેઠને મુબારકી ટપાલમાં લખી; અને ભેગો એક ફકરો યુરોપની સુધરેલી રાજ્ય-વ્યવસ્થામાં ક્યાં શું ભૂલ થાય છે ને અંધાધૂંધી, પેદા થયેલ છે તે બાબત મોકલ્યો."

મુંબઇની રહેણાકનો ડિસેમ્બર માસ આવી આવી અવનવી વાતોથી ભરપૂર છે. હજુ એક વિશેષ નવીન બાબત નીચે મુજબ નોંધાએલી છે:—

"શેઠ પુરુષોત્તમ વિશ્રામ માવજીને બંગલે, વાલકેશ્વર, રા વસંતરાય અને હું જઈ આવ્યા શેઠ પોતે ગુણી સ્વભાવના સરળ છે; પ્રાચીન હિંદના કળા—કૌશલ્યના પદાર્થો તથા નમૂના સારા એકઠા કર્યા છે તે બધું જોયું વિશેષ. અત્યુપયોગી હકીકત એ જાણી કે, 'વીજળી, વિમાન, હવાની શુદ્ધિ, જળની શુધ્ધિ, રાજ્યતંત્ર, વગેરે અનેક ભૌતિક વિષયો ઉપર જુનું સંસ્કૃત શાસ્ત્રીય સાહિત્ય છે પુસ્તકો મળ્યાં નથી પરંતુ જેને મુખગત એ વિદ્યાઓનું સાહિત્ય છે એવા એક મદ્રાસી શાસ્ત્રી મળ્યા છે એમની પાસેથી એ જ્ઞાન ભંડાર ઉતારી લેવાનું શરૂ થયું છે" બે દિવસ પછી તે જ બાબતની હકીકત રોજનિશીમાં છે કે:— 'શેઠ પુરુષોત્તમ વિશ્રામ માવજીને ત્યાં દેસાઇજી સહિત જઇ આવ્યો. ભૌતિક વિષયોનાં મુખ્ય મુખ્ય પુસ્તકોનાં નામ તથા તેમાં શું વિષય છે તેની નોંધ શેઠે ઇંગ્રેજીમાં કરી લીધી છે તે વાંચી. ઘણા મહત્ત્વના વૈજ્ઞાનિક વિષયો છે." આવી સમાજને ઉપકારક દરેક બાબત પ્રત્યે કલ્યાણભાઇ ઉંડો રસ ધરાવતા

અર્શ માટે શસ્ત્ર ક્રિયા કરાવવી કે નહિ તેનો નિર્ણય કરવાનો હતો તેથી નિષ્ણાત ડાક્ટરોની સલાહ લીધી ને બાબત જણાવે છે કે,"ડૉ. ઉમાલ્ડોને ભેગા લઇને મીરજવાળા ડૉ. વાનલેસને અર્શ બતાવી સલાહ લીધી; તુરત ઓપરેશન કરાવવાનું કહે છે."સવારે થોડી પડયું. જલ્દી ઓપરેશન આંહી મુંબઇમાંજ કરાવી લેવા દેસાઇજી તથા કુવભાઇનો મત થાય છે.વસંતરાય મીરજ જવાના મતમાં છે." પણ મ છાએનનાં ઓપરેશન પછી, શસ્ત્ર ક્રિયા વિરુધ્ધ કલ્યાણભાઇનો પૂર્વ ગ્રહ ઘણો તીવ્ર હતો. હવે વળી સ્થાનિક નિષ્ણાત સર્જનનો અભિપ્રાય પણ લેવો એમ ઠર્યું. "ડોકટર ઉમાલ્ડોને લઇને સર્જન મેજોર પોર્ટરને મારી તબિયત બતાવી આવ્યા. ક્લોરો ફોર્મથી ઓપરેશનમાં તે જોખમ ગણે છે. ઇન્જેકશનમાં નથી ગણતા આમ મીરજના ડોકટર અને મુંબઇના ડોકટર વચ્ચે મતભેદ દેખાયો કલ્યાણભાઇએ આ પરસ્પર વિરુધ અભિપ્રાયોનો છેદ ઉડાડી નાખ્યો અને છેવટનો નિર્ણય સંભળાવી દીધો કે, "ક્લોરોફોર્મ અને ઈન્જેકશન બને

પ્રકારનાં ઓપરેશનમા જોખમ ભાસે છે; તેથી ઓપરેશન નથી કરાવવું એમ કહી દીધું." બસ આખરી નિર્ણય થઈ ચૂકયો એટલે પછી કોઇએ કંઈ જ કહેવાનું રહ્યું નહિં! દરમ્યાન પોતે તો નિગંતે પરિપદોના અહેવાલો વર્તમાન પત્રોમાંથી વાંચવામાં પ્રવૃત્ત થઇ ગયા, જેમ કે, "અમૃતસર કોંગ્રેસના પ્રમુખોનાં ભાપણો વાચ્યાં. મોડરેટ–કોન્ફરન્સના ભાપણો, લીગના ભાપણો." "વીશમી સદીના નવેમ્બરના અંકમાંથી 'શ્રી અરવિંદ ઘોષ' એ લેખ વાંચ્યો."

આ પ્રમાણે મુંબઈમાં અનેક વિધ પ્રવૃત્તિ ચાલી રહી હતી.



# પ્રકરણ ૪

## ઇ. સ. ૧૯૨૦

## રાજકીય પ્રવૃત્તિનાં મંડાણ

卐

ઇ. સ. ૧૯૨૦ ની સાલની શરૂઆત મુંબઇમાં જ થઇ. જાન્યુવારીનાં પહેલાં અઠવાડીઆમાં હજુ કોંગ્રેસ–કોન્ફરન્સના અહેવાલોનું વાચન ચાલુ હતું. પુસ્તક–વાચન કરતા અને તેમાંથી કોઇ કોઇ વાર વિશિષ્ટ પ્રકારનાં અવતરણો લેવાનું પણ ચાલુ હતું.

એ સર્વ બાબતો વિષે રોજનિશીમાં લખાએલી હકીકત આંહી ક્રમવાર રજુ કરીશું.

" અમૃતસર કોંગ્રેસમાં ગાંધીજીએ ખાસ એવો ઠરાવ પસાર કરાવ્યો કે:– ' ગમે તેવું અમલદારોના ત્રાસથી મુંઝાવા, ખીજાવાનું કારણ મળ્યું હોય તો પણ લોકોએ જે તોફાન તથા અત્યાચાર કર્યા તેને કોંગ્રેસ ધિક્કારે છે. રા. હીંમતલાલ અંજારીઆએ પોતાના શિક્ષક સમાજમાં ભાષણ આપવાનું અથવા પ્રમુખ થવાનું એમની માસિક સભા માટે પૂછ્યું, તેની હા પાડી. "

" ગોરેગામ દવેજી કૃષ્ણશંકરભાઇને મળી આવ્યો ત્રણ કલાક સુધી તેમણે જ્ઞાન વાર્તા સંભળાવી. ( ૧ ) સારાસાર, ( ૨ ) યોગ્યાયોગ્ય, ( ૩ ) ધર્મ્યાધર્મ્ય, ( ૪ ) સત્યાસત્ય, ( ૫ ) આત્મ અનાત્મ. પાંચ વિવેકો તથા અહંભાવમાં ( ૧ ) પૈશાચ, ( ૨ ) પાશવ, ( ૩ ) માનવ, અને ( ૪ ) દૈવી ભાવોનું મિશ્રણ, ને પ્રત્યેકને અનુક્રમે દાબી દેવો, નિયમન કરવું, ઉન્નત કરવો, અનુકરણ કરવું એ કર્તવ્યો વગેરે ઘણી સારી રીતે સમજાવ્યું. વળી ( ૧ ) વૈદિક

અને ( ૨ ) તાંત્રિક સિદ્ધાંતોનો સૂક્ષ્મ-ભેદ તથા એની એકવાક્યતામાં ખરૂં જ્ઞાન છે, તે પણ બહુ સ્પષ્ટતાથી કહી સંભળાવ્યું. પ્રેમથી આ-નારતો ફગવી સાથે લીધો. ( ૧ ) ત્યાગ. ( ૨ ) તિતિક્ષા, અને ( ૩ ) તપનું હાર્દ કહી બતાવ્યું." આંખે અંધ છતાં દિવ્ય ચક્ષુ ધરાવનાર આ વડીલશ્રીએ જાણે જ્ઞાનનો સાર ભાગ થોડા સમયમાં તારવી આપ્યો.

" આજ સવારે ફરવા ગએલા ત્યાં મુ. ભાઇએ પોતાના જે ઉદ્દગારો કહાડયા તેથી સમજાય છે કે, એનામાં પોતાની પ્રકૃતિ અને મુમુક્ષતા વચ્ચે ખેંચતાણ શરૂ થઇ ચૂકી છે. પણ હજી પ્રકૃતિ જ્યારે ને ત્યારે ઉપર તરી આવે છે." આ સમયમા વગવડામાં પોતાના વડીલ બંધુ પાસે તેઓ હતા.

બે અઠવાડીઆં વડીલ ભાઇની સેવામાં ગાળી તેમ જ ચોખ્ખી હવાનો લાભ લઇ તા. ૩૦-૧-૨૦ ના રોજ કલ્યાણભાઇ પરત મુંબઈ આવ્યા. ફેબ્રુવારી માસ પણ રાજકોટ બહાર જ રહેવાનુ બન્યું. મુખ્યત્વે મુંબઇમાં જ રહેવાનું ચાલુ રહ્યું.

લેખન કાર્યમાં "રાજા અને રાજ્ય" એ બાબતના વિચારોનું ટાંચણ કરી રહ્યા હતા. ગાંધીજીનું નવજીવન અને એવા ઇતિર વાચન ઉપરાંત History of Aryan Rule in India એ પુસ્તકનું વાચન પસંદ પડયું જણાય છે. તેમાંથી સ્નેહીઓને અવતરણ મોકલેલાં. આ સંબંધી તેમ જ બીજી ખાસ બાબતોમાં હકીકત નોંધપોથીમાંથી ક્રમવાર લઇશું.

જાન્યુવારી માસમાં કુમારશ્રી દેવીસીંહજીએ કચ્છમાં દિવાન પદ માટે ઇસારો કરેલ અને હવે સર પ્રભાશંકર પટણી તરફથી એ જ સૂચન થયું. એથી સમજાય છે કે કલ્યાણભાઇ જરા પણ પિગળ્યા હોત તો કચ્છનાં દિવાન પદે અને તે પણ મહારાઓશ્રીની ગેરહાજરીમાં કુલ અધિકારથી બીરાજ્યા હોત. " મે. પ્રભાશંકરભાઇએ ખાનગીમાં કહ્યું કચ્છ મહારાવશ્રી મને પોતાની ગેરહાજરીમાં Diwan-in-Charge નીમી જવા ધારે છે; ને તે કામ માથે લેવામાં ખોટું નથી. ત્યાંથી દરખાસ્ત ન આવી હોય તો આવશે. જવાબ આપ્યો કે કાંઇ ધોંસરે જોડાવા મારી વૃત્તિ નથી; પણ એમણે ' આ તો ટેમ્પરરી ' છે તેવો ખુલાસો કર્યો."

પરમ સ્નેહી શેઠશ્રી નાનાભાઇ સાહેબને ત્યાંના તેમનાં એકનાં એક પુત્રીનાં

લગ્ન પ્રસંગ વિષે ઉદ્‌ગારો છે કે:—" મે. નાનાભાઇ શેઠે કહેવરાવેલું તેથી કુલ-ભાઇને લઇને મળી આવ્યો. એમણે ચોરી, માંયરું, બૈરાંની બેઠક સારૂ જુદા જુદા સમીયાણા ગોઠવેલ તે, વેલો તેમજ બગીચામાં ગુ થેલી વિજળીની રોશની, ફરતા વરંડામાં પુરુષો માટે બેઠક, નિચી જરીના બુટાવાળી સાટીન જડેલા કોચ મુકાવ્યા છે તે, વગેરે બધું ફેરવીને બતાવ્યું. આવતી કાલ સાંજથી જ બની શકે તો મારે જવું અને રાતના હરિકીર્તનમાં ભાગ લીધા પછી મોડેથી પાછા ફરવું એવી ઇચ્છા બતાવી; એમ આડકતરી રીતે જમવાનું નોતરું દીધું."

તા. ૨૨-૪-૧૯૨૦ ના રોજ કલ્યાણભાઇ સ્વામીજીની તહેનાતમાં અમદાવાદ ગયા.

" શિષ્ય તથા ગુરુ બંને સાથે કાંકરીઆ તળાવ ફરવા ગયા. હું ભેગો હતો. શિષ્ય-સ્વામી જોડે સંસાર સુધારાના સવાલો ઉપર કેટલીક ચર્ચા થઇ. ભાઇ જ જેવા શાસ્ત્ર પ્રમાણથી પણ પ્રેરાવા ના પાડે છે તે માટે એમને બહુ લાગે છે."

અમદાવાદથી રાજકોટ આવ્યા. આંહી ગજપ્રકરણી બાબત થોડી ઘણી તો ચર્ચાય એ સ્વાભાવિક છે. રોજનિશી જણાવે છે કે:—" સવારે મી. મસુરેકર જોડે અને સાંજે ભાઇ હરીશંકર પંડયા આવતાં એની જોડે ' કાઠિઆવાડ હિત વર્ધક સભા 'એ રાજ્યો જોડે કામ લેવાની શૈલિ સંબંધે ચર્ચા થઇ."

આ શિવાયની બીજી બાબતોને અંગે રોજનિશીમાં આ પ્રમાણે હકીકત લખી છે. ' મારૂં લેખીત વશીયતનામું આજ હીમતુભાઇ વગેરેને વાંચવા આપ્યું. નવજીવન હેમતુનું આવતાં વાંચી લીધું. ' મહાત્મા ગાંધીજીની વિચાર સૃષ્ટિ 'માંથી વાચન, તથા મારી પ્રકૃતિ પ્રમાણે વંચતા ઉદભવેલી શંકા પેન્સી-લથી માર્જીનમાં નોંધાય છે."

તા. ૧૭-૩-૨૦ ના રોજ કલ્યાણભાઈ હડાળા દરબાર શ્રી વાજસુરવાળા પાસે ગયા. ગુરુજી ગંગારામ શાસ્ત્રીની ગેરહાજરી પુરતી ખામી તો હતી જ. આ મુલાકાતનાં સંસ્મરણો રોજનિશીમાંથી આપીશું. " અસલ સ્થિતિના પ્રેમથી મળવું થયું. અનેક છુટક છુટક વિષયોની ચર્ચા. પોતે મારો ' હિન્દુ-ત્વ' નો લેખ જોયો છે. ' વર્ણ ' તથા ' આશ્રમ ' અને ' નીતિ 'ના લેખોના મેં હવાલા આપ્યા. દરબારશ્રીના ખાનગી નજરબાગમાં ' કાસુન્દી ' યાને Negroe Coffee થાય છે તથા દ્રાક્ષ થાય છે ને કાંટા વગરનો હાથયો

પણ થયો છે તે જોયાં. "

એપ્રિલ, મે અને જુન આ ત્રણ મહીનાઓમાં ગણના યોગ્ય જે પ્રવૃત્તિઓ ચાલી તેને સંબંધકર્તા ઇન્તેખાબો રોજનિશીમાંથી નીચે મુજબ તારવ્યા છે.

" સાંજે રસ્તામાં બારીસ્ટર શ્રી શુક્લ મળ્યા. પોતાને ત્યાં તેડી જઇને કાઠિઆવાડમાં દેશી રાજ્યની પ્રજામાં માણસ તરીકેનું સ્વમાન અને તે જાળવવા સારૂ જરૂરના પ્રયાસ કરવાની હિંમત કેમ આવે તે સંબંધે ચર્ચા કરી. મોટાં રાજ્યમાં તે જાગૃતિ પહેલી આણી શકાય ને નાનામાં મોડી આવે. તથા કાઠિઆવાડના રાજાઓને સ્વચ્છંદી–સત્તાવાળા, તથા પ્રજાને લાચાર બનાવનાર વકીલો જ છે એ બે વાતમાં અમે એક મત થયા "

તા ૨૨મી એપ્રીલે કલ્યાણભાઇ પ્રભાસ પાટણ સ્વામી પાસે ગયા. તા. ૨૩ મીની રોજનિશીમાં ઉલ્લેખ છે કે:–" સંન્યાસ વિધિ સ્વામીજીએ વાંચી સભળાવી. નદી તથા દરિયા કાંઠે ફરવાનું ઘણું ફાવે છે. "

ત્રણ–ચાર દિવસ પછીની રોજનિશીમાં લખે છે કે:–" મને આજ કરાળ બ્રહ્મચારીજીએ તૈયાર કરી દીધો. કાલ સારૂ દુધની પુરી સ્વામીજીએ હર્ષદેવ પાસે કરાવી દીધી. પણ આમાથી મોટો ભાગ અતિથિ સ્વામીનો ગાડાવાળો ભૂખ્યો હતો એને મેં સ્વામીજીથી છાની આપી. " પ્રભાસથી કલ્યાણભાઇ જુનાગઢ ગયા. ત્યાંથી સ્વામીજી ઉપર એક પત્ર લખી મઠમાં કેટલીક અનિયમિતતા ચાલી રહી હતી તે બાબતની જાણ કરી રાજકોટ આવ્યા તે દિવસે રોજનિશીમાં લખી જણાવ્યું છે કે:–"ઝાડાં વાવેલાં છે ત્યાં ઉંચાનીચી જમીન થોડી ખોદી, પુરી અને સરખી કરી. તે જ બાબત ફરી ઉલ્લેખ છે. સવારે ગ્રહણ હતું તેથી ઝાડોની જગ્યો સાફ કરવાનુ ભેળા મળીને કર્યું. " આ પ્રમાણે નિર્દોષ શારીરિક શ્રમની પ્રવૃત્તિમાં પણ આનંદ માણતા.

ગ. વસંતરાય વજરાજાની તો સબ જજ થવાનો હક ડુબશે એમ જણાવાથી તેમ ન થવા દેવા ઓનરેબલ પુરૂષોત્તમદાસ શેઠ મારફત કલ્યાણભાઇએ સફળ પ્રયાસ કરેલ તેની વિસ્તૃત હકીકત રોજનિશીમાં છે કે:–

" સબજજની જગો માટે ઉમરનો બાધ આવતાં પહેલાં લાયક થવા સારૂ કાયદાના ગ્રેજ્યુએટોને નાના પગારથી તેવી નોકરીમાં દાખલ થવું પડ્યું છે. અનેક જણે સારી આમદાની તથા બીજી નોકરી જતી કરી છે. કરજ કર્યાં

અને દુઃખ વેઠ્યાં છે. જીંદગીનો માર્ગ બદલી બેઠા છે. હવે સરકાર તે બધાને હક વગરના ઠરાવી દે છે ! ને ધંધાદારી વકીલોમાંથી સબ જજ નીમવાનું ઠરાવ્યું છે ! આમાં રા. વસંતરાય (વછરાજાની) પણ હોમાઇ જાય છે. મે. નાનાભાઇ શેઠને [ ઓનરેબલ પુરૂષોત્તમદાસ શેઠને ] કાંઈ બને તો કરવા વિનંતી લખી."

આ બાબતનો સર પુરૂષોત્તમદાસ શેઠનો જવાબ રા. વસંતરાય મારફત મળ્યો. તે સંબંધી રોજનિશીમાં જણાવ્યું છે કે, "મુંબઈથી રા વસંતરાયનો કાગળ. મે. નાનાભાઈ શેઠને મારો કાગળ પસંદ પડયો છે. અને હું સંમત્ત થાઉં તો પ્રાઇવેટ સેક્રેટરી પાસે રજુ કરવા ધારે છે. સંમત્તિ લખી." આતો અસાધારણ વાત બની. કલ્યાણભાઇએ ઓનરેબલ પુરૂષોત્તમદાસ શેઠ ઉપર ખાનગી પત્ર લખેલો. તેમને તે ઘણો અસરકારક જણાયો તેથી કલ્યાણભાઇની સંમત્તિથી તે પત્ર ગવર્નર સાહેબના પ્રાઇવેટ સેક્રેટરીને આપ્યો ! આ વિષે રોજનિશીનું લખાણ વાંચીએઃ–

" મુંબઇથી રા. વસંતરાય વછરાજાનીનો કાગળ. એને પોતાને તો સબ-જજ થવાની છુટ કાયમ રહેશે તથા મારો કાગળ જે મે નાનાભાઇ શેઠે પ્રાઇવેટ સેક્રેટરી તરફ મોકલેલ તે ઉપરથી બીજાઓ સંબધે પણ પુછપરછ થાય છે." આ પ્રમાણે સર પુરૂષોત્તમદાસ શેઠના સહકારથી કલ્યાણભાઈની મહેનત સાર્થક નીવડી.

ઇડરના મહારાજાનાં પુત્રીનાં લગ્ન યોગ્ય સ્થળે કરાવવાં એ કલ્યાણભાઇ પોતાનું કર્તવ્ય ગણતા હતાં. એક સારી જગ્યાએ સગપણ સંબંધ બંધાએલ તે રાજ્યકીય ખટપટને પરિણામે તુટયો. હવે તો તે કુંવરી તેજબાશ્રીનાં લગ્ન અગવાણીના મહારાજા સાથે હીમતનગર મુકામે થવાનું નિર્ણીત થયું. આ પ્રસંગમાં કલ્યાણભાઇએ હાજરી આપવાનું યોગ્ય ધાર્યું. રોજનિશીમાંથી આ બાબતની હકીકત વાચીએ. શરૂઆત મુકામની વ્યવસ્થા બાબતની નોંધ આપી કરીશું.

" ઉતારો જુના દરબારગઢમાં છે. બધી સોઇ સારી છે. માત્ર પીશાબ તથા દસ્તના ખુલાસાની જોગવાઈ નથી ! શુધ્ધ સાત્વિક શરીર હોય તેને લાયક ! સરકારો (નવા બનાવેલા) તરફથી ગોઠો (જમાડતો) આપવાનું ચાલે છે. કહે છે કે, એક એક ગોઠનો ખર્ચ રૂપીઆ એક હજાર થાય છે ! ગરીબ અર્ધ ભુખી

રૈયત પાસેથી મેળવેલા પૈસા આમ ઉડે; આ અતંત્ર રાજ્ય-વહીવટનું ફળ. ન્હાવાનું નદીએ; ડહોળાં પાણીમાં ઠીક લાગે છે. તમામ ઉતાગનાં તાળાં વામેલી સાંકળમાંથી મોંમરા નીકળી જાય તેવાં છે. "

ઉપરનાં અવતરણોમાં, કટાક્ષ, નિરીક્ષણ, કુદરતી સૌંદર્ય તરફ ભાવ અને ગરીબો માટેની દાઝ સહેજે જણાઇ આવશે. દીનદુઃખીયાં તરફ તેમનામાં સભર દિલસોજીની તીવ્ર લાગણી હતી. જુએ:– " ગાંમડાંમાંથી કુંભારોને વેઠે પાણી ભરવા બોલાવ્યા છે. તેને ઘેર પછવાડે કોઈ બીજું બાઇડી છોકરાં સારૂ કમાઇ દેનાર છે કે કેમ અને આંહી કેટલા જણનું પોષણ અપાય છે તે બાબત કોઈ પરવા રાખતું નથી. નોકરવર્ગ બધો મોટાથી ન્હાના સુધી બેપરવા જણાય છે. જેમ કર્તવ્યનું ભાન નથી, ધર્મની સમજ નથી તેમ ઉપરિઓનો ભય પણ નથી. અને રૈયતની પાયમાલી છે. " બળતાં જીગરનાં આ ઉદ્ગારો છે.

લગ્ન પ્રસંગની ખુશાલીમાં કલ્યાણભાઇએ બરવાળી રાજ્યને પોતા તરફથી અમુક રકમ આપી. અને તે રકમનાં વ્યાજમાંથી બરવાળીની કન્યાશાળામાંથી જે કન્યાનું વર્તન ઉચ્ચતમ ગણાય તેને બાઈ તેજકુંવરબા ઇનામ અપાય એવો પ્રબંધ કર્યો.

તા. ૨૮–૫–૧૯૨૦ ના રોજ તેઓ રાજકોટમાં દાખલ થઈ ગયા. અને જુન માસ રાજકોટમાં જ ગાળ્યો. તે સમયની રોજનિશીમાંથી થોડાં સૂચક ટાંચણો લઇએ.

" કાઠીઆવાડની બીજી અત્યંજ પરિષદ્ના પ્રમુખ કવિ ન્હાનાલાલ આજે ઢસા મુકામે વાંચવાના છે તે ભાષણની છાપેલી પ્રત મળતાં વાંચી ગયો. અને તે ગુરૂસ્વામીને અજમેર બીડી તથા પત્રથી જણાવ્યું કે હિંદુ સમાજને અનેક પ્રશ્નોએ ચકડોળે ચડાવેલ છે તે બધાના નિકાલ શાસ્ત્રાધારે આપશ્રી કરાવવા અથવા આપની કૃપાથી શાસ્ત્રનાં અવલોકન બાદ કરવા એવી મારી લાગણી હતી. પણ આપે લાંબી કસે ધવરાવીને કશું કર્યું નહિં. " શંકરાચાર્ય પ્રકરણમાં કલ્યાણભાઇની સાગેલગીરી શા કારણે થઇ તેની ચાવી ફરીવાર ઉપરનાં અવતરણમાંથી મળે છે.

કલ્યાણભાઈની આ તીવ્ર આકાંક્ષા હતી. અને તેમાં નાસીપાસ થયા તેથી તે બાબત સ્વામીજીના પત્રમાં ધોખો કર્યો છે. રોજનિશીનાં થોડાં અવતરણો લઇએ.

"સાંજે છબીલરામને ત્યાં જઈ આવ્યો. એક ચકલીનું બચ્ચું ક્યાંકથી કુંડીમાં પડયું, પણ બચાવી શકાયું. અમુક સમય એક પટારા નીચે બેસી રહ્યું. પછી થોડું થોડું ઉડતું નીકળ્યું. સહુ રાજી થયા તેટલામાં ક્યાંકથી કુતરો આવ્યો તે કોળીયો કરી ગયો. શું આ બનાવમાં બોધ નથી ? જગતમાં ડગલે ડગલે બોધ. 'આયુષ્ય મરણનું નિમિત્ત.' " " 'હિંદુત્વ' તથા 'નીતિ પરત્વે છુટક વિચારો' મહાત્મા ગાંધીજીને મોકલ્યાં."

જુલાઇ, ઓગસ્ટ, સપ્ટેંબર એ ત્રણ મહિના પ્રવૃત્તિમય હતા.

આયુષ્ય ખૂટવા માંડયું તેમ જાણે જનકલ્યાણકારી પ્રવૃત્તિઓમાં વિશેષ વેગ આવતો જણાય છે.

રોજનિશીની માહીઓ તેમ જ આવેલ પત્રોમાંથી જોઇતી વિગત મળી રહે છે, તેથી તે બે સાધનો દ્વારા જ આ બધી બાબતો વિષે માહિતી મેળવવી યોગ્ય ગણાશે.

પંજાબ અત્યાચાર અંગેની સમિતિનો અહેવાલ પૂરો વંચાયા પછી રોજનિશીમાં ગંભીર ટીકા કરી છે કે—" કોંગ્રેસ સમિતિનો રિપોર્ટ પૂરો વાંચી લીધો. પંજાબમાં અમલદારોએ જે ત્રાસ પાથર્યો છે તેની, અને હિન્દીઓને જનાવરથી પણ બેદ્ર ગણીને જુલમ ગુજાર્યો છે, તેની અસર કેટલી ઉંડી અને ટકાઉ થઇ હશે તે અટકળમાં આવે તેમ નથી. અને બ્રિટિશ રાજ્યના ન્યાય તથા સુધરેલાં માનુષી વર્તનમાં, લોકોની શ્રદ્ધા પાછી ઉત્પન્ન કરવામાં ( તે લોકો ) ફાવશે કે કેમ તે અત્યારે તો શકમંદ લાગે છે."

તા. ૨૫–૭–૨૦ ના રોજ જસદણમાં જ લખાએલી હકીકત આ પ્રમાણે છે, " સાંજે નસરવાનજી શેઠ જોડે ફરવા. દેશી રાજ્યોમાં હાલ માત્ર બે સુધારા માગવા, અને તે મળે તો સંતોષ માનવો એવા મારા મત જોડે તેઓ મળતા આવ્યા. ( ૧ ) કાયદા કાનૂનથી લીધા વગરની કોઇ સત્તા ચલાવવામાં ન આવે ને તે કાયદા કાનૂન પસાર કરતા પહેલાં છપાવીને જાહેરના વિચાર ધ્યાનમાં લેવા. ( ૨ ) તમામ ઉપજની વપરાશ માટે ખરચ ખાતાના ટકા બાંધીને બહાર પાડવા તથા તે પ્રમાણે ખરચવું."

આ પ્રમાણે જસદણમાં શાંતિમાં સમય ગાળતા હતા, તેટલામાં રાજકોટથી રા. ગ. હરીશંકરજી પંડ્યાનો પત્ર રાજકોટ સુધરાઇના બંધારણ બાબ-

તને આવ્યો. જેથી કલ્યાણભાઇ સચેત થઇ ગયા. આ સંબંધે રોજનિશીની યાદી આ પ્રમાણે છે:-" રાજકોટથી રા. ભાઇ હરીશંકર નરસિંહરામ પંડયાનો કાગળ. રાજકોટ ઠાકોર સાહેબે મ્યુનિસિપાલિટી વસતીને સોંપી આપવાનો પોતાનો ઇરાદો જાહેર કર્યો છે, ને ચુંટણી સારૂ વોર્ડ પાડીને કમિટિનું બંધારણ અને ઉપજ-ખર્ચ સંબંધી ધોરણ રૈયત તરફથી તૈયાર કરીને પોતા પાસે તા. ૧ સપ્ટેંબરે રજુ કરવા ફરમાવ્યું છે તે પ્રસંગે મને રાજકોટ તુરત આવવા લખે છે."

"રા. રા. હરીશંકર પંડયાને જવાબ લખ્યો કે, મુંબઇ શહેર તથા પ્રલાકાના મ્યુનિસિપલ કાયદા ઉપરથી મ્યુનિસિપાલિટીનાં ખાસ કર્તવ્યો તથા ઉપજનાં સાધન તેમ જ ખરચની બાબતોનું ટિપ્પણ તૈયાર કરશો. મહેતા મનસુખલાલ રવજીભાઈની મદદ લેશો. તા પહેલી બીજી ઓગસ્ટે હું રાજકોટ આવીશ."

કલ્યાણભાઇની હાજરી માટે આટલી ઉત્સુકતા હોવી એ બાબતમાં તેમની સાચી પિછાન જેમને હોય તેમને તો આશ્ચર્ય ન થાય એક તો રાજા અને પ્રજા બંનેનો વિશ્વાસ ધરાવનાર એના જેવા બીજા શોધ્યા મળે નહીં. બીજું એક વાર કામ હાથમાં લે પછી તો તેમાં તેઓ પોતાનું અંતર રેડે અને તે કામને પાર મુકીને જ જંપે જેમ કાઠિઆવાડ રાજકીય પરિષદ ભરવા સંબંધી હીલચાલ કરવામાં ગ. ગ. મનસુખલાલ રવજીને પૂર્ણ સાથ આપેલો, તે જ મુજબ સ્થાનિક સ્વરાજ્ય પ્રાપ્ત કરવાની કાર્ય દિશામાં રા. રા. હરીશંકર પંડયાને હાર્દિક સહકાર આપ્યો. કલ્યાણભાઇએ પોતે જ રા. વસંતરાય વછરાજની મારફત-મ્યુનિસિપાલિટી એક્ટ મંગાવ્યો. તેમ જ તે સંબંધી ગ. વસંતરાય પાસે એક નોંધ તૈયાર કરાવી. ઉપરાંત જુનાગઢ, વઢવાણ, અમદાવાદ, વડોદરા વગેરે સ્થળોની સુધરાઇનાં બંધારણ અને નિયમો મંગાવી તેનો અભ્યાસ કર્યો.

આ પ્રમાણે તૈયારી કરી જાહેર સભા ભરવામાં આવી તે સભા સમક્ષ કમિટિએ મંજુર કરેલ કલ્યાણભાઇનો ખરડો રજુ કરવામાં આવ્યો. તે સંબંધી રોજનિશીમાં જણાવ્યું છે કે:-"ગને જાહેર પ્રજાની મેદાનમાં સભા. કમિટિએ કરેલો ખરડો મંજુર થયો અને તે સંબંધી દરબાર જોડે ચર્ચા કરવાનું પણ એ જ કમિટિને સોંપ્યું."

"એક ટુંક પણ ધ્યાન ખેંચાય તેવી નોંધ છે કે.- "અસહકારમાં મને

જે દોષ દેખાય છે તે સંબંધે મહાત્મા ગાંધીજીને પત્ર લખ્યો. ”

“ શુકલ બેરીસ્ટર જોડે મહેતા મનસુખલાલ રવજીએ બોલાવવા ધારેલ રાજકીય પરિષદ્ સંબંધી કેટલીક વાતો થઇ. ”

આંહી આપણને કાઠીઆવાડ-રાજકીય પરિષદ્‌નાં પહેલાં અધિવેશનનાં પગરણ દેખાય છે.

હવે એક અંગત કૌટુંબિક ઉલ્લેખ આંહી લેવા ધારેલ છે. પિતા-પુત્ર વચ્ચે કેની મીઠી ખેંચતાણ થાય છે, અને પુત્રના ઉચ્ચ આશયથી કલ્યાણ-ભાઇનો આત્મા કેવો પ્રસન્ન થાય છે તે આ ઉપરથી આપણને જાણવા મળે છે. “ મુંબઇથી ચિ. ફુલભાઇના કાગળ. એને આ વખત રૂમાં અને શેરોમાં થઇને મોટી રકમની ખોટ ગઇ છે, એટલે સાવ ખાલી થવાનો વખત આવ્યો ગણાય ......જવાબમાં લાભહાનીની દૈવાધીન હોવાનું જણાવ્યું તથા મેં વ્યવસ્થા કર્યા વગરની જે થોડી મુંડી રાખી છે તે હવે એને હવાલે કરીને હું એના ભેગો જઇ રહું એમ સૂચવ્યું. ” “ મુંબઇથી ફુલભાઇનો કાગળ. તેજભાઇ વગેરે પાસે તેના ભાગની ખોટ મુજરા લેવાની, કે મારી પાસેની મુડી પોતે એકલાએ લેવાની પણ પોતાની વૃત્તિ નથી. હવેએ જે દલાલીમાં તક આપવા કહ્યું છે તે કરવા હાલ ધારે છે.

“ મુંબઇ ચિ. ફુલભાઇને લખ્યું— ખટાકુના શેરમા એકના પાંચ ઉપજ્યા તે ચિ. તેજભાઇ વગેરેને મુજરા દેવા, અને એના સારૂ ધંધો કરવા જતાં બીજાં શેરોમાં ખોટ ગઇ તે મુજરા તમને ન મળે એ મને વાજબી લાગતું નથી ! એનું નામું ઠામું ( હિસાબ ) હું માંડું છું. કાંઇ તમારી મેળે તમારે લેવાનુ નથી.

“મુંબઇથી ચિ. ફુલભાઇનો કાગળ”— “ તેજભાઇ વગેરે સારૂ પોતે શેર લીધેલ ત્યારથી જ ખોટ જાય તો મુજરા ન લેવાનો પોતાનો સંકલ્પ હતો.’ એમ ખુલાસો કરે છે. પરમાત્મા એની આવી વૃત્તિ, સરળતાથી અને કાયમ માટે રાખી શકે તેવી અનુકૂળતા આપો ” ખરે જ, પિતાની આ, અંતરનાં ઉંડાણની આશિષ આખરે ફળી.

કલ્યાણભાઇનાં સંબંધમાં એક બાબત ફરી ફરીને આપણને આશ્ચર્યમાં ગરકાવ કરે છે તે એકે પરસ્પર વિરોધી પક્ષો બધા કલ્યાણભાઇમાં એક સરખો

વિશ્વાસ ધરાવતા અને દરેક પક્ષ તેમની સલાહ માટે તત્પર રહેતો. જેમકે, એક તરફથી એક દેશી રાજ્યના એડમિનિસ્ટ્રેટર, તેમજ એક રાજ્યના નરેશ, અને બીજી તરફથી તેનાં તે બે દેશી રાજ્યોની પ્રજા, વળી એક બાજુથી હિતવર્ધક સભાના પ્રમુખ તો સામી બાજુથી ગ. ગ. મનસુખલાલ રવજી મહેતા, આ દરેક પક્ષ કલ્યાણભાઇ પાસે પોતાનું અંતર ખોલે અને સલાહ માગે. આને અંગે રોજનિશીમાં એમણે જણાવ્યું છે કેઃ– મે. નસરવાનજી શેઠ મળ્યા. હિતવર્ધક સભા તરફથી એમને, રૈયતને રાજ્યવહીવટમાં સામેલ કરવાના દાવો મોકલી સહાનુભુતિ માગી છે તે બતાવ્યું. જવાબનો મુસદો પણ બતાવ્યો. જસદણનુ હિંદુ-મહાજન મુસલમાન રૈયત પાસે ઘાણી અહિતના ધંધા આખો શ્રાવણ મહિનો બદલો આપ્યા વિના બંધ રખાવે છે અને પોતાના તેવા ધંધા બંધ રાખતા નથી, તેથી ઉઠેલી કપ્જટની વાત થઇ, તથા શું કરવું તે વિચાર થયો." આ અરસામા કલ્યાણભાઇ આરામ લેવા પોતાના પરમ સ્નેહી ગ. ગ. છબીલારામભાઇને ત્યાં રાજપરા થોડા રોજ માટે જઇ આવ્યા. આહી તેમણે તલસ્પર્શી અવલોકન કરેલું તે બાબતમા રોજનિશીમાં તેમના ઉદ્દગારો નીચે મુજબ છે –

"સિમમાં જતાં આવતાં આશરે બે ગાઉ ફરવા ચરીયાણ જમીન ઘણી છે. ધારા અને નાળાં છે તેથી પાણીનું પણ સુખ છે. નદી રંગમતિ મજેની છે. પૂર્વે ગામ મોટું અને કોઇ હુન્નર ઉદ્યોગથી આગાદ હતુ તેનાં ચિહ્ન જગે જગે નજરે પડે છે."

રાજપરાથી રાજકોટ આવ્યા બાદ અસહકાર ( ઇ. સ. ૧૯૧૯–૨૦ ના ) બાબત પોતાના ભત્રીજા છેલભાઇ જોડે ચર્ચા થઇ હશે તેને લગતી વિસ્તીર્ણ હકીકત રોજનિશીમાં છે કે–" ગાંધીજીના અસહકાર સંબંધી છેનભાઈ જોડે ચર્ચા. તે ધર્મ્ય છે ને અંતિમ કર્તવ્ય છે એમાં મનભેદ નથી. પણ તે શસ્ત્ર વાપરવા માટે જનસમાજની વર્તમાન પરિસ્થિતિ જરૂરનું આત્મબળ તથા નૈતિક બળ ધરાવે છે કે કેમ એ સવાલછે. હજી એ બળો લોકોમાં જગાડવા તથા જમાવવાનું લાંબા સમયે થઈ શકે તેનું કામ બાકી છે, હાન તો અરાજકતા જ થાય તેવું છે."

"હિન્દમાં અસહકારની હિસ્તો કરીને લાંબી મુદત ઉપર તેનો અમલ પાથરવો એ વ્યવહાર; જેમ કે પંચાયતો પહેલી, અને વકીલોએ કોર્ટો ત્યાગવી તે પછી, પ્રજાકીય શાળાઓ પહેલી, અને સરકારી નિશાળોનો ત્યાગ તે પછી;

ઇત્યાદી. અસહકાર બાબત એક મેમો ( Memo ) લખીને મે. નાનાભાઇ શેઠને બીડયો. "

તે સમયે પ્રચલિત ઝૂબેશના પ્રત્યાઘાતો કલ્યાણભાઇના મન ઉપર આ પ્રમાણે થયેલા. સ્થાનિક, રાજકીય, તેમ જ નાગરિક આંદોલનો સંબંધી નોંધો હવે તપાસીએ. પહેલી નોંધ તા. ૧-૯-૨૦ ના રોજની છે. "રા. મનસુખલાલ રવજીને મળ્યો. તે ભાઇ દેશી રાજ્યોની સુધારણાના પ્રશ્નો ચર્ચે છે તથા કાઠિઆવાડની રાજકીય પરિષદ ભરવા ધારે છે તે સંબંધે વાતો થઈ. કેટલાક ખુલાસા થયા. છેવટ એમણે એ પરિષદની સ્વાગત-સમિતિના પ્રમુખ થવાનું મને કહ્યું. મેં અશક્તિ બતાવી, અને છેવટ વિચાર ઉપર રાખ્યું છે. "

જે રાત્રે એટલે તા. ૭-૯-૨૦ ના રોજ કલ્યાણભાઇ રાજકોટથી બહાર ગામ મુસાફરી માટે જવાના હતા તે જ રોજ એક જાહેર સભામાં પ્રમુખ દરજ્જે તેમણે પોતાનું કર્તવ્ય બજાવેલું. આ સંબંધમાં નોંધ છે કે:-" બપોરે રા. મનસુખલાલ આવીને રાજકીય પરિષદ સંબંધની પોતાની પત્રિકાઓ વંચાવી ગયા. સાંજે જાહેર સભામાં પ્રમુખ નીમવાથી મેં મનસુખલાલ અને હિતવર્ધકનાં કાર્યક્ષેત્ર જુદાં છે અને પોતપોતાને માથે લીધેલાં કામની સફળતા બંને યોગ્ય મારગે ગતિ કરી રહેલ છે તે સમજાવ્યું. "

તા. ૭ મી એ રાજકોટથી નીકળી વળતે દિવસ એક રોજ માટે પાટણ આવ્યા.

તે સંબધી નોંધ છે કે:-" સ્નેહી નરભેરામભાઇને ત્યાં એમનાં આમંત્રણથી ગયો. ઘણો સમય બેઠા. ઇશ્વર-સ્વરૂપ તથા જીવ-સ્વરૂપની ચર્ચા થઇ.

તા ૧૦-૯-૨૦ ના રોજ પોતાની પૌત્રી શાંતા બહેન અને તેના પતિ ડૉ. રમણીકરાય રાણા સાથે અજમેરમાં થોડા કલાક ગાળી સાંજના પુષ્કર પહોંચ્યા. ત્યાં ગુરુ સ્વામીને મળ્યા, અને રાતે મોડે સુધી અનેક પ્રસંગની ચર્ચા કરી. આંહીની હકીકત જાણવા સંબધે રોજનિશીના ઉલ્લેખો વાંચીએ- " સ્વામીજી મહારાજે ગીતા ધર્મના સૂત્રો લખ્યાં છે તેનું શ્રવણ કર્યું. બપોર પછીથી મારી માગણીથી આર્ય રાજાઓ અને પ્રજાના પરસ્પર ધર્મો શાસ્ત્ર-સમ્મત હતા તેના વચનો વાંચી સંભળાવવાનું શરૂ કર્યું. ગુરુ સ્વામી તરફથી મને સંન્યાસ લેવાનું સૂચન જુદે જુદે રુપે થયા જ કરે છે. "

તા. ૨૮-૯-૨૦ રોજ સ્વામીજી સાથે કલ્યાણભાઇ પુષ્કરથી અજમેર આવ્યા. ત્યાં હતા તે સમયમાં રાજકોટથી ગ. ગ. હરીશંકર ન પંડ્યાનો ત્યાંના સ્થાનિક સ્વરાજ્ય પ્રકરણ બાબત પત્ર મળ્યો. તે પત્ર અને તેનો પોતે લખેલ પ્રત્યુત્તર વિષે રોજનિશીમાંથી જાણવા મળે છે કે:-" ગ. હરીશંકર પંડ્યાનો કાગળ રાજકોટ દિવાન સાહેબે એક ચીઠ્ઠી સાથે 'મ્યુનિસિપલ એકટ' નવો ઘડેલો મોકલ્યો હશે તેની નકલ મને બીડી છે. રૈયતની કમિટિએ જે જવાબ રજુ કરવા ઠરાવેલું તે રજુ થવામાં દિવસ ગત થયા. દરમિયાન આ પ્રમાણે કામ આગળ વધી ગયું જણાય છે. રાજ્ય કે રૈયત કોઇનું જરાય ખોટું ન દેખાય એ કાળજી રાખીને વર્તવું જોઇએ, માટે જવાબ લખ્યો કે, 'એકટ' પસાર થઇ ગયો હોય તો રૈયતે કબૂલ રાખી લેવો, અને કામ હાથમાં લીધા બાદ અનુભવથી યોગ્ય સમયે વધુ માગણી કરવાનું રાખવું. પણ હજુ તે માત્ર ખરડો જ હોય તો રૈયતની સૂચના ધ્યાનમાં લેવા રાજ્યને અરજી કરવી" ઉપરનાં અવતરણમાંથી એક વાત ફલિત થાય છે તે ધ્યાનમાં લેવા જેવી છે, તે એ કે રૈયતની સમિતિએ ઠાકોર સાહેબ પાસે માગણી કરેલી છતા મુદતસર પોતાની ભલામણો રજુ કરી નહિ, અને આ ગફલતીને કારણે રાજ્ય તરફથી મ્યુનિસિપલ એકટનો ખરડો પ્રસિધ્ધ થવા પામ્યો.

તા. ૫-૧૦-૨૦ ના રોજ તેઓ અમારે ત્યાં પાટણ આવ્યા આ વખત તો હેઠે શ્વાસે રોકાવાના હતા. બે અઠવાડીઆ કલ્યાણભાઇ પાટણમાં રોકાયા. તે બાબતની વિસ્તૃત હકીકત તેમની રોજનિશીમાં છે.-"નવજીવનના બે અંકો વાંચી લીધા. સ્નેહી રા. રા. નરભેરામભાઇ મળવા આવતાં ઘણી ભૂતકાળનાં આનંદની વાતો તાજી થઇ. મારા લેખોની પ્રતો તેમને આપી. ધર્મ ચર્ચા પણ થઇ. રાજા અને પ્રજાના સંબંધોના વિચારો થયા."

"અભ્યાસગૃહ જોઇ આવ્યા. સાંજે નરભેરામભાઇ જોડે ફરવા. એમના સાળા ગ. સવાઇલાલની વાડી જોઇ આવ્યા."

ચાર દિવસ પછીની હકીકત નોંધાએલી છે કે:-" ગ. રા મનસુખલાલ રવજીભાઇનો રાજકોટથી કાગળ. પોતે ભાવનગર, અમરેલી લીંબડી વઢવાણ વગેરે સ્થળે જઇ આવ્યા ત્યાં સભાઓ થઇ. કંઇ પણ ગરૂ થયું. ગુલાબરાય દેસાઇ કમિટિમાં દાખલ થયા. વગેરે. હવે મારે મુંબઇ ન જતાં રાજકોટ જવું એમ ઇચ્છે છે. જવાબ લખ્યો. સંતોષ બતાવ્યો, અને તા. ૨૪-૨૫ સુધીમાં

ગજકોટ દાખલ થશે એમ જણાવ્યું. દવે માસ્તર (અભ્યાસ ગૃહવાળા) સાંજે, આંહી જે ચીર પટોળાં થાય છે તે કારીગીરી જોવા તેડી ગયા, અને પછી પોતાને ઘેર લઇ જઇ કીર્તન સંભળાવ્યાં, તથા ઉપહાર કરાવ્યો. નરભેરામભાઇ સાથે હતા. ત્યાં ઇતર ધર્મોથી આપણા હિન્દુ ધર્મની વિશિષ્ટતા કઇ કઇ છે તે ચર્ચા થઇ."

વળતે રોજ કલ્યાણભાઇએ ભાષણ આપ્યું તે સંબધી રોજનિશીમા જણાવેલ છે કે.–"અભ્યાસગૃહમાં સાંજે મારૂં વ્યાખ્યાન થયું. 'વિષય વેદાન્તનું વ્યવહારૂ સ્વરૂપ.' મે આપેલા વ્યાખ્યાનની ટુંકી નોંધ કોઇએ લીધેલી તે હેમતુભાઇએ રજુ કરી. તે ઉપરથી બની શકયા પ્રમાણે વ્યાખ્યાનનું સ્મરણ તાજું કરીને મેં લખાવી દીધું."

આવી અગમચેતી વાપરેલી તેથી તો 'વેદાન્તનુ વ્યવહારૂ સ્વરૂપ' નામનો નિબંધ પુસ્તિકા–રૂપે બહાર પડી શકયો.

બે વિશેષ અવતરણો આપી પાટણની મુલાકાતનુ વર્ણન સમેટી લેશું "વોરાઓની જુના સમયની મદ્રેસા છે તે જોઈ આવ્યા. મૂળ તો ઘણા ઉમંગથી ને મોટા પાયા ઉપર બાંધેલી જણાય છે. પણ તેના નિભાવમાં ગામ હતું તે ગજ્યમા પાછુ ખાલસા થઇ જતા સાધનની ખામીને લીધે બધું ઝાખુ અને નમળું બની ગયું જણાય છે. હજી પણ તેને અંગે જે પડતર જમીન છે તે ખેડાવી વવગાવે તથા શ્રીમતોમાથી ફંડ કરે તો સારી સ્થિતિમા લાવી શકાય"

"સાંજે ટ્રેનિંગ–કોલેજના બોર્ડિંગના મકાનમા 'નૈતિક અને ધાર્મિક શિક્ષણ' ના વિષય ઉપર વ્યાખ્યાન. વ્યાખ્યાનની હેમતુભાઇએ ટુંક નોંધ કરીને બતાવી તે તપાસી લીધી. નરભેરામ તથા દવે માસ્તર જોડે જઇને ખાન સરોવર જોઇ આવ્યા. આવાં ભવ્ય ઉપયોગી જૂનાં કામો સમરાવાનાં નથી!"

મુંબઇમાં રા, રા. મનસુખલાલ રવજી સાથે ગ્ડી પ્રવૃત્તિ ચલાવેલી તે સંબધી અવતરણ આ પ્રમાણે છે "રાતે રા. મનસુખલાલ રવજી મળ્યા. એમણે કાઠિઆવાડ રાજકીય પરિષદની પ્રાથમિક સભા બોલાવવાની જાહેર ખબરનો ખરડો વંચાવ્યો હાલ તો માત્ર એક વખત માટે પરિષદ ભરવી છે, તેથી "ચર્ચવાના વિષય" નકકી કરવાનું લખાવ્યું. "બંધારણ" નકકી કરવાનુ નહી."

"ગ્રાન્ટ રોડથી દાદર ગયા. સ્ટેશનવાળાએ ભૂલથી ટ્રેન માટે નંબર એકને બદલે નં. ત્રણનું પ્લેટફોર્મ બતાવેલું. અમે ખોટા પ્લેટફોર્મ ઉપર રહ્યા અને ટ્રેન ગુમાવી. આ વધુ ચોકસાઈનું પરિણામ આવ્યું. પછીની ટ્રેનમાં જતાં ૭–૫૭ ને બદલે ૮–૨૭ ઘાટકુપર પહોંચ્યા એકઠા થએલા ભાઈઓને રાજકીય પરિષદની જરૂર તથા કામ લેવાની નીતિ ઉપર વ્યાખ્યાન આપ્યું." દીવાળીના તહેવારો અને બેસતું વર્ષ મુંબઈમાં જ ગાળેલ.

ત્યાંની પ્રવૃત્તિ વગેરે બાબત થોડી જણાવે છે કે –"દેસાઈજી જોડે ઉપનિષદમાંથી વાંચવાનું શરૂ કર્યું. ભાષાન્તર સાથે લખેલ પ્રસ્તાવના વાંચી. છેલ્લું નવજીવન આવતાં વાંચી લીધું. 'અસહકાર'નો ખુલાસો આજના લેખમાં સારો અને વજનદાર છે ખરો."

"મૌલાના સૌકતઅલીના આમંત્રણથી સ્વામીજીએ (ભારતી કૃષ્ણ) અસહકારવાદીઓના મેળાવડામાં જઈ સ્વદેશીય કેળવણી સંબંધે વ્યાખ્યાન આપવા વિચાર કર્યો જણાય છે. ખરેખર સ્વદેશીની ખાતર કરો તે ઇષ્ટ છે. પણ હાલના રાગ–દ્વેષથી ઉશ્કેરાએલાને માર્ગે ચઢીને કરો તે ખોટું છે. એ મારો અભિપ્રાય માગતાં આપ્યો."

તા. ૪–૧૨–૧૦ ના રોજ કલ્યાણભાઈ રાજકોટ પહોંચ્યા. જતાં વેંત જ રાજકીય પરિષદના કામમા લાગી ગયા. નાહીને સવારે મનસુખલાલને ત્યાં જઈ આવ્યા, અને બપોર પછી ત્રણથી પાંચ ફરી હાજરી આપી દેવચંદ ઉત્તમચંદ પારેખ બેરીસ્ટરનું મળવું થયુ. આ વિશે રોજનિશીમાં કહે છે કે– "તેઓ મુદ્દાની બાબતમા પુરેપુરા મળતા છે દેશી રાજ્યોને સંસ્થા તરીકે સબળ બનાવવી એ જ આપણું કર્તવ્ય છે. બેશક રાજ્ય વ્યવસ્થા બગડી છે તે સુધારાવવા સર્વ સીધા પ્રયત્ન કરવા." "બપોરે બે થી પાંચ સુધી પરિષદની કમિટિઓના જે સભ્યો જુદે જુદે સ્થળેથી આવ્યા છે તેમની સભા મિડળ સ્કુલમાં મળી. ત્યાં સમજફેરને લીધે કોઈ બેસુરા અવાજ નીકળ્યા, છતાં ઉદ્દેશ અનેમર્યાદા સર્વાનુમતે પસાર થયાં. મને પ્રમુખ–સ્થાન આપ્યું હતું આવતી કાલની સભામાં કરવાનાં કામના મુદ્દા સ્પષ્ટ કરવા રાતના આઠથી અગીઆર સુધી બેઠા. અત્યાર સુધી બધું સંતોષકારક ચાલ્યું છે."

"સવારમાં દેવચંદભાઈ વગેરેની મદદથી આજની સભાનો કાર્યક્રમ ઘડયો અને રજુ કરવાના ઠરાવો પણ ઘડી કઢાવ્યા બપોરના બે વાગ્યાથી પાંચ સુધી

સભા. પરિષદની તારીખ, સ્વાગત સભ્યો; પ્રતિનિધિ, પ્રેક્ષક વગેરેનાં બંધારણ અને વિષયોના યાદીને લગતા ઠરાવો રીતસર પસાર થયા. ગઇ કાલે ચોક્કસ થયેલ ઉદ્દેશ તથા મર્યાદા મેં પ્રમુખસ્થાનેથી વિવેચન સાથે જાહેર કરી દીધા. રાત્રે આગઝીટના ચોકમાં જાહેર સભા બોલાવીને ત્યાં અત્યાર સુધીના કામની લોકોને માહિતી આપી. બહારથી આવેલા સભ્યો પૈકી ગોંડળ તાબે 'મોટી મારડ' ના પટેલીઆઓએ અને માંગરોળના શેઠીઆઓએ ઘણાં સારાં ભાષણ કર્યાં.

ઉપરની બાબતોના વિગતવાર અહેવાલ માટે પરિશિષ્ટ વાંચવા વિનંતિ છે.

આ પ્રમાણે ઝડપભેર કામ ચાલી રહ્યું હતું; પણ હિતવર્ધક સભાએ વિરોધનો સૂર કાઢયો હતો. એ એક મોટી અડચણ હતી. કારણ, તે સંસ્થા પરિષદમાં દાખલ ન થાય એનો અર્થ એ કે, શુકલ બેરીસ્ટરની આગેવાની હેઠળના રાજકોટના પ્રતિષ્ઠિત બેરીસ્ટરો અને વકીલો અલગ રહે સમાધાની માટે પ્રયાસો થયેલ.

દરમિયાન કલ્યાણભાઇ અને રા રા. મનસુખલાલજી વગેરે માગરોળ પરિષદ બાબત લોકોને સમજણ આપવાના ઉદ્દેશથી ગયા. કલ્યાણભાઈને તો માગરોળ હરહંમેશ સ્વ વતન જેવું જ લાગતું. પોતાના પુત્ર મૂળશંકર અને સબંધી તેમ જ સ્નેહી રા ગ. રવિશંકર ગ. અંજારીઆ ત્યાં જ હતા રોજનિશીમા ત્યાંની હીલચાલ બાબત જણાવ્યુ છે કે–" રાત્રે નવથી બાર વાગતાં સુધી પ્રજામંડળ તરફથી જાહેર સભા મળી. કાઠિઆવાડ રાજકીય પરિષદના ઉદ્દેશ મર્યાદા સહિત મે જાહેર કર્યા. પરિષદની મદદ માટે ફંડ શરૂ થયું. આશરે રૂ. એક હજાર ભરાયા

" માંગરોળથી રાજકોટ આવ્યા ત્યારે જણાયું કે, હિતવર્ધક સભાએ એક જાહેર–પત્રથી પરિષદ તોડી પાડવાનો પ્રયત્ન કર્યો છે. અને સમાધાન અર્થે થયેલી વાતો તથા હકીકતો ફેર કરીને પણ તેમાં લખેલી છે. પરિષદના ઉદ્દેશ તથા મર્યાદાઓનો ખુલાસો મનસુખલાલ અને બે સેક્રેટરીઓની સહીથી બહાર પડવાનુ કર્યું, "

આ બાબતનાં અવતરણો આંહી જ ટાંકીશું. " છાપખાનાવાળા મોહનલાલ મળ્યા એમણે હિતવર્ધક સભાએ આરંભેલી વિઘાતક પ્રવૃત્તિ માટે ખેદ બતાવ્યો. "

" કાઠિઆવાડ ટાઇમ્સ ' અને ' સયાજી વિજય 'મા પણ પરિષદના ઉદ્દેશો તથા મર્યાદા ઇષ્ટ તથા વર્તમાન પરિસ્થિતિમા અનિવાર્ય ગણાયા છે" " જિતવર્ધકની પત્રિકામા મારૂ જે કથન ટાંક્યુ છે તે સમાધાનની કોશીશ દરમિયાનનુ હતુ, અને સામા પક્ષનું કથન બહાર મુક્યુ નથી પણ આવી સામસામી ચર્ચાથી કાઠિઆવાડના ઉગતા જાહેર જીવનને નુકશાન પહોંચે છે તેથી હુ તેમા ફાળો નહી આપી શકું ને મુગો રહીશ એવો પત્ર લખી વર્તમાનપત્રવાળાને બીડ્યો "

આ પ્રમાણે સતત કામગીરી કર્યા પછી જરા આશાયેશ લેવા સ્થળાંતર ખાતર તેમ જ પ્રવૃત્તિ-ફેર કરવા ખાતર પોતાના ભત્રીજા છેલભાઈને ત્યા જસદણ જવાનુ મનથી ઠરાવ્યુ



# પ્રકરણ ૫

## ઇ. સ. ૧૯૨૧

## રાજકીય પ્રવૃત્તિનો પરિપાક



ઇ. સ. ૧૯૨૦ ની સાલના છેવટના મહીનાઓની માફક ઇ. સ. ૧૯૨૧ ની સાલના શરૂઆતના ત્રણ મહીનાનો સમય કાઠિઆવાડ રાજકીય પરિષદનાં અધિવેશન અંગેની પૂર્વ તૈયારીમાં મુખ્યત્વે કલ્યાણભાઇએ ગાળ્યો. આગામી પરિષદની સત્કાર સમિતિના પ્રમુખ તરીકે તેઓ સર્વાનુમતે ચુંટાયા. પરંતુ ભાવિની ગતિ અકળ હોય છે. અધિવેશનને મૂર્ત સ્વરૂપમાં લાવવા કલ્યાણભાઇએ તનતોડ મહેનત કરી. પરિણામે પરિષદની બેઠક અને ભવ્ય પ્રદર્શન બંનેને ક્રિયાત્મક પ્રદેશમાં તો આણી શકાયાં. છતાં કલ્યાણભાઇ પોતે આ અધિવેશનમાં ભાગ લેવા ન પામ્યા. સાધારણ મતભેદની બાબત હોત તો તો કલ્યાણભાઇ ચલાવી લેત; પરંતુ તેમના મનથી આ તો સિદ્ધાંતને બાધ આવે તેવો મતભેદ હતો, તેથી ચાલકો અને ખાસ કરીને રા. રા. મનસુખલાલ રવજીભાઇ તરફના સ્નેહ ભર્યા અત્યાગ્રહને પણ વશ ન થતાં સત્કાર સમિતિના પ્રમુખનું રાજીનામું પેશ કરી દીધું. આ પ્રમાણે તેમણે અધિવેશનની બેઠકમાં ભલે ભાગ ન લીધો, પરંતુ કાઠિઆવાડમાં આવી રાજકીય પ્રવૃત્તિનાં મંડાણ કરવાનો યશ શ્રીયુત મનસુખલાલજીની સાથોસાથ કલ્યાણભાઇને ખાતે જમા થાય છે, એ વિષે સૌ કોઇ એક મત હતા. અને 'જરા તો જાનગરા' એટલે કાંટાળા તાજરૂપ નીવડયો. જ્યાં પગ મુકવાનું પણ સ્થાન ન હોતું ત્યાં કુનેહ, નજર પહોંચ, સમાધાન-વૃત્તિ અને મક્કમપણું દાખવી પ્રથમ પગથી કોતરનારની મુશ્કેલીઓનો ખ્યાલ અનુભવીઓને અને તીવ્ર કલ્પનાશકિત ધરાવનારાઓને જ આવી શકે. પ્રાથમિક ખેડાણ કરનાર pioneers ઘણી ખરી વાર

ભુલાઇ જવાય છે; અગર તેમનું મૂલ્યાંકન કરવામાં યોગ્ય દષ્ટિબિંદુ ઘણી ખરી વાર રાખવાનું બની શકતું નથી.

આ તો ત્રણ મહીના પછી જે ઘટના બની તેની થોડી સમીક્ષા અમે કરી, પરંતુ વર્ષની શરૂઆતમા તો તે બાબતનો સ્વપ્નમાં પણ કોઇને ખ્યાલ નહીં હોય. કલ્યાણભાઇ તા. ૨-૧-૨૧ ના રોજ જસદણ પોતાના ભત્રીજા છેલભાઇને ત્યાં ગયા.

સ્વામીજી આવ્યા પછી તેમની જોડેની પ્રવૃત્તિ જસદણમાં ચાલી રહી હતી તે બાબતમાં થોડાં અવતરણો રોજનિશીનાં પાનાં ઉપરથી અત્રે રજુ કર્યાં છેઃ " મોક્ષ પ્રાપ્તિ માટે બીજા દેહો કરતાં મનુષ્ય શરીરની યોગ્યતા વધુ માનવાનાં કારણો શ્રી ગુરુ સ્વામીથી પૂછીને જાણવાં."

" સ્વામીજી જે સૂત્ર-ગ્રંથો રચે છે તેમાં સમાજને વર્તમાનમાં ઉપકારક થાય તે લક્ષમાં રાખવા વિનંતી કરી."

તા ૧૩-૧-૨૧ થી તા. ૧૫-૧-૨૧ સુધી રા. મનસુખલાલ રવજી વગેરે જોડે પરિષદને અંગે ફીનચાલ ચલાવવા તેઓ ભાવનગર ગયા હતા.

ભાવનગરમાની પ્રવૃત્તિ બાબત કલ્યાણભાઇ જણાવે છે કેઃ- " માનશંકર પીતાંબરદાસ, દોલતરાય સાકરલાલ, મનસુખલાલ, દેવચંદભાઈ. ગુલાબરાયભાઈ વગેરે જોડે દેશી રાજ્યોની સુધારણાની શકયતા તથા સંભવ વિષે ચર્ચા રાતે સાડા આઠથી અગીઆર સુધી બજારમાં જાહેર સભા, તેમાં રાજકીય પરિષદના ઉદ્દેશો તથા મર્યાદાઓને લગતા ખુલાસા મેં કર્યા. છેવટ પ્રમુખ ગુલાબરાયભાઇનાં ભાષણ બાદ મેમ્બરોનાં નામ સત્કાર સમિતિમાં નોંધાયાં."

આગળ ઉપર કલ્યાણભાઇ જે કારણથી અલગ થયા. તેનું બીજારોપણ કેમ થયું તે બાબતની નોંધ જસદણના નિવાસ દરમિયાન જ લેવાએલી છે કે - " રાજકોટથી પરિષદના સેક્રેટરીનો કાગળ. મુંબઇમાં જાહેર સભાએ ઠરાવ કર્યો છે કે હિતવર્ધક સભા તથા પરિષદના નેતાઓ વચ્ચેનો મતભેદ મહાત્મા ગાંધીજીની મુનસફી ઉપર મૂકવો. આ પ્રમાણે કબુલ રાખવાની મેં સલાહ આપી"

જસદણના નિવાસ દરમિયાનની બીજી પ્રકીર્ણ બાબતો વિષે રોજનિશીમાં થી આંહી અવતરણો આપેલ છેઃ-" Seed of Race માંથી વાચન. તેનું

સ્વામીજી પાસે આવડ્યા પ્રમાણે ગુજરાતી ભાષાંતર. જે સ્મારક-શિવાલય બાંધવું છે તેનો નકશો કરાવવા કરતાં સુથાર પાસે લાકડાનું માપથી નાનું ખોખું ( બીબું ) કરાવવાનું મેં સૂચવ્યું. સ્વામીજી તથા મા સાહેબ બંનેને તે પસંદ પડ્યું " જસદણથી સ્વામીજી સાથે 'ઘેલા સોમનાથ'ની યાત્રાએ ગયેલા તે બાબતમાં ઉલ્લેખ છે કે:–" શિવાલયનું સ્થાન તથા લગતો પ્રદેશ ફરીને સારી રીતે જોયો. જંગલના ભાગમાં એક ભીમનાથનું સ્થળ જોયું. શિવાલય સામે એક ટેકરી ઉપર સતીની દેરી છે ત્યાંથી સીધી દષ્ટિ સોમનાથનાં નિજમંદીરમાં પડે છે. 'ઘેલો નદી' ( ઉન્મત ગંગા ) બારે માસ વહે છે.

વસતિથી અલગ સ્થાનમાં સ્થળ છે તેથી પવિત્ર વાતાવરણની અસર નિજ મંદિરમાં હજી જળવાઈ રહી અનુભવાય છે. પણ તે, લોકોનો વ્યવહાર તથા નિવાસ વધવાથી પાતળી પડવા માંડી છે." જસદણ છોડતાં પહેલાં તે રાજ્યમાં 'વિલેજ પંચાયત' સ્થાપવા વિચાર થયેલ તે બાબતના ધારાનો ખરડો છેલ ભાઈએ તૈયાર કરેલ તે મેનેજર સાહેબના આગ્રહને લીધે કલ્યાણભાઈએ તપાસી દીધો.

રાજકોટ પહોંચ્યા પછી તુરત જ રોજનિશીમાં હકીકત લખાણી છે કે:– મોટરમાં જસદણથી રાજકોટ આવ્યો. સરધારથી ઘણી જ ગીરદી થઈ. સ્ટેટ તરફથી ભાડે મોટર ચલાવે છે ત્યાં કેવળ ઉપજ ઉપર જ દષ્ટિ રહે છે. લોકો અવ્યવસ્થાનો અગવડ ભોગવે તેનું દષ્ટાંત આમાં પ્રત્યક્ષ થાય છે. આવતાં જ રા. દેવચંદભાઈ તથા મનસુખલાલભાઈ મળ્યા. પરિષદની 'મર્યાદાઓ' સંબંધે ઊભા થયેલા મતભેદની લવાદી ગાંધીજીને સોંપવાનો કાર્યવાહક કમિટિએ ઠરાવ કર્યો તે ખબર આપ્યા ને કેટલીક ચર્ચા થઈ. "

રાજકોટ આવ્યા તેને વળતે જ દિવસ ભાવનગર રાજ્યના એડમિનિસ્ટ્રેટર સર પ્રભાશંકર પટણી અમારે ત્યાં કલ્યાણભાઈને મળવા આવ્યા. આ બંને પાકટ વયના અનુભવી મુત્સદીઓએ શી વાત કરી તે વિષે રોજનિશીમાં તો કાંઈ જણાવ્યું નથી; તેમની નોંધ ફક્ત આ પ્રમાણે છે–' મે. સર પ્રભાશંકર પટણી ઘેર પધારી ખબર લઈ ગયા હું બહાર નીકળી ગએલ છતાં અરધા કલાકથી વધુ વખત રોકાણા તેથી મળવું થયું. તબીયત સંબંધી તથા કંઈક દેશી રાજ્યો અને બ્રિટિશ શહેનશાહતના પરસ્પરના વર્તાવની વાતો થઈ."

આ જ અરસામાં એક ત્રીજા મુસદી રા. રા. પુરુષોત્તમરાય સુંદરજી

ઝાલાની (રાયજી સાહેબની) ગંભીર બિમારી બાબત રોજનિશીમાં અમુક સમય પર્યંતની રોજે રોજની નોંધ છે. મંદવાડ દરમિયાન કલ્યાણભાઇ હમેશ અને કોઇ વાર તો દિવસમાં બે વખત તેમને ત્યાં હાજરી આપતા. ઇ. સ. ૧૮૯૮ માં કલ્યાણભાઇએ રાયજી સાહેબને એક પત્રમાં આ પ્રમાણે જણાવેલું: –" આપની મમતા, વિશ્વાસ, અને સારી પ્રચ્છા માટે થતી ઉપકારની લાગણી શબ્દોમાં કહી બતાવવાનું યોગ્ય નહીં ગણાય, એટલે દરજ્જે આપે સંબંધ વધાર્યો છે; એટલે એ લાગણી મનમાં સમાય છે. અનાયાસ પ્રસંગે કૃત્યો દ્વારા માત્ર તે દેખાય."

ત્યાર પછી તો અનેક પ્રસંગોમાં " કૃત્યો દ્વારા " એવી લાગણીની પ્રતીતિ સૌ કોઇને થયેલ. રાયજી સાહેબની તબીયત ચિંતાજનક હતી.

ઉપરાંત આ મહીનામાં રાજકીય આંદોલનોમાં ભાગ લેવાનું જાણે તેમના માટે નિર્માયું હતુ. અણધાર્યા સંજોગોને પરિણામે એક પછી એક એમ થોડી પ્રવૃત્તિઓમાં ત્વરિત ગતિથી ખેંચાવું પડયું. હિતેચ્છુઓ પણ સચિંત થયા. એક તો તેમાં રહેલું નોકરશાહી તરફનું જોખમ, બીજું એ કે કેટલાક એવું માનતા હતા કે કલ્યાણભાઇની શકિત વ્યકિતત્વ, સુનામ વગેરેનો સ્વાર્થી લોકો ગેરલાભ લે છે. અને રાજકીય ચોપટ ઉપર આવા દાવ નથી ફેંકાતા એવું છાતી ઠોકી કોઇ કહી શકે જ નહીં. પણ કલ્યાણભાઇને નામના મેળવવાની કે નેતા બનવાની પરવા ન હોતી; તે સાથે કેટલી હદ સુધી જવું અને કયાં અટકવું એ બરોબર એમના ખ્યાલમાં હતું.

આ બાબતો કઇ હતી ? અનુક્રમે રોજનિશીમાંથી તેનાં અવતરણ આંહી રજુ કરીશું.

" તા. ૬ થી ૮ જાહેર સભામાં મણીલાલ કોઠારીનું ભાષણ સાંભળ્યું. ત્યાં આ રાજ્યમાં કેળવણી દાખલ કરવાની નામદાર ઠાકોર સાહેબને એક ડેપ્યુટેશન મોકલીને પ્રજા તરફથી અરજ કરવાનો ઠરાવ મેં રજુ કર્યો ને તે સર્વાનુમતે મંજુર થયો. આ હીલચાલને જીલ્લાની સરકારની પ્રવૃત્તિ જોડે સંબંધ નથી, તે પણ સ્પષ્ટ કર્યું." આ રાજકીય આંદોલનને અંગે વળતે દિવસ જ એટલે તા. ૧૪–૨–૨૧ ના રોજ એક અવનવી ઘટના બની."

રોજનિશીમાં હકીકત નીચે મુજબ લખાએલી છે. " ફરીને ઘેર આવતાં શુકલ સાહેબ તથા નુરમહમદ શેઠ મળ્યા. જામનગરમાં પોલીસે મણીલાલ કોઠા-

રીતે સાંભળવા એકઠા થએલા લોકોને જોરથી પરાણે વિખેરી નાખ્યા, અને ભાષણ કરવા કે સાંભળવા ન દીધું; તે સામે વાંધો જાહેર કરવા સારૂ આંહીની પ્રજાની સભા આજે મેળવીને ઠરાવ પસાર કરવાનો વિચાર બતાવ્યો હું સંમત થયો. ઠરાવનો મુસદ્દો કર્યો તે સૌને પસંદ પડયો. જાહેર સભા મનસુખલાલના મેદાનમાં ભરાણી. પણ એજન્ટ ગવર્નરે જાતે આવીને તે વિખેરી નાખવાનો હુકમ આપ્યો. એવું કહીને કે જામનગર સ્ટેટની પોલીસ ઉપર ટીકા સિવિલ સ્ટેશનમાં થવા દેવાય નહીં.

અરધો કલાક રહીને બીજી સભા ભરી. તેમાં એજન્ટ ગવર્નરના હુકમ સામે વાંધો જાહેર કર્યો.

ભાઈ કવિને વળાવવા જતાં એણે પોતાને એજન્ટ ગવર્નર મે મેકોનિકિ સાહેબ જોડે થએલી વાત મને કહી. અને મારે વખત માગીને મળી આવવું એવો આગ્રહ કર્યો. મેં તે કબુલ કર્યું ને ચીઠ્ઠી લખી વખત માગ્યો મે. મેકોનિકીનો જવાબ.–" કાલે સવારે નવ વાગતાં મળીશ. " " મે. મેકોનિકી સાહેબને મળ્યો. એમણે વિવેકથી તથા ખુલાસાથી વર્તમાન રાજદ્વારી વાતાવરણ વિશે ચર્ચા કરી.

ગાંધીના પ્રવચનોની અસર કાઠીઆવાડમાં પહોંચી છે ને લોકોની લાગણીને અમારા જેવા નીકોમાં વાળે તે નહીં કરવા દો તો વખતે, અણગમતાં રૂપ લેશે. સરકાર પણ ન સાંભળે ત્યારે દેશી રાજ્યોમાં, કૈંયતનો મત કેળવીને સુધારા કરાવવા એ જ માર્ગ છે એ તો સાહેબ કબુલ કરે છે. ને જે ધોરણે હું કામ કરવા ધારૂ છું તે કહી બતાવતાં પોતે તેની યથાર્થતા સ્વીકારી. ત્યાંથી સીધો શુકલ સાહેબને ત્યાં જઇને એમને મેં વિગતથી વાત કહી. તેટલામાં એને મોટા સાહેબે બોલાવ્યા. સાંજે શુકલ સાહેબ મળ્યા. એમની જોડે પણ વાલાસાન એજંટ ગવર્નરને એવી જ વાત થઇ." આ હકીકત બન્યા પછી ત્રણ રોજ બાદ બેરીસ્ટર શુકલ સાહેબ અને કલ્યાણભાઇ મસલત ચલાવવા મળ્યા તે બાબત રોજનિશીમાં જણાવવામાં આવેલ છે કે –" શુકલ અને હું મળ્યા. એક મત થયા કે જો રાજા સાહેબો જોડે એજન્ટ સાહેબ મેળવે તો ત્રણ માગણી કરવી. (૧) પ્રજામંડળ સ્થાપવામાં ઉત્તેજન તથા તે મંડળની, સાર્વજનિક બાબતોમાં કારણ બતાવીને ભલામણ ના મંજુર થાય. (૨) કાયદા બાંધીને સત્તા ચલાવો. (૩) ઉપજના ટકા ખર્ચ ખાતાઓ ઉપર ફોળવો ને તે તથા બજેટ હરસાલ પ્રસિધ્ધ કરો."

આ પ્રમાણે ચાલુ રાજકીય પ્રસંગ-રંગ ક્ષણે ક્ષણે બદલાતા હતા. દેશી રાજ્યોની રૈયત જાહેરજીવનમાં જીલ્લાની રૈયતને મુકાબલે પછાત હોવાથી તેને પહેલે પગથીએથી તૈયાર કરવાની આવશ્યકતા છે એમ કલ્યાણભાઇ માનતા. તેમજ, તે તે રાજ્યના વ્યક્તિગત પ્રશ્ન વિશે દરેક સંસ્થાનનું પ્રજામંડળ સચેત રહે એ આવશ્યક છે એમ ધારતા. રાજ્યની બહાર રહીને ગમે તેટલા બખાળા કાઢવા તેના કરતાં રાજ્યની હદમાં જ, ભલે મર્યાદિત ટીકાથી સંતોષ માનવો પડે તોપણ, તેથી ભવિષ્યમાં પ્રજા સાચી રીતે ઘડાય અને એમ કરતાં કરતાં સંઘબળની ખરી જમાવટ થાય.

આ વિચાર સરણીને અનુસરીને રાજકોટમાં પ્રજામંડળ સ્થાપવામાં આવ્યું; અને કલ્યાણભાઇ આ પ્રજામંડળના આદ્ય પ્રમુખ ચુંટાયા. ફેબ્રુવારી માસમાં આ પ્રમાણે રાજકીય પ્રવૃત્તિઓ ચાલુ હતી, દરમ્યાન હીમતનગરથી પત્ર આવ્યો કે " આંહી (રાજકોટમાં) શુકલ સાહેબે તથા મેં બોલાવેલી સભા એજન્ટ સાહેબે વિખેરી નાખી તેથી દિવાન-પદ હલકું પડયું એવા રૂપમાં ઇડર મહારાજા સાહેબ પાસે હકીકત રા. એ મૂકી હશે તે ઉપરથી પોતે (મહારાજાએ) ઇશારો કર્યો કે ' દિવાનજી જે કાંઇ કરે છે તે યોગ્ય હોય તો જ કરે છે એ હું જાણું છું ને માનું છું, પણ આમ હોય તો તે વાત ઠીક ગણુનો નથી. તુરત જવાબમાં તેમ નહિ ગણવાનાં કારણો સાથે હકીકત લખી મોકલી." જે પ્રભાવશીલ મનુષ્યો ચાલતા વમળમાં અટવાવાને બદલે, પોતાને સત્ય જણાય તે પ્રમાણે ભવિષ્યમાં દૃષ્ટિપાત નાખી સમગ્ર જનસમાજનું હિત સાધવા પ્રયત્ન કરે છે તેમની સ્થિતિ કફોડી થવાનીજ. રાષ્ટ્રિય મહાસભા તેમ જ ખુદ મહાત્મા ગાંધીજીએ તે સમયમાં એટલે ઇ. સ. ૧૯૧૯ થી ૧૯૨૨ નાં વર્ષો દરમ્યાન ભારપૂર્વક અને સ્પષ્ટતાથી કહેલ કે અસહકારની ચળવળ ફકત બ્રિટિશ હદમાં જ ચલાવવાની છે અને દેશી રાજ્યોમાં તો રચનાત્મક કાર્ય જ કરવાનું છે. છતાં જ્યારે કલ્યાણભાઇ જેવા આ મુદ્દા ઉપર વારંવાર ભાર મૂકતા ત્યારે વિના શ્રમે લોકોની વાહવાહ કમાવાની લોલુપતા ધરાવનાર સ્વાર્થી નેતાઓ તેમ જ બિન-અનુભવી નવીનો તે બાબતમાં નારાજગી બતાવતા. બીજી તરફથી દેશી રાજ્યમાં ધારાધોરણના આધાર વગર કેવળ મનસ્વીપણે જ્યારે કારભાર ચાલી રહ્યો હોય ત્યારે પ્રજાને જાગ્રત કરી બંધારણપૂર્વકની ચળવળ કલ્યાણભાઇ જેવા ચલાવવા જે પ્રયત્ન કરતા, તો તે સમયે વળી રાજાઓને અને ખાસ કરીને અમલદારશાહીને, તે બાબત અણુગમતી થઇ પડતી.

ઇતર મહારાજશ્રીની ગેરસમજ દૂર કરવા કલ્યાણભાઇએ ગ. હરીલાલ મારફત પત્ર લખેલો તેમાં ઠીક પ્રમાણમાં તેમણે પોતાના અંતરનો ભાવ પ્રદર્શિત કર્યો છે તેથી તે પત્રમાંથી આંહી અવતરણો આપીશું.

રાજકોટ–પરા
તા. ૨૧–૨–૧૯૨૧

રા. ભાઇ હરીલાલજી,

તા. ૧૯મીનો કાગળ મળ્યો ભાઇ! કુતરાં ભસે તેથી ભડકીને ભાગવાનું કે કુતરાંની સામે થવાનું હાથીને ન જ ઘટે. માટે ટુંકી સમજનાં માણસોનાં કૃત્ય સામે રીસ ચડાવવી એમાં પણ માન સ્વરૂપનો હાનિ થાય એમ હું માનું છું. હું જે ઇશ્વરપરાયણ બુધ્ધિથી મારા કર્તવ્યમાં જ વહું છું તે મારૂં વહન પ્રભુ અસ્ખલિત મારા દેહાન્ત સુધી ચાલતું રાખે એટલું હું માગુ છું મારી ભકિત કેવી શુધ્ધ છે અને શ્રીને (મહારાજાને) ભલું મનાવવાની નહી પણ એમનું ભલું તાકવાની છે તે તેઓશ્રી જરૂર જાણે છે અને સમજે છે. જે પ્રસંગનો પોતે ઇસારો કર્યો તેની પૂરેપૂરી હકીકત તમારો કાગળ વાંચીને તત્ક્ષણ લખી કહાડીને આ જોડે રાખી છે……પરમાત્મા સહુનું સારૂં કરો.

કલ્યાણરાયના
જય શ્રી કૃષ્ણ

જે "પૂરેપૂરી હકીકત" હરીલાલજીના પત્ર સાથે બીડેલી તેમાંથી આંહી પ્રસ્તુત અવતરણો લેવામાં આવ્યાં છે.

"એક જાહેર ભાષણ કરવા ગએલ શખ્સના મોંમાંથી એક શબ્દ પણ બહાર પડતાં પહેલાં જ પોલિસે સાંભળવા એકઠી થયેલ રઇયતને સોટીઓ તથા ચાબુક ચલાવી વિખેરી નાંખી. પોલિસ પાસે માજીસ્ટ્રેટ કે કોઇ મોટા અધિકારીનો હુકમ પણ ન હોતો; હાલના સમયમાં રાજ્યમાં નાનાં માણસોનાં આવાં કૃત્યોથી લાંબી નજરે જોતાં રાજ્યને ઘણું નુકશાન છે, એવું મારો અંતરાત્મા કહે છે. પ્રજામાં જે સ્વતંત્રતાનો જુસ્સો વેગથી ઉપડયો છે તેને હવે જોરથી દાબવામાં સારૂં ફળ નથી નીકળવાનું. તેમ ગમે તેમ ફેલાવા દેવામાં પણ ઘણું અવ્યવસ્થિત અને નુકશાનકારક પરિણામ આવે તેમ છે. માટે રાજ્યના ખરા અને સમજુ ભકતોનો ધર્મ છે કે એ સમુદાયમાં ભળીને પણ તે વેગ નિયમમાં આણવો અને અરાજકતા થતી અટકાવવી.

શુક્લ બેરીસ્ટરે મારી મદદ માગી. ને તે આપવાનો ઉપરના કારણે મેં મારો ધર્મ માન્યો અમારા એની સહીથી એજન્સીની હદમાં જાહેર સભા બોલાવી........ખરી વાત એ છે કે એજન્ટે જાતે આવીને એ સભા બંધ પાડવાનું અમને વિવેકથી કહ્યું, અને અમે તે બંધ પાડી, અને પાછી તુરત સભા એકઠી કરીને એજન્ટનો હુકમ ગેરવ્યાજબી છે એવો ઠરાવ પસાર કર્યો........

આમાં પ્રકટ દિવાનનું હલકું શું દેખાય છે તે મારી સમજમાં નથી આવતું. એજન્ટ-ટુ ધી ગવર્નરનું હલકું નથી દેખાતું કે અમે ત્યાં ને ત્યાં એમનાં કૃત્યો સામે પાંચ હજાર માણસની ખુલ્લી સભામાં એજન્સીની હદમાં જ ઠરાવ કર્યો ? દિવાનના દરજ્જાનું હલકું દેખાય છે એવું શ્રીજી પાસે કહેનાર કોઇ ઉમરથી અગર બુદ્ધિથી બાળક હોવો જોઇએ. એવા ખુશામતખોરો મહારાજાઓને ખોટી મોટાઇમાં રાખીને સડો વધવા દે છે, તેનું પરિણામ લાંબા કાળે કેવું આવશે તેનો વિચાર કરતાં મારા જેવાને ખાનગીમાં અશ્રુપાત કરવો પડે છે. તે તો દૈવની મરજી હશે તેમ થશે; વધારે હકીકત હજી જાણવા જેવી છે એજન્ટ સાહેબે બીજે દિવસ મારા મિત્ર નાનાલાલ કવિ વિલાયત જતાં મળવા ગયેલા તેની જોડે એવી ઇચ્છા બતાવી કે હું પોતાને મળું. હું મળ્યો, ઘણી છુટથી એક કલાક ચર્ચા થઇ. મારી પ્રગતિ દેશી રાજ્યોનાં ભલાની છે એ પણ તેમણે કબુલ કર્યું. "

વાચક જોશે કે કલ્યાણભાઇ આમાં પોતાના હૃદયના ભાવો બને તેટલી સ્પષ્ટતાથી વ્યક્ત કર્યા છે.

રાજકોટના ના. ઠાકોર સાહેબ સાથે તે જ અરસામાં રાજપરા ગામમાં મુલાકાત થઇ. તે વિશે રોજનિશીમાં ટાંચણ છે કે — ' રાજકોટ ઠાકોર સાહેબ પધારતાં તેમને મળ્યો. આજે પ્રતિષ્ઠા ( મંદિરમાં ) થઈ તે વેળા તેમજ પૂર્ણાહુતિ વખતે પણ પોતે મને બીજાઓથી અલગો પાડી દેખાડીને સારો વિવેક બતાવ્યો. રાષ્ટ્રિય શિક્ષણ, પ્રજામંડળ વગેરે બાબતો વિશે સામાન્ય ચર્ચા થઈ. રાજકીય પરિષદની મર્યાદાઓનો સવાલ ગાંધીજીને સોંપાણો છે તે વાત પણ થઇ."

તા. ૨૪-૩-૨૧ ના રોજ કલ્યાણભાઇએ મુંબઇ જવા માટે રાજકોટ છોડ્યું.

મુંબઈ આવ્યા પછી એક સપ્તાહના સમયમાં જ પરિષદના બંધારણને અંગે ગાંધીજીનો ઠરાવ બહાર પડયાનું વર્તમાનપત્રમાંથી જાણવામાં આવ્યું. આ સંબંધી પોતાનો અભિપ્રાય આ પ્રમાણે છે –" પરિષદના બંધારણમાંથી મર્યાદાઓ કઢાડી નાખવાનો મહાત્મા ગાંધીજીએ ઠરાવ આપ્યાનું વર્તમાન-પત્રોમાંથી જાણ્યું. ગાંધીજી અજાણતાં પણ કેવળ પાશ્ચાત્ય શિક્ષણની અસરથી આમાં પ્રેરાયા જણાય છે. પરિષદના સેક્રેટરીઓ ઉપર મેં રાજીનામું મોકલી આપ્યું."

દરમિયાન રા. મનસુખલાલજી તરફથી તારો-પત્રો રાજીનામું પાછું ખેંચી લેવા બાબત આવવા લાગ્યા. એક પત્રમાં તેમણે જણાવ્યું છે કેઃ–
મુરબ્બી શ્રી કલ્યાણરાયભાઈની સેવામાં,

આપે રાજીનામા માટે આટલી ઉતાવળ શા માટે કરવી જોઈએ? મર્યાદા વગરની પરિષદ ભરાવી શકય છે જ નહીં. મણિલાલ કોઠારી તથા અમૃતલાલ શેઠ આંહી આવ્યા છે. તેઓ સદરમાં ભરવા માગે છે.........કાઠિઆવાડનાં પ્રારબ્ધ! કયાં આપણી મહેનત અને શું પરિણામ?

વિ. મનસુખલાલ
ના પાયલાગણ

સદરમાં પરિષદ ભરવા વગેરે બાબતમાં કલ્યાણભાઈએ નોંધ્યું છે કેઃ– " સિવિલ સ્ટેશનમાં પણ વ્યકિતગત રાજ્યનાં કૃત્યો ઉપર ચર્ચા કરવાની મના *થયેલ છે તે દુર કરાવ્યા વિના ત્યાં મર્યાદા વગરની પરિષદ ભરવાનુ શી રીતે* બને તે મારી સમજમાં આવતું નથી. ગમે તેમ હોય પણ મારો અધિન મત એવો છે કે કોઈ પણ વ્યકિત વા મંડળ જેટલે દરજ્જે પેટાફોડમાં પોતાની શકિતને રોકે તેટલે દરજ્જે તે સિદ્ધાન્તોની પકડમાં અશકત બને છે."

ગ. મનસુખલાલજીએ પોતાના બીજા પત્રમાં નીચે મુજબ વિનવણી કરેલ –

મુરબ્બી શ્રી કલ્યાણભાઈની સેવામાં,

" આપનો તાર મળ્યો. આપ મર્યાદા વગરની પરિષદમાં જોડાઇ ન શકો એ જાણ્યું; પરન્તુ આપે માનવું જોઇએ કે, આપ મને છોડી શકો જ નહીં. આપના વિના હું આવું કામ પાર કેમ ઉતારી શકું? આપ મર્યાદા સંબંધી

આપના અને મારા વિચારો સ્વાગત મંડળના પ્રમુખના ભાષણમાં ખુલાસાથી જણાવી શકશો. આપ કૃપા કરી મનમાંથી હવે એ ભાવના કાઢી નાખશો કે આપ મને છોડી શકો......"

પત્ર નીચે જ કલ્યાણભાઇએ ટાંચણ કર્યું છે કે:–" જવાબ એવી મતલબનો લખ્યો કે, આગ્રહ કરાવી અને મોંઘા થઇને માનવાનો મારો સ્વભાવ નથી. મર્યાદા વગરની પરિષદમાં રહેવા મારૂં અંતઃકરણ માનતું નથી. જોઇએ તો મને નબળા મનનો ગણો તો પણ 'There is no arguing a Coward into Courge'! એ સૂત્ર લાગુ પડે છે!" આ પ્રમાણે પરિષદની હીલચાલમાંથી અલગ પડવાનો પ્રસંગ ઉદ્‌ભવ્યો.

તા. ૧૬ મીના રોજ કલ્યાણભાઈ હીંમતનગરમાં દાખલ થયા, તે જ દિવસની નોંધ આપણું લક્ષ ખેંચે છે–" આંહી રૈયતમાં–મો–નો ત્રાસ અને લુંટ વધતાં જાય છે એમ સર્વ કોઈ કહે છે: છતાં કોઇથી કાંઇ ઉપાય થતો નથી. અમે કેવા મુડદાલ બની ગયા છીએ? રાતે વાંસવાડા મહારાઓજી તથા શ્રીજી સાહેબ (ઇડર મહારાજા)ની સલામ થઇ. બ્રિટિશ ઇન્ડિઆ ને ઇન્ડિઅન ઇન્ડિઆમાંના રાજ્યબંધારણ આહેનો ફરક, સુધારાની બેએમાં જરૂર, પણ એક સરખા નહીં, મહારાજાઓએ પોતાના મૂળ–સ્વરૂપમાં આવવાની જરૂર. નાના મોટા સૌએ એકઠા રહેવાની જરૂર, વગેરે ઘણી ચર્ચા થઇ, હીંમતનગરથી સવારે કલ્યાણભાઇ મેસાણા આવ્યા.

મહેસાણા આવી જમ્યા પછી થોડા કલાકની વિશ્રાંતિ લઇ કલ્યાણભાઇ તો અજમેર તરફ જવા સિધાવ્યા અને અમે ચાર કલાક પછી રાજકોટ તરફ ઉપડયાં. વિધિની કેવી અજબ ઘટના!

" ચલો રાજકોટ–પરિષદમાં " એવો ધ્વનિ વર્તમાનપત્રોમાં અને રાજકોટ તરફ જતી માનવ–મેદનીમાં ગુંજી રહ્યો હતો તે જ સમયે તે જ પરિષદના એક ઉત્પાદક પરિષદની તારીખોમાં જ બીજી દિશામાં જઇ રહ્યા હતા. અજબ નિષ્કામ કર્મ યોગ! બને તેટલો શ્રમ લઇ રા. રા. મનસુખલાલને પૂર્ણ સહકાર આપી, કેટલીએ ગેરસમજુતીની ચોખવટ કરી, ઇરાદાપૂર્વક અડચણો ઊભી કરનારાઓને પડકારી, અને એવાં અનેક વિઘ્નોનો ધ્વંશ કરી પરિષદનું નાવ કાંઠે પહોંચાડયું. આ પ્રમાણે પોતાનું કાર્ય પૂરૂં કરી પોતે અનિવાર્ય માનેલ એવી મર્યાદાઓ નીકળી જતાં પરપ્રાન્તમાં ચાલી નીકળ્યાં.

પણ "ધગના દાઝયા વનમાં ગયા તો વનમાં લાગી આગ" એવો ઘાટ હતો. સ્વામીજીની તબીયત નાદુરસ્ત હતી અને તેવી હાલતમાં તેમની પ્રકૃતિ બહુ ઉગ્ર થઈ જાતી. અલબત્ત, કલ્યાણભાઇની જાત પુરતું બધું અપવાદ રૂપ બનતું; પણ સ્વામીજીના આવા સ્વભાવને લીધે પુસ્તક-રચનાના કાર્યમાં તલ્લીન બનવાનો યોગ અશક્યવત્ છે એ કલ્યાણભાઇને બરોબર સમજાઈ ગયું. મુસાફરીમાં પણ હાડમારી વેઠવી પડી. એ તો કાઠિઆવાડમાં રેલ્વે દાખલ થઈ તે પહેલાના સમયમાં ઉછરેલા તથા મુસાફરીએ ખેડેલી તેથી ખડતલપણું તેમનામાં હતું, અને અત્યારે તે 'ખાયુ' ટેકા રૂપ થઇ પડયું. વાત એમ હતી કે સ્વામીજી પુષ્કરજીની જગ્યાથી થોડા માઈલને અંતરે 'વૈજનાથ' નામનાં એકાંત સ્થળમાં રહેતા હતા તેથી ત્યાં પહોંચવાનું હતું..

રોજનિશીમાં જરા પણ કડવી ફરિયાદ કર્યા વગર સીધી સાદી નોંધ છે કે:— "કાલ 'વૈજનાથ' ગુરૂસ્વામી પાસે જવાનું નક્કી કર્યું. ઊંટ ભાડે કર્યો. નાસ્તો તૈયાર કરાવ્યો. પૂર્ણાનંદ અને મારે ભેગા જવાનું ઠર્યું." "પરોઢે ઊઠી ભેગો લેવાનો સામાન તૈયાર કરાવ્યો. ઊંટ વહેલો આવેલ પણ પૂર્ણાનંદજી આવ્યા પછી છ વાગતાં ચાલ્યા. વૈજનાથ આઠ વાગ્યે પહોંચ્યા. ઊંટવાળો બંધાણી અફીણ લેવા પાછો વળી ગયેલ. ઊંટ ગેં જ હાંક્યો. વૈજનાથમાં જતાં અરધો માઈલ છેટેથી સામાન ઉપાડી જાવો પડયો અને સાંજે વળતાં માઇલ ઉપાડવો પડયો." આ પ્રમાણે તા. ૨૪-૪-૨૧ ના દિવસે નોંધ કરી છે. બરોબર તે જ તારીખે અને તે જ સમયે રાજકોટ મુકામે પ્રથમ રાજકીય પરિષદ નું અધિવેશન ચાલી રહ્યું હતું.

પણ નોંધ આગળ વાંચીએ. "અમે પહોંચ્યા ત્યારે ગુરૂસ્વામી બહુ જ નબળા દેખાતા હતા. મળવાના આનંદથી કે ગમે તેમ પણ દિવસ આખો વાતો કરતા બેઠા છતાં પણ સાંજે સ્વામીજી સાગ દેખાયા મહાદેવ ભોંયરામાં છે, તે ધ્યાન માટે સારૂં સ્થળ છે, બાકી તો જંગલ! થકાવટ સહેજ જણાઇ."

સ્વામીજીની બાબતમાં એક ચમત્કારિક ઘટના બાબત રોજનિશીમાં જણાવ્યું છે કે.—' દશ વાગતાં સ્વામીજીની જીભને બંધતી સ્નાયુ કાપી વધુ ઊંડે સુધી પાછી વાળીને પહોંચાડી શકાય તેવી કરી." પુષ્કરથી બધા અજમેર ગયા અને ત્યાથી કલ્યાણભાઇ મેસાણા જઈ હરવખતની માફક વકીલ શ્રી રામલાલ વ્યાસનું સ્વાગત સ્વીકારી તા. ૧-૫-૨૧ ના રોજ સવારે રાજકોટ પહોંચ્યા.

કલ્યાણભાઇએ પડેલું જ કાર્ય પ્રદર્શન જોઇ આવવાનું કર્યું. ત્યાંથી તેઓ રા. મનસુખલાલને તેમને મુકામે મળવા ગયા. હું સાથે હતો. બનેનું મિલન ભાવવાહી હતું. વાતચીત કરતાં રા. મનસુખલાલજીએ કહ્યું કે:–" કેટલાક દાવાની ચર્ચા દરમિયાન જ્યારે તીવ્ર મતભેદ થાતો ત્યારે તો તમે બહુ યાદ આવતા. અરે ! તમારી આંહી જો હાજરી હોત તો વિઠ્ઠલભાઈ સાહેબ પણ જાણત તો ખરા કે, કાઠિઆવાડમાં એક ચોખ્ખી બુદ્ધિ ધરાવનાર સમર્થ વિવેચક છે !

એક સ્થાનિક પ્રશ્ન બાબત કલ્યાણભાઇએ યોગ્ય સલાહ આપી તે બાબત રોજનિશીમાં જણાવ્યું છે કે:– " અનાજના ભાવ બહુ વધી ગયા છે. માટે રાજ્યને અરજ કરીને અનાજ બહાર જતું અટકાવવાની દરખાસ્ત લઇને અમુક ભાઇઓ આવ્યા. ન્હાનાં ન્હાનાં રાજ્યો સ્વાશ્રયી થઇ શકે નહીં તેને માટે એવી અટકાયતની નીતિ સારી નથી. તેટલા માટે વેપારીઓ નફો કેટલો લઇ શકે તેની હદ બંધાવવા તથા એક સમિતિ કરીને પડત ભાવે અનાજ વેચવાની ગોઠવણ કરવા સૂચવ્યું. પ્રસગનો લાભ લઇને રાજદ્વારી સુધારા માગવામાં આંધળીયા થાય છે તે સમજાવ્યું. ખાદીનો પ્રચાર કરવામાં પણ સ્વાર્થી વેપારીઓ લુંટે છે તેથી અવરોધ થાય છે તે બતાવ્યું. નિસ્વાર્થ પ્રતિનિધી મળે નહિ ત્યાં સુધી ખરૂં પ્રજાતંત્રનું રાજ્યબંધારણ કયાંથી બને ? "

દરમ્યાન પોતાના ગત-પુત્ર સ્વ. હરીભાઇના એક પુત્રને યજ્ઞોપવિત આપવાનું અને પુત્રીની લગ્નવિધિનું કામ નિર્વિઘ્ને પતાવ્યું.

ભુજ જતાં પહેલાં ના. લીંબડીના નરેશનો પત્ર આવ્યો તે સંબંધી રોજનિશીમાં જણાવ્યું કે:– " લીંબડી ઠાકોર સાહેબ દોલતસિંહજીનાં સ્વહસ્તનો કાગળ બહારખલાનું "સેટલ" કરવા મેં જે રૂપરેખા દોરી મોકલી તે પોતાને પસંદ છે. પોતાને બદરીકેદાર જવાનું આળસ્યું છે અને આવતી સાલ સાથે જવા હાલથી આમંત્રણ આપે છે."આવતી સાલ સાથે જવા ભાવભર્યું આમંત્રણ તો મળ્યું પણ "કો જાણે કલકી " ? એવું બનવા પામ્યું. સામે વર્ષે લગભગ તેજ અરસામાં તા ૨૨–૫–૧૯૨૨ ના રોજ કલ્યાણભાઈ તો પરલોકની યાત્રા કરવા સીધાવી ગયા.

ભુજ જવા બાબત ૧૫–૫–૨૧ના રોજની નોંધ આ પ્રમાણે છે;–' આખર મોસમ છે. ને વાદળાં થાય છે, તથા પવનની રૂખ ચોમાસુ થઇ ગઈ છે એ ખરૂં

પણ તેટલા ઉપરથી મુ ભાઇ પાસે જતાં આળસવું તો ઠીક લાગતું નથી ”

તા. ૧૮-૫-૨૧ ના રોજ કલ્યાણભાઇ પોતાના એક પૌત્ર ડોલરરાય હરિલાલ બક્ષી જોડે રાજકોટથી જામનગર જવા સિધાવ્યા. મને તો કલ્પના પણ નહોતી કે અમારૂં તો આ છેલ્લુ મિલન નીવડવાનું હતું ! જામનગરથી સમુદ્ર રસ્તે તુણા ઉતર્યા. તુણામાં વસંતભાઇ તરફથી સર્વપ્રકારની વ્યવસ્થા કરવામાં આવી હતી. તુણાથી તા. ૧૯-૫-૨૧ ના રોજ ટ્રેન રસ્તે સાંજના ભુજ પહોંચ્યા. તે સમયની યાદીમાં નોધ્યું છે કે, ‘ મુ. ભાઇ, વસંતભાઇ, ભતોબેન તથા છોકરા સર્વને મળ્યા.” બરાબર એક મહિનો ભુજમાં કલ્યાણભાઇ રહ્યા. વડીલબંધુને યોગવાસિષ્ઠ તેમજ બીજાં એવા પુસ્તકોમાંથી વાંચી સંભળાવતા. કલ્યાણભાઇ કચ્છ રાજ્યના Diwan in Charge નીમાવાના છે એવી લોક વાયકા લાંબા સમયથી પ્રચલિત થઇ હતી. જ. ખુદ પટણી સાહેબે તે બાબતમાં કલ્યાણભાઇની મનોવૃત્તિ શું છે તે જાણવા ચાહ્યું હતું. તેથી જ્યારે કલ્યાણભાઇ ભુજ આવીને રહ્યા ત્યારે ઘણા લોકોએ ખાત્રી પૂર્વક માન્યું કે કલ્યાણભાઇનુ આગમન એ જ કારણ- સર હોવું જોઇએ.

વર્ષા ઋતુ શરૂ થઈ જાય તે પહેલાં સામાન્યત: કચ્છમાંથી કાઠીઆવાડ ચાલી નીકળવું જોઇએ. પરતુ તા. ૧૨ મી જુનના રોજ શ્રી નાગર મંડળનો વાર્ષિકોત્સવ હતો અને તે પ્રસંગ ઉપર સ્નેહભર્યાં આગ્રહને માન આપી સંમેલનના પ્રમુખ દરજ્જે કામ કરવાનું સ્વીકાર્યું હતુ. પણ મોટે ભાગે તા. ૧૨ મી જુન પછી પણ થોડા વધારે દિવસ રોકાત થાય એવી પરિસ્થિતિ આવી હતી. રોજનિશીમાં તે સંબંધી ઇસારો છે કે-‘ નગરથી દેવીસિંહજીનો કાગળ છે કે આંહીના મહારાજકુમાર મધુભા સાહેબ પધારે ત્યાં સુધી મારે રોકાવું કેમ કે ખાસ મળવા ઇચ્છે છે.”

કુ. શ્રી દેવીસિંહજીએ મધુભા સાહેબ આવનાં સુધી ભુજમાં રોકાવા સૂચના આપેલી તેના જવાબમાં કલ્યાણભાઇએ જણાવ્યું કે:-“ આંહી તારીખ ૧૫ કરતાં વધુ રોકાવાની મારી વૃત્તિ નથી. એટલામાં મહારાજ કુમાર શ્રીને મળવાનો યોગ થાશે તો મળીશ.”

તા ૧૨-૬-૨૧ ના રોજ વાર્ષિક સંમેલનનો ઉત્સવ તો હતો, પરંતુ આગલે જ દિવસ તા ૧૧-૬-૨૧ ના રોજ જ્ઞાતિ સમસ્ત તરફથી મેળાવડો યોજવામા આવ્યો. આ સબંધી રોજનિશીના બે દિવસની હકીકત સાથે લાગી

આંહી રજુ કરેલ છે. " અમુક પ્રેમી નાગર ભાઇઓએ આવતી કાલ હાટકેશ્વરમાં જ્ઞાતિ સમગ્ર તથા જ્ઞાતિ હિતૈષીઓની સભા બોલાવીને મને માન આપવાની તથા ' નાગર જીવનનું રહસ્ય ' એ વિષય ઉપર મારૂં વિવેચન સાંભળવાની યોજના કરી છે. હટકેશ્વરમાં ( તા. ૧૧-૬-૨૧ ) ભાયણુ. ગગુભાઇએ તનતોડ મહેનત લઇને ધ્વજા પતાકા સહિત શૃંગાર કરેલ. પ્રેમને લીધે ઉભરાથી અતિશયોક્તિવાળું મારૂં જીવન તથા સ્વરૂપ ચીતરીને ગદ્ય તથા પદ્ય બે એ પ્રકારે રજુ કર્યું. દીક્ષિતજી ( નાયબ દિવાન ) પ્રમુખ સ્થાને હતા. "

તા. ૨૧ મી ની નોંધ એકદમ સંક્ષિપ્ત છે કેઃ–" સાંજે શ્રી હાટકેશ્વરમાં નાગર મંડળના પાંચમા વાર્ષિકોત્સવમાં હાજરી. પ્રમુખ તરીકે બે શબ્દો કહ્યા. વિલાયતથી સ્નેહી મે નાનાભાઇ શેઠનો કાગળ. "

તા. ૧૫ મી જુન વીતી ગઇ અને હવે તો કચ્છમાંથી વિદાયગીરી લેવી જ જોઇએ; પણ મહારાજ કુમાર સાહેબે મળવા તીવ્ર ઇચ્છા બતાવેલ તેથી રોકત થઇ. આખરે તા. ૧૮ મી જુનના રોજ તેઓશ્રીની મુલાકાત થઇ. આ સંબંધમાં કલ્યાણભાઇએ જણાવ્યું છે કેઃ–" મહારાજ કુમાર સાહેબને મળવાનું થયું. પોતે એકલા ખાનગીમાં બેસીને છુટથી વાતચીત કરી. મેં લખેલ 'દેશી રાજાઓને સૂચનાઓ 'ની એક પ્રત આપી. "

આ પ્રમાણે નિર્ધારેલ કાર્યક્રમ કરતાં ચાર દિવસ વધારે રોકત થઇ અને તા. ૧૯ મીએ કલ્યાણભાઇએ ભુજથી તુણા સુધીની ટ્રેનની મુસાફરી કરી. અને તુણાથી સ્ટીમરમાં સાંજના જામનગર પહોંચ્યા. અને વરસાદ થયાં પહેલાં દરિયો વટાવી ગયા.

આ પ્રમાણે મહિના એકનો કચ્છનો પ્રવાસ પૂરો થયો.

આ સમયમાં લખેલ પત્રમાં એક એવો ઉલ્લેખ છે કેઃ–" કચ્છ તથા મોરબીથી વારા ફરતી સલાહકાર બનવા આમંત્રણ થયાં, પણ મને પેટ પુર ઘેર બેઠાં ઇડર-દરબાર આપે છે છતાં હવે ખડ ખાવાની વૃત્તિ શા માટે થાય ?"

આ સમયમાં પ્રજામંડળની હીલચાલ કલ્યાણભાઇ તે મંડળના આદ્ય પ્રમુખ દરજ્જે ઘણી સંભાળ પૂર્વક ચલાવી રહ્યા હતા. આ પહેલો જ પ્રયોગ હતો તેથી નવો ચીલો પાડવાનો હતો. અલબત્ત જે મુશ્કેલીઓ પ્રથમ-પંક્તિઓ પાડનાર સુધારકોને નડે તેનો અનુભવ કલ્યાણભાઇને થયો જ, પરંતુ સુભાગ્યે

તે સમયે રાજકોટની ગાદી ઉપર દરબારશ્રી લાખાજીરાજ જેવા ઘણા સમજુ અને પ્રગતિશીલ વિચાર ધરાવનાર નરેશ હતા.

સમયના આ ગાળામાં, તળ રાજકોટ તેમ જ આખા કાઠિઆવાડમાં રાજપ્રકરણ ડોળાએલું હતું. આ તરફથી હાકેમ વર્ગ ભયગ્રસ્ત થયો હતો અને પડછાયાથી પણ ચમકીને કડક પગલાં લેવામાં સલામતી શોધતો હતો. બીજી તરફથી જાગ્રતિનો આ પ્રથમ જુઆળ પ્રજાવર્ગમાં અવ્યવસ્થિતપણે પ્રસરી ગયો હતો. આવી વિકટ પરિસ્થિતીમાંથી કલ્યાણભાઇ જેવા જવાબદાર નેતાઓને માર્ગ કરવાનો હતો.

પ્રજામંડળના બંધારણમાં ફેરફાર કરાવવા રાજ્યની નોકરશાહીની તીવ્ર ઇચ્છા હતી. પરંતુ જે ફેરફાર સુચવવામાં આવ્યા તે કલ્યાણભાઇને પ્રજામંડળના પ્રમુખ દરજ્જે સ્વીકૃત ન હોતા રોજનિશીમાંથી આને લગતા ઉલ્લેખો ટાંકી બતાવવાથી આ બાબત સ્પષ્ટ થશે.

" આંહીના ઠાકોર સાહેબે ( ૧ ) સભાબંધી. તથા ( ૨ ) પ્રજામંડળનાં બંધારણ બાબત ઠરાવો કરી મોકલ્યા છે તે વાંચ્યા. જાહેર સભાઓ ભરવી નહીં તથા પ્રજામંડળ બંધ પાડવું એ તાત્કાલિક પરિણામ આવશે." "પ્રજામંડળની બેઠકમાં સવારમાં ૯ થી ૧૧ સુધી શુકલ સાહેબ, પંડયા, ગોરધનદાસ વગેરે પણ હતા પ્રજામંડળમાં રાજ્યના મોકલવાથી નાતના પ્રતિનિધિઓ તથા હુદ્દાની રૂએ અમલદારો આવે તો પ્રજામંડળ રહે જ નહીં, વગેરે સર્વાનુમતે ઠરાવ કર્યો. જાહેર-સભાઓ ભરવા સામેના તાજેતરના હુકમથી ઉલટા વધુ અંકુશ પડે છે તે તારવીને ઠરાવ કર્યો.

બપોરે ઠાકોર સાહેબના બોલાવવાથી અમે હાજર થયા. પ્રજામંડળનાં બંધારણ બાબત કમિટિએ સવારે કરેલો ઠરાવ મેં રજુ કર્યો ને છુટથી પણ હસતે રમતે ઘણી ચર્ચાઓ થઇ. ઠાકોર સાહેબ રૈયતમાંથી ચાહે તેને મોકલે પણ જે આવે તે માત્ર રૈયત દરજ્જે અમારા ધારા પ્રમાણે દાખલ થાય એ સ્પષ્ટ."

થોડા દિવસને અંતરે બીજી જાણવા યોગ્ય નોંધ છે કે:-" દરબારમાં હિન્દુ મુસલમાનો ભેગા. સોમવારે બકરી ઇદ છે. તે દિવસ ફરજીઆત ધર્મ જાળવવાનાં વિશેષ હિંસા ન હાય એટલો ખ્યાલ રાખવાનું મુસલમાનોને કહી દીધું. જાહેર સભાને લગતો ઠરાવ કઇ કઇ બાબતમાં સુધારવો જોઇએ તેની ચર્ચા

થય."

એમ અનુમાન થાય છે કે ત્યાર બાદ કલ્યાણભાઇએ પ્રજામંડળના પ્રમુખ દરજ્જે ચાલુ નહીં રહેવા પોતાનો ઇરાદો જણાવ્યો હશે. કારણ કે ઉપરની નોંધ લખાયા પછી પાંચ અઠવાડીઆં બાદ ખુદ ઠાકોર સાહેબ તરફથી તેમ જ પ્રજા વર્ગ તરફથી તેમને પ્રમુખ તરીકે ચાલુ રહેવાનો આગ્રહ કરવામાં આવેલ તેને લગતી નોંધ છેઃ—" ઠાકોર સાહેબ પાસે જઇ આવ્યો. મારો મત જુદો પડે છે તેથી કાંઇ પોતે નારાજ થાય એવા મતના પોતે નથી. બીજું કાંઇ કારણ હોય તો કહો; પણ પ્રજામંડળનું બંધારણ કરી તેને ગતિમાં મુકતાં સુધી સંબંધ ન છોડો વગેરે આગ્રહ કર્યો. હરીશંકર પંડયા હાજર હતા. તે પ્રજા-મંડળ તરફથી આગ્રહ કરનાર તરીકે વળગ્યા." ઠાકોર સાહેબ ઉદાર મતવાદી હતા, એમાં તો શંકા જ નથી; પણ ઘણી વખત કારભારી મંડળ ઉંધા પાટા બંધાવી પ્રજાના નેતાઓ અને રાજવીઓ વચ્ચે મીઠો સંબંધ ચાલુ ન રહે તેવી પેરવી કરે છે એ શોકજનક છતાં સત્ય હકીકત છે.

ગોંડળ રેલ્વે કંપનીના માણસો હડતાલ ઉપર ઉતરેલા. આને અંગે મહાત્મા ગાંધીજીએ રા. મણીલાલ કોઠારી ઉપર એક પત્ર લખેલ. આ પત્ર વર્તમાન પત્રમાં છપાએલ તે વાંચીને કલ્યાણભાઇએ મહાત્મા ગાંધીજી ઉપર પત્ર લખ્યો હતો અને ગાંધીજીનો પ્રત્યુત્તર પણ મળ્યો હતો.

રોજનિશીમાંથી અહીં થોડાં લાક્ષણિક અને મનન કરવા યોગ્ય અવતરણો ટાંક્યાં છેઃ—

" ડાકોરથી આચાર્ય સ્વામીનો કાગળ. ગુરુસ્વામીને મેં લખેલા કાગળ માટે ઘણી જ પ્રસન્નતા બતાવેલ છે. ભાસ્કર તીર્થને મારી માગે અને બે વર્ષ સુધી રાજદ્વારી વિષયો નહીં ચર્ચવા બંધાય તો સરકાર છોડશે. ..

એના ઉત્તરમાં પોતે આચાર્ય દરજ્જે ઉત્તર આપ્યો કે, સન્યાસી ઇશ્વર અને ગુરુ વિના કોઇની સત્તાને તાબે નથી; માટે સરકાર જોગ વા પ્રજા જોગ માફી ન મગાય. ભલે તુરંગમાં સડીને મરવું પડે ! મેં જવાબમાં પ્રશ્ન કર્યો કે, (૧) બ્રાહ્મણ રુપી ધર્મ બાંધનાર, (૨) ક્ષત્રિય આસ્તિક રાજ્ય પ્રચાર કરનાર, (૩) રાજ્ય સભામાં મુખ્ય પુરોહિત હોય વગેરે સંજોગોમાં એ પ્રબંધ (માફી ન માગવા બાબતનો) વર્તમાનમાં જેવી ને તેવી સખ્તીથી લાગુ

પાડવો ઘટે ? સ્વામી પ્રેમ સાગર પાસે પ્રસંગ નીકળતાં તેમણે કહ્યું કે, ' રાજા કે રાજ્યની અવગણના કરવી એ સન્યાસીનો ધર્મ નથી.'' "ડાકોરથી આચાર્ય સ્વામીનો જવાબ. સન્યાસ–ધર્મોનું સ્પષ્ટિકરણ વિસ્તારથી કરે છે. વર્તમાન સ્થિતિમાં રાજ્યસત્તાથી સ્વતંત્ર વિચરે એવો આગ્રહ નથી રાખતા. માત્ર સન્યાસીઓએ પોતે શું ન કરાય તે પરત્વે ભાર મૂકે છે...વગેરે.

જવાબ લખ્યો:– માનવ સમાજને વીંખવાની અસર થાય તેવાં કશાંને હું તો ધર્મમાં લેખી શકું તેમ નથી એવી અત્યારે તો મારા મનની સ્થિતિ છે, આગળ જે થાય તે ખરૂં. " ફરી થોડા રોજ પછી આચાર્ય સ્વામીને ચેતવણીના સુર સંભળાવે છે. " જે અરાજકતા થવાનો મેં પહેલેથી ભય બતાવેલ છે તેની મોપલાનાં બંડથી વાનગી મળે છે. તેમ જ કેવળ અંગ્રેજોના દ્વેષમાં સ્થપાએલું હિન્દુ–મુસલમાનનું ઐક્ય કેવું કાચું છે તે પણ સ્પષ્ટ થાય છે તે વધુ જણાવ્યું. "

શ્રી ડાકોર અને રાજકોટ વચ્ચે આ પ્રમાણે પત્ર વ્યવહાર ચાલી રહ્યો હતો તેવામાં તા. ૧૯–૯–૨૧ ના રોજ ડાકોરથી ગીરજાશંકર ભટનો તાર મળ્યો કે, આચાર્ય–સ્વામીને સરકારે પરહેજ કર્યા છે. તા. ૧૬ મીનો તાર છેક તા. ૧૯ મીએ બપોરના મળ્યો ! તે સમયની રાજદ્વારી પ્રવૃત્તિથી જેઓ વાકેફ હશે તેઓના જાણવામાં હશે કે, ' ખીલાફત ' ચલવળને અંગે ' અલી ભાઇઓ ' વગેરે પકડાયા હતા. તેમ જ તે જ વિષયમાં ભાષણ આપવા માટે શંકરાચાર્ય શ્રી ભારતીકૃષ્ણતીર્થને પણ અટકાયતમાં લીધા, જેથી તેઓ શ્રી ' ખીલાફતી શંકરાચાર્ય ' એ નામથી વર્તમાનપત્રોમાં જાણીતા થયા હતા. કલ્યાણભાઇને સ્વાભાવિક ચિંતા થઇ. યોગ્ય સ્થળોમાં સાચી સનાહ આપી. આખરે સ્વામીશ્રી નિર્દોષ જાહેર થઇ છુટયા

" માંગરોળ મૂળભાઇને લખ્યું. પરમદિ સવારે ચોકકસ ત્યાં આવવાનું ઠરાવ્યું છે. મોટર, ટાંગો, ગાડું જે હશે તે ચાલશે. હજી ઇશ્વર કૃપાથી શરીર એટલું સીજે તેવું છે.

" પ્રજામંડળની સભામાં સાંજે પાંચથી સાડા ૭. મેં રાજીનામું આપ્યું તેનાં કારણો જાહેર કર્યાં. નામદાર ઠાકોર સાહેબના દિલાસાથી અત્યારે તો હું પાછું લઉં છું. દેશી રાજ્યનાં બંધારણ તથા વહીવટમાં હું કયે માર્ગે શું

સુધારા જરૂરના મમજુ છું તે જાહેર કર્યું. પહેલી કિસ્તમાં કેટલું માગવું તે પણ સ્પષ્ટ કર્યું, ને તે સર્વ બાબતો વિષે વિચાર કરીને હવે પછીની સભામાં નિર્ણય કરવા વિનંતિ કરી. " આ તલસ્પર્શી ભાષણના અવતરણો પરિશિષ્ટમાંથી વાંચવા અમો આગ્રહપૂર્વક ભલામણ કરીએ છીએ. આ પ્રમાણે પ્રજામંડળ અંગેનું કર્તવ્ય બજાવી માંગરોળ જવા તૈયારી કરી.

માંગરોળમાં મૂળભાઈના મકાનમાં જ પહેલાં તો મુકામ કરવાનું હતું, પરંતુ અનાયાસે સુવા બેસવા માટે ઘણીજ અનુકૂળ સગવડ મળી ગઈ. તે સમયમાં તેમનાં વેવાઈ અને સ્નેહી ઉચ્ચાશયી અને સાધુ જીવન ગાળનાર ડોકટર રવિશંકર અંજારીઆ પોતાના મકાનમાં એકલા જ રહેતા હતા તેથી તેમને ત્યાં કલ્યાણભાઇ માટે રહેવા સુવાનું હતું. મુખ્યત્વે તેમના સત્સમાગમનો લાભ લેવાના હેતુથી તો માંગરોળ જવાનું ઠરાવ્યું હતું ' સંત મે સંત મીલે ' ચર્ચા-વાચન જૈનાચાર્યના વ્યાખ્યાનોનું શ્રવણ વગેરે સત્પ્રવૃત્તિમાં સમય વીત્યો.

માંગરોળથી રાજકોટ પરત આવતાં જસદણથી આવેલ છેલભાઇ તથા મે. નસરવાનજી શેઠનો મેળાપ થયો. આ બંને કાર્યભારીઓએ જસદણ રાજ્યમા સ્વદેશીના પ્રચાર માટે તેમણે લીધેલા પગલાં વિષે માહિતી આપી. કલ્યાણભાઇએ માંગરોળની માફક હાથવણાટની શાળો ચલાવવાની અજમાયશ કરવા સુચવ્યું.

આ પ્રમાણે વિક્રમ સંવત ૧૯૭૭ ની સાલ પૂરી થઇ. ઇ. સ. ૧૯૨૧ નું વર્ષ પુરૂં થવાને બે મહીનાનો સમય બાકી રહ્યો. રાજકોટના ના. ઠાકોર સાહેબના મનમાં હવે તો કલ્યાણભાઇ માટે પૂર્ણ વિશ્વાસ ઉત્પન્ન થઇ ગયો હતો. અને તેથી સ્થાનિક પ્રજામંડળનો વિકાસ ઝડપભેર યોગ્ય દિશામાં થવા માંડશે એવું આશા-ભર્યું વાતાવરણ જણાતું હતું. કાઠિઆવાડ અને ખાસ કરીને રાજકોટનું જાહેર જીવન વિશુદ્ધ બની રહ્યુ હતું. કાઠિઆવાડ રાજકીય પરિષદનું પ્રથમ સંમેલન થઇ ગયા પછી પણ કલ્યાણભાઇનું વિશિષ્ટ સ્થાન વિશેષ દૃઢ થયું હતું. એક તરફથી બેરિસ્ટર શુકલ સાહેબ અને બીજી તરફથી રા. મનસુખલાલ રવજીને તેમનામાં સંપૂર્ણ શ્રધ્ધા હતી. આ બને મહાશયો નાની મોટી દરેક બાબતમાં કલ્યાણભાઇની સલાહ અચુક લેતા. આથી વિરોધી પક્ષો એક બીજા પ્રત્યે સહિષ્ણુતા દાખવતા થયા હતા. પરંતુ કાઠિઆવાડનાં ભાગ્ય

એવા ને એવા તેજસ્વી ચાલુ રહેવા પામ્યાં નહીં. રોગના એક અણધાર્યા હુમલાથી કલ્યાણભાઈની શારીરિક શક્તિને જબ્બર ધક્કો લાગ્યો, અને ત્યાર પછી તેમનું શરીર સાત મહીના ટક્યું. ત્યાર પછી થોડાં થોડાં વર્ષને અંતરે રા. મનસુખલાલ રવજી તેમ જ રાજકોટના આરાધ્ય. નૃપતિ લાખાજીરાજ એ બંનેના દેહનો વિલય થયો. અલબત્ત કલ્યાણભાઈએ છેલ્લા શ્વાસ સુધી કોઈ ને કોઈ રૂપમાં જાહેર સેવા બજાવેલી.

卐

# પ્રકરણ ૬

## યજ્ઞમય જીવનની પૂર્ણાહુતિ



સંવત ૧૯૭૮ ના પહેલા ત્રણ દિવસ હરહંમેશની માફક વીત્યા. પરંતુ કાર્તિક સુદ ૪ તા ૩-૧૧-૧૯૨૧ નુ સવાર કાળ-ચોઘડીઆ રૂપ નીવડયુ. સવારના ફરીને કલ્યાણભાઇ ઘેર આવ્યા. આવીને તરત કોગળા કરતાં કરતાં લોહીનો ગળફો નીકળ્યો અને તે નીકળવાનું આશરે વીશ મિનિટ ચાલુ રહ્યું. આશરે શેર લોહી છાતીમાંથી પડ્યુ હશે. કુટુંબના વૈદ્ય પોપટભાઇ અને Family Doctor રતિલાલ બક્ષી તાબડતોબ હાજર થયા. આ તકે રાજકોટમાં જેમની હાજરી હોય તે સૌથી નાના પુત્ર ગ. લાલભાઇ પણ ગેરહાજર હતા.

વૈદ્ય અને ડોકટર બનેની આંખમાં કલ્યાણભાઇએ ગભરાટ પારખ્યો, તેથી તાર કરી લાલભાઈને બોલાવ્યા. તે જ તારીખની રાત્રે વળતે દિવસ સવારે અને બપોરે પણ લોહીના બળખા નીકળ્યા. પછી તો તકલીફ કાબુમાં આવી. પણ આ પછાડ જબ્બર લાગી, અને આખરે રોગ જીવલેણ નીકળ્યો. ડોકટરના કહેવા ઉપરથી એમ જણાયું કે, આયુષ્ય લંબાય તો પણ હવે પહેલાંની માફક મુસાફરીની હાડમારી ઉઠાવી શકાશે નહી, તેમ શ્રમ પણ બહુ ઓછા પ્રમાણમાં લઇ શકાશે. પદર દિવસમાં વધારે પડતી નમળાઈ હતી તે ઘટી ગઇ અને ધીરે ક્રમે તબિયતમાં સુધારો વર્તાયો. એ અઠવાડીઆં પર્યંત આરોગ્ય પ્રમાણમાં ઠીક રહ્યુ; પરંતુ ઠંડીની મોસમ શરૂ થતાં ઉધરસ અને તાવે દેખાવ દીધો, અને અધુરામાં પૂરું અર્શ દુઝવા લાગ્યા. ફેબ્રુઆરી આખરે ટાઢ કમતી થયા પછી જરા ટટાર થયા, અને સ્થળાંતર તેમ જ હવા ફેર ખાતર

રા. મૂળવંતભાઈ પાસે હળવદ ગયા. આમ છતાં આ સમય દરમિયાન પણ તેમનું સામાજિક કાર્ય એક વા બીજા પ્રકારે ચાલુ જ રહેતું. કાંઈ નહીં તો છેવટ સલાહ તો કોઈને આપવાની જ હોય. ચોવીસે કલાક તેમના સાથે ગાળનાર શિવાય અન્ય કોઈને તેમની નબળી તબીયતનો સાચો ખ્યાલ ભાગ્યે જ આવે; કારણ આવનાર માણસ સાથે વાત કરતાં મનોબળને લીધે તેટલા સમય પુરતી નબળાઈ જાણે અદશ્ય થઈ જતી. પરિણામે ઘણા તો નિર્દોષ ભાવે કલ્યાણભાઈ બહુ શ્રમિત થાય છે એવા લેશ માત્ર ખ્યાલ વગર પોત પોતાનાં અગત્યનાં કામને અંગે તેમની સલાહ લેતા. બાકી કેવળ સ્વાર્થી લોકોને તો પોતાનો સ્થાર્થ સધાતો હોય તો તેમ કરતાં સામા માણસને શું અને કેટલી હાનિ પહોંચે છે તે બાબતની થોડી ખેવના હોય છે ?

મંદવાડ દરમ્યિાન કલ્યાણભાઈનું શારીરિક સ્થિતિ પરત્વે નિરીક્ષણ કેવું સૂક્ષ્મ હતું, અશકિત હોવા છતા કામને કેવી રીતે પહોંચી વળતા, અગર તેટલા ખાતર કેટલી પ્રવૃત્તિઓ કેવા પ્રકારે છોડી દેતા, તેમ જ કેટલીક વાર મનના વેગને લીધે વધારે શ્રમ લેવાની ભૂલ પણ કેવી રીતે તેમનાથી થઈ જાતી, આ સઘળું તે સમયની રોજનિશીમાંથી આપણને જાણવા મળે છે. રાજકોટ બહાર રહેતા મારા જેવાને તો કલ્યાણભાઈની માંદગી આવી ગંભીર છે તેવો ખ્યાલ છેવટ સુધી આવેલો નહી. ! રોજનિશીનાં લખાણ ઉપરથી રોજ બરોજની તેમની દિલચાલનું તાદશ ચિત્ર આપણને જોવા મળે છે તેથી ફરી એક વાર તેનો જ આશ્રય લઈશું. તા. ૩–૧૧–૨૧ ના રોજ જો કે આટઆટલું લોહી છાતીમાંથી તૂટી પડયું છતાં અથવા તે કારણસર જ તા. ૪ થો ના રોજ કેટલુંક ચડત કામ લાલભાઈની મદદથી ઉકેલ્યું. તા ૪–૧૧–૨૧ " એકઠી થએલી ટપાલનો નિકાલ ચિ. લાલભાઈ પાસે કરાવ્યો મહારાજા ઇડરને તબીયતના ખબર આપ્યા.

તા. ૭–૧૧–૨૧ " ગઈ કાલે પેટમાં પવન ભરાવાથી અવાજ થયા કરતા હતા અને નિંદર ચૂથાણી, સવારમાં ઉષ:પાન પછી સખ્ત દસ્ત આવ્યો. છતાં પેટમાં નોબત વાગવાની ચાલુ રહી."

તા. ૯–૧૧–૨૧ " ઇડર મહારાજા સાહેબનો તાર 'Sorry to hear about your health, have sent Naharsigji this morning with your four months' pension in advance'

૪૬

ગતની ટ્રેઇનમાં સાબલવાડના સરદાર નાગસિંહજી તથા ગ. હરીલાલ આવ્યા. ”

દૈવી આપત્તિના અગર ગંભીર મંદવાડના પ્રસંગમાં આપણે બીજાઓનો સ્નેહ પ્રાપ્ત કર્યા રૂપી કેવી કમાણી કરી છે તેનો સાચો અંદાજ નીકળે છે. પાટણમાંના ભાગ પોતાના ગંભીર મંદવાડના પ્રસંગ ઉપરથી આ સાર–બોધ ગે તારવ્યો છે. ઘડી ભર આપણને એમ જ મનમાંથાય કે, ‘ ભલે આવો મંદવાડ આવ્યો ! નહિતર આપણા પ્રત્યે આટલા બધા લોકોની આવી ચાહના છે તે કયાંથી જાણવા પામત ? દિવ્ય–સુખની લાગણી કહેવાય છે તે આવા જ પ્રકારની હોવી જોઇએ ’

કલ્યાણભાઇ પ્રત્યે તો લોક–લાગણી ખેંચાય એમાં આશ્ચર્ય જ નથી. જસદણના રાણીજી તથા તેમના મા અને નરશીવાનજી શેઠ તરફથી વકીલ આવીને ખબર પૂછી ગયા, તથા હાવી ચાલી શકાય કે તુરત જસદણ આવવાનો આગ્રહ કર્યો. મનસુખલાલ રવજી તથા લીલાધર શેઠ પણ આવ્યા હતા સાથે જોગ લીલી દ્રાક્ષ મંગાવવા વરધી આપી. “ સર પ્રભાશંકર પટણી તબીયત જોવા આવ્યા હતા. તબીયત શિવાય બીજી વાતોના પ્રસંગમાં–નાં યુરોપિઅન એડમિનિસ્ટ્રેશને જે નમુનો તૈયાર કરી દેખાડયો તેવા મહારાજા સાહેબ ન થાય તે ધ્યાન રાખવા યાદ આપ્યું. આપણાં રાજનીતિ વગેરે ધર્મશાસ્ત્ર અત્યારે કામ લાગે તેવાં અકબંધ નથી, છતાં તે માંહેનાં સિદ્ધાંતોનાં જ્ઞાનની પૂરી અપેક્ષા છે. રાજાને તેનુ સ્વરૂપ અને તેનાં ધર્મો સમજાવવા જોઇએ. ”

ફરી આપણે રોજનિશીનાં પાનાં ઉથલાવીએ. “ મોળું ધોળવું તથા કઢી તેમ જ દાળ થોડી અને ચોખા વધુ એવી ખીચડી તથા ભરડકું લેવાની વૈદે છુટ આપી. માત્ર કોઈ ટંકે મગ અને દુધ ભેગાં ન કરવાનું ધ્યાન રાખવું. આંખના ડોળાનો રંગ કંઈક મોળો લાગે છે એમ વૈદે દીઠું અને મને આરસીથી દેખાડયું. કારણનું કાંઇ બોલ્યા નથી. ”

અમારા વૈદરાજને બોલવાની તો જાણે બાધા હતી. અપવાદ રૂપે કલ્યાણભાઇ સમક્ષ તો થોડું ઘણું સ્પષ્ટિકરણ કરતા. ઉપરની બાબતમાં તો તેમને મનમાં એમ થયું હશે કે કલ્યાણભાઇ ચેતતા રહે તો સારૂં.

“ હિંદના આર્યોની અધો ગતિ સુખ્યત્વે શાથી થઇ ? એ વિચાર સહજ

મનમાંથી ઉઠતાં મુદ્દા સુઝે તેમ થોડે થોડે નોંધી લેવાનું શરૂ કર્યું."

"શ્રીયુત વિશ્વનાથ સદારામ પાઠકે સન્યાસ ગ્રહણ કર્યો છે; એમને સાથે લઇ સાંજે બાલુભાઇ આવી ગયા. બ્રાહ્મણ શરીર અને ચતુર્થાશ્રમની આવશ્યકતા મોક્ષના અધિકારમાં શા માટે તેની ચર્ચા થઇ."

હાલના ગુજરાતના એક આગળ પડતા સાક્ષર શ્રી રામનારાયણ પાઠકના પિતા સંબંધી ઉપરની નોંધમાં ઉલ્લેખ છે. પોરબંદર રાજ્યમાં કલ્યાણભાઇ અને શ્રી વિશ્વનાથ પાઠક નોકરીમાં સાથે હતા.

પ્રિન્સ ઓફ વેલ્સની મુલાકાતનો બહિષ્કાર મુંબઇમાં થયેલો તેને અંગે ત્યાં હુલ્લડ ફાટી નીકળ્યું. તેના ઉલ્લેખો અવાર નવાર રોજનિશીમાં આ સમયમાં જોવામાં આવે છે.

તા. ૨૧–૧૧–૨૧ "વૈદ્યરાજે ખબર આપ્યા કે મુંબઇમાં તોફાન મોટા પાયા ઉપર પાછું ઉપડયું છે, ગાંધીજી અપવાસ કરે છે અને કાયદાના ભંગનું હાલ મુલ્તવી રાખ્યું છે."

તા. ૨૩–૧૧–૨૧ "મુંબઇમાં શાંતિ તા. ૨૧ ની સવારથી થઇ છે. જુદી જુદી કોમના આગેવાનોને એકઠા મોટર-લોરીમાં બેસાડી ચોતરફ ફેરવી તેમની પાસે સમજાવટ કરાવવાથી શાંતિ થઇ."

તા. ૨૪–૧૧–૨૧ "આજ સવારે વખતસર નાહીને સંધ્યા, ગાયત્રીનો જપ. તર્પણ વગેરે કર્યું, ને તે પણ હવે થઇ શકશે એમ અનુભવ થયો"

મઢેલા એકમુખી પારા (મોને મઢેલા રુદ્રાક્ષના પારા) (૧) વૈદ પોપટભાઇ, (૨) ડોક્ટર રતિલાલ, અને (૩) લાલભાઇના મિત્ર મોરારજીને આપ્યા. (વૈદને તે સાથે જુદું રોકડ)

"હિંદના આર્યોની અવનતિ શાથી? એ નોંધ સ્વામીજીને મોકલવા સારૂ લાલભાઇને આપી." એમના લેખન કાર્ય રૂપી આ છેલ્લી પ્રસાદી હતી. "સવારે આજ મહાકાળેશ્વર (રુસ્તમજી સાહેબના બંગલાથી આથમણે) ચાલીને જઇ આવવાનો અખતરો કરી જોયો, પણ હજી થાક લાગે છે."

આ પ્રમાણે આજમાયશ કરતાં શ્રમ વર્તાયો! પણ મનુષ્ય જીવન વ્યકિત-

ગત તેમ જ સામાજિક પ્રગતિશીલ જ છે ને !

"નવજીવન આવતાં વાંચી લીધું. મુંબઈનાં રમખાણથી મળતી સર્વ સુચનાઓ એમણે (ગાંધીજીએ) ધ્યાનમાં તો લીધી છે. રા. બાલુભાઈ આવ્યા. પોતે ગાંધીજીનાં આત્મબળની અસરનાં સ્તોત્રો રચ્યાં છે તે સંભળાવ્યાં. જે પ્રશંસા કરી છે તે યોગ્ય જ છે. છતાં એવા સમર્થ તપસ્વી પુરુષોનો પુરો લાભ નથી મળતો તેનું કારણ 'વેગ' (મનનો) અને એ વેગમાં બહિષ્કાર અને હોળીનું આસુરી સ્વરૂપ દેખતા આળસ્યા, તે મને તો લાગે છે તે મેં જણાવ્યું."

ઉપરથી જણાશે કે મંદવાડને બીછાનેથી પણ કલ્યાણભાઈએ અસહકાર અને મુંબઈનાં રમખાણ બાબત ખુબ મનન કરેલું. તે સમયના એક પત્રમાં તેમણે તાત્કાલિક હિન્દુ-મુસલમાન ઐક્યને "કાચા રેશથી બંધાએલું" દર્શાવ્યું છે. વિશેષમાં એમ પણ જણાવ્યું છે કે:—"આ ઐક્ય અચાનક તુટશે ને તે વેળા હિન્દુઓને ઘણું ભોગવવું પડશે. પણ તે ભવિષ્યના ગર્ભની વાત છે." એવા જ એક પત્રમાં મુંબઈના હુલ્લડ બાબત ઉદ્‌ગાર કાઢયા છે કે:— "માલેગામ મોપલા વગેરેનાં તોફાનો પણ અસહકારની ઉંધી સમજનાં જ પરિણામ હતાં પણ તે કબુલ નોતું થાતું. હવે મુંબઈનું રમખાણ તો કેવળ વિદેશી કપડાં પરાણે ઉતરાવવાનો ઉંધો માર્ગ લેવાયાથી જ થયું એ કબુલ થયું છે. જો હજુ પણ ઉતાવળ પડી નહીં મુકાય તો આખા દેશમાં બેદિલી થાશે અને તે દુ:ખ સારા હિન્દુઓને વધુ વેઠવું પડશે જેની કંઈ હદ નહીં રહે. એ વિના બીજું પરિણામ સંભવતું જ નથી એ તો હું શરૂઆતથી જ કહી રહ્યો છું." નજીકના ભવિષ્યમાં બનેલી ઘટનાઓ ઉપરથી આ વર્તારો સચોટ હતો એમ કબુલ કર્યા વિના ચાલે તેમ નથી. આવી અસામાન્ય દીર્ઘદૃષ્ટિ ધરાવનાર વ્યક્તિઓ વિરલ હોય છે.

પોતાની તબિયત બાબત ઇડર રાજ્યના કવિશ્રી ઉપરના પત્રમાં ઉલ્લેખ કર્યો છે; આ પત્રનાં અવતરણો આંહી આપેલ છે.

રાજકોટ-પરા
કાઠિઆવાડ
તા. ૬-૧૨-૨૧
ભોમ રાતે

સ્નેહી કવિરાજ ભાઈ શ્રી દોલતરામજી,

આશીર્વાદાત્મક કવિત સહિતનો કાગળ આજ સવારે મળ્યો. નિ:સ્વાર્થ

અને અવિકૃત હૃદયના પ્રેમમાં પ્રભુને વશ કરવાનું સામર્થ્ય છે, તો હું તો એવો કેવો કે એ શક્તિથી ન બંધાઉં ? ભાઈ ! આપના વિશુદ્ધ પ્રેમભાવનું જ બધું પરાક્રમ છે. એને મારા ગુણ–દોષ જોડે કાંઇ સંબંધ નથી.

આજ તો સવારે જ સ્નેહી ભાઇ શ્રી હરિલાલજી તેમ જ આપ બંને માટે બે શબ્દો અગ્જના લખીને પેશ કરેલછે. સારું થાય તો પ્રભુ કૃપા. કાંઇ ન થાય ત્યાં સુધી ચાલશે; પણ વિપરીત પરિણામ આવે તો મને અજાત પાપનો થવો જોઇએ તેટલો પશ્ચાતાપ થાશે. એટલો દિલાસો છે કે આપ અગર હરિલાલજી મને દોષ દ્યો તેમ નથી.

મારી તબીયત સારી થઈ ગઇ છે. સાજો હતો તે વખતથી લગભગ ૩/૪ જેટલો ખોરાક લઇ શકાય છે. લોહી તો પાછુ આવતાં વાર લાગે જ, ને તેથી શ્રમ ઉઠાવવાની શક્તિ પણ મોડી આવે. શરીરને પૂજવું ન પોષાય તેવો સ્વભાવ છે, એટલે એની પાસેથી થોડું થોડું વિચાર તથા વાંચવાનું કામ તો લેવા માંડયું છે ને હવે ટપાલ બધી જાતે લખુ છું. પથારી તૈયાર રાખુ છું. વચ્ચે વચ્ચે તે ઉપર શરીર લાંબુ કરીને ઘોડાની પેઠે ધણધણાવી લઉં છું. આમ ચાલે છે. બાકી કુશળ. સર્વત્ર તેમ હો.

ત્રિ. કલ્યાણરાયના
સપ્રેમ–પ્રણામ

આ અરસામાં એકંદર તેમનું સ્વાસ્થ્ય ઠીક રહેલું ગણાય. પરંતુ દશ દિવસ બાદ તા. ૧૬ મી ડિસેમ્બરથી તાવ–ઉધરસ લાગુ પડયાં. ઉપરાંત અર્શમાંથી લોહી પડવાનું શરૂ થયું. અને ઘણા ઇન્જેક્શન લેવાયા છતાં લાંબા સમય સુધી અર્શ ' ફુઝવા 'નું ચાલુ રહેલું. તા. ૫–૧૨–૨૧ થી તા. ૩૧–૧૨–૨૧ સુધી–જાણવા લાયક રોજનિશીની નોંધ નીચે મુજબ છેઃ–" " રણમાં ન હોય તે શરો " એ સ્થિતિ ડોક્ટર ગતિલાલની રહે છે તે ન રહેવા એનાં ઇન્જેક્શનો લેવાનું નક્કી કર્યું ને ખબર આપ્યા. એકાંતરે અને કુલ દશ આપવા માંગે છે."

આવી હાલતમાં પણ કોઇ જનહિતકારી વિષયની ચર્ચા ઉપસ્થિત થાતી તો ઘડીભર ઉત્સાહમાં આવી જતા. જેમ કે, " શ્રીયુત છગનલાલ પંડયા રા. ચન્દ્રશંકરના એક ગ્રેજ્યુએટ જમાઇને સાથે લઇને મળવા આવ્યા. એ યુવકે

સદ્‌ભાવ બતાવતાં શરીરની અશક્તિનું એ કલાક ભાન ભુલાણું. અસહકારને લગતી અનેક ચર્ચા થઈ." ઉધરસ અને તાવ હઠીલાં બનેલાં. ડાક્ટર વૈદ્યના ઉપચારો કાર્યસાધક ન નીવડયા. લેપની અસર બે દિવસ જ સારી જણાઈ. આ શિઆળામાં ટાઢ પણ ઘણી હતી. રાતમાં ઉધરસની તકલીફ પણ ઘણી જ રહેતી.

" છબીલરામ તથા પ્રીતમરામ અને પછી બાબુભાઇ વગેરે આવતાં બોલવાનો શ્રમ વધી ગયો." અને તે શ્રમનું પરિણામ શું ભોગવવું પડયું તે રોજનિશીમાં જણાવ્યું છે.–

તા. ૩૧–૧૨–૧૯૨૧ " કાલ રાતે છેક બે વાગ્યા સુધી ઉધરસ આવ્યા જ કરી ને પછી કેવળ થાકથી પડી રહેવાયું; તે પણ પાંચ સુધી. પાછું પરોઢ વાણું થઇ પડયું " આ પ્રમાણે ઈ. સ. ૧૯૨૧ ની સાલ સમાપ્ત થઇ અને કલ્યાણભાઈનાં જીવનનું છેલું વર્ષ શરૂ થયું. પણ તેમના માટે તે વર્ષ અપૂર્ણ જ રહેવા સર્જાયું હતુ. !

ઈ. સ. ૧૯૨૨ ના જાન્યુઆરી માસમાં મંદવાડનો ક્રમ લગભગ એ જ પ્રકારનો રહ્યો. ડાકટર રતીલાલ બક્ષી સવાર, બપોર અને સાંજ જ્યારે જરૂર પડે ત્યારે હાજર થઈ જતા. અમારા કુટુંબનું તેમના પાસે પૂર્વ જન્મનું લેણું જ ! બીજું શું હોઇ શકે ! એ ભાઈ અથાક શ્રમ લેતા. વિગતવાર હકીકત માટે રોજનિશીના લખાણુ તારવશું.

" જુનાગઢ–દિવાન રાણા સાહેબ, વનિતા–વિશ્રામવાળાં નાની બહેન, અને મનસુખલાલ રવજી જુદે જુદે વખતે આવી ગયા. ઉધરસની મુઝવણ હવે ઓછી છે, બાકી નબળાઇ વધે છે. પણ તે કાંઇ પીડા નથી દેતી. ટેમ્પરેચર ૯૮-૫ હોય ત્યાં તો પાણીની ધક લાગે આ વખત શરીર બરાબર કથળ્યું છે મુંબઈથી ફુલભાઇ આવવાનું પૂછે છે, પણ આંહીની ટાઢમાં એણે આવવું તે જોખમ છે માટે ના લખાવી. "

" મુંબઇથી ફુલભાઇનો તાર " All settled peacefully between Guru Swami and Bharti–Tirth ' આ મોટા હળાહળી કલેશ શમ્યાની વધામણી છે. "

આપની વહેંણી ગણી છે. આમ ખેંચતાણુ ચાલી. છેવટ જે નીકાલ થયો તે બાબતની હકીકત નીચેના પત્રો ઉપરથી જાણુવા મળશે.

જસદણ

તા. ૧૭-૧-૨૨

મુ. વડીલ કાકાશ્રીની પવિત્ર સેવામાં,

વિનતિ કે આપે રૂ. ૧૫૦૦) મને સંવત ૧૯૭૫ માં આપેલા હતા, તે સબંધમા હાલ હું ગન્ડોટ આવેલ ત્યારે આપે રૂ રૂ. ૫૦૦) નો બોન્ડ આપતાં મારે વિનતિ કરવા પ્રસગ આવેલ. આપે રૂ. ૧૫૦૦) મારે ખાતે માંડયા નથી; પણ મેં તે રકમ આપની જમા ગણી છે અને કરજ તરીકે પ્રથમથી જ ગણેલ છે; તેથી તે રકમ હુ આપી શકું તો મેંમાની લીધેલ કરજમાંથી છૂટો થવા મને તક રહેવી જોઇએ, તે માગણી છેવટ સ્વીકારી અને તેથી આ રૂપિઆ પંદરસો મેં કરજ તરીકે ગણ્યા છે તે હકીકત આ કાગળથી જણુાવું છું....... તો હવે આ રૂપીઆ મારે આપની વતી માગ ભાઇઓને આપવા તે સંબંધમાં આપને યોગ્ય લાગે તેવી ગોઠવણુ કરશો.

ચિ. છોરૂ છેલશંકરના

શા. દં. પ્રણામ

ઉપર મુજબના છેલભાઇના પત્રની નકલ લાલભાઇના હસ્તાક્ષરની છે અને તેની હેઠળ લાલભાઇના જ હાથથી કલ્યાણભાઇએ શેરો કરાવ્યો છે કે –" ચિ. ભાઇ મૂળશંકર તથા લાલભાઇ'–આ રૂપિઆ દોઢ હજાર મેં તો પ્રથમથી લેણા માન્યા નથી. ચિ. રા. છેલશંકરને મારી તરફથી એટલી મદદ થાય તેમાં કાંઇ વિશેષ નથી. બીજી બાજુથી એના મનમા દૈવ સાનુકુળ થાય તો સ્વમાન જાળવવા લાગણી રહે તે આપણા કુટુંબના જણુને છાજતું જ છે. તમારે આ રકમ લેણી સમજીને કદી ઉઘરાણી કરવાની નથી. પણ સંકોચ ભોગવ્યા વિના જો ભવિષ્યમાં તે રકમ અગર તેનો કાઇ ભાગ આપી શકે તો તે તમોએ અરધો અરધ લેવાને છે. આમા તમારા બીજા ભાઇઓનો કાઇ સંબધ મેં રાખ્યો નથી.

તા. ૧૮-૧-૨૨ બુધવાર

શુ કલ્યાણુરાય જેઠા બક્ષી

ના આ

જણાવવાની ભાગ્યે જ જરૂર હોય કે મુ. છેલભાઇએ આ આખી રકમ ચુકતે કરી આપી છે.

જાહેર હિતની, રાજપ્રકરણીય અને સામાજીક બાબતોને અંગે જે હકીકત રોજનિશીમાં ટપકાવી છે તે તેમ જ બીજી પ્રકીર્ણ બાબતો વિશેની નોંધ આગળ વાંચીએ.

"શુકલ સાહેબ, વેણીલાલ બક્ષી તથા પુરુષોત્તમભાઇ સહિત-આવી ગયા. કાઠિઆવાડ, દક્ષિણ તથા રજપુતાનાનાં દેશી રાજ્યોની સુધારણા માટે સભાઓ છે, તેના પ્રતિનિધિઓ મળીને સર્વ દેશી રાજ્યોમાં સામાન્ય સુધારા શું શું મગાય તે નક્કી કરવાના છે; આ બાબત સલાહ માગી તે સુઝયા પ્રમાણે આપી. મેં સુચવેલા મુદ્દાઓ (૧) બંધારણ એટલે કાયદા બાંધીને મેળવ્યા વિના કાંઈ સત્તા ન ચલાવે. (૨) ટકા ઠરાવી વરાડથી ખરચખાતામાં ઉપજની ફોળવણી કરવી. ખાનગી અને ખજાના સહિતના ટકા. (૩) એને અનુસરીને વાર્ષિક બજેટ. (૪) ખેડુત તેમ જ ઉભડોની ખાનગી મિલ્કતનો સ્વીકાર. (૫)...કોઇ પ્રસંગે વેઠ નહીં."

"શુકલ સાહેબ તેમનો લેખ વંચાવી ગયા. બે મુદ્દા સૂચવ્યા. (૧) જુની આર્યહિન્દની રાજ સંસ્થાઓમાં નિરંકુશ વ્યક્તિગત સત્તા ન હોતી. પ્રજામંડળ અને ઋષિઓ કાયદા બાંધે અને રાજા તેનો અમલ કરે આમ હતું. અને (૨) કાયદા તથા બંધારણના અંકુશ વિનાની વ્યક્તિગત સત્તામાં Continuity of policy ન બને."

"છેલભાઇનો કાગળ. મી. બીમન સાહેબે એની 'બ્રીફ'ની ઘણી તારીફ લખી છે તે વાંચવા બીડી છે. વાંચીને શેર લોહી ચડે તેવું છે."

તબીયત નબળી રહેતી ચાલુ રહી છતાં ટાઢ કમી થતાં કાંઇક ટટાર થયા અને સ્થળાંતર કરવા વૃત્તિ થઈ. તેથી મુળવંતભાઇને પૂછાવતાં હળવદમાં પોતાને ત્યાં પુરતી સગવડ છે એમ જવાબ આવ્યો. તેથી તા. ૧૯–૨–૨૨ ના રોજ કલ્યાણભાઇ લાભભાઇને સાથે લઇ હળવદ ગયા. જતાં જ મનમાં ઉલ્લાસ જણાયો તે બાબતમાં રોજનિશીમાં આ પ્રમાણે જણાવ્યું છે–"હળવદ સ્ટેશને મૂળવંતભાઇ શીગરામ લઇ આવેલ. ઉતારો નજીક છે અને મકાનની મોઈ સારી છે. ગામના બહારના ભાગમાં મૂળવંતનું મકાન છે તેથી ઘરમાંથી

બહાર પગ મુકતાં જ ખુલ્લો સ્વચ્છ ભાગ આવે છે. થોડું પગે ચાલીને ફર્યો. સ્થળાંતર માત્રથી વૃત્તિમાં ઉત્તેજના લાગે છે. આંહીનાં મોટા ડાક્ટર જેઓ ગોંડળના ભાયાત ગણોદના રતનસિંહજીના દીકરા છે તેઓ બપોરે આવ્યા અને કલાકો સુધી બેઠા. લડાઇ તથા બીજા પ્રસંગે ઘણું ફર્યા છે તેથી પોતાના અનુભવની ઘણી વાતો કરી. " એક અઠવાડીઆં સુધી બે વખત ફરવા જતા. તબીયતમાં પણ એકંદર સુધારો જણાયો. મન પ્રફુલ્લિત રહેતું. પણ તા ૨૬ મી એ પાછી પછાડ ખાધી.

અને છેલ્લા અઠવાડીઆમાં અર્શમાંથી લોહી પડવાનું ચાલુ થયું, તેથી ખારાઘોડા જવાનો વિચાર અળસાવ્યો. લાલભાઇએ રાજકોટથી વિનંતિ-પત્ર લખ્યો કે અર્શમાંથી લોહી પડે છે માટે હવે રાજકોટ પાછા આવી જાઓ. લખો તો તેડવા આવું. કોઇ કોઇ વાર વધારે શ્રમ લેવાની ભૂલ થાય છે એવું સમજાતાં રોજનિશીમાં તે બાબત ઉદ્‌ગારો છે કે:–" કાલ ફરવા ન જવાથી પીંડીની આપદા કાંઇક કમતી થઇ મારી એ જ ભૂલ થતી જણાય છે કે શ્રમ લેવાની વહેલી શરૂઆત થાય છે. "

હળવદમાં મહીનો એક નિવાસ રાખી તા. ૧૯–૩–૨૨ ના રોજ કલ્યાણભાઈ રાજકોટ આવ્યા. ત્યાં પહોંચતાં જ જાણ્યું કે પોતાના જ્યેષ્ટ પુત્ર લાભભાઇનાં પત્નીને ' સંગ્રહણી ' છે એવું હવે ચોકકસ કર્યું. એટલે એ જીવલેણ રાજરોગનાં નગારાં વાગી ચૂકયાં !

માર્ચ માસના બાકીના દિવસોમાં તેમ જ આખા એપ્રિલ માસ દરમિઆન કલ્યાણભાઇ રાજકોટમાં જ રહ્યા. જરા તબીયત સ્વસ્થ જણાય તો ગાડીમાં અને કોઇ વાર પગે ચાલીને બહાર નીકળતા ! તેમ છતાં એ તો નિ:શંક છે કે, અંદરખાનેથી તેઓ ચેતી ગયા હતા કે પોતાનું શરીર લાંબો સમય ટકશે નહીં.

પોતાને અસાધારણ નબળાઇ વચ્ચે વચ્ચે વર્તાતી તેના ઉલ્લેખો, પોતાની સંસાર-જાળ સમેટી લેવા માટે લીધેલ અગમચેતીનાં પગલાં, અને કોઇ કોઇ વાર વાતચીતના પ્રસંગમાં નીકળતા તેમના ઉદ્‌ગારો, ઉપરનાં અમારાં કથનનું સમર્થન કરે છે. ખાસ તો હળવદમાં હતા ત્યારે આ બાબતમાં બહુ સ્પષ્ટ ઉદ્‌ગારો કહાડેલા એવું ગ. ગ. મૂળવંતભાઇએ નોંધેલ હકીકત ઉપરથી સિદ્ધ થાય છે.

હળવદના નિવાસના સમયની વાત ચાલે છે ને પ્રસંગે તે જ સ્થળે એક ભોજી ઘટનાનો રા. રા. મૂળવંતભાઇએ ઉલ્લેખ કરેલ તે પણ આંહી જ રજુ કરીશું.

ગ. રા મૂળવંતભાઇ જણાવે છે કે.—" એક દિવસ સાંજે ફરીને સદ્ગત (કલ્યાણભાઇ), હું, તથા ડાક્ટર સાહેબ ઘેર આવતા હતા. ડાક્ટર સાહેબ એવી મતલબનું બોલ્યા કે ' ન્યાયના કામમાં ' રજવાડામાં વાતાવરણ જોઇને વર્તવાની જરૂર છે, અને કેવળ શુધ્ધ ન્યાય પકડી રાખવાથી આર્થિક લાભ મળતો નથી. ન્યાયાધીશ સાહેબ મૂળવંતરાયભાઇમાં તે tact નથી. હળવદના ઉતારા પાસે પ્રસ્પીતાલમાં દરવાજા નજીક ચાર પીપળીઓ છે ત્યાં અમે ઊભા. હતા. ડાક્ટર સાહેબનો આ ઉદગાર સાંભળતાં જ સદ્ગત અપૂર્વ લાગણીથી બોલી ઊઠ્યા.

નહિ કલ્યાણકૃત કશ્ચિત્ દુર્ગતિં તાત ગચ્છતિ ।

"એ ગીતા વાક્ય ડાક્ટર સાહેબ ભૂલશો નહી.અને મૂળવંતભાઇ કે બીજા કોઇ પ્રભુ તરફ દૃષ્ટિ રાખી શુધ્ધ મતિથી યોગ્યાચરણ કરશે તો કદી ભૂખ્યા નહીં રહે એ ખાત્રી રાખજો. " સમય તે સ્થળ અને સદ્ગતના ચહેરા ઉપરનો તે પવિત્ર ઉજાસ—એની સ્મૃતિને લીધે હજુ પણ એ શબ્દો કાનમાં ગુંજે છે." જાણે મૂળવંતભાઈ દ્વારા અમારા કુટુંબીઓને છેવટનો ભવ્ય સંદેશ આપ્યો હોય એમ જ જણાય છે.

ઉપરની હકીકત જોતાં પોતાનું શરીર હવે ટકશે નહી એમ કલ્યાણભાઈ પોતે તો મનમાં પામી ગયા હતા; અને છતાં ઘણા ખરાને સ્વપ્ને પણ ખ્યાલ ન હોતો કે તેમનો અંત આટલો નજીક હશે. છેવટના શ્વાસ સુધી કલ્યાણભાઇ જનહિત કાર્ય કરવામાં પાછી પાની ન કોતા કરતા તેથી આજુ-બાજુના છેતરાય એ દેખીતું છે.

રાજકોટ રહ્યા તે સમયની તેમ જ માંગરોળમાં ગાળેલ થોડા દિવસ દર-મિયાનની મુખ્ય બાબતો વિષે રોજનિશીમાંની આપેલ હકીકત અવતરણ રૂપે લઇશું.

તા. ૨૦-૩-૨૨ " ગાંધીજીએ અમદાવાદ સેશન્સમાં રજુ કરેલો એકરાર

તથા ગત કાલનું નવજીવન વાંચ્યાં. થોડું કરવા જતાં પગની નબળાઇ પ્રત્યક્ષ અનુભવમાં આવી."

તા. ૨૬-૩-૨૨ "માંગરોળ મૂળભાઇને લખ્યું. ઘર અમારા લાયક મળે તો બે મહિના માટે લે."

"પ્રજામંડળની વાર્ષિક સભામાં હાજરી આપી. પ્રમુખ તરીકે શરૂઆતનું ભાષણ આપ્યું ને સેક્રેટરીનો રિપોર્ટ વંચાયા બાદ શુક્લ સાહેબને પ્રમુખ-સ્થાન સોંપીને મેં રજા લીધી." આ યાદગાર બેઠક સંબંધે વર્તમાનપત્રોમાં અહેવાલ આવેલો. ગાંધીજીની ધરપકડ પ્રત્યે વિરોધદર્શક ઠરાવ પ્રમુખસ્થાનેથી મુકતાં કલ્યાણભાઇએ ગંભીર ચેતવણીના સૂર કાઢેલા. પરિશિષ્ટમાં આ ભાષણનો સાર તેમ જ તે સભામાં થયેલાં કામકાજનો અહેવાલ આપવામાં આવેલ છે.

આટલી હદે તબીયત લથડી ગએલી છતાં પ્રજામંડળની બેઠકમાં હાજરી આપવી એ પોતાનું કર્તવ્ય છે એમ કલ્યાણભાઇએ માન્યું; તેથી જ અમે જણાવેલું છે કે જીવનના છેલ્લા શ્વાસ સુધી તેમણે કર્તવ્ય બજાવવાનું ચાલુ રાખેલ. પ્રજામંડળની આ પ્રમાણે અંતિમ વિદાય લીધી.

દરીઆકાંઠાની હવા અનુકૂળ આવશે કે પ્રતિકૂળ નીવડશે તે બાબતમાં વૈદ્યરાજ અને સ્વામી-બાપુ પ્રેમસાગરજી વચ્ચે મતભેદ જણાયો. વૈદ્યરાજ દરીઆની હવા અનુકુળ પડશે એમ માનતા હતા. કલ્યાણભાઇની મૂળ તાસીર મુજબ તે અનુમાન સ્વાભાવિક ગણાય. પરંતુ પ્રેમસાગરજીને એમ જણાયું કે શરીરમાં શીત પ્રસરી ગયું છે તેથી આ વખત સમુદ્ર કિનારાનો નિવાસ માફક નહીં આવે. કમનસિબે પ્રેમસાગરજીનો અભિપ્રાય સાચો નીવડયો. રોજનિશીમાં આ બાબતમાં જણાવેલું છે કે-"સાંજે પ્રેમસાગરજી પાસે. મને શરીરમાં ગરમી નથી ઉલટી શરદી પ્રસરી ગઇ છે અને 'બહુમૂત્ર' થયેલ છે તેથી દરીઆની હવા વિરુધ્ધ પડવા સંભવ છે એમ કહીને તેવું જરા પણ વરતાય તો હઠ ન કરતાં તુરત પાછા આવતા રહેવા સ્વામીજીએ સૂચના જરા ભાર દઇને કરી."

એક પત્રમાં લખી જણાવે છે કે-"બદર ઉપર સેનેટેરીયમમાં હાલ તો જઇ રહેવાનો વિચાર નથી. ફુલભાઇ તથા હેમતુભાઇ આવે ત્યારે જોશું."

મૂળભાઇ ઉપર અવસાન પહેલાંનો આ છેલ્લો પત્ર જણાય છે. તે પત્ર ઉપ-રથી ફુલભાઇ અને હેમતુભાઇ આવે તો ઠીક એવી ઝંખના ચોખ્ખી જણાય છે; પણ સ્વભાવ મુજબ પોતા ખાતર બીજાને અને તેટલી ઓછી તકલીફ આપવી એવો હંમેશ આગ્રહ ધરાવતા હોવાથી હું તો તેમના મંદવાડની ગંભીર સ્થિતિથી બેખબર જ રહ્યો, અને સીધો માંગરોળ જવાને બદલે પહેલાં જસ-દણ ગએલો. કલ્યાણભાઈની ચાકરી કરવાનું મારા ભાગ્યમાં ન હોતું.

એપ્રિલ તા. ૬ થી તા. ૧૩ મી સુધીમાં ".સત્યાગ્રહ સપ્તાહ દરમિયાન "સૌરાષ્ટ્ર" નામના જાણીતા સાપ્તાહિક પત્રના તંત્રી શ્રીયુત્ અમૃતલાલ દલપતરામ શેઠ તરફથી વિનંતિ પત્ર આવ્યો કે "કાઠિઆવાડની પ્રજાને આપના તરફથી એક સંદેશ જરૂર લખી મોકલશો." તે ઉપરથી કલ્યાણ-ભાઇએ એક નાનું લખાણ મોકલેલું, જે "સૌરાષ્ટ્ર" ના તારીખ ૮-૪-૨૨ ના અંકના મુખપૃષ્ટ ઉપર છપાએલો. આંહી તે લખાણમાંથી ફક્ત છેલ્લા પરિચ્છેદનું અવતરણ આપેલ છે................" માટે આપણું અત્યા-વશ્યક પ્રથમ કર્તવ્ય એ છે કે આપણાં રાજ્યોને બંધારણવાળાં કરાવવાં. પ્રજાસંઘનું સંગઠન થાય ત્યારે જ આ બને. અને એ સંગઠન માટે મહાત્મા ગાંધીજીએ સૂચવેલ સ્વદેશીનો પ્રચાર, દારૂ નિષેધ, અંત્યજોનો સમાજના અંગ તરીકે સ્વીકાર, વિવિધ ધર્મ તથા જાતિના સમૂહોનું ઐક્ય વગેરે ઉપાયો જ છે. એ બધી પ્રવૃત્તિઓ સ્થળે સ્થળે પ્રજામંડળો સ્થાપીને તેવાં મંડળો દ્વારા થાય તો પંથ વહેલો કપાય, તથા એક પ્રજાજનને રોવરાવવાથી બીજાને હસાવી શકાય છે એ હલકટપણું જતું રહે.

કલ્યાણરાય જેઠા બક્ષીના
સમષ્ટિરૂપ પ્રભુને પ્રણામ"

તા. ૨૪-૪-૨૨ની નોંધ ઉપરથી તેમની તાત્વિક માન્યતાનો પાયો સુદૃઢ રહ્યો હતો તેમ સમજાય છે. તત્ત્વ પહેલું અને બાહ્ય વિધિ પછી એ તેમનો સિધ્ધાંત હતો.

'વૈદ્યને એના પુત્રને જનોઈ દેવું છે. તે પ્રસંગ સારૂ 'ખોજા બોર્ડિંગ 'નું મકાન મળ્યું છે. પણ ત્યાં જઇ જોતાં પાડોશી મુસલમાનો કમ્પાઉન્ડના કુવા-માંથી પાણી ભરે છે. આથી પોતે મુંઝાણા છે કે ધર્મ જળવાય તેમ નથી. અમારી ભેદ-બુધ્ધિ કેટલે પહોંચી છે? જમવામાં આજ મ્હેનો સ્વાદ જુદો

આવ્યા ત્યારે જ તેમને ખ્યાલ આવ્યો કે કલ્યાણભાઇ તો હવે આ લોકમાં બે ઘડી જ મહેમાન છે. શ્વાસ ઉપડી ચુક્યો હતો. ભારે હૃદયે શ્રી સુડગરે તેમનાં દર્શન કરી વિદાય લીધી

તા. ૯–૫–૨૨ એ તેમના હસ્તાક્ષરની રોજનિશીની છેલ્લી નોંધ! તે તારીખના અક્ષરો તદ્દન ચગડાઇ ગયેલા અને ઘણી મુશ્કેલથી વાંચી શકાય તેવા લખાયા છે માંગરોળમાં આ પ્રમાણે ઘટના બની રહી હતી તે સમયે હું તો રાજકોટથી જસદણ ગયો હતો. એક દિવસ જ્યારે જસદણમાં છેલભાઈ અને હું ગઢ જોઈ પાછા આવી રહ્યા હતા ત્યારે સામેથી તાર લઇને એક રાજ્ય–સેવકને આવતાં છેલભાઇએ જોયો જોતાં જ તેમનો ચહેરો શોકગ્રસ્ત થઇ ગયો. ત્યારે પણ તાર કલ્યાણભાઇની ગંભીર હાલત વિષે હશે તેવો મને ખ્યાલ ન આવ્યો પણ છેલભાઇનું અંતર વસ્તુ સ્થિતિ પામી ગયું, અને તેમના મનમાં ઘા ઘુમી ગયો. તાર વાંચતાં જણાયું કે કલ્યાણભાઇની સ્થિતિ ગંભીર હોવાથી રાજકોટથી અમારા કુલ વૈદ્ય પોપટભાઇને સાથે તેડીને છેલભાઇને અને મારે તરત માંગરોળ આવવું એમ પુનમભાઈનો સંદેશો હતો. કમનસીબે તે જ રાત્રે છેલભાઇ પોતે ગંભીર બિમારીમા સપડાયા. લાચારીથી તેમણે મને એકલાને જવા કહ્યું. રાજકોટ જઇ વૈદ્યને સાથે લઇ મધરાત પછીની ટ્રેનમાં મેં રાજકોટ છોડયું, અને બળતે દિવસ જ્યારે માંગરોળ પહોંચ્યા ત્યારે કલ્યાણભાઇ બચે તેનું આશાનું એક પણ કિરણ દેખાતું ન હોતું. આમ છતાં અવસાનના આગલા દિવસ સુધી રીખી રીખીને પોતાના શયન–ખંડની બહાર ગવડીમાં કમોડની વ્યવસ્થા રાખેલી ત્યાં સુધી ગયેલા તે જ મુજબ પીશાબની હાજતે ઓરડામાંથી મોરીએ છેક છેલ્લા દિવસ સુધી ગએલા! પથારીમાંથી ખસવાને અશક્ત થયા તે સાથે દસ્તની હાજત પણ અદશ્ય થઇ.

અમે સૌ મોમાં આંગળી નાખી આશ્ચર્યથી દિગ્મૂઢ બની આ ઘટના જોઈ રહ્યા હતા. છેલ્લે દિવસે છેલ્લી વાર ઘસડાઈને મોરી તરફ જતાં વચ્ચે અટકયા. અમે પૂછ્યું "આપને ઉંચકીને મોરી પાસે મુકીએ?" તેમણે ડોકું ધુણાવી હા કહી તેથી અમે તેમ કર્યું. છેલ્લા દિવસે સવારે છેલભાઇ પણ આવી પહોંચ્યા.

તા. ૨૨–૫–૧૯૨૨ વૈશાખ વદી અગીઆરસ અને સોમવારના રોજ સાંજના પાંચ વાગતાં ઘુઘવતા સાગર કિનારે આવેલ પોતાનાં પ્રિય સ્થળ

માંગરોળમાં આ પુણ્યાત્માએ દેહ છોડયો. હજુ તે પહેલાના જ અઠવાડીઆમાં તેમનાં ભત્રીજી રતીબાઇ.મા. બક્ષીનાં લગ્ન માંગરોળ મુકામે થયેલાં તેથી ઘણા ખરા કુટુંબીઓ તેમને મળી શકયા અને તેમના દર્શન પામી કૃતાર્થ થયા. દેહ ત્યાગ કર્યો તે સમયે તેમના પુત્રો, પૌત્રો, ભત્રીજાઓ, ડૉક્ટર રવિશંકરજી અને તેમના પુત્ર કનકપ્રસાદજી વગેરે અંગત માણસો નો હતાં જ. અંતિમ પળોમાં સ્થિત પ્રતિજ્ઞા અડગ ધૈર્યવાળા મુ. રવિશંકરભાઇની હાજરી ઘણી જ મદદરૂપ નીવડી. કલ્યાણભાઇના અવસાનના સમાચાર માંગરોળમાં પ્રસરતાં જ્ઞાતિજનો તેમ જ અન્ય જ્ઞાતિના સ્નેહીજનો વગેરે સૌ કોઇ જોત જોતામાં હાજર થઇ ગયા. એક તો કલ્યાણભાઇનું મૃત્યુ અને વળી મૂળભાઇની માંગરોળ રાજ્યમાં પ્રસરેલી–સુવાસ પછી શું બાકી હોય ? જ્યાં પોતાની રાજ પ્રકરણી કારકીર્દીની શરૂઆત થએલી, જે સ્થળ પોતાને સ્વ–વતન જેટલું જ પ્રિય હતું અને જે સ્થળ હવે તેમના દેહ ત્યાગથી અમારે મન વિશેષ પવિત્ર બન્યું, તે સ્થળમાં નામદાર શેખ સાહેબે વળતે દિવસ ખાસ હુકમથી રાજ્યની તમામ ઓફિસો અને શાળાઓ બંધ કરાવી શોક પાળ્યો, આ સંબંધમાં ગેઝેટનો ખાસ વધારો બહાર પાડયો અને મૂળભાઇ ઉપર આશ્વાસન પત્ર લખી હૃદયની ખરી લાગણી વ્યકત કરી.

આ અવસાનના સમાચાર બહારગામ ફેલાતાં જ કાઠિઆવાડ–ગુજરાતનું શિષ્ટ–મંડળ શોકગ્રસ્ત બન્યું. હજુ તો થોડા રોજ અગાઉ કેટલીક અટપટી બાબતોમાં અતિ નાદુરસ્ત હાલતમાં હોવા છતાં કલ્યાણભાઇએ નિઃસંકોચપણે અમુલ્ય સલાહ આપેલી, અને ફકત દોઢ માસ પહેલાં રાજકોટ મુકામે મહાત્મા ગાંધીજીની ધરપકડ પ્રત્યેની વિરોધદર્શક સભામાં પ્રમુખ તરીકે કર્તવ્ય બજાવેલ. કાઠિઆવાડ રાજકીય પરિષદનાં ત્રીજા વાર્ષિક સંમેલનના તેમને પ્રમુખ ચુંટવા માટે ગંભીર વિચારણા ચાલી રહી હતી, તેમની પાસેથી હજુ તો અનેક પ્રકારનાં મહત્ત્વનાં કામોની, અણમોલ સલાહની અને સચોટ દુરદર્શી દોરવણીની આશા સેવાતી હતી ત્યાં તો આ અણધાર્યો આપત્તિમય બનાવ બની ગયો લાગણી ખળભળી ઊઠે એ સ્વાભાવિક હતું.

સગાં સંબંધીઓ, સ્નેહીઓ, જાહેર સંસ્થાઓ, રાજસ્થાનો વગેરે તરફથી શોક દર્શક તારો, પત્રો અને ઠરાવોની નકલોનો દરોડો પડયો. વર્તમાનપત્રોમા પણ આ શોકકારક બનાવની લાગણીભરી નોંધો લેવાયા, તેમ જ તેમની યોગ્યતાનાં ગુણગાન અલેખાયાં. આ પુસ્તકમાં તો પરિશિષ્ટમાં માત્ર ચુંટેલાં

વિશિષ્ટ 'અંજલિઓ' આપવામાં આવી છે.

આ બધી અર્પણ થયેલ અંજલિઓ વાંચતાં કલ્યાણભાઇનાં નિષ્કલંક ચારિત્ર્ય, તત્ત્વગ્રાહી અને તેજસ્વી બુધ્ધિ અને હૃદયની વિશુધ્ધ ભૂતદયાનાં ભાવના હોવાની પ્રતીતિ થાય છે.

આ પ્રમાણે કલ્યાણભાઇએ આયુષ્યભર–છેક અવસાન પર્યંત–પોતાનું જીવન અનેકવિધ પ્રવૃત્તિઓમાં વ્યતીત કર્યું તેનો સાલવારી સંક્ષિપ્ત અહેવાલ સમાપ્ત થાય છે. એ ઉપરથી એમનું સમગ્ર વ્યક્તિત્વ આલેખવાનો નમ્ર પ્રયાસ કરીશું.

તેમની મુખમુદ્રા પહેલી નજરે જ છાપ પાડે તેવી હતી. તેમનું વ્યક્તિત્વ ઓજસ્વી હતું. શરીરની ઊંચાઇ મધ્યમ–પ્રમાણસર અને કાઠી એવડી ખરી પરન્તુ સ્થૂલ તો નહીંજ. સામાન્ય રીતે આરોગ્યવાળું કહેવાય. વચલે ગાળે શરીર નબળું પડેલું. પરન્તુ યોગ્ય સંભાળથી અને ચુસ્તપણે પથ્ય પાળવાથી આરોગ્ય પાછું પ્રમાણમાં સારૂં થઇ ગયું. શરીરને પંપાળતા નહીં તેમ તેની સંભાળ પણ ઠીક રાખતા. શરીર મારફત જ બધી પ્રવૃત્તિઓ શક્ય છે, તે બરાબર સમજતા અને આપ્તજનોના મનમાં તે સત્ય બરાબર ઉતારવા અવિરત પ્રયત્ન કરતા. તેમનો પહેરવેશ સાદો પણ સુઘડ રહેતો. સુંદર દેખાવાનો પ્રયત્ન સ્વપ્ને પણ ન હોય. રીતભાત આકર્ષક હતી. બેઢબપણાનું નામનિશાન ન હોતું.

કુટુંબ–સ્નેહ ગાઢ હતો. ભાઇઓ–ભત્રીજાઓ સૌ પ્રત્યે નિઃસીમ પ્રેમ વર્તતો. તેમ સૌના હિત માટે તીવ્ર કાળજી ધરાવતા કુટુંબની કોઇ પણ વ્યક્તિનો ઉત્કર્ષ થાય તો બહુ પ્રસન્ન થતા. અને કુટુંબી પૈકી કોઇને કાંઇ પણ હાનિ થાય તો પોતાના જ સંતાન માટે જેટલી ક્લેશની લાગણી થાય તેટલી જ તે સમયે પણ થાતી. પરન્તુ હર્ષ–શોકની લાગણીનું પ્રદર્શન કમતી કરતા. કેટલીક વ્યક્તિઓ હર્ષ અગર શોકની લાગણી પ્રદર્શિત કરવામાં અતિશયતા દાખવે છે, તેથી ઉલટી રીતે કોઇ કોઇ વ્યક્તિ લાગણીઓ ઢાંકી રાખે છે.

અપ્રમાણ પ્રદર્શનના આવા અભાવથી પણ અર્થનો અનર્થ થવા સંભવ રહે છે. ઘણા ખોટી રીતે માની લે કે અમારા માટે એમને લાગણી ઓછી છે.

કેટલાક તેથી મનમાં અફસોસ કરે કે અમારી હુશીઆરીની, લાયકાતની કે કાર્યશકિતની તેમને કદર જ ક્યાં છે ?

કલ્યાણભાઈ પણ આવી અનેક ગેરસમજના ભોગ બનતા. પરન્તુ એવી કોઈ બાબત પરત્વે જે તે સમયની રોજનિશીમાં તેમના ઉદગારો વાંચીએ, અગર તેમના લખેલા પત્રોમાં તેમની મનોદશા આલેખાએલી હોય તે જોઈએ, અગર કોઈ વાર વાતચીતના પ્રસંગમાં સ્નેહી સંબંધી પાસે પોતાનું દિલ ખોલી બતાવતા હોય ત્યારે તેમને સાંભળ્યા હોય તો મનમાં શંકા રહેવા પામે જ નહીં ! એટલું ખરું કે પોતાની લાગણી વ્યકત કરવામાં-બાળક સુધ્ધાંને રમાડવામાં તેઓ છુટા દોર મૂકી શકતા જ નહીં. જોનારને એમ થાય કે તદ્દન નિઃસંકોચપણે બાળક જોડે ખેલતા નથી. સારાંશ એ કે ગૌરવ એમનાં હલન ચલન અને વર્તનમાં સંકળાએલું જ રહેતું. દાનેશ્વરી કર્ણનો જન્મ જેમ કાનમાં કુંડળો સાથે થયેલો ગણાય છે, તેમ કહી શકાય કે કલ્યાણભાઈએ જાણે સગૌરવ જન્મ લીધો હતો. તેઓ કાંઈ કૃત્રિમ રીતે ગૌરવ ધારણ કરતા નહી; એ તો એમનામાં ઓતપ્રોત હતું-જડાએલું હતું, તેથી શોક અગર હર્ષના પ્રસંગોમાં, વાતચીતમા, યુરોપીઅન અમલદારો, રાજા મહારાજાઓ અગર ઉપરી અધિકારીઓ જોડે પ્રસંગમાં આવતાં, તેમનું ગૌરવભર્યું વ્યકિતત્વ અભિન્ન રહેતું. બાકી તો ઘરનાં અને પગારનાં મનુષ્યો તો ઠીક જ, પરન્તુ મુંગાં પ્રાણીઓ પ્રત્યે પણ ઘણી લાગણી અને કાળજી રહેતાં. અમારે ત્યાં એક વાર ઘરની ગાય ગત પ્રાણ થતાં પહેલાં કષ્ટાતી હતી તેથી તેમને ગત ભર નિદ્રા નહોતી આવી તેનો હું સાક્ષી છું. પરન્તુ તેમનામાં આવી ઉત્કટ દયા અને સ્નેહની ભાવના સંભર હતી તે રખેને કોઇ જાણી જશે એવી જાણે ભીતિ સેવતા હોય એવી રીતનો બાહ્ય દેખાવ ધારણ કરવા પ્રયત્નશીલ રહેતા.

પોતાનાં સંતાનો પૈકી લગભગ બધાંની શારીરિક સંપત્તિ નબળી હોવા બાબત તેમને તીવ્ર લાગણી રહેતી અને પ્રભુ પાસે અમારી સૌની સુખાકારી માટે આર્જવતાપૂર્વક પ્રાર્થના કરતા એમ કહીએ તો ચાલે કે આ પ્રાર્થનાનું ફળ થોડે ઘણે અંશે તેમનાં પૌત્ર-પૌત્રીઓ અને દૌહિત્રો દૌહિત્રીઓને મળ્યું. જો કે હરિભાઈ શિવાય તેમના પુત્રો પૈકી કોઇ ઉચ્ચ પદ્દી કે હોદ્દો પ્રાપ્ત કરવાની દૃષ્ટિએ આગળ ન વધ્યા છતાં બધા સુચારિત્રવાન રહ્યા, એટલું જ નહીં પણ શારીરિક સંપત્તિના અભાવે આધુનિક ઉચ્ચ કેળવણી ન મેળવી શકયા તે જોતાં પ્રમાણમાં સારી પ્રગતિ સાધી શકયા. તેમજ જે જે સ્થળોમાં

તેમનાં પુત્રો નોકરી અગર ધંધાર્થે રહેતા તે તે સ્થળમા એકંદર સારી છાપ પાડતા અને સંસ્કારબળથી જુદા તરી આવતા. આ બાબતોમાં તેમને ઊંડો સંતોષ રહેતો; એટલે સુધી કે તેમના કહેવા મુજબ સાંસારિક આપત્તિઓના ક્રુર ઝપાટામાં આ કારણથી જ તેમનું જીવન ટકવા પામ્યું. આ બાબતનો પહેલાં ઉલ્લેખ થઇ ગયો છે અને પત્રોમા તેમજ તેમનાં વસીયતનામામાં તેમની અનોખી રીતે આ ભાવ તેમણે વ્યકત કર્યો છે.

ઉપરાંત તેમના મનથી પોતાના પુત્રો અને ભત્રીજાઓ વચ્ચે ભાગ્યે જ તફાવત જણાતો. દાખલા તરીકે પોતાના જ્યેષ્ઠ ભત્રીજા છેલભાઈ પાસે તેમણે પોતાનું અંતર ખોલ્યું હશે તેટલું પોતાના કોઇ પુત્ર પાસે પણ ભાગ્યે જ ઉઘાડયું હશે. છેલભાઈ તેમના રહસ્ય મંત્રી હતા. રાજ્યકારણ, મુત્સદ્દા ઘડવાની કુશળતા વગેરે બાબતમાં છેલભાઈ તેમના વારસદાર નીવડયા પુત્રો અને ભત્રીજાઓ વચ્ચેના આ અભેદ ભાવને લીધે પોતાની હયાતીમાં તેમના ભત્રીજા સારો દરજ્જો પ્રાપ્ત કરતા અગર તેમની કાર્યકુશળતા અને ચારિત્ર્યબળ માટે પ્રસંશા મેળવતા ત્યારે તેઓશ્રી પુલકિત થતા. અત્યારે પણ તેમને ઉંચી પાયરીએ પહોંચેલા જોઇને અને તેમાં પણ પોતાના એક ભત્રીજા મૂળવંતરાયને ગોરણીમા જ પોતાના પિતાના અને પોતાના સ્થાન પર મુખ્ય અમાત્ય પદે આવેલા જોઇને તેમના આત્માને પરમ સંતોષ થતો હશે. પરન્તુ તેમનો સ્વાત્મભાવ પોતાના કુટુંબમા જ પુરાઇ ન હોતો રહ્યો.

એક જ્ઞાતિ જન તરીકે–હિન્દુ સમાજના અંગ ભૂત તરીકે અને હિન્દી તરીકે તેમણે યથા શકિત તન, મન, ધનથી સેવા બજાવેલી. જ્ઞાતિ સેવા કોઇ પણ રીતે બીજાં વિશાળતર ક્ષેત્રની સેવામાં બાધક ન થવી જોઇએ એવો ખાસ આગ્રહ ધરાવતા. જ્ઞાતિઓ ખાબોચીઆ રૂપે ન બની જાય પરન્તુ વહેતી નીકો રૂપે સમાજ રુપી ગંગામાં પોતાનાં નીર ભેળવે તો જ યોગ્ય દિશામાં પ્રગતિ થાય એમ તેઓ માનતા અને તેવી પ્રગતિ સાધવા પ્રયત્નશીલ રહેતા સમાલોચકમાં સદગત શ્રી ચંદ્રશંકર પંડયાએ આ બાબતમાં સુરેખ સ્પષ્ટિકરણ કર્યું છે:–

"પ્રાચીન ધર્મ શાસ્ત્ર અને અર્વાચિન જીવન–વ્યવહાર એ ઉભયનો યોગ્ય સમન્વય એ તેમનો (કલ્યાણભાઇનો) મુખ્ય પ્રયાસ હતો તેઓ ન હોતા અવિવેકી રૂઢિભંજક કે અંધ રૂઢિપૂજક. વિચાર પૂર્વક સાર–ગ્રહણ એ તેમના

આચાર વિચારનુ પ્રધાન લક્ષણ હતુ. કલ્યાણરાયભાઇ એટલે સ્વતંત્ર અને સુગઠિત વિચાર .. .."

ગ. ગ શ્રી ઉછરંગરાય કેશવરાય ઓઝાએ "નાગરનેત્રમણિ" નામના માસિકમા કલ્યાણભાઈનું રેખાચિત્ર રજુ કર્યુ છે. તેમાથી આહી આપેલા અવતરણો વાચતા તેમના વ્યકિતત્વનો સુરેખ ખ્યાલ આવશે.

"કાઠિઆવાડનો આધુનિક ઇતિહાસ એટલે સવત ૧૯૪૫ થી સવત ૧૯૬૦ સુધીનો ઇતિહાસ કેવળ ચોકકસ બહાર પડી આવતી વ્યકિતઓની આસપાસ ગુથાઇ રહ્યો છે.... .

"કલ્યાણરાયભાઇ આવી જ એક છેવટની પ્રભાવશાળી વ્યકિત હતા તેમના અવસાન પછી કાઠિઆવાડનો ઇતિહાસ એજન્સીની હજુર ઓફિસમા જતા પામ્યો છ કલ્યાણભાઈમા વ્યકિતત્વ હતુ, પ્રતિભા હતી, પ્રતાપ હતો, સરકાર હતા, જ્ઞાતિજન તરીકે દાતાર અને સારદ વચ્ચે, ગુજરાત અને કાઠિઆવાડ વચ્ચે રૂઢ વિચારો અને મદભર ઉદ્દામ નવા વિચારો વચ્ચે પૂલ રૂપ હતા એ બન્નેને મર્યાદામા સમતુલિત રાખતા અત્યાર (ઇ સ ૧૯૨૨) નાગર જ્ઞાતિએ જગતને બે શિષ્ટ પુરુષો આપ્યા. ગુજરાતે શ્રીયુત આણદશકર ધ્રુવને અને કાઠિઆવાડે સ્વ કલ્યાણભાઈ બક્ષીને આણદશકરભાઈ પોતાની પ્રખર-શાત વિદ્વતાથી અને વજ્ર દઢ ચારિત્ર્યથી ભારત પ્રિય બનેલા છ કલ્યાણરાયભાઇ પોતાની સૂત્ર-સાર ચતુરાઈથી અને તેટલા જ દઢ ચારિત્ર્યથી શિષ્ટ-જન પ્રિય થઇ પડયા હતા તે ભારત પ્રિય થાત-થવાની અણી ઉપર હતા ધીમે ધીમે તેમણે ભારતના પ્રશ્નો હાથ ઉપર લેવા માડયા હતા, પરન્તુ તેનો પાકકાળ આવે તે પહેલા તેમનુ અવસાન થયુ.

... છતા એવા જમાનામા પણ નાગર જ્ઞાતિની થોડી વ્યકિતઓ પ્રત્યે રાજા, પ્રજા, અને સરકાર બધાનો વિશ્વાસ ચોટી શકયો છ. કલ્યાણભાઇ રાજમડળોના ગુપ્ત મત્રોમા સરીખ હતા સરકારને તેમની સલાહની જરૂર પડતી કાઠિઆવાડનુ એકનુ સર્વાંશે ફતેહમદ પ્રજામડળ તેમના આત્માથી પ્રેરાયુ હતુ,"

અવતરણમા જણાવ્યા મુજબ કલ્યાણભાઇએ રાજકોટ પ્રજામડળને ઉચ્ચ કોટિ ઉપર મૂકયુ એટલુ જ નહી પણ કાઠિઆવાડ રાજકિય પરિષદનુ પહેલુ અધિવેશન રા. રા મનસુખલાલભાઇ સાથે રહી, અનેક પ્રતિકુળ સજોગો સામે

સફળતાપૂર્વક પાર પાડયું તેનું રહસ્ય શું ? તેઓ માત્ર કાગળ ઉપર કલ્પનાના ઘોડા દોડાવતા ન હોતા. આરામ ખુરશી પર બેસી ફક્ત ડાહી વાતોજ કરવામાં માનતા ન હોતા. આ મુદ્દાને અંગે શ્રીયુત કાલેલકરે જે વિધાન કર્યું છે, તે કલ્યાણભાઇની કાર્યનીતિને લાગુ પડતું હોવાથી તેમના શબ્દો દ્વારા સમજવા પ્રયત્ન કરીશું. "મનુષ્ય જાતિની પ્રગતિને મોખરે હંમેશ કલ્પના જ હોય છે, કલ્પના એ મનુષ્યના વહાણનો સઢ છે; પણ જો વહાણમાં અનુભવનો ભાર ન હોય તો સઢનો પવન એને ક્યાં લઇ જાય અને ખરાબે ચઢાવે એ કહેવું મુશ્કેલ છે."

કલ્યાણભાઇની એક અન્ય વિશિષ્ટતા એ હતી કે તેમનામાં સ્વમાનવૃત્તિ અને જનહિત પ્રેમ એ બેનો વિરલ સમન્વય હતો. આ સંબંધમાં શ્રી કાલેલકરે જણાવેલા વિચારો ઘણા મનનીય છેઃ–"સ્વત્વ અને સમત્વ એ એક બીજાના વિરોધી હોય એવાં તત્ત્વો દેખાય છે. તે સહેજે એક બીજામાં ભળતાં નથી એ ખરૂં; પણ સમાજે યોગ્ય સાધના કરીને એ સમન્વય-શક્તિ કેળવવાની હોય છે. અનેક ભૂલો થશે. કેટલીય પેઢીઓ હોમાશે, પણ સ્વત્વ અને સમત્વ એ બેની એકરૂપ ઉપાસના થાય તો જીવન–રસાયન નીકળ્યા વિના ન જ રહે." કલ્યાણભાઇની સામાજીક, રાજકીય, ધાર્મિક વગેરે પ્રવૃત્તિઓની ભૂમિકાનું નિરીક્ષણ કરતાં જણાશે કે તેમણે "સ્વત્વ" અને "સમત્વ"નો વિરલ યોગ ઠીક પ્રમાણમાં સાધ્યો હતો.

તેમના લેખ રૂપે જે થોડા નિબંધો વગેરે ઉપલબ્ધ છે તે લખાયા અને જળવાઇ રહ્યા તેનો યશ મોટે ભાગે સ્વામીશ્રી ત્રિવિક્રમજીને ફાળે જાય છે. તેઓશ્રીના આગ્રહથી જ કલ્યાણભાઇ પોતાના વિચારો લેખ-બધ્ધ કરવા પ્રેરાયા. એકંદરે કલ્યાણભાઇ લેખન કાર્યને અંગે વધારે પડતો સંકોચ ધરાવતા "અમુક વિચારો જે હું પ્રદર્શિત કરવા ધારતો હતો તે તો અમુક પુસ્તક અગર માસિક પત્રમાં દર્શાવાઇ ગયા છે તો હવે શા માટે મારે પિષ્ટપેષણ કરવું ?" આમ કહી જે તે વિષય ઉપર લેખ લખવાનું પડતું મૂકે પણ એક તો દરેકની લખવાની હથોટી જુદા જુદા પ્રકારની હોય છે જેથી કોઇને એક પ્રકારની લખાવટ અનુકુળ આવે, કોઇને બીજા પ્રકારની. બીજું વિશાલ જનસમુદાય પૈકી કોઈ વર્તુળને અમુક લેખકની કૃતિ વાંચવા તક મળે કોઇને બીજાની. આવી સંકોચવૃત્તિ હોવા છતાં અને તેમની મુખ્ય પ્રવૃત્તિ પહેલાં રાજકારભાર ચલાવવાની અને નિવૃત્ત થયા પછી જાહેર કાર્યમાં દોરવણી આપ-

વાની હતી તે જોતા આટલી કૃતિઓ તેમણે ગુજરાતને ચરણે ધરી છે તે કાંઈ નાની સુની વાત નથી તેમના પત્રો અને અવતરણો ઉપરાત તેમની લેખન કૃતિઓ, નિબધો વગેરે નીચે મુજબ છે –

(૧) ભારતવાસી આર્યોની આશ્રમ વ્યવસ્થા
(૨) ભારતવાસી આર્યોની વર્ણ વ્યવસ્થા
(૩) હિન્દુત્વ
(૪) વેદાન્તનું વ્યવહારૂ સ્વરૂપ
(૫) નીતિ પરત્વે છુટક વિચારો
(૬) સમુદ્ર યાનનુ પાતક અને નાગરો
(૭) પ્રજામડળ

સારાશ એ કે કલ્યાણભાઈ જીવન પર્યત કુટુબ, જ્ઞાતિ, હિન્દ–સમાજ અને રાષ્ટ્રની યથાશક્તિ બહુવિધ સેવા બજાવવામા પ્રવૃત્ત રહેતા એક જ વ્યક્તિમા કેટલીક ઉચ્ચ પ્રકારની ખાસીયતોનુ એકીકરણ હોવુ એ વિરલ યોગ જ ગણાય પ્રત્યેક શક્તિ કે ગુણમા તેમનાથી આગળ વધી જનારા અનેક હશે, પણ આવો સમન્વય હોવો એ અસાધારણ બાબત જ ગણાય

જેણે જીવનભરમા લેખનકાર્ય કર્યુ નથી એવા મારા જેવાની આ તો નમ્ર ભાવે અપાએલ અજલિ છે

પોશ સુદી ૧૫
(કલ્યાણ જયતિ)
તા ૨૯–૧૨ ૧૯૪૪
હેમકુજ
વડોદરા

# પરિશિષ્ટ

## પૂર્વ-વિભાગ



પત્ર કલ્યાણભાઈનો ૨૪ વર્ષની વયે

Mangrol
29 th March
1882

My dear Premshanker,

I will not sell my future to make my present easy I have confidence in truth and honesty I had a very narrow choice between suffering myself gradually dwindle into an unprincipled youth or undertaking to close this happiness I have chosen the latter Money is no consideration before duty and duty must yield to honesty which has the best claim upon us

yours affectionately
Kalianrai Jetha Bakshi

માધુભાઇનો પત્ર, ઉમર વર્ષ ૧૯.

Rajkot
7-4-1883

My dear Premseanker,

This is a strange world indeed and if one can remain honest, one should bless one's stars I think unless we are in a position to provide for ourselves anywhere or unless we are ourselves responsible heads of a state, we should not go to the length of trying to improve others when the head would connive at such person's actions You may well be honest yourself and stop others from taking an unfair advantage of your honesty

Yours
Madhu

તા ૯–૪–૧૮૮૩ ના કલ્યાણભાઇના એક પત્રમાથી
ઉધૃત.. ...

P S,

Our path is full of dangers and difficulties We admit of being generally mis-understood, for straightforwardness is liked by very few and those few even may be led to view our actions differently if their self-interest is at stake

K. J B

Mangrol
5th May, 1883

Dear Premshanker,

That a man should be saddled with several duties at a time and then be held responsible for any shortcoming, only betrays want of intelligent distribution of work one who would have discharged one's duty with great satisfaction has not only to forego appreciation, but has to suffer all the more because he is painstaking Hope in goodness itself

Yours affectionately
Kalianrai J Bakshi

રા ગ પ્રેમશકર જેઠા બક્ષી
નો પત્ર,

Dedia Nandod
25-4-88

My dear Madhubhai,

This is such a lonely village, ( 85 individuals males, females and children and all bhills ) that for want of a barber I had to-day to be shaved by a Brahmin, who is the village-postman here and who has been out of necessty practising it upon himself and some of his acquaintance He was ofcourse as rough as he should be, but at the

same time, I felt so much obliged to him for his not minding to shave me,-a stranger to him To have the art of shaving in hand would not perhaps be quite bad-may at times be so welcome in providing for such contigences

Yours affectionately
Premshanker Jethabhai B

Mr. Kalyanrai J Bakshi, has appeared before me durig the past year in many matters, as representative of the Gondal State

His excellent knowledqe of English, and power of placing his conclusions in a clear and forcible manner before the Court, stamp him as a sound and clever advocate

Rajkot
18th October 188?

W B Ferris
Acting Assistant Political
Agent Halar

November 13/90

Dear Mr Bakshi,

I have very grant pleasure in testifying to the very high opinion I have formed of your qualifications as a pleader I have had several occasions during the last two years to become intimately acquainted with the great ability, intelligence and industry which you invariably bring to bear in the discharge of your professional work I have

besides, found you thoroughly honest and straight forward

Yours truly
Pherosshah M Mehta

Rajkot
3rd December 1894

Dear Mr Kalyanrai

Excuse me that I have not been able to send an earlier reply to your letter It gave me the first sad intimation of your brother Premshaker's death, which shocked and grieved me greatly you know I knew him very well, and I had a sincere regard for him as I have had always for all your family

I am sincerly yours
Chester Macnaughton

Gondal
21st April 1897

My dear Kalyanrai,

You will doubtless be glad to learn that the Prant Officer has decided the long standing Karmal Kotda case in our favour

My own coviction is that the satisfactory end is due to your tactful management of the case, for in preparing the case for the Counsel you showed skill and tact which any leading member of a firm

of Solicitors would be proud to possess

Believe me
Yours very sincerely
Bezonji Merwanji

Rajkot
23-10-1899

My dear Kalyanrai,

I have to thank you for the mark of confidece shown by your letter and its contents I should say that you should accept the post on the terms offered, for the reason namey that by holding it you will be able to do more good than by res uming your freedom to practice

I think your presence at Junagadh during next ten months, will be of great use to the people of that State At a time like this a clear head and a strong conscience are necessary to assist the people in their dire distress and it is I think your duty to stick to your post even at some small sacrifice of income or freedom of movement

Yours Sincerely
S N Pandit

Extract from a letter written by colonel Ferris in March 1901

Mr Bakshi has proved himself both during the life of his late Hishness and since, strong tactful

and full of judgement. He is a Brahmin of a high caste and he has already made his infuence felt in the palace and with the sardars He is a persona grata to the ladies and has impressed the sardars with the sense of his justice He is an independent man with a large grasp of affairs administrartive, political, and Judicial, and I do not know of any one who could take his place

( ઇડર રાજ્યના પ્રજાજનોનો પત્ર )

શ્રી મ. ગ. સુ. સાહેબ રાવબહાદુર કલ્યાણરાયભાઇ જેઠાભાઇ,
દિવાનજી સાહેબ બહાદુર બિરાજમાન
અમનગર

ઇડરથી લી. કાશીરામ દેવચંદ તથા કાળીદાસ મોતીચંદના પ્રણામ વંચાવશો. વિશેષ વિનતિ કરવાની કે આપ સાહેબ રાજીનામું આપી સ્વદેશ સિધાવો છો તેથી હમારા મનને અત્યંત દિલગીરી છે. તેની સાથે આપ જશ મેળવી ખુશીથી રજા લઇને પધારો છો તેથી ખુશી થવા જેવું છે; કારણ આના સમયમાં આપ પુરણ ભાગ્યશાળી કે રાજ અને ગઇવત સાથે સનાતનપણું પૂરેપૂરું મેળવી સિધાવો છો; હવે હમારે તો મોટો આધાર હતો તે જ ગયો છે, તેથી દિલગીરી છે.

The Residency
Kolhapur 5th May 1905

My dear sir,

Thanks for your letter of 7th April. I am sorry for Idar's sake that you have severed your connection with the State, which I take, is the meaning of a year's leave without pay and employment

in Junagadh.

\+ + +

Junagadh is your proper field of action, and if possible you should not leave it again unless it be to soar higher into the political realm of cutch or Baroda in either of which I fully expect to see you some day.

With kind *regards in whicn Mrs* Ferries joins

Yours sincerely
W B Ferris

## પ્ર. ૧૨-વિ ૧

( ના ગવર્નર સાહેબના ઉદ્ગારો )

I am strongly of opinion that the principle of an Indian Administration should be accepted, wherever the conditions are favourable, and thoroughly qualified administrators are available The success which I have noted in Porbandar goes far to confirm that opinion the Government reposed confidence in you and you have fully justified the trust

I am very glad to have an opportunity of congratulating you both publicly on the good and solid work you have accomplished "

( ૨ )

Gentlemen, I warmly congratulate you on your

practical achievements in less than four years; they constitute a record of which you have a right to be proud. You have given an object lesson in enlightened and progressive Indian Administration which the Government warmly appreciate. To have worked faithfully and with marked success for the public good, will always be to you a source of gratification. Nothing else is worth living for."

( મહારાજા સર પ્રતાપસિંહ બહાદુરે જોધપુરથી કાઠિઆ-
વાડના એજન્ટ સાહેબ ઉપર કલ્યાણભાઈ સંબંધી લખેલ
પત્ર-પ્ર. ૧૨ )

Jodhpur
Rajputana
5th September 1913

My dear Mr. Sladen,

haraja Kesarisinghji, and after his demise, was put in sole charge of the State till my accession to Idar Gadi for about a year. The affairs of the State during the period were so very complicated as to require the presence of an able and trustworthy man at the helm, and I must say that Mr Kalian rai acquitted himself with tact, ability, and firm ness.

His work was highly appreciated by the then Agency officials. on my accession I found the State well organised and in perfect order.

His career under me as Dewan, was marked by fidelity and ability as to earn from me as Mahara ja of Idar the rare distinction of wearing gold and honour of double Tazim He has thus been crea-led a Sardar.

I am naturally solicitous to see the high social status conferred by me duly preserved. I was real ly glad to see him appointed as Junior-Admini-strator and have read with great delight the high terms in which the administration in which he shared, has been spoken of by Lord Sydenham in his speech.

As for integrity and honesty the family is well-known in Katiawar and I am sure any officer who comes in personal touch with any member, will be convinced of the same I have my personal ex-perience of several members of the Bakshi family

With kind regards.

Believe me
Yours sincerely
Pratapsinghji
Maharaja, Idar

## પરિશિષ્ટ ઉત્તર-વિભાગ

કાઠીઆવાડ રાજકીય પરિષદ્ અધિવેશનના રિપોર્ટમાંથી ઉધૃત......

(૧)

પૃ. ૧૩

રાજકોટમાં આવ્યા બાદ રા. મનસુખભાઇને એક સમર્થ સહાયતા મળી. હકીકત એમ છે કે જ્યારે "હિતવર્ધક સભા"એ પરિષદ્ સંબંધે મતભેદ જાહેર કર્યો ત્યારે બન્નેનું સમાધાન કરી દેવાની બુદ્ધિથી કાઠીઆવાડના સમર્થ રાજ્દ્વારી સ્વર્ગસ્થ કલ્યાણરાય જેઠાભાઇ બક્ષી સભાના પ્રમુખ રા. રા. શુક્લને મળ્યા. એમના વાંધા તેઓથી જાણ્યા. ત્યાર બાદ તેઓ મનસુખલાલને મળ્યા....

તેઓના મનનુ એટલું બધું સમાધાન થયું ને તેમના હૃદયને એવી અસર થવા પામી કે રા. મનસુખભાઇને સહાયતા આપીને આ કામ પાર પાડવા જેવું છે.......રા. રા. કલ્યાણભાઇએ હરેક પ્રકારની સહાયતા આપવાનું કબુલ કર્યું; જે સહાયતાથી ઉત્તેજીત થઇને રાજકોટ શહેરની તાલુકા સ્કુલમાં રાજકોટની પ્રજાની એક સભા બોલાવવામાં આવી કે જેનું પ્રમુખપદ રા. રા. કલ્યાણરાયભાઇએ લીધું હતુ. પ્રાથમિક સભા મળે તે પહેલાં મુખ્ય મુખ્ય શહેરોમા રા. રા. કલ્યાણરાયભાઇને લઇને જવાનુ દુરસ્ત ધારવામાં આવ્યું.

(૨)

કાઠીઆવાડ રાજકીય પરિષદ્ને અંગે મળેલી જાહેર સભા તથા તેના

પ્રમુખ ન ગ કલ્યાણરાય બક્ષીના વિચારો —

ઉપસહારમા પ્રમુખ સાહેબે પોતાના વિચારો દર્શાવતા જણાવ્યુ કે - " મનસુખભાને જે વાત કહી છે તે હુ બીજા શબ્દોમા કહીશ પહેલી વાત પરિષદ ભરવાને હજુ પ્રજા તૈયાર નથી એ વાતને હુ સમ્મતિ આપી શકતો નથી, કારણ કે પ્રજાને આવા વિષયો માટે તૈયાર કરવાનુ પરિષદ એ એક બળવાન સાધન થઇ પડશે એમ હું માનુ છુ......હુ દેશી રાજ્યોનો હિમાયતી છુ, પરન્તુ તે જ વેળાએ દેશી રાજ્યકર્ત્તાઓ પ્રજાને જવાબદાર રહેતા થવા માટે આગ્રહ કરુ છુ . . રા મનસુખભાન આદર્શવાદી છે અને પૂર્વની રીતિ પ્રમાણે આપણો વ્યવહાર ઘડાવો જોઇએ એમ માને છે હુ પણ પૂર્વની સસ્કૃતિને ચહાનારો છુ.

ના મનસુખલાને પોતાનો ઇષ્ટ હેતુ સિદ્ધ કરવા માટે જે પ્રેમનુ સૂત્ર અગિકાર કર્યુ તે મને યોગ્ય લાગે છે તેમણે જે મર્યાદાઓ મૂકી છે તે મર્યાદાઓ ઉપર મે બહુ વિચાર કરી જોયો છે, અને મારી ખાત્રી થઈ છે કે, જો એ મર્યાદાઓ હશે તો જ આવી પરિષદ અસ્તિત્વમા આવવાનો સભવ છે "

પ્રમુખનુ ભાષણ એટનુ બધુ વિદ્વતા ભરેલુ હતુ કે શ્રોતાજનોને તે બહુ જ પ્રિય થઇ પડયું હતુ

( કાઠીઆવાડ ટાઇમ્સ
તા ૧૨ સપ્ટેમ્બર ૧૯૨૦ )

( ૩ )

પૃ ૧૬-૨૧

પરિષદના બધારણની યોજના

પ્રાથમિક સભા

તા. ૫-૧૨-૧૯૨૦

ગ કલ્યાણભાઇ બક્ષીને પ્રમુખસ્થાન આપવામા આવ્યુ હતું રા બક્ષીએ નીચેની મતલબનુ ભાષણ કર્યું હતું " આજે આપણે ભાષણો કરવા એકઠા થયા નથી આજે આપણે કામ કરવાનુ છે.

જ્યાં સુધી અનુભવથી સિધ્ધ થયેલો શ્રેયનો માર્ગ ન મળે ત્યાં સુધી બુદ્ધિ જે રસ્તો બતાવે તે ગ્રહણ કરવો જોઇએ, અને આગળ વધતાં અનુભવથી આપણી ભૂલો સમજાય તો તે પ્રમાણે સુધારા પણ કરવા પડે છે. કામ કરનારે મતભેદથી ગભરાવાનું નથી. અનુભવથી તેમ જ શુદ્ધ બુદ્ધિથી જે સુઝે તે સુખેથી કરવું. પરસ્પર ઘાતક ન થવું. એકમેકના પુરુષાર્થ વચ્ચે ન આવવું.

હાલ આપણે જે માર્ગે જઇએ છીએ તે લાંબા કાળથી વપરાયેલ નથી. ખેડાયેલ નથી. ઉજ્જડ છે, માટે માર્ગ ભૂલવો એમાં શરમ નથી કે નવાઇ નથી. ભૂલવાનો સંભવ સર્વને માટે છે. માર્ગ જુદા જુદા હોય તો હરકત નથી, પણ હેતુ. ઉદ્દેશ કે લક્ષ્ય તો એકજ હોવું જોઇએ. લક્ષ્ય એક અને પ્રયાસ અનેક હોય તો નુકશાન થવાનું નથી. ”

આ પ્રમાણે ઉપોદ્ઘાત કર્યા પછી રા. બક્ષીએ કાઠીઆવાડ પરિષદના ઉદ્દેશ રજુ કર્યા હતા.

\+ \+ \+

ઉદ્દેશો વાંચી સંભળાવી પ્રમુખશ્રીએ તેને લગતું સ્પષ્ટીકરણ કર્યું હતું.

“ રાજા અને પ્રજા વચ્ચે ભેદ છે. રાજ્ય અમર છે, અલ્પાયુ નથી, દીર્ઘાયુ છે. રાજા મનુષ્ય હોઇ અલ્પાયુ છે. રાજા પૌરુષેય છે, રાજ્ય અપૌરુષેય છે. નિરાકાર છે. એ રાજ્યને સબળ કરવાનાં છે. આર્ય શાસનની અંદર ચિરકાળથી જે જુની રાજ્યપધ્ધતિ ટકી રહી છે તે બગડી ગઇ હોય તો પદાર્થ તેનો તે જ હોઇને તેને કાયમ રાખી સુધારવી જોઇએ……”

વિશેષ વિવેચન કરતાં એઓએ જણાવ્યું કે:–

“ આપણે ત્યાં પૂર્વે પ્રજા–શરીરની ભાવના હતી; પરન્તુ હમણાં હમણાં તે નષ્ટ થઈ ગઇ છે. હાલ પ્રજા–શરીર વિંખાઇ ગયું છે. પ્રજા–શરીર ઘાત પામ્યું છે. તેનું અખંડ અસ્તિત્વ કયાંય જોવામાં મને આવ્યું નથી……પ્રજા –શરીર એવું હોવું જોઇએ કે પ્રજામાંથી કોઇ પણ એકના ઉપર વિપત્તિ આવે તો આખી પ્રજાનું હૃદય દુભાય. અગાઉ પ્રજા–સંઘની શકિત બહુ હતી. કોઇ પણ ગરીબ માણસ તેના ઉપર દુ:ખદ વિપત્તિ આવી પડતાં નગરશેઠને ત્યાં ધા નાખવા જતો. પણ હાલ આપણે છિન્ન ભિન્ન સ્વાર્થમય થઇ પડયા છીએ.

એક બીજાની લાગણી નથી દાન ઉપકારવૃત્તિથી કરીએ છીએ, પણ તે આપણી માફેનો છે તેમ સમજીને નહિ આ રીતે આપણી સઘ-શકિત નિર્બળ થઇ ગઈ જે તે સબળ કરવી જોઇએ.

.. જુદા જુદા રાજ્યોની સઘ-શકિત એ ઇટો જેવી જે અને એ બધાની એકત્ર પરિષદ એ ઇટોથી ચણેલ મકાન જેવી છે. પરિષદના ચણતરમા ઇટો કામ આવે તે પકેના ઘડાવી જોઇએ. માટે નાના રાજ્યોની અંદર પ્રજા સઘની ઇટો કરો આપણામાથી કોઇએ ચૂનો, કોઇએ પાણી, તો કોઇએ ચણતરનુ કામ કરવાનું છે

રાજા, પ્રજા, કે કારભારીઓ નહિ પણ સહુ ઉપર જવાબદારી છે આપણા મહુના થોડા થોડા દોષથી પોતપોતાનુ સ્વરુપ ભૂલેલા પ્રજાની જ સઘ-શકિત થી તે દોષો દૂર કરવા જોઇએ ''

'રાજ્યોને સબળ બનાવવા ' એ ઉદ્દેશ સબધી જે ગેરસમજ હતી તે વિષે પ્રમુખશ્રીએ જણાવ્યુ કે –

" જે સમજફેર થયેલ છે તે મારે દુર કરવી જોઇએ.......જેવુ રાજ્ય નબળુ તેવી પ્રજા નબળી, જેમ કે ગાય નબળી તો તેનુ બચ્ચું પણ નબળુ. રાજ્યને સબળ કરવા એટલે તેને જુલમી કરવા તેમ નથી સબળનો અર્થ જુલમી નથી રાજા કર્તવ્યનિષ્ઠ થાય અને પ્રજાની સેવા શકિત ખીલે ... જ રાજ્ય સબળ થયુ ગણાય સબળની આવી વ્યાખ્યા છે

સાકળનુ બળ તેની નબળામા નબળી કડી ઉપર છે. • સાકળ છે, એટલે કે એ જેવુ નબળુ એવી પ્રજા નબળી, માટે રાખીને પ્રજા સબળ થવાની નથી.

સર્વોપરિ સત્તાની દરમિયાનગીરી સબંધમા જણાવ્યુ

" ' પારકી આશ સદા નિરાશ. ' વળી એ પધ્ધતિ આપણે આપણી શકિતનો વિકાસ કરી શકવાના નથી ૫ જોખમ રહેલુ છે કોઇ મરે તેનુ દુ ખ નથી પણ જમ દુ ખ છે વળી ( દરમિઆનગીરી ન રાખવાથી ) આ જાદગુ , એમા જ આપણો આત્મવિકાસ છે "

ઉપસંહાર કરતાં પ્રમુખશ્રીએ જણાવ્યું હતું કેઃ—“ એજન્સીની હદમાં કે છલ્લામાં રહી કાર્ય કરવું એ દેશી રાજ્યોની પ્રગતિ માટે વ્યાજબી નથી. ત્યાં રહેવાથી દેશી રાજ્યોમાં સુધારા ન કરી શકાય. એને માટે તો દેશી રાજ્યોમાં જ રહેવું જોઇએ, અને ત્યાં જ કામ કરવું જોઇએ.... ..આપણો હાથ પત્થર નીચે ચગદાયો હોય ત્યારે જરા બીજા હાથથી પત્થર ઊંચો કરી ધીમેથી કાઢી લેવામાં જ લાભ છે. બળ કરી આંચકો માર્યાથી હાથ તો નીકળે પણ આંગળાં તૂટી જાય.......

આજના કામકાજમાં કદાચ પ્રસંગવશાત્ જુદા જુદા ભાવો બતાવવા પડયા હોય તો તે માત્ર પ્રસંગને અનુસરીને જ હતા. એટલે એ પ્રસંગ પૂરો થતાં આપણો સ્નેહ અને પ્રેમ જેવાં હતાં તેવાં જ રહેવાં જોઇએ. સંઘ-શકિતના વિકાશ માટે પ્રેમની આવશ્યકતા વિશેષ છે. ”

## શ્રી રાજકોટ પ્રજામંડળ

રા. રા. કલ્યાણરાયભાઇએ રાજકોટ પ્રજામંડળના પ્રમુખ તરીકે
તા. ૧-૧૦-૨૧ ના રોજ આપેલા ભાષણના સાર
માંથી ઉધ્ધૃત .....

ભાઇઓ,

રાજકોટ પ્રજામંડળના પ્રમુખ તરીકેનુ મેં રાજીનામું આપેલ તે ઉપરથી નામદાર ઠાકોર સાહેબે મને બોલાવીને પ્રમુખ તરીકે ચાલુ રહેવા ભલામણ કરવાથી તથા તેઓ સાહેબ સાથે રુબરૂ વાતચીત થતાં મારા રાજીનામું આપવાનાં કારણો દુર થતાં મેં પ્રમુખપદે ચાલુ રહેવાનું સ્વીકારેલ છે.

મારે રાજીનામું આપવાનું એક કારણ એ હતું કે, નામદાર ઠાકોર સાહેબની સાથે વાતચીત જ્યારે થાય ત્યારે સંતોષકારક થાય છે; અને તે જ બીના જ્યારે લખાણમાં આવે છે ત્યારે તે જુદા રૂપમાં આવે છે. આથી મારા મનમાં અતિશય ગુંચવણ થવા માંડી, અને આ ફેરફારને માટે કયા અધિકારીને જશ આપવો તે મને જડયું નહિ, તેથી મેં રાજીનામુ આપેલું. બીજું મને જ્યારે પ્રમુખપદ આપવામાં આવ્યું તે વખત મેં ના પાડેલી, કેમકે હવે હું નિવૃત્તિ

એક બીજાની લાગણી નથી દાન ઉપકારવૃત્તિથી કરીએ છીએ, પણ તે આપણી માફિનો છે તેમ સમજીને નહિ. આ રીતે આપણી સંઘ-શક્તિ નિર્બળ થઇ ગઈ છે તે સબળ કરવી જોઇએ.

... જુદાં જુદા રાજ્યોની સંઘ-શક્તિ એ ઇંટો જેવી છે અને એ બધાંની એકત્ર પરિષદ એ ઇંટોથી ચણેલ મકાન જેવી છે. પરિષદના ચણતરમા ઇંટો કામ આવે તે પકેલા ઘડાવી જોઇએ. માટે નાનાં રાજ્યોની અંદર પ્રજા-સંઘની ઇંટો કરો આપણામાંથી કોઇએ ચૂનો, કોઇએ પાણી, તો કોઇએ ચણતરનું કામ કરવાનું છે.

રાજા, પ્રજા, કે કારભારીઓ નહિ પણ સહુ ઉપર જવાબદારી છે. આપણા સહુના થોડા થોડા દોષથી પોતપોતાનુ સ્વરુપ ભૂલ્યા. પ્રજાની જ સંઘ-શક્તિથી તે દોષો દૂર કરવા જોઇએ."

'રાજ્યોને સબળ બનાવવા' એ ઉદ્દેશ સબંધી જે ગેરસમજ હતી તે વિષે પ્રમુખશ્રીએ જણાવ્યું કે.—

"જે સમજફેર થયેલ છે તે મારે દુર કરવી જોઇએ.......જેવું રાજ્ય નબળુ તેની પ્રજા નબળી, જેમ કે ગાય નબળી તો તેનું બચ્ચું પણ નબળું. રાજ્યને સબળ કરવાં એટલે તેને જુલમી કરવાં તેમ નથી. સબળનો અર્થ જુલમી નથી. રાજા કર્તવ્યનિષ્ઠ થાય અને પ્રજાની સેવા શક્તિ ખીલે એટલે જ રાજ્ય સબળ થયુ ગણાય સબળની આવી વ્યાખ્યા છે.

સાકળનું બળ તેની નબળામાં નબળી કડી ઉપર છે. રાજ્ય એ પ્રજાની સાકળ છે, એટલે કે એ જેવુ નબળું એવી પ્રજા નબળી, માટે રાજ્યને નબળુ રાખીને પ્રજા સબળ થવાની નથી.

સર્વોપરિ સત્તાની દરમિયાનગીરી સંબંધમાં જણાવ્યું કે –

"'પારકી આશ સદા નિરાશ.' વળી એ પધ્ધતિ અખત્યાર કરવાથી આપણે આપણી શક્તિનો વિકાશ કરી શકવાના નથી. વળી એમાં એક જાતનુ જોખમ રહેલું છે ડોસી મરે તેનુ દુખ નથી પણ જમ ઘર દેખી જાય તેનું દુ.ખ છે. વળી (દરમિઆનગીરી ન રાખવાથી) આપણે પરાવલબી મટી જઇશું, એમા જ આપણો આત્મવિકાસ છે."

ઉપસંહાર કરતાં પ્રમુખશ્રીએ જણાવ્યું હતું કે:–" એજન્સીની હદમાં કે છત્રનામાં રહી કાર્ય કરવું એ દેશી રાજ્યોની પ્રગતિ માટે વ્યાજબી નથી ત્યાં રહેવાથી દેશી રાજ્યોમાં સુધારા ન કરી શકાય. એને માટે તો દેશી રાજ્યોમાં જ રહેવું જોઇએ, અને ત્યાં જ કામ કરવું જોઇએ.... ..આપણો હાથ પત્થર નીચે ચગદાયો હોય ત્યારે જરા બીજા હાથથી પત્થર ઊંચો કરી ધીમેથી કાઢી લેવામાં જ લાભ છે. બળ કરી આંચકો માર્યાથી હાથ તો નીકળે પણ આંગળાં તૂટી જાય .......

આજના કામકાજમાં કદાચ પ્રસંગવશાત્ જુદા જુદા ભાવો બતાવવા પડયા હોય તો તે માત્ર પ્રસંગને અનુસરીને જ હતા. એટલે એ પ્રસંગ પૂરો થતાં આપણો સ્નેહ અને પ્રેમ જેવાં હતાં તેવાં જ રહેવાં જોઇએ. સંઘ–શક્તિના વિકાશ માટે પ્રેમની આવશ્યકતા વિશેષ છે. "

## શ્રી રાજકોટ પ્રજામંડળ

રા. રા. કલ્યાણરાયભાઈએ રાજકોટ પ્રજામંડળના પ્રમુખ તરીકે
તા. ૧–૧૦–૨૧ ના રોજ આપેલા ભાષણના સાર
માંથી ઉધૃત .....

ભાઇઓ,

રાજકોટ પ્રજામંડળના પ્રમુખ તરીકેનુ મેં રાજીનામું આપેલ તે ઉપરથી નામદાર ઠાકોર સાહેબે મને બોલાવીને પ્રમુખ તરીકે ચાલુ રહેવા ભલામણ કરવાથી તથા તેઓ સાહેબ સાથે રૂબરૂ વાતચીત થતાં મારા રાજીનામુ આપવાનાં કારણો દુર થતાં મેં પ્રમુખપદે ચાલુ રહેવાનું સ્વીકારેલ છે.

મારે રાજીનામુ આપવાનું એક કારણ એ હતું કે, નામદાર ઠાકોર સાહેબની સાથે વાતચીત જ્યારે થાય ત્યારે સંતોષકારક થાય છે; અને તે જ બીના જ્યારે લખાણમાં આવે છે ત્યારે તે જુદા રૂપમાં આવે છે. આથી મારા મનમાં અતિશય ગુંચવણ થવા માંડી, અને આ ફેરફારને માટે કયા અધિકારીને જશ આપવો તે મને જડયું નહિ, તેથી મેં રાજીનામુ આપેલું. બીજું મને જ્યારે પ્રમુખપદ આપવામાં આવ્યું તે વખત મે ના પાડેલી, કેમકે હવે હું નિવૃતિ

પરાયણ છું, અને વળી અત્યારનું વાતાવરણ જોતાં મારૂં વલણ આપ ભાઈઓને અનુકુળ પડશે કે નહિ તે બાબતની મુંઝવણ મારા મનમાં પેદા થઈ હતી, પરંતુ તમોએ કહ્યું કે પ્રજામંડળની યોજના એક લગભગ નવીન બાબત છે અને દેશી રાજ્યોમાં કયે ધોરણે સુધારા કરાવવા, તેમા મારા જેવા અનુભવી માણુસની જરૂર છે. મારે મારે લોક સેવાના હેતુથી પ્રમુખપદ સ્વીકારવું, તેથી પ્રમુખપદ સ્વીકારેલું.

પણ હાલના વાતાવરણનો ચોતરફ વેગ જોતાં, મારા જેવો માણુસ તમારી સાથે ટકી શકશે કે કેમ તે બાબત પણ મને શંકા થયેલી.

રાજ્ય પ્રત્યેની મારી શંકાનું નિવારણ ના. ઠાકોર સાહેબ સાથેની વાતચીત ઉપરથી થઇ ગયુ છે; કેમકે તેઓ સાહેબે કહ્યું કે પ્રજામંડળનાં બંધારણનાં સંબંધમાં તેમણે તો ફકત સુચનાઓ જ કરેલી છે, અને તે ફરમાનો કે હુકમ તરીકે ગણવાનાં નથી. તેથી જો કાગળ ઉપર બીજું કાંઈ ન આવે તો, તે શંકાનો ખુલાસો થઇ જાય છે.

આપના સૌના સંબંધમાં મને શંકા રહેતી હતી, તેના સંબંધમાં રાજ્શ્રી હરિશંકર પંડયા જેઓ તે વખતે હાજર હતા તેમણે મને એક પ્રશ્ન કર્યો કે— " આ પ્રજામંડળના કામમાં અત્યાર સુધીમાં તમારા પોતાના નિર્ણયથી ગમે તેવો ઉત્સાહી કામ કરનાર કદાચ જુદા વિચારનો હોય છતાં તમારાથી જુદો પડયો હોય એવું બન્યું છે? જ્યાં સુધી એવું નથી બન્યું ત્યાં સુધી માત્ર કલ્પના કરીને છુટા પડો તે ઠીક નહિ. મંડળમાં જોડાએલા રહીને તેનુ સ્વરૂપ બાંધ્યા પછી અને તેને ગતિમાં મૂકયા પછી નિવૃત્તિની ખાતર જુદા પડવું હોય તો ખુશીથી પડજો."

હાલમાં મહારાજા ઠાકોર સાહેબે રૂબરૂમાં મને જે તસલ્લી આપી તેથી જે ધારા ચાલુ છે તે પ્રમાણેનું પ્રજામંડળ અત્યારે જ હવે જન્મે છે એમ હું માનું છું અને તમારે પણ તેમ જ ગણવાનું છે.

+ + +

બ્રિટિશ રાજ્યમા રાજ્ય સત્તા વિદેશી છે, જ્યારે આપણે સ્વદેશી છે. વિદેશીઓને પોતાના જુદા દેશનું અભિમાન હોવું જ જોઇએ, એટલે એક દેશનું અભિમાન અને સત્તા બીજા દેશ ઉપરની એમ હોય ત્યારે એ દેશના હિત હરી-

કાર્યના પ્રસંગમાં પોતાના દેશ તરફ વધુ દૃષ્ટિ રહે એ સ્વાભાવિક છે. ટુંકામાં વિદેશી સત્તા વિદેશીપણું ન મૂકે ત્યાં સુધી તે દોષથી એક સાથે સમગ્ર દેશનું અહિત થાય; અને તે અહિત વેપાર, ઉદ્યોગ, લશ્કર વગેરે તમામ દિશાઓમાં થાય, પરન્તુ દેશી રાજ્યમાં કોઈ અન્ય દેશનાં અભિમાનથી પ્રજાનું અહિત થવા પ્રસંગ નથી.

ઉપલાં કારણથી અમારે દુઃખ દુર કરવાનાં છે. તે અને બ્રિટિશ–ઇન્ડિઆમાં દુર કરવાનાં છે તે બન્નેનો પ્રકાર જ જુદો છે. રાજદ્વારી બાબતોમાં જે વસ્તુસ્થિતિ જે તે વેળાએ અસ્તિત્વમાં હોય તે ગણત્રીમાં લેવી જ જોઇએ. આપણા રાજાઓ સ્વતંત્ર રાજાઓ નથી, લશ્કરી ખાતું તેમના હાથમાં નથી, અને પરરાજ્ય જોડે સુલેહ વિગ્રહ કરવાનો પણ અધિકાર એમને નથી. તેઓ ખરા અર્થમાં રાજા કહેવાય નહિ ......

પૈસો મેળવવાનો લોભ રાજાઓનો વધ્યો; ખરું જોતાં રાજ્ય વહીવટ ચલાવવા સારૂ અને તેને અંગે વાસ્તવિક મોભાથી રહેવા માટે જરૂર પડે તેટલો પૈસો મેળવવો એ એમનું કર્તવ્ય છે, તેમ કોઇ વખત દેશ ઉપર દુર્ભિક્ષ વગેરેની આફત આવી પડે તેને માટે કાંઇક ખજીનો જોઇએ. પણ હાલ તો ઉપજ વધારવાનો લોભ તેથી ઘણો આગળ વધેલો છે, અને રાજ્ય તથા ખાનગી આજીવિકા વચ્ચેનો તફાવત ભુલાઇને રાજાઓ ઉપજ વધારવામાં તથા તે ખરચવામાં ખાનગી ગૃહસ્થોની રીતે જાણે રાજ્ય તેમની અંગત મિલકત હોય તેમ વર્તતા થયા છે.

તમે સારી સંખ્યામાં મેમ્બરો કરો ત્યાર પછી તમારે શરૂમાં એક જ માંગણી કરવી. હું ક્યાં હઇશ, કઈ સ્થિતિમાં હઇશ તે મારાથી કહી શકાતું નથી; તેથી મને જે સુઝે છે તે તમારી પાસે રજુ કરું છું તે ઉપર વિચાર કરજો.

" બાબા વાક્યં પ્રમાણું " માની લેવાનું નથી. રાજ્ય તરફથી તાત્કાલિક પ્રજાને એવી તસલ્લી મળવી જોઇએ કે કાયદો બાંધ્યા વગર રાજા પણ સત્તા ભોગવશે નહિ. તેવા કાયદાનો ખરડો રાજા પ્રજામંડળ તરફ મોકલી આપશે તથા પ્રસિધ્ધિમાં મૂકશે, તેના ઉપર વિચાર કરીને અભિપ્રાય જણાવવા માટે પ્રજામંડળને વખત આપશે. પ્રજામંડળને જો તે યોગ્ય નહિ જણાય અથવા

તેમાં સુધારા સૂચવવા જેવા ભાસશે તો તેનાં કારણો સાથે પોતાની સુચનાઓ રાજ્ય પાસે રજુ કરશે તથા પ્રસિધ્ધિમાં મૂકશે અને તે સૂચના રાજ્ય ન સ્વીકારે તો તેઓ પણ તેનાં કારણો પ્રસિધ્ધ કરશે, એટલું જ આપણે તુરત વેળા જોઇએ……"

### રાજકોટ પ્રજાની જાહેર સભા
### મહાત્મા ગાંધીજીને ધન્યવાદ

રાજકોટ પ્રજામંડળના આશરા હેઠળ રાજકોટના શહેરીઓની એક જાહેર સભા રા. રા. કલ્યાણભાઈ બક્ષીના પ્રમુખપદ નીચે તા. ૨૮–૩–૧૯૨૨ ના રોજ સાંજના મળી હતી

શરૂઆતમાં વિવેચન કરતાં રા બક્ષીજીએ જણાવ્યું કે, હાલના જમાનામાં પ્રજામંડળ જેવી સંસ્થાઓ લોક હિતને માટે જરૂરી છે.

ત્યાર બાદ રા. રા. બક્ષીજીએ હાલની સામાન્ય ચળવળ વિશે બોલતાં સ્વદેશીમાં જ આપણો ઉધ્ધાર હોવાનુ જણાવ્યું હતું, તેમ જ ખાદી, રેંટીયા માટે પણ આગ્રહ કર્યો હતો. મહાત્મા ગાંધીજીના સંબંધમાં બોલતાં તેમણે જણાવ્યું કે, ગાંધીજીને શાન્તિ જાળવવા માટે પકડયા કે અશાન્તિ ફેલાવવા માટે તે સમજી ન શકાય તેવું છે. આમાં સરકાર ભાન ભૂલી ગઇ છે. સરકારને પરીક્ષા નથી તે માટે દિલગીરી થાય છે. આવી ભૂલ કરીને સરકારે પ્રજાના મનમાં શાન્તિ અને અશાન્તિ માટે વસવસો ઉત્પન્ન કર્યો છે, અને તેથી જ રા. નત્રાજન જેવા માણસ કોંગ્રેસમાં જોડાય છે અને મને પણ તેવીજ લાગણી થઇ છે.

પોતાની નાદુરસ્ત તબીયતને લીધે બક્ષીજીએ બે શુકલ સાહેમને સભાનુ કામ આગળ ચલાવવા ભલામણ કરી ને વિદાયગીરી લીધી.

### પરિશિષ્ટ–વિ. ૩
### અવસાન પછીની અંજલિઓ

(1)

Grieved to hear Kalyanbhai's Panchatvaprapti.

Kathiawar loses its wisest statesman and civic thinker of to-day. Please wire if you need me.

Nanalal Kavi.

(2)

Extremely sorry father's demise, Kathiwar loses wisest statesman.

Mansukhlal Ravjibhai
( કાઠીઆવાડના રાજકીય નેતા )

(3)

Extremely sorry Great loss to family, community, friend, and states. Please accept sincere condolence

Dehlvi
( મે. દેહલવી સાહેબ બાર-એટ-લો )

( મોરબી રાજ્ય તરફથી )

(4)

Deeply grieved to hear Kalianrai Bhai's sad demise. In him the state loses trusted and faithful adviser and Province a wise statesman of ripe experience and broad views. Please convey my sincere condolence and sympathy to the family.

K. S. Lakhdhirji

( સ્વામી શ્રી ભારતીકૃષ્ણ તીર્થનો તાર )

(5)

Indescribably shocked by news about death

of sweet dear Kalyanbhai. Impartial judge, peerless Dharmic soul, my best personal friend, and Shardapeeth's greatest wellwisher. I feel personally bereaved and stunned for words. Letter follows.

Shankaracharya

Rajkot
23-5-22

( કાઠીઆવાડના સુપ્રસિદ્ધ નેતા
બેરીસ્ટર શુકલ )

My Dear Chhelbhai,

You will easily understend how pained and grieved I was to hear of the death of Kalianrai Bhai. I never thought that he would pass away so early. The whole of Kathiawad has suffered a grievous loss by his death. He was the most prominent Kathiawadi of the last generation.......

The province is passing through critical times At such a time his guidance was of the greatest importance to it. I need not say that to me his death is a great personal loss He was fearless, truth loving, and sound and always advised and acted in the best interests of the people and the rulers; one of his enviable qualities was that he could say right aud even, unpalatable things in a reasonable scholarly and unoffending way. I believe he was prepared for death and died as a pious Hindoo should. But ours is a great loss. We

cannot imitate his virtues.

D. B. Shukla

શ્રી રાજકોટ, પરા

તા. ૨૫-૫-૧૯૨૨

રા. રા. ભાઇ શ્રી ફુલભાઇ,

વડીલશ્રીના જવાથી તમો સૌ ભાઇઓને તથા કુટુમ્બને જે ખોટ પડી છે તે તો અસહ્ય છે; પરન્તુ એ શિવાય એમના સહવાસમાં આવેલ ભિન્ન ભિન્ન પ્રકારનાં અનેક મનુષ્યો, મંડળો રાજ્યો અને છેવટ સંન્યાસીઓ ઇત્યાદિક દરેકને એ ખોટ કદી પૂરાવાની નથી.

માત્ર કાઠીઆવાડને જ નહિ, માત્ર મુંબઇ ઇલાકાને જ નહિ, માત્ર તેના કુટુંબીઓને જ નહિ, માત્ર તેના સ્નેહીઓને જ નહિ, માત્ર તેના આશ્રિતોને જ નહિ, માત્ર તેની સલાહ ચાહનાર રાજ્યોને જ નહિ પણ સમગ્ર સમાજને, સામાન્ય જન મંડળને, એમની ખામી કદી પૂરાવાની નથી.

સદાનો તમારો સૌનો
રૂપશંકર ઉદયશંકર ઓઝાના
આશીર્વાદ

ભાવનગર

તા ૨૭-૫-૧૯૨૨

સ્નેહી રા. રા. ભાઇ શ્રી,

આપણી જ્ઞાતિમાં અનેક નરરત્નો થઇ ગયાં છે, તેઓએ કુટુમ્બને તાર્યું છે, જ્ઞાતિનો ઉદ્ધાર કર્યો છે અને રાજ્યને પણ સમૃદ્ધશાળી બનાવ્યુ છે; પરંતુ તે સમય આપણો પરમ ઉન્નતિ કાળનો હતો. પરંતુ જ્યારે સમય પ્રતિકુળ આવ્યો ત્યારે પણ કલ્યાણભાઈ એક નહિ પણ અનેક રાજ્યોનો દૃઢ વિશ્વાસ અને પ્રેમ સંપાદન કરવાને સંમર્થ થયા તે તેઓની સત્યપરાયણતા, દૃઢ નિશ્ચય, નીડરતા અને પ્રખર બુધ્ધિમતાનું જ પરિણામ હતું.

જુના અને નવા બંને જમાનાના તેઓ ઊંડા અભ્યાસી હતા. જુનાં અને

નવાં તત્ત્વો જે પરિણામે લાભદાયક થઈ પડે તેવાં તત્ત્વોનું સંમિશ્રણ કરી જીવનમાં ઉતારવાનો પ્રયત્ન કરવો તે તેઓનો નિત્ય ઉદ્યોગ હતો.

જમાનાને અનુકુળ કરી તેને અનુકુળ થવું એ તેઓનાં જીવનનો ઉદ્દેશ હતો, અને તેથી જ તેઓ સત્યથી વિચલિત ન થવા છતાં કાર્યસિધ્ધિ કરી શકતા હતા.

તેઓના જવાથી આપણી જ્ઞાતિને ખરેખર અપૂર્વ ખોટ પડી છે. ગુજરાત અથવા હિન્દુસ્તાનમાં આપણી જ્ઞાતિમાં કદાચ તેઓનાથી વિદ્યાના આડંબરમાં ચઢી શકે તેવા ગૃહસ્થો હશે; પરન્તુ તેઓના જેવું ચુસ્ત ચારિત્ર્ય અને રાજ્ય-કાર્ય-દક્ષતાવાળા પુરુષો તો હવે જ્યારે ઉત્પન્ન થાય ત્યારે ખરા.

માનશંકર પીતાંબરદાસના

સ્નેહપૂર્વક પ્રણામ

## દેશી રાજસ્થાનનો 'કોહીનૂર'
## સૌરાષ્ટ્રનો છેલ્લો મુત્સદી

સૌરાષ્ટ્રના રાજકીય જીવનના પરિચિત મનુષ્યોનો એક જ અનુભવ હોઇ શકે છે,—પુજ્ય કલ્યાણરાય જેઠા બક્ષી એ સૌરાષ્ટ્રનો છેલ્લો મુત્સદી હતો. કાઠીઆવાડમાં અનેક મોટા નાના દીવાનો અને કારભારીઓ છે, સર પ્રભાશંકર પટણી જેવા અમાત્ય છે, તથાપિ જેને શુદ્ધ મુત્સદીગીરી કહીએ તે તો માત્ર સ્દગત્ કલ્યાણરાયભાઇમાંજ ગોચર થતી હતી. ઘણા રાજકીય નેતાઓ, રાજકીય વિચારકો અને રાજકીય વહીવટદારોના અંગત સમાગમમાં આવ્યા પછી હું કહું છું કે કલ્યાણરાયભાઇ તો કલ્યાણરાયભાઇ જ હતા. વડોદરા જેવા મોટા દેશી રાજસ્થાનમાં પણ આ કોટીના કોઇ મુત્સદી નથી તો પછી બીજા દેશી રાજ્યોનું તો કહેવું જ શું? સત્યવકતા અને હૃદય વિરૂધ્ધ આચરણ નહિ કરનાર હોવાથી જ સદગત્ કોઇ રાજ્યમાં વરસો સુધી સ્થાયી થઇ શકયા ન હોતા. તેઓને માટે નવા યુગના મનુષ્યોમાં એવી છાપ પડી ગએલી કે તેઓ બીકણ હતા; પણ મારો તેઓની સાથેનો સમાગમ થયો તે દરમિઆન મને ખાત્રી થએલી કે, તેઓના જેવો કાઠીઆવાડમાં કોઇ બહાદૂર નર ન હોતો, અને અત્યારે પણ નથી. તેઓની અત્યંત ચોકકસ રહેવાની કાળજી તે બીજાને તેઓનું બીકણપણું લાગતું. સત્યનિષ્ઠ પણ તેઓ તેટલા જ હતા.

કાઠીઆવાડમાં જાહેર જીવન ઉત્પન્ન કરવાની મારી કોશીશોમાં મને સૌથી પહેલી સહાય તેઓએ જ આપી હતી. એટલું જ નહિ પણ મારી દોરેલી કાર્ય-રેખા બરાબર છે એવું વાંધો કોઈને કહેનાર પહેલા એઓ જ હતા. તેમ જ સક્રિય સહાયતા પણ કલ્યાણભાઈએ જ આપી. કાઠીઆવાડ રાજકીય પરિષદને માટે મેં મુકવા ધારેલી મર્યાદાઓમાં સ્વર્ગસ્થને એટલું બધું મહત્ત્વ લાગેલું કે તેઓએ છેવટ સુધી એમ જ કહ્યા કરેલું કે, " આ મર્યાદાઓ કાઢી નાખવાનુ ફળ કાઠીઆવાડની પ્રગતિ મંદ કર્યા શિવાય બીજુ હોઇ શકે જ નહિ. " પરિ-ષદનો છેવટ તેઓએ ત્યાગ કર્યો તે કોઇ બીકથી નહિ, પરંતુ તેઓને લાગતુ કે, મર્યાદા કાઢી નાખતાં કાઠીઆવાડનું અહિત થાય છે તેમાં હું કેમ ભાગીદાર બની શકું ?......

તેઓના સ્વર્ગવાસથી નાગર કોમે એક મહા પુરુષ ગુમાવ્યો છે, અને કાઠીઆવાડે એક ઉત્તમ પુત્ર ગુમાવ્યો' છે, પરન્તુ દેશી રાજસ્થાનોએ તો પોતાનો " મુત્સદી કોહીનૂર " ગુમાવ્યો છે.

તેઓશ્રીના આત્માને પ્રભુ શાન્તિ આપો.

મનસુખલાલ રવજીભાઇ મહેતા

મુંબઇ<br>જેઠ સુદ ૩, સોમ<br>સંવત ૧૯૭૮

( મુ. કલ્યાણભાઇના સહકારથી<br>કાઠીઆવાડ પરિષદના સ્થાપક )

C. M Shroff<br>મુખ્ય કારભારી<br>સ્ટ. રાજકોટ

( રાજકોટ દરબારી ગેઝેટમાંથી )

પ્રજામંડળ રાજકોટના સેક્રેટરી સાહેબો,

ખુદાવિંદ નામદાર ઠાકોર સાહેબે શ્રીયુત કલ્યાણરાય જેઠા બક્ષીના સ્વર્ગ-વાસના દિલગીરી ભરેલા સમાચાર કાઠીઆવાડ–ટાઇમ્સમાં દારજીલીંગ ખાતે વાંચતાં પ્રજામંડળને તથા સ્ટેટને તેમના સ્વર્ગવાસથી જે એક સરખી ખોટ પડી છે તેને માટે પ્રજામંડળ તરફ પોતાની દિલસોજી જણાવવા હમને તાર મારફતે ફરમાન કરેલ છે.

પ્રજામંડળ સંપૂર્ણ રીતે પ્રતિનિધિત્વવાળું કરવાને પરિપૂર્ણ અતિમાં મુકવા મરહુમે પુરતું આયુષ્ય ભોગવ્યું હોત એમ તેઓ નામદાર અંત:કરણથી ઇચ્છે છે.

C M Shroff
મુખ્ય કારભારી
સ્ટે. રાજકોટ

કાઠીઆવાડ હિતવર્ધક
સભા

રાજકોટ સીવીલ-સ્ટેશન
તા. ૧૯-૫-૧૯૨૨

......મરહુમે કાઠીઆવાડની સેવા જુદા જુદા સંસ્થાનોમાં પ્રમાણિકપણે, બાહોશીથી, અને રાજા તથા પ્રજા ઉભયનુ હિત લક્ષમાં ગણી લાંબા વખત સુધી બજાવી છેવટ તેમની નિવૃત્તિના વખતમાં શરીર-સંપત્તિ સારી નહિ હોવા છતાં જાહેર કામોમાં પોતાની કાર્યકુશળતા, વિદ્વતા, બહોળા અનુભવ અને શાન્તિમય આચરણથી અને ઉત્તમ અને અસરકારક બોધથી બજાવી કાઠીઆવાડના બધા વર્ગને આભારી કર્યાં છે તેમના અવસાનથી તેમના કુટુંબને તો ખોટ પુરી છે પણ આ બારીક સમયમાં આખા કાઠીઆવાડની જાહેર પ્રવૃત્તિને ધક્કો લાગ્યો છે અને તેમની ખોટ પુરવી મુશ્કેલ છે.

દલપતરામ ભગવાનજી શુકલ
પ્રમુખ
કાઠીઆવાડ હિતવર્ધક સભા

શ્રી સેવા સમાજ

રાજકોટ
તા. ૩૦-૫-૧૯૨૨

પ્રિય ભાઇઓ,

મુરબ્બી કલ્યાણરાયભાઇના દેવગત થવાના ખબર સાંભળી અમારી સમાજ ઘણી જ દિલગીર થઇ છે. મુરબ્બી શ્રી અમારી સમાજના એક સાચા અને

ઉપયોગી સનાહકાર હતાં ખરેખર અમારી સમાજે એક સાચા સલાહકાર ગુમાવ્યા છે.

જેવી રીતે સુગમી શ્રી અમારી સમાજ તરફ સહાનુભૂતિ તથા પ્રેમભાવ ધરાવતા હતા તેની જ રીતે આપ સૌ ભાઈઓ સમાજ તરફ સ્નેહભાવ રાખશો એવી પ્રાર્થના છે

લી. સેવક
વ્રજલાલ પ્રાણજીવન પારેખ
મંત્રી સેવા-સમાજ
રાજકોટ

Rajkot C S
Dated 25th
May 1922

To

Labhshanker Kallianrai Baxi Esqr

Dear Sir,

We beg to convey our sense of deepest sorrow on the very sad demise of your father Kalianrai J Baxi He was one of the leading citizens in the whole of the Presidency and througnout his long and meritorious career he always distinguished himself by extraordinary intelligence, indefatigable industry and above all by exemplary character both in private and public our Presidency has lost in him a great statesman, and a great and independent thinker who would never be swayed by any influence however great or magnetic

Kathiawad has lost in him a highly conspicuous

figure whose advice was eagerly sought and followed at one time or the other by almost all the Native States, by private and public bodies working for some definite good and even by Political officers in certain intricate state problems Our community has lost in him the only great leader able to settle satisfactorily all questions of controversial nature and to guide it on lines of real progress and prosperity.

We are
Dear Sir,
Your sorrowing sympathisers
H, P. Dholakia
Ratilal G Dholakia
Managers
Saurastra High School
Rajkot C S

પરમ પ્રિય ફુલભાઇ,

આશીર્વાદ મને દવેજીના કાગળથી શ્રીયુત કલ્યાણભાઇના પરલોક પ્રયાણના ખબર મળ્યા એથી મને કાઠીઆવાડમા ખરે સમયે પૂર્ણ વિચાર સાથે પ્રગતિને ચાહનાર સત્ય પ્રેમી, દઢાગ્રહી અને શાંત નેતાની ખોટ પ્રજાના દુર્ભાગ્યે પડી એમ લાગ્યુ એટલુ જ નહી પણ ઉદીયમાન પ્રભાસપાટણ શારદાપીઠને પણ તેની ખોટ જ પડવાની યદ્યપી તમને તો શિરછત્ર ગુમાવ્યાની અંત કરણમા ઊંડી પીડા હોય જ. કારણ કે પોતાના બાળકોને વિચાર સ્વાતંત્ર્ય આપનાર માબાપ તરીકે મે તો એમને એકને જ ભાળ્યા હતા પણ જ્યારે કાઠીઆવાડ રાજકીય પરિષદ્, રાજકોટ–પ્રજામંડળ વગેરે લોકહિતચિંતક સંસ્થાઓનો વિચાર કરૂં છુ, તથા તેમણે કરવા ધારેલુ વેદ પુરાણ અને સ્મૃતિઓનુ તાત્પર્ય બોધક એકીકરણ તરફ લક્ષ દઉં છુ, તેમ જ તેમના મંદવાડને લઇ પુરા નહી લખી શકાએલ એવા પોતે મનન કરી યોજેલ આત્મ રક્ષા ધર્મ વિષયક વિચારો તરફ લક્ષ દઉ છુ ત્યારે તેમનો અંતર્ભાવ વસુધૈવ કુટુંબકમ માની તે સર્વની

જ તે પ્રમાણે સેવા કરવાં તત્પર થયા હતા, એમ અનુભવી, નિષ્પક્ષપાત, ન્યાયપરાયણ, સદાગ્રહી, સત્યપ્રેમી, સચ્ચરિત્ર સજ્જન ગૃહસ્થની ખોટ સમસ્ત કાઠીઆવાડ ગુજરાતને પ્રધાન અંશે પડી છે, અને તેથી તે પ્રદેશના સુજ્ઞ નિવાસીઓ તમારી પેઠે જ દુખી થાય છે; એ વિચારથી ધૈર્ય રાખવાનું આત્મબળ તમોને આવી મળશે જ એમ મારૂં માનવુ છે. તથા એવા લોકોત્તર પુરુષના વંશ જ તરીકે સ્વભાવ સિદ્ધ સદ્ભાવ ગૌરવ પણ અંતરમાં પ્રગટ થતાં આવાં કષ્ટમા પણ પરમેશ્વરના દિવ્ય અનુગ્રહનો લાભ વિચાર દૃષ્ટિથી જોઇ શકશો.

| | |
|---|---|
| મુંબઇ<br>અષાડ વદ ૨<br>મંગળ | એ જ<br>શુભેચ્છક<br>સ્વામી ત્રિવિક્રમ-ભારતી |

Camp Jwalapur
dated 15-6-1922

To

Chiranjivis K. Bakshi
1 Labhashanker K. Bakshi
2 Mulshanker K. Bakshi
3 Phulshanker K. Bakshi
4 Himatlal K. Bakshi
5 Lalshanker K. Bakshi

My dear young friends,

Chiranjivi Himatbhai's post card has shocked and stunned my heart. I had been wondering why I had not at all heard from Kalyanbhai since mid-May. Aad now Himatbhai's card announcing the sad event of 22-5-1922 has explained it. I feal the blow too keenly to-day to be able to write about it. I reel and stagger there-under so much

so that I shall have to take some time to gather my thoughts, regulate my emotion and put my ideas down on paper. This I shall do in the shape of an " In Memoriam " obituary notice to be published over my own signature.

Cordially and sincerly
Yours
Swami shri Bharti-Krishna Tirtha

In Memoriam,

Kalyanrai Jetha Bakshi
By
Jagadguru Shri Shunkera-Charya

The news that we have just received of the shuffling off of his mortal coil by sweet dear Kalyanrai Jetha Bakshi of Rajkot has shocked and stuned onr heart.

We here are to-day concerned only with what we ourselvis knew from intimate personal experience about his character and his connection with our Shardapeeth.

Indeed the gratitude which the Peeth, Shri Guru Swami and We owe to him is immeasurable and unrepayable.

He passed away on a most auspicious day-Ekadashi and Monday-signifying to us his passage to celestial regions to be envied. We know not what his very last words and thoughts were, but

